પ્રકાશક—
લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા
છાણી ( વડોદરા સ્ટેટ ).

ગ્રન્થાંક ૯

વીર સં. ૨૪૬૪ : : આત્મ સં. ૪૪
પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦.
વિક્રમ સં. ૧૯૯૫ : : ઈ. સ. ૧૯૩૯.

મુલ્ય આઠ આના

મુદ્રક : શા અમરચંદ બહેચરદાસ.
બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ
પાલીતાણા

સહાયક,
સ્વર્ગસ્થ ધર્મપ્રેમી, ગૌતમભાઇ ઘેલાભાઇ પડુવા
શીપોર ( વડોદરા સ્ટેટ. )



શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ

શ્રી મહોદય પ્રેસ

# નિ....વે....દ....ન

જે પૂજ્ય મહર્ષિના નામ સાથે અમે અમારી ગ્રન્થમાલાનુ નામ જોડી કૃતાર્થ થયા છીએ તે પૂજ્ય ગુરૂદેવ શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજજીએજ બનાવેલ તત્ત્વન્યાયવિભાકર, વૈરાગ્યરસમજરી અને ચૈત્યવન્દન ચતુર્વિંશતિ એમ ત્રણ સંસ્કૃત ગ્રન્થોના પ્રકાશનનુ સૌભાગ્ય પ્રાપ્ત કર્યા પછી વાચકોની સેવામા તેજ મહર્ષિના સયમ અને સસ્કારના આદર્શ સમા તેજસ્વી જીવનને રજુ કરતા હર્ષાવેગથી પુલકિત થઇએ એ સ્વાભાવિક છે

આ જીવનમા તે વિશ્વવદ્ય સતશિરોમણિએ કરેલા શાસન-હિત અને જનકલ્યાણ કાર્યોનુ સૌ કોઇને ઉપયોગી થાય તેવી સીધી, સાદિ અને સરલ ભાષામાં નવીન પધ્ધતિએ આલેખન કરવામા આવ્યુ છે

આ પુસ્તકમા પૂજ્યશ્રીના જીવનને સમજવામા ઉપયોગી થાય તે માટે વીસ ઉપરાત ફોટાઓ મૂકવામા આવ્યા છે બીજા પણ ફોટાઓ મૂકવાની ઇચ્છા હોવા છતાય કેટલાક બ્લોક ન બનાવી શકાય તેવા સાફ ન હોવાથી અને કેટલાક જહેમત લેવા છતાય ન મલવાથી મુલતવી રાખવા પડયા છે

જો કે પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમા બે ધર્મપ્રેમી સદ્‌ગૃહસ્થોએ સારી સહાય કરી છે, છતાય નજેવી માત્ર આઠ આના કિંમત રાખવાનો હેતુ એટલોજ છે કે, તેનો દુરુપયોગ ન થતા જરૂરીયાત્ વાળાઓ ખપ પૂરતી નકલોજ લે

પ્રસ્તુત પ્રકાશનમાં વિવિધ રીતિએ સહાયક બનાર સર્વનો અભિનન્દન સાથે આભાર માનીયે છીએ

પ્રકાશક



# પ્રાક્-પ્રસ્થાન

પ્રિય પાઠકો! સંસારની વિશાળ સપાટી પર માનવ જીવને જીવવું એ જટિલ સમસ્યા ભર્યો ગહન અને મનનીય પ્રશ્ન છે. બગીચામાં નાના મોટા મનોહર અને કઢંગા (બેડોળ) સેંકડો છોડવાઓ જન્મે છે અને નિર્મૂલ બને છે, પણ જલસિંચન, પાલન પોષણ, ગૌરવ, પ્રતિષ્ઠા, આદર સન્માન–આદર્શતા તેજ છોડવાઓ મેલવે છે કે, જેઓ સુંદર નેત્રાભિરામ વિવિધરંગી વિકસ્વર કુસુમોના ગુચ્છાઓ સમર્પે છે. સુવાસ વિસ્તારે છે, હજારોના હૃદયોને ઠારે છે અને વિકસિત બનાવે છે.

વિશાલ વિશ્વની વિવિધતાના વિમર્શો કરવા બેસીએ, તો અનેક રંગો ઢંગો દેખાઈ આવે છે; કોઈ માનવ ઉન્નત જીવને જીવે છે, કોઈ

મનુષ્ય અધોગામી અને તિર્ય્કગ્ગુીય જીવને જીવે છે, કોઈ માન પ્રતિષ્ઠાના પેગામ મંત્રોના પાઠો ભણવામા મશગુલ બન્યા છે, તો કોઈ જીવન પ્રવાહમા આવતી ભયંકર વિપત્તિની જાળીઓ પ્રભેદવા બનતા કાનતગ કરી જીવનની ' ઇતિશ્રી ' માની બેઠા છે, કોઇ માનવોના જીવન જંગલી જાતોની જંજાલમા ઝડપાયા છે, તો કેઇક ઐહિક તુચ્છ સુખાભાસામા ગુલતાન છે, તો કઈક ન મેળવેલા નવા નવા ભોગ સાધનો મેલવવામા મસ્તાન છે

કેઇક પુણ્યવંત આત્માઓ સંસારની ભયંકરતા, નીરસતા, અને પ્રકૃતિ વિરસતા સમજી ઉદાસીનતા અને વિરક્તતાની દશામા સહજાનંદ લૂટે છે કેઈક સુગુણુજ્ઞો સજ્જનોના સમુજ્જ્વલ ગુણવૃન્દને ધારી અને ઉચ્ચારી સ્વજીવ્હવા તેમજ હૃદય ઉભય પુનિત બનાવી રહ્યા છે, તો કઇક વ્યક્તિઓ વિવિધ તત્ત્વજ્ઞાનના તાત્ત્વિક વિષયોની વિચારણામા મનના તીવ્રતારો પોરવી રહ્યા છે

આ અખિલ ઉર્વી પટ ઉપર આવી અનેકધા ઉદ્દામ પ્રવૃત્તિઓના પૂરો જોરશોરથી વહે છે કેટલાકોની પ્રવૃત્તિઓ પ્રશસ્ત છે, જ્યારે કેટલાકોની પ્રવૃત્તિઓ—સંકલનાઓ અપ્રશસ્ત અને ઉપેક્ષ્ય છે. સહુ કોઇને પ્રવૃત્તિઓનુ પરિણામ ઈપ્સિત સુખજ છે, પરંતુ વાસ્તવમા સુખ ક્યા છે ? સાચુ સુખ શાથી સાંપડે છે, સાચા સુખના ઉપાયો ક્યા સંલબ્ધ થાય છે, એના જાણ અને સાધક માત્ર અંગુલિના ટેરવા ઉપર ગણાય તેટલાજ છે

માનવોનુ ભેજુ એટલે તત્ત્વ તન્તુઓનુ ઘુંચળુ અથવા કલાઓનો ભંડાર કહીએ તોય ચાલે ! ભેજામા દુર્વાતાવરણનો કે વિષય વિચારોનો ભેજ ઘુમે, તો તો તે તત્ત્વ તંતુઓ અવળી અને અંજળ સૃષ્ટિ સર્જે છે રંગબેરંગી ક્ષણિક્ની પદાર્થોની પ્રીતિ મેલવવાની ઝંખનામાં, તે ભેજ, જીવનની સમાપ્તિનો નાશ કરે છે સુસંસ્કારોથી સુંદર અને શાંતિ ભર્યા વાતાવરણથી, આદર્શ અને ઉદ્દામ પુરૂષોની સંગ-

તિથી તેજ ભેજાના તત્ત્વ તંતુઓ અખંડ ઉત્સાહી બનાવી. માનવોના વર્તનમાં અનેરૂ ઓજસ્ આંજે છે.–જીવનમાં નવ પ્રાણ પૂરે છે. દુર્ઘટ અને અશક્ય કાર્યોની અણચિંતવી સિદ્ધિ પ્રાપ્ત કરાવે છે, "જેવું વૃક્ષ તેવી છાયા" જટાજુંડ વૃક્ષની પહોળી અને શીતલ છાયા શ્રમી માનવોને વિશ્રામનિકેતન બને છે, જ્યારે લાંબા તાડવૃક્ષની છાયા ન તો કોઇને ઉપયોગી થાય છે, કે ન તો ઉપકાર વિસ્તારે છે! ભેજાના વાયુનો ધક્કો માનસ પર વટ પાડે છે, માનસનો પાવર વિચારો પર જોમ જમાવે છે. વિચારોનો પ્રકાશ આચરણ પર પથરાય છે અને આચરણની છાયા સજ્જન વર્ગમાં ઓપાય છે–અંકાય છે.

કોવિદતા કે કલાવિજ્ઞતા અશક્ય નથીજ પણ તેનો સુકાલમાં ઉપયોગ કરવો, તેના પ્રતાપે સેંકડો નહિ બલ્કે હજારો માનવોને સન્માર્ગમાં નિયુક્ત કરવા, એ રાધાવેધોપમ અતીવ કઠિન છે. લક્ષ્મી મેલવવી જેટલી કઠિન નથી તેનાથી કેઇ ગુણુ સુક્ષેત્રમાં વ્યય કરવી એ કઠિનતમ છે! લબ્ધ કલાઓનો સદુપયોગ લેખક લેખિનીથી, કવિ ભાવવાહિની કૃતિઓથી, વક્તા રોમાંચક વચનશૈલીથી કરી શકે છે.

વિકાસ માર્ગ દર્શાવવો, જીવનોને ઉજવાળવાં, માનવોને માર્ગસ્થ બનાવવા એ બધાયનું નિદાન સતકલાઓનો સદુપયોગજ હોઈ શકે! મેળવેલ કળાઓનો દુરૂપયોગ થતાં અનેકો ઉન્માર્ગની ઉંડી ખાઈમાં વિશ્વાસથી ઘસડાઇ જાય છે!

સુજ્ઞજન સહકારી, વિપુલ અને સમૃદ્ધ, સાહિત્યક્ષેત્ર, લેખકોએ ઘણું-કાંઈ મૂક્યું છે! પરંતુ વિકાશમાર્ગનું સાધક અને અવક્રાન્તિનું બાધક સાહિત્ય વિરલજ જડે છે. બિભત્સ, કાલ્પનિક અને શૃંગારસૃષ્ટિ ખડું કરનારૂં સાહિત્ય જેટલા પ્રમાણમાં ઉભરાય છે તેટલા પ્રમાણમાં સંગીન અને ઉપકારક સાહિત્ય અલ્પજ મલે છે એ દીવા જેવું છે. જે સાહિત્યના અવલોકનથી વિષય વિવશતા વધતી જતી હોય, જડબુદ્ધિ

પેદા થતી હોય, સ્વચ્છંદતા અને ઉદ્ધતાઈની ઊંડી જડ જામતી હોય તો તે ગમે તેટલા બહોળા પ્રમાણમા હોવા છતાય જનતાને શ્રાપ રૂપ છે

આધુનિક ઉન્માદી યુગમા લેખક કે વક્તા પર નિરંકુશતાનો ખીલો ઘર કરી બેઠો છે જેને જેમ ફાવે તેમ લખે, પ્રચારે અને સભાપે, ઉદ્દામવાદી યુવકોની દુર્ભાવનાનુ દુર્દાન્ત નિદાન જો કોઇ હોય તો નિરંકુશતાથી પ્રચાર પામતુ સ્વચ્છંદી અને રતીય સાહિત્ય કા ન માનીએ ? સિટીંગો, મંડળો, સમાજો, સભાઓ, સમિતિઓ અને કલબો વિગેરેની છાયા નીચે યુવકો ધર્મના નામે મીટ માડી ગયા છે, ધર્મના મૂલમા કુઠારાઘાત આદરી ગયા છે, ધર્મોદ્યના નામે અપભ્રાજના ફેલાવી ગયા છે ને બધાય બગાડનો હેતુ કલ્પનાઓથી અને મનોવાંછિત મોકલા ફ્યાનકોથી પ્રચારતુ સાહિત્ય જ હોઇ શકે ! માનવ સંસ્કૃતિ આર્ય સિદ્ધાતોના પુષ્ટાગપર અજોડશ્રદ્ધાલુ બને, એક પણ પ્રવૃત્તિ સિદ્ધાત વિરુદ્ધ ન આચરે તેમજ વિકાશસાધક વાસ્તવિક સાહિત્ય અવલોકતા શીખે, તો વિજય કાલેજ છે ! જેઓ પર ભાવિ ઉદયની ઉમદા આશાઓથી સુચારૂ ચક્ષુઓ મીટ માંડે છે, તે નવ યુવકોને નથી પડી સિદ્ધાતોની કે ઊપકારક સાહિત્ય પ્રચારની ! જમાનો તાણે તે બાજુ તણાવુ, લોક ગાય તેમ ગાવુ એજ તેઓનુ મનસ્વી મંતવ્ય છે

જ્યારે આવી ભયંકર પરિસ્થિતિમા ઊપકારક અને જનપ્રિય સાહિત્યનુ સર્જન અને પ્રચારની પ્રથમ તકે અનિવાર્યતા આવશ્યક છે ધર્મ વિમુખીઓના આક્રમણ તીરને અટકાવવાના સભ્ય સાહિત્ય અને તેનુ અવલોકન અજોડ સાધન રૂપ છે એ બીલકુલ સ્વાભાવિક છે

સાહિત્યક્ષેત્રમા સાહિત્યની વૃદ્ધિ પ્રતિવર્ષ નહિ, પ્રતિમાસ નહિ પણ પ્રતિદિન થતીજ જાય છે, એક બાજુ સૂર્યનો ઊદય થવો અને બીજી બાજુ નાનાવિધ નૉવેલો, રસકથાનકો, કલ્પના કોશો અને નવ

અને કેવલ ભાપાડંબરી ક્ષુદ્ર અને કાલ્પનિક સાહિત્ય કેટલું હાનિકારક હોય છે એ સ્પષ્ટ કરવું અત્રે આવશ્યક હતું અને તે સ્પષ્ટ કર્યું છે.

હું જે મહાપુરૂષના જીવનવૃત્તને આલેખી જનવર્ગ સમક્ષ રજુ કરવા માગુ છું તે મહાપુરૂષ કોણ છે? તે બતાવવું આવશ્યક મનાશે.

ન્યાયામ્ભોનિધિ પંચાલદેશોદ્ધારક જગપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીમદ્ **વિજયાનંદસૂરીશ્વરજી** ( આત્મારામજી ) મહારાજના પટ્ટાલંકાર સદ્ધર્મરક્ષક નિઃસ્પૃહીચૂડામણિ જૈનાચાર્ય શ્રીમદ્ **વિજયકમલસૂરીશ્વરજી** મહારાજના પટ્ટપ્રદ્યોતક વ્યાખ્યાન વાચસ્પતિ કવિકુલકિરીટ, **જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ** જેઓ પોતાની અજોડ વ્યાખ્યાનકલાથી સ્વપર સિદ્ધાંતોના અગાધ અને અસાધારણ જ્ઞાનથી, અદ્દભુત અને અલૌકિક પ્રમોદકર કવિત્વ કૌશલ્યથી, અનેક સ્થલે વિચરી ઉપકાર સરિતા વહાવી રહ્યા છે.

ચરિત્ર નાયકનું નામજ જગમાં ગૌરવ અને સત્ત્વ ભર્યું છે, એટલુંજ નહિ પણ ગુણ નિષ્પન્ન છેજ! એ કોને અજાણ્યું છે? જ્યારે જમાનાના ગરમ વાયરા વાયા, ધર્મ વિમુખીઓ તરફથી વિવિધ જાતની વિઘ્ન વાદળીઓ વિસ્તારાઈ ત્યારે કલાનિધાન આ ચરિત્ર નાયક મહાપુરૂષે તે બધાયની દરકાર રાખ્યા સિવાય જિનમાર્ગની સાચી પ્રરૂપણા અને સત્ય ભાષિતાથી ગરમ વાયરાઓને ઠંડા બનાવ્યા તેમજ વિઘ્ન વાદળીઓને વિખેરી નાંખી ખરેખર કટોકટીના સમયમાં પણ ચરિત્ર નાયકે પોતાની શાસન પ્રત્યેની જવાબદારી અને ગૌરવ તેમજ આગમ પ્રત્યેનું બહુમાન જાળવી રાખ્યું છે. નહિ કે, જમાનાને રીઝવવા જેમ હાલ્યું તેમ હાલવા દીધું; એ સગવડીઓ સિદ્ધાન્ત ચરિત્ર નાયકના શ્રદ્ધા—અંગને અદ્યાવધિ રજ પણ સ્પર્શ્યો નથીજ! તેમ તેઓશ્રીની કારકીર્દિ અને પ્રવૃત્તિઓ સચોટ કરેજ છે! જ્યાં અને ત્યાં જ્યારે ને ત્યારે ચરિત્ર નાયકનું શ્રદ્ધા—બલ, જ્ઞાનબલ ને આત્મબલ અપરિમિત ઝળકી ઉઠ્યું છે અને ઉઠે છે.

ક્રમશ આ ચરિત્રમા ચરિત્રનાયકના જીવન પ્રસંગો ઉપકારક હોઈ આલેખવામા આવ્યા છે

બાલવયમા સદ્ગુરૂનો સગ અને ધર્મ પ્રેમ, સસારથી વિરક્ત ભાવ સયમ સ્વીકારતાય પણ ચરિત્ર નાયકની ઝળકી ઉઠતી મનો દાર્ઢ્યતા, તીક્ષ્ણમતિ, નિતાન્ત અભ્યાસ, ઉત્કટા અને ઉદ્યમ, ગુરૂ સેવાની સુભાવના, પગપાળા પર્યટન, આર્યસમાજીઓ, વેદાન્તિઓ, સ્થાનકવાસીઓ અને દિગબરો સહ અનેકધા થયેલ શાસ્ત્રાર્થો, અનેક સ્થલોએ બજાવેલો જિનધર્મનો વિજયડકો, ઉજ્જવલ ગુણવૃન્દથી આકર્ષાઈ સ્વગુરૂ દેવે તેમજ બહોળાજન સમૂહે મલી સમહોત્સવ સમર્પિત કરેલ સુપદો, વિવિધ તીર્થોના ચરિત્ર નાયકની નિશ્રામા નિકળેલ યાત્રા સઘો, અનેકધા ધર્મ મહોત્સવો, કટોકટીના પ્રસગોમા પણ અડગતાથી કટિબદ્ધ બની બજાવેલ ધર્મસેવાઓ, અજોડ વક્તૃત્વ કલા, કવિત્વ શક્તિ, ગ્રન્થ ગુથન મતિ, પઠન પાઠનની ખતથી અવિરત પ્રવૃત્તિ, વિગેરે વિગેરે વિષયો આ ગ્રન્થમા સારી રીતે વિવેચાયા છે

જે પરમ તારક ચરિત્ર નાયકના જીવન વૃત્તાતને ભક્તિ ભર્યા અન્ત કરણથી મે આલેખ્યુ છે, તે મહાપુરૂષ ચિરજીવી, ચિરયનસ્વી અને ચિરજયી રહો ! એ અમર જ્યોતિની દીપ્તિ અને કીર્તિ જનતાના હૃદય પર ઉજ્જ્વલ પ્રકાશના કિરણો સદૈવ પાથરો ! ગચ્છની સમાજને સદૈવ પથ પ્રદર્શક બનો ! ભવ્ય જીવાત્માઓને ચરિત્ર નાયકના અન્ત કરણની દયા લાગણીઓ સચેતન બનાવો ? અખિલ શ્રદ્ધાળુ વર્ગમા ધર્મ પ્રાણ પૂરો ! એ કવિકુલકિરીટ ચરિત્ર નાયકનો તાત્ત્વિક ધર્મોપદેશ શ્રોતૃવૃન્દમા સતત આત્મસામર્થ્ય સચારો ! ?

અતુલ જ્ઞાનધર ચરિત્ર નાયકનુ જીવન વૃત્તાત હુ માનુ છુ કે, જનતામા જરૂર આદર પામશે કારણકે, ધર્મપ્રધાન પુરૂષની જીવન કથાઓ ખરેખર સુરૂચિકરજ હોય છે

સુજ્ઞ મહાશયોને પ્રાન્તે નમ્ર અને આવશ્યક સૂચન છે કે, જરૂર એકવાર આ ગ્રંથ આદ્યંત અવલોકશોજ સાથે સાથે ગહન્ત્વના આદર્શ પ્રસંગો હૃદય દર્પણમાં પ્રતિબિંબિત પણ કરશોજ । જેથી ત્યાગની અભિરૂચિ શ્રદ્ધા અંગની પરિપુષ્ટિ અને વિકાસ માર્ગની સાધના સ્હેજે સાંપડશે, જેથી લેખક પણ કાંઇક અંશે સફલશ્રમી બને । એજ અભ્યર્થના સાથે વિરમું છું.

ક્રમાદી.

ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્યશ્રી
વિજયાનન્દ સૂરીશ્વર મહારાજના
અનન્ય પટ્ટધર પ્રૌઢ સદ્ધર્મસંરક્ષક નિસ્પૃહ ચૂડામણિ
જૈનાચાર્ય શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર
મહારાજના પટ્ટ પ્રભાવક
કવિકુલકિરીટ વ્યાખ્યાન વાચસ્પતિ જૈનાચાર્ય
શ્રીમદ્ વિજયલબ્ધિ સૂરીશ્વરજી
મહારાજના શિષ્ય પરિવારનું વંશવૃક્ષ

સદ્ધર્મસંરક્ષક ક્ષમાશ્રમણ જૈનાચાર્ય
શ્રીમદ્વિજય કમલસૂરીશ્વરજી
મહારાજના પટ્ટ પ્રભાવક

આચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિ સૂરીશ્વરજી મહારાજ

આચાર્ય શ્રી વિજય લક્ષ્મણ સૂરિજી મહારાજ

આચાર્ય શ્રી વિજયગંભીર સૂરિજી મહારાજ

ઉપાધ્યાયશ્રી ભુવનવિજયજી મહારાજ

પંન્યાસશ્રી નવીનવિજયજી મ.

પંન્યાસ શ્રી પ્રવીણવિજય મ.

પૂ૦ આચાર્યશ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના
શિષ્ય પરિવારનું વંશવૃક્ષ

ખાં પી પ્રેસ–પાલીતાણા

## સૂરિશેખર—સ્તવન

( રાગ-વિછુડારી વાલી પીવર ચાલી હો )

સૂત્ર તણા અભ્યાસી ગુરુવર, આવ્યા હો સાંવરીયા,
રિષભાદિક જિનના ગુણ ગાયા, સ્તવને હો સાંવરીયા સૂત્ર. ૧
ચૂલુક કરીને વાધા ભાવે, જિનજી હો સાવરીયા સૂત્ર ૨
ડામાડોળ ન મનમા જેના, ધ્યાયા હો સાવરીયા. સૂત્ર. ૩
મગણ ભગણના ભેદ ન ભૂલ્યા, સ્તવને હો સાવરીયા સૂત્ર. ૪
ણિસમ કાવ્યે મૂર્ધન્યતાથી, સૂરિવર હો સાંવરીયા સૂત્ર ૫
વિશ્વવિખ્યાત કવિકુલકિરીટ, કહાયા હો સાંવરીયા સૂત્ર. ૬
જગમાં વિચરી અવિચળ કીર્તિ, પાયા હો સાંવરીયા. સૂત્ર. ૭
યગના ભોગી મહાવીર શાસન, સ્થભા હો સાવરીયા સૂત્ર ૮
લબ્ધિ તણા સ્વામી ગૌતમની, પાટે હો સાંવરીયા સૂત્ર. ૯
ધિક કરીને ઝહેરી વિષયો, વામ્યા હો સાવરીયા સૂત્ર ૧૦
સૂરિશેખર પ્રગટાવી સવિતા, આત્મે હો સાંવરીયા. સૂત્ર ૧૧
રિમ કરી રાગોને દેખી, અમૃત હો સાવરીયા સૂત્ર ૧૨

---

# શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાલા



| | | |
|---|---|---|
| ૧ | જૈન વ્રતવિધિ સંગ્રહ ... ... ... | ૦-૮-૦ |
| ૨ | હીરપ્રશ્નોત્તરાણિ ... ... ... | ૦-૧૨-૦ |
| ૩ | શ્રીપાલચરિત્રમ્ ... ... ... | ૦-૦-૦ |
| ૪ | તત્ત્વન્યાય વિભાકર ... ... ... | ૦-૮-૦ |
| ૫ | પંચસૂત્રમ્ ... ... ... ... | ૦-૦-૦ |
| ૬ | હરિશ્ચન્દ્રકથાનકમ્ ... ... ... | ૦-૦-૦ |
| ૭ | વૈરાગ્યરસમંજરી ... ... ... | ૦-૦-૦ |
| ૮ | ચૈત્યવન્દનચતુર્વિંશતિ ... ... ... | ૦-૨-૦ |
| ૯ | કવિકુલકિરીટ ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૦ | મૂર્તિમંડન ... ... ... ... | પ્રેસ |
| ૧૧ | આરંભસિદ્ધિ ... ... ... ... | " |

ચંદુલાલ જમનાદાસ શાહ, છાણી

दुष्कर्मपुष्पदविनाशनमत्तहस्ती
सच्छास्त्रसागरसमुल्लसनैकचन्द्रः ।
भव्याब्जसन्ततिविकासनहेलितुल्यः
जीयात्सलब्धिमुनिपो गुणपुष्पवृक्षः ॥

જૈનરત્ન વ્યા૦ વા૦ કવિકુલકિરીટ સૂરિસાર્વભૌમ જૈનાચાર્ય



શ્રીમદ્ વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજ

શ્રી બહાદુરસિંહજી પ્રી. પ્રેસ—પાલીતાણા

# પ્રકરણ ૧ લું.



ભારતવર્ષના ભૂષણ સમાન ‘ ગુજરાત દેશ ’ અતિ પ્રસિદ્ધ છે ગુજરાતનું ઝળહળતું ગૌરવ, ઝગમગતી જાહોજલાલીની સાગર ઉર્મિઓ, ઉજ્જવળ કીર્તિ, સોહામણી સમૃદ્ધિ, સુરમ્ય સૌન્દર્ય વગેરે વિશિષ્ટતાઓ, ઈતિહાસવેત્તાઓએ ઈતિહાસના પાનાઓમા સવિસ્તર સુવર્ણાક્ષરે આલેખી છે તે ગુજરાતને ગૌરવ, કીર્તિ, સમૃદ્ધિ, સૌન્દર્ય અને આબાદિ, અર્વાચીન સમયમા પણ જેવીને તેવીજ, અનાયાસે સ્વય વરેલ હોય, તેમ ગુર્જર–અનુભવિઓ ચોક્કસ રીતે માને છે, એ નિર્વિવાદ છે ગુર્જરની પૂર્વમાં માળવા, પશ્ચિમે ગિરિનગર, ઉત્તરે ઝાલોર, અને દક્ષિણે, ખાનદેશ આદિ દક્ષિણ

પ્રદેશ છે. જનતા જન્મથીજ સરળ, ઉદાર, ગંભીર તેમજ શાન્ત પ્રકૃતિને ભજવા વાળી હોઇ, ક્લેશ, વેર-ઝેર, કુસંપ, કપટ વગેરેથી પર રહેનારી છે. એમ તેઓની વ્યવહારૂ વર્તણુંકો ઉપરથી સમજી શકાય છે. ગુર્જરનું વસ્તિપ્રમાણુ સવાક્રોડ આશરેનું છે, અને જૈન કોમ આશરે પાંચલાખની સંખ્યાવાળી છે. જે પવિત્ર ભૂમિમાં પરમાર્હત કુમારપાળ ભૂપાલ, ધીર જગડુશા, વસ્તુપાળ તેજપાળ આદિ નરરત્નો, વીરરત્નો, તેમજ ગુણરત્નોએ જન્મ લઈ, કટોકટીના સાંકડા સંયોગોમાં પણુ, ધર્મ પરાયણુ રહી, શત્રુ રાજાઓના આક્રમણુરૂપ ઝંઝાવાતોની સામે અડગ અને અડોલ રહી, સ્વશૌર્યદ્વારા. ( romance ) ગુર્જરની ગૌરવ ભરી અવિચળ કીર્તિને, કેઇ ગુણી સૌરભવતી બનાવી છે; અને સ્વ-બાહુબળથી પ્રાપ્ત કરેલ પોતાની તે યશોમાળાને ગુર્જર વસુધાના કંઠે ઠવી ગયા છે. ખરેખર ! 'ગુર્જર ભૂમિ', એ ભારતવર્ષનું સર્વ સૌન્દર્યમય અજોડ ભૂષણુ છે ! તેથીજ કહેવું પડશે કે, 'એ ગુર્જર, એ ભારતવસુધાનું હૃદયરૂપજ છે. આ પ્રદેશમાં ઘણાએ રણશૂરો, કેઈક ધર્મોપદેષ્ટાઓ, અનેક ઇતિહાસવેત્તાઓ, કેઈ તો ધર્મ માટે પ્રિયતમ-પ્રાણુ પાથરનારાઓ, અને કેઇ અપ્રતિમ ત્યાગ મૂર્તિઓ થઈ ભૂમિની વિશદતાને વિસ્તારી ગયા છે.

## ચોવટીયું ચુંઆલ:—

હવે આવા ગુર્જરના ઉત્તર વિભાગમાં, '**ચુંઆલ**' દેશ અતિ વિખ્યાત છે. પ્રાચીન ઈતિહાસ અવલોકતાં તથા દેશની જુની આબાલ ગોપાલ ગવાતી કહેતીઓ અનુસાર—

**"વિજય સોલંકી તે રાજમણી છે**
**ચકએ ચારસો ચુંઆલનો ધણી છે.,,**

ચોક્કસ થાય છે કે પૂર્વે, વિજયસોલંકી નામાલંકૃત પ્રજાવત્સલ તેમજ સમરાંગણુના મોખરે રહી શત્રુદલને ઝોસીલું એમ દાખવી

પીઠે હદ કરાવનાર એક નામી નરેશ થયો તેના કબજાના ચારસો સુમ્માલીશ ગામમાં એકછત્ર રાજ્ય ચાલતુ હતુ, જેમ ભીમસેન શબ્દમાથી "સેન" શબ્દ જેવો રૂઢ થાય છે, તેવીજ રીતે આ સુઆલ દેશને માટે પણ ચારસોનો અક નીકળી જતા "સુઆલ" તરીકે પ્રસિદ્ધિ થવા પામી છે પ્રાચીન સમયમા પણ ગુર્જર ઉપર પરરાજ્યના રાજવીઓના ઘેરા આક્રમણો, જ્યારે જ્યારે આવ્યા ત્યારે ત્યારે ગુર્જરનુ જેવુ ને તેવુ ગૌરવ સાચવવા, તેનુ રક્ષણ કરવા, તેમજ તેની યશસ્વીતાને વિશેષ ઓજસ્વી બનાવવા, આ વિભાગના શૂરાઓએ અગ્રણીય ભાગ ભજવ્યો હતો હાલમા પણ ગુર્જરના અન્ય વિભાગો કરતા આ દેશની શૂરવીર ઠાકરડા રજપુતો વગેરે કોમો, ઘણીજ બળવતી દેખાય છે અત્રેની પ્રજા આચાર વિચારમા, કળા કૌશલ્યમા, ઋદ્ધિ સિદ્ધિમા, વિચાર વ્યવહારના વિનિમયમા, દયા દાનમા તેમજ સ્વ સ્વ ધર્માચરણમા સઉથી મોખરે રહેનારી છે શોભા પ્રિય રમણીઓના વિશાળ ભાલ પ્રદેશને નાનુ પણ કુકુમ તિલક વિશેષ સોહામણુ બનાવે છે સપ્ત રગીલા ભાત ભાતના ઘણા પણ વસ્ત્રો અગને જે શોભા નથી આપી શકતા તે ગોસા ચમકતા અને ઝગમગ-દાર હીરા, પન્ના ને મોતીના સ્વર્ણજડિત આભૂષણો આપે છે, તેમ સુપ્રસિદ્ધ ગુણીયલ ગુર્જર દેશમા અનેક ઋદ્ધિવત અને કુશળ વિભાગો હોવા છતા સુઆલ વિભાગ ગુર્જર સસ્કૃતિ-અગનાના કીર્તિ-કુજ નિકુજોને અધિક દેદીપ્યમાન બનાવનાર થયો છે ખરેખર ગુર્જરની શોભા, ગૌરવ અને શાખ વધારવામા સુઆલપાટણવાડાનોજ વિશેષ ફાળો છે

આ સુઆલ વિભાગ વીરમગામ પરગણામાં ગણાયેલ છે જે વિભાગ જૈન, તેમ જૈનેતરોના પુનીત તીર્થોનુ એક ધામ બન્યુ છે તે અનેક તીર્થોમા "ભોયણીજીતીર્થ" એ જૈનીઓનુ એક પવિત્ર તીર્થ મનાય છે અત્રે ગગનાવગાહી વિશાળ અને ભવ્ય આલીશાન ઉજ્જ્વળ મદિરમા મૂળનાયક તરીકે મોહમલ્લના મદોન્મત્ત મતગજોના

મલીન માનને મોડનાર ઓગણીશમા શ્રી મલ્લીનાથ ભગવાનનું મનોહર બિંબ દર્શનાતુર ભવ્યાત્માઓની વિષય તૃષ્ણાઓના દાહને પ્રશમરસામૃતના છંટકાવ વડે શાન્ત કરી રહ્યું છે. જે તીર્થમાં ભાવભીની ભક્તિથી હજારો દૂર દૂરના અનેક ભાવુક અને શ્રદ્ધાળુ શ્રાવક વર્ગ અત્રે આવે છે અને પતિતપાવન પ્રભુ સન્મુખ વિધવિધ આદર્શ ભાવનાઓ ભાવી, ધ્યાન–સાગરની મીઠી લહરીઓના નિર્દોષ તરંગોમાં નિજાત્માને તરબોલ બનાવે છે–ભિંજાવે છે. તદાકાર બનાવે છે. એ પ્રભુની શીતળ દૃષ્ટિ છાયામાં પ્રકૃષ્ટપ્રભાવના પવિત્ર પ્રવાહમાં અમલ આનંદ અનુભવવા અમદાવાદ વગેરેની વિલાસી પ્રજાઓ અહીં ચિરકાલ વસે છે, અત્રે અધિષ્ઠાયક દેવકૃત નાનાવિધ ચમત્કારોના વૃતાન્તો અવાર–નવાર બને જાય છે, જે જૈન આલમથી અજ્ઞાત નથી.

## પુણ્ય ભૂમિ–બાલશાસન:—

આ મહાન તીર્થની સમીપમાં લગભગ ત્રણેક કોશ દૂર "બાલશાસન ' નામક એક નાનકડું ગામ હોવા છતાં જેની કાર્કીર્દી જવલંત હોઈ જણાય છે કે, જેમ ગુજરાત દેશ વણીક પ્રધાન તરીકે પ્રખ્યાત છે; અને તેમાં ચુંઆલ પરગણાની પ્રજા બહાદૂર અને લડવૈયા તરીકે વખણાય છે. તેમ એ ચુંઆલમાં બાલશાસનનો જનવર્ગ નૈસર્ગિક બળવાન, સત્ય ન્યાય તોલનાર અને પરદુઃખભંજક હોવાનુ કહેવાય છે. કુદરતેજ આ ગામનું બાલશાસન નામ સ્થાપવામાં પણ અમિત બુદ્ધિમત્તાનો ઉપયોગ થયો હોય તેમ તેના વ્યુત્પત્તિ–અર્થની વિચારણા–સંકલના–ઘટના કરતાં સ્પષ્ટ થાય છે. એક તો [1]**बालेन शासनम्** અર્થાત્ જે બાલશાસનમાં બાળકો પણ અનુભવી વૃદ્ધોની જેમ સ્વચાતુર્ય બુદ્ધિબાહુલ્ય ગુણગાંભીર્ય અને ઔદાર્યઆદિ વિશિષ્ટ ગુણોથી જનતાને વ્યામોહની સાથે આશ્ચર્ય ચકિત બનાવતા હતા, જેથી

---

૧ बालात्.

"બાલોવડે શાસન" એમ અર્થ સમન્વિત થાય છે બીજો એ કે "**वालाय शासनं**" અર્થાત્ જ્યા બાળકોને બાળપણથીજ એવા દૃઢ મૂળથી ઉચ્ચ ધાર્મિક તેમજ વ્યવહારિક સસ્કારો ગળથુથીથીજ પુષ્ટ કરવામા આવતા હતા કે જેથી યુવાવસ્થાથીજ તેઓમા વિનીતતા, સુશીલતા, ધૈર્યતા, ઉદારતા, વિચારશીલતા આદિગુણો સ્વય સ્હેજે સ્વાગરૂપ સચોટ જામી જતા હતા જેથી યુવકોને તથા વૃદ્ધોને શિખામણની જરૂર રહેતી ન હતી, એટલે બાલો માટે એ ગામમાં શાસન હતુ

એક બીજી પણ ઘટના એ ઉદ્ભવે છે, કે "**वालाय शासन**" એટલે કે આ પુનીત ભૂમિ આ ગુણ નિષ્પન્ન નામદ્વાર એક ભવ્ય આગામી આગાહિનુ સૂચન કરે છે કે આ ભૂમિમા કોઈ એક વા અનેક અદ્વિતીય આદર્શવ્યક્તિ ભવઅટવીમા ભૂલા પડેલા મોહમાયાના મસ્તાની ભર્યા તોફાનમા તણાઈ રહેલા બાળજીવોને સત્યપથ બતાવનાર સન્માર્ગ પ્રદર્શક જરૂર કોઈ આદર્શ સત જન્મ પામશે, એટલે કે બાળકોને હિતશિક્ષા આપનાર અહીં જન્મશે માનો કે એ "બાલશાસન" નામ માત્રજ એ ભવ્ય આગામી–આગાહિનેજ સબોધી રહેલ હોય તેમ દક્ષજનોને ભાસે છે અથવા **वालात् शासन** એનો અર્થ એવો થઈ શકે છે કે બાલથી શાસન એનો ભાવાર્થ એવો કલ્પી શકાય છે કે શાસન સામ્રાજ્યમા ભગવાન મહાવીરની ત્રિકાલ અબાધિત નિરૂપમ આજ્ઞાને ભારતના ખુણે ખુણે વાયુ વેગે બાલશાસન ગામમા જન્મનાર એક અજોડ વ્યકિત બાળપણથીજ સ્વાત્મબળથી ફેલાવશે. અથવા વિશ્વવત્સલ જિનાધિપે સર્જેલી મનોહર શાસન ઈમારતને બાળવયથીજ તેને ટકાવવામા ચીરસ્થાયી બનાવવામા અને વિશેષ વિશેષ સુશોભિત બનાવવામા વિવિધ નય અને સ્યાદ્વાદ તત્ત્વથી પ્રદર્શિત વાણીરૂપ રગ બેરગોથી તે ઈમારતને અત્યંત આકર્ષક બનાવશે. ઉપર મુજબના ભાતભાતના વ્યુત્પત્તિ અર્થોથી અમોને ભાસે

છે કે ભાવિમાં થનાર નિસ્પૃહ નિરહંકારી સરળ આશયી પુણ્ય-પ્રતિ મૂર્તિના પુણ્યના પ્રબળ પડઘાએજ સદી પહેલાંથીજ આ ગામ વસા-વનારને વિધિદ્વારા સુસંકલના નહિ કરાવી હોય ?

જોકે બાલશાસન એક નાજુકડુ ગામડું છે પણ ત્યાંના નાના વૃક્ષોની ઘટા નાના નાના છોડવાઓના ઘાડા નીકુંજો, ગામની સુખાકારી માટે મોટું ઉંડું અને નિર્મળ જળ પૂર્ણ વિશાળ જળાશય-કુવાઓ વગેરે તેમજ અત્રેની વિશુદ્ધ આબોહવા અત્રે આગંતુક જનોને પળભર શહેરની શોભા અને વિલાસોને ભૂલાવી ત્યાંજ નિવાસ કરવાની જીજ્ઞાસા કરાવે છે. બાલશાસનથી એક રસ્તો ભોયણીજી તીર્થ તરફ નીકળે છે. અને એક સુરજને અનુલક્ષીને પ્રસ્તરે છે તેમ બીજા પણ અનેક માર્ગો જુદા જુદા ગામો પ્રતિના પ્રયાણ માટે છે, આ ગામની બહાર ચોતરફ એવા અનેક માર્ગો વહે છે કે અજ્ઞાન પથિકોને પળભર ગુંચવણના વમળમાં ચકરાવી નાંખે છે. એવા અટપટા પથોમાં અથડાતા પંથીઓને ઉન્માર્ગથી અટકાવી ઇષ્ટ પંથમાં સંયોજવા અહિંની પરમાર્થી જનતાના સરળભાવથી અટકળી શકાય છે કે જેમ અહીના સજ્જનો ઇહિલૌકિક માર્ગ બતાવવામાં પરમાર્થ-પ્રેમ પ્રદર્શાવવામાં અતીવ ઉદાર છે તેમ અહિંની સરળાશયી જનતામાં કોઈ વિરલ શક્તિ સંપન્ન વ્યક્તિ અનાદિના ચોરાશી લાખ જીવયોનિના અટપટા અટારા અને ભયંકર ગુંચવાડા ભર્યા રખડપટ્ટીના વિષમ દુઃખમય દુર્ગમ માર્ગના પરિભ્રમણથી તથા ચાર ગતિના ચંચલ ચોતરા રૂપી ભવમાંથી બચાવવા અહિંની કોઇ ઉદય પામનાર વ્યક્તિ, અવિનશ્વર અનંત એવા દુઃખ રહિત સુખ ધામને અર્થાત્ શાશ્વત આત્માના અવિચળ ગુણોને સમર્પનાર, મુક્તિપુરી તરફનો શુદ્ધ નિર્દોષ અવિકલ અને સરળ ભાવમાર્ગને દર્શાવશે.

આ ગામની જનતા સર્વ કોમોમાં ભિન્ન ભિન્ન પ્રકારે વહેંચા-યેલી છે. તેનાં સર્વાગ્રણી જૈન કોમ સનાય છે. જૈન વસ્તિ બહોળા

પ્રમાણમા નહી હોવા છતા ઈતર કોમ ઉપર તેનો પ્રભાવ તથા ઓજસ અનેરા પ્રકારનોજ પડે છે જૈનેતર કોમને વ્યવહાર વર્તણ્-કોમા માન મર્તબામા ડગલેને પગલે બુદ્ધિ નિધાન આ કોમની સલાહ માટે મપ માટે ઐકય તથા વિચારણા માટે હર વખત જરૂર પડે છે જૈન કોમના પ્રભાવથી અત્રે વસનાર કોળી રજપૂત આદિ હિસક કોમો પણ પ્રાણીઓની હિસા કરતા ધ્રુજે છે ખરેખર અત્રેના જૈનોમાની ઓતપ્રોત થયેલી દયા, અન્ય કોમોમા અસરકારક રીતે પ્રતિબિબિત ન થઈ હોય તેમ પણ માની શકાય આ જિનાધિપના રોપાયેલા અહિસા રૂપી વૃક્ષની છાયા, અને પોતાના આત્મબળ તથા તપો તેજના કિરણનો પ્રકાશ સારી ભારત વસુધાપર ફેલાયલો માલુમ પડે છે તેમા બે મત નથીજ

અહિની વ્યાપારી જૈન કોમ સામાન્યત ઠીક ઠીક સમૃદ્ધ હોવા છતા ધર્મના આવતા તહેવારોમા સુપાત્ર દાન આદિ અનેક ધર્મ કાર્યોમા ખુલ્લા હાથે સહર્ષ દાન આપવા ઉદારતા સાથે ઉત્સુક રહે છે વળી ન્યાય પ્રિયત્વ અને વિશ્વાસપાત્રતાની પ્રતિષ્ઠાથી આજુ બાજુના ગામડાઓના ઠાકોરોની સાથે લાગવગ પણ કેટલાક આગેવાનો સારી ધરાવે છે, પાસમાજ ભોયણીજી તીર્થ હોવાથી આ ભૂમિ અનેકાનેક પ્રભાવપ્રપન્ન આચાર્યવર્યોના તથા મહા મગલકારી મુનિવરોના પાદકમલથી પુન પુન પાવન થતીજ હોઈ પુણ્ય ભૂમિ તરીકેજ કા ન માની શકાય ? તે ભાન્ત ભૂષણ મતાનોના પુન પુન આગમનથી અત્રેની જનતા રૂપી વાડી તેઓની વિદ્વત્તા ભરી સુધાઝરણી ધર્મ દેશનાના પુવારાના છટકાવથી હરહમેશ ધર્મ ભાવનાથી હરી ભરી નિહાળાય છે વિશેષ તો પ્રશસનીય એ છે કે અત્રે વયોવૃદ્ધ અનુભવિ-ઓનુ અસ્તિત્વ હોઈ ઐકયત્વ સચવાઇ રહ્યુ છે

## રમણીય જિનાલય —

સમુદ્રમા ખડકો સાથે અથડાયેલા ઝહાજોને ડુબવાની તૈયારીમા

સુંદર હર્યો ભર્યો આબાદ દ્વિપ મળી આવે તો તેમાં બેઠેલા સુકાનીને અને મુસાફરોને ( the Captain & the Passengers ) જાણે પુનરવતારજ ન થયો હોય તેવો રોમાંચિત આનંદ થાય તેવીજ રીતે ભવ સમુદ્રમાં શુદ્ધ માર્ગને ભૂલી વિખુટા પડેલા પાપ રૂપી ખડગોની સાથે સંઘર્ષણમાં આવી ભયભીત બનેલા આત્માઓને રક્ષણ આપનાર, ભાવપ્રાણ સમર્પનાર, નવજીવનના સ્રોત વહેવડાવનાર, એક સુરમ્ય મનમોહક દ્વીપ સમાન અહિં એક ભવ્ય જિનાલય છે. મંદિરમાં પતિતપાવન ગુણકુસુમઆરામ તરણ તારણ કલ્યાણકારણ એવા પરમ પુનિત વિશ્વત્રાતા તીર્થંકર દેવ શ્રી પદ્મ પ્રભુજી મૂળનાયક તરીકે બિરાજે છે.

## ભક્તિ નૌકા:—

સકલ જીવોના જીવ જીવન, શરણી ભૂત, પ્રાણાધાર. મંગલ માત્રનો આવાસ, એ જિનેશ્વર પ્રભુની ભક્તિ પ્રાગ્ભારના પરાગથી તલ્લીન બની જન્મ સાફલ્યને ઈચ્છતા અહિંના ગ્રામ્યજનો આનંદમાં જીવન ગુજારે છે. વલી ગીત નૃત્ય પૂજા પ્રભાવના વગેરે પૂર્વક નિત્ય અર્ચના કરી પ્રભુ પ્રત્યે ભાવનાઓને પ્રદર્શિત કરે છે કે " હે પ્રભુ ! અહિં જન્મી અમોને તો આપનોજ એક આધાર છે ! આપના પ્રતાપે આપના પરમાણુઓને સુવાસની હવામાં ( atmosphere ) ઉછરતાં આ આપના બાળો શમામૃત સિંચનથી તથા પરમાર્થ અને અહિંસામૂલક સિદ્ધાન્તના સંચારથી પ્રફુલ્લિત અને પુષ્ટ થયેલા આપસમાન વિશ્વનો પાલક ધર્મ ચક્રના સંચાલક ભવભીરૂતારક અને જડવાયુઅપસારક ક્યારે બનશું ? આપના જીવન મંત્રોનો અમલ કરવાની અમારા કોઈમાં શક્તિ સમર્પો કે જેથી જિનશાસન પ્રત્યે કોઈ એકાદ વ્યક્તિની અદાકરેલી ફરજ બાળશાસનનીજ કીર્તિ માટે થશે. આપ સન્મુખ અમે બાળ છીએ, તેમ જિનશાસનના હિસાબે આ બાળશાસન પણ યત્કિં-ચિત્ફર બાળજ છે. માટે અમારા યોગ્ય આપના અહિંસા મંત્રના

સુરીલા શૂરોની વેગવતી ધ્વનિઓ ભારતવર્ષ રૂપ અંગનાના અંગે અંગમા વ્યાપવા જેટલી અમારા કોઈનિ યોગ્ય શકિત આપો ! સત્ય કહીયે તો આપે જે અનુપમ ઉપકાર અસાધારણ પ્રભાવક જિનશાસન સ્થાપ્યું છે તે અમારા જેવા મોહરાજના સકંજામા સપડાયેલા અજ્ઞાન ભોલા ભાલા બાળોના શાસન માટેજ છે એટલેજ જિનશાસન, બાળ શાસનમા વ્યાપી રહ્યું બાળ શાસન ઉપર જિનશાસનનો નિસીમ ઉપકાર છે એ બાળ શાસન જિનશાસનનુ ઋણી છે અને એ બાળ શાસનના બાળો જિનશાસનને આ ભવ તો શુ ? બલ્કે ભવોભવ ભૂલનાર નથી તે નથીજ અહિના બાળો દુનીયાના બાળોને પાળનાર થાઓ આવી અનેકધા જિન સન્મુખ આદર્શ અને અનુપમ ભાવનાઓ ભાવી અત્રેની સરળ પરિણામી જૈન કોમ સ્વ જીવનની અને સ્વ સમયની કૃતકૃત્યતા માની રહી છે તેઓ આવી ભકિત–નૌકાની મોજલી અને આનંદ ભરી સફરથી સંતુષ્ટ થઈ જિનશાસનની ભૂરિ ભૂરિ હાર્દિક અનુમોદના કરી સદ્‌ગતિને આમંત્રણ સાથે હસ્તગત કરતા જાય છે









ય વાંચક વર્ગ ! ગુર્જર, તેમજ અંતર્ગત રહેલાં જુદા જુદા વિભાગોની ઉપર ઉલ્લેખાયેલી ઉજ્જવલ ગૌરવ-ગાથા અને વિકસ્વર કીર્તિ કેતકીને અવલોકતાં રખે વિસ્મય ભર્યા સંકલ્પ સમુદ્રમાં ઝોલાં ખાતાં ! વિશ્વાસ રાખવો કે તમોને ગુર્જર ઇતિહાસના વિપુલ પંથની ચકરાવા ભરી ભૂલભૂલામણીના ભ્રમણની મુસાફરીએ ચઢાવી પરિશ્રમ આપવા અમો ચાહતા નથી. પળભર થોભી ધૈર્યમહાસાગરના ખારવા બની કલ્પનાસૃષ્ટિમાં આકાંક્ષા રૂપી વેગી ઘોડાઓને દોડાવવાની ઉતાવળ કરવાની જરૂર નથી !

આ સ્થાને અમે કોઈ રણશિરા પુરનાર અને અજીત એવા શત્રુઓને હરાવનાર, પાણીપત જેવા મોટા મેદાન ખેલનાર શત્રુજીત, યોદ્ધાને વર્ણવવા બેસનાર નથી, કે ગજ ગજેશ્વર જેવા મહારાજાના વૈભવ વિલાસનું બ્યાન કરવાના નથી કે ભુક્ત ભોગીઓના મોહક પ્રસંગોના પડદા ઉંચા કરવાના નથી તેમ અજ્ઞાનીની બાળ-ચેષ્ટાઓના પોપડા ઉખેડવા માગતા નથી અને નથી તો પુદ્‌ગલ પ્રેમીઓની જડ પાયા ઉપરની રચાયેલી મનમુઝાવનારી મોહક ઇમારતોની ઈંટોને ગણવાના આથી વાચક વૃંદે શંકા કરવાને પણ આતુર બની તસ્દી લેવી નહી, કે ત્યારે શું ? ગંગા યમુનાના ઝીણા રજ રેણુઓનું ગણીત ગણવાની કોઇ અતીવ સ્હેલી રીતિ બતાવવાનો ઇરાદો હશે અથવા તો આ-ભલામાં ટોળે વળતી ઝબકતા જ્યોત્સ્નાના કિરણરૂપી વસ્ત્રો પહેરી નૃત્ય કરતી તારલિકારૂપ સાહેલીઓની સંખ્યા ગણવાની, અગર જડેલી કોઇ ગુપ્ત વિદ્યા કે બુટ્ટીને પ્રગટ કરવાની ભાવના તો નહી હોય ? ઉત્તરમાં અમોને જણાવવું પડશે કે ના-ના તેવો ઇરાદો અમારો નથી તેમ અમારે કોઇ ઉદયાચળ મહાગિરિના શિખરોની સંખ્યા ગણવાનો કીમીઓ આપી ત્યાં કંઇ અમો વાચકોને તે ગણવા મોકલનાર નથી પરંતુ જિનશાસનના ગગનની ઉંચેરી પરમાર્થની શુદ્ધ હવામાં મનો દાઢર્યરૂપ વ્યોમ-યાન ( aeroplane ) દ્વારા વિચરી ભાવુક જનતાના હૃદયપટ પર સદભાવનાના કુસુમ-કલાપોને વરસાવનાર તથા પૂર્વમાં બંગાલ, ઉત્તરમાં પંજાબ અને મુલતાન સિંધ-દક્ષિણમાં મુંબઈ તેમજ પશ્ચિમદિશામાં સોરાષ્ટ દેશ પર્યંત અનેકાનેક પંથમાં આવતી કષ્ટ ભરી મુશ્કેલીઓને સહી, માર્ગની વિકટતાઓને વટાવી ચોદિશામાં લગભગ વીશ વીશ હજાર માઈલની પાદ મુસાફરી કરી નાનેરા ગામડાઓથી માંડી વિશાળ શહેરોનો અનુભવ મેળવી જૈન શ્વેતામ્બરીય મૂર્તિ પૂજકોના સુવિશુદ્ધ ત્રિકાળાબાધિત સિદ્ધાન્તોનો વિજય વાવટો ફરકાવનાર કોઈ એક અજબ અને અજોડ યોગ મૂર્તિની પુનીત-જીવન કદાપી કહેવા પૂર્વક જનમાનસ પટ પર કંઈક આછુ આછું

જીવનચરિત્ર આલેખવા માંગીએ છીએ. જે સમુજ્જ્ઞાન-ગર્ભિત અને કાંઈક સુગુણજનક હોવાથી વાંચકોને આનંદદાયક થશે.

જ્યારે ચોતરફ અજ્ઞાનતાનાં અંધકાર ભર્યા આછાં વાદળો વિખરાવા લાગે છે, જ્યારે ભોળો ભાળો જન સમુદાય કાંદિશિક ( દિઙ્મૂઢ ) બની અહિં તહિં પરિભ્રમણ કરવા લાગે છે, માર્ગથી ભૂલો પડેલો મુસાફર વર્ગ કલકલારવના કરૂણ નાદથી ગગનાંગણને પ્રભેદવા લાગે છે અને જ્યારે નિર્ધનો ધમંડાઈથી અકડાયેલા ધનિકોના ધપ્પાખાઇ આશાથી ભ્રષ્ટ થઈ ઉદાસીનતાના ઉંડા જલધિનું તળીયું માપવા લાગી પડે છે ત્યારે અજ્ઞાનીઓને જ્ઞાન અર્પવા ટળવળતા મુસાફરોને માર્ગમાં સ્થિર કરવા, કંજુસ અને લોભીયા ધનીકોને ઉદાર બનાવવા, અખૂટ લબ્ધિભંડાર, અપૂર્વ કલાનિધાન એવા કોઈ દિવ્ય સંતની ઝંખના જનતામાં સ્હેજે ઉદ્‌ભવે છે. ખરેખર ! પ્રાતઃ કાળમાં મંગળરૂપ નામનું સ્મરણ કરવા, જોખમીપંથમાં જીવનને નિરાબાધ વહાવવા, વિપત્તિઓનાં અચાનક સાંપડતાં પ્રસંગોમાં સંપત્તિની સરિતાને નિહાળવા, નિરાશા અને ભયથી ઉદ્‌ભવેલ વિકટ વિહ્વલતાને ટાળવા તેમજ ક્ષણિક પદાર્થોનાં મોહને ત્યાગી આત્મિક શાશ્વતતત્ત્વને ગવેષવા, તેજોમયી અવતારી મહાત્માઓની પળે પળે આવશ્યકતા છે. કારણ નિર્ગ્રંથ મહર્ષિઓનાં પુનિત પનોતાં પગલાં ભાવિકજનોનાં ગૃહાંગણની ભૂમિને પુણ્યભીની બનાવે છે.

સાચુ કહીએ તો અજ્ઞાન ખીણમાં ભટકતા સામાન્ય જનોને સત્ય-પંથે દોરવા માટે, વસ્તુને યથાર્થ સ્વરૂપે જાણનાર જ્ઞાન શિખરે ચઢેલા સજ્જન સંતોજ સામર્થ્ય ધરાવે છે, તેજ હેતુથી ભગવાન મહાવીરની સુવિશુદ્ધ પાટે, ગણધર ભગવાન સુધર્મા સ્વામિથી અવિચ્છિન્નપણે પરંપરાગત, જે ઘણા ઘણા અખંડ ચારિત્ર ધારી ધર્મ ધુરંધર વિપુલ શક્તિ અને જ્ઞાનને ધરાવનારા જિનશાસનરૂપ મહેલમાં

ચમકદાર રત્નોના શણગાર સમા થયા છે તે રત્નોએ આ શાસન મહેલને ઘણો ઘણોજ દેદીપ્યમાન ને ઝળકતો રાખ્યો છે એ નિ શંક બીના છે એ જ્ઞાનદિવાકરોની શક્તિઓ અને તેજ અમાપ છે એ તેજીલા રત્નોના દીવ્ય તેજને આંકવાનુ કાર્ય અમારી શક્તિ બહાર છે, પરંતુ આધુનિકસમયના પ્રભુમહાવીરની પચોતેરમી પાટ દીપાવનાર એક નિર્મળ જીવન-જીવી ઉપકારમૂર્તિ અને શરણ્ય વરેણ્ય મહંતવર્યની આછી જીવનરેખા આલેખવા સક્રિય-શક્ય યત્ન પૂર્વક કેવળ ભક્તિ ઉછરંગથી પ્રેરાઈએ છીએ જોકે તે ઉપકારમહોદધિ મહર્ષિના સુચિરસમાગમ અને પૂર્ણ અનુગ્રહથી જે અમોને અસાધારણલાભ મળ્યો છે તે ઋણથી સ્હેજે મુક્ત થઈએ તેમ નથીજ તોય પણ તેઓ પ્રતિનુ સેવાકર્તવ્ય સમજીને યત્કિંચિત્ ફરજને સાનંદ અદા કરીએ છીએ.

વીસમી સદી તરૂણ વયમા ખીલી રહી હતી દેશકાલને અનુલક્ષી જનવર્ગ પોતપોતાના ઈષ્ટકાર્યોમા ગુંથાઇ રહ્યો હતો, અનેકો વ્યવહાર નૌકાદ્વારા જીવનસફરને વીતાવી રહ્યા હતા, ચૈતન્યવાદને ભૂલી જડવાદમા જકડાઇ રહ્યા હતા, પાપ પુણ્યના વિવેકથી વંચિત બની કેટલાક પાપાચારોના પ્રવાહમા તણાઇ રહ્યા હતા, અને ત્યારે ભ્રાન્તિના વમળમા ગુચાયેલી ભારત જનતા, અણમોલ અને આદર્શ રતોની ઝંખના કરી રહી હતી કારણકે જે હતા તે સંખ્યામા અલ્પ હતા. તેવા સમયે તે જનતા પોતાના પ્રબળ પુણ્ય પ્રાગ્ભારથી આછા આછા ઉન્નતિના ચિન્હોને નિહાળવા ભાગ્યવંત બની.

<u>પ્રત્યૂષની પ્રિયતા</u>—

પ્રત્યૂષનો મૃદુ મૃદુ મંગલમય સમય સહુને અત્યંત પ્રિય હોય એ સ્વાભાવિક છે ત્યા ભાવિનો સુખમય પ્રકાશ થનાર છે જેના ગર્ભમા અનેકવિધ સૌમ્ય નવ્ય પ્રવૃત્તિઓનો પ્રાદુર્ભાવ થનાર હોય છે,

વળી જે ભાવિજીવનને ઘડવામાં અનન્ય કારણભૂત છે. જેને પક્ષી જેવી તિર્યંચ જાતિઓ પણ સ્વ સ્વ કલ્લોલોદ્વારા આનંદના સુરો પુરી, વિશેષ રમણીય બનાવે છે, તે પ્રત્યૂષ, પ્રાણીઓના પ્રેમને પોષનાર બને છે એમાં બે મત નથી, તે પ્રત્યૂષની ઠંડી, મીઠી અને મંદ મંદ લ્હેરીઓ રૂપી હીંચકામાં હીંચતા પ્રાણીઓ પ્રાયઃ સર્વત્ર સુખ સુખને સુખજ કલ્પી રહ્યા હોય છે, એ પ્રત્યૂષની સુંદરતાથી મનુષ્યો આશામય બને છે કે હમારો આખોય દિવસ અમન ચમનમાં વીતે, એ પ્રત્યૂષના અલ્પ સમય પરથી આખા દિવસની શુભ્રતાને કલ્પે છે. હજુતો આછો આછો પ્રકાશ છે તે વધતાં વધતાં તો સારા પૃથ્વીતલને પ્રકાશમય બનાવી દેશે, એવી એવી અવધારણા અનેકો કરી રહ્યા હોય છે, જેમ આજનો નાનો પણ અંકુર, જતે દિવસે ફળદાયક મહાનવૃક્ષ રૂપ બને છે તથા આજે પૃથ્વીશય્યા પર આલોટતાં બાલુડાં, બાળકો અને બાળિકાઓમાંથી કોઈક ધરતી સમ ધૈર્યતા ધરનાર પણ બનશે । જે માટે તો કહેવાય છે કે એક નાનો પણ જૈન કુળમાં જન્મેલ વીરનો બાળ, સમ્યક્ત્વ રંગથી રગેરગમાં ઓત–પ્રોત થયેલો હોવાથી જિનશાસનના કુંજ નિકુંજોમાં લહેર માણે છે.

## ઉન્નતિનો અરુણોદય:—

પ્રકૃતિના સૌન્દર્યમાં પ્રાણામૃત રેડનાર ઉપરોકત ઉષાની બાલ્યાવસ્થાને બારીકીથી અવલોકતાં, વિદ્વદ્ સભાનો સભાસદ દિનના વિસ્તૃત પ્રકાશને જોવા તલપે છે. તેવીજ રીતે ભાવ પ્રત્યૂષના ભણકારા થતાં પૃથ્વીતલમાં આનંદ વ્યાપવા માંડે છે. અવનતિના અંધકારમાં આમ તેમ ગોથાં ખાતી જનતાને ઉન્નતિના રમ્ય શીખરે આરોહણ કરાવવા અરૂણોદયની ચિત્ર વિચિત્ર લાલિમા પરમ આશીર્વાદ રૂપ બને છે. અજ્ઞાનતારૂપી ગાઢતિમિર પડલોને ભેદવા, પાપપ્રચારરૂપી દુષ્ટાશયી ઉલૂકોનો પરાજય કરવા, ઈર્ષ્યા, દ્વેષ, મત્સર, માયા, તથા

મમત્વ આદિ નિંદ્ય નિશાચરોને નસાડવા ભાવોન્નતિનો અરુણોદય એક અસાધારણ ઉપાય છે, પ્રસ્તુત પ્રસ્તાવમાં ચરિત્ર નેતાનું ગુર્જરમાં સમવતરણ એજ ઉન્નતિના શિખરે ચઢાવવામાં પ્રેરક એ ભાવોન્નતિનો જ્વલંત તેજ ભર્યો અરુણોદય છે એ અતુલ ભાવોન્નતિનો અરુણોદય જનતાના હૃદયરૂપી પૃથ્વી પટ પર પ્રસરતા પ્રસરતા જોતજોતામાં ભવિકત્વરૂપી કમળો પ્રબોધ પામે છે, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, જપ, યમ, નિયમ આદિ કુસુમકદંબો મધુરી-સુવાસને ફેલાવતા વધુ વધુ વિકસ્વર થતાં જાય છે ચરિત્ર-વિભુનો જીવન વિકાશ, અનેકોની અનેકધા દુવિધાને રસાતલ પહોંચાડી મોહપાશના વાસથી બચાવી કર્મરાજના રાજ્યના નાશનો ઉપાય બતાવી, ખાસ અનંત સુખના નિવાસના માર્ગ વીંધી ઉપકારની પગથાર્યાએ પહોંચનાર હોય છે આ ચરિત્ર-વિભુનો જન્મ, એ ભાવોન્નતિના અરુણોદયની ઉપમાને વરે એ સુગુણ-રાગી સુજનો ઘટિત ઘટનાજ માને !

કૃત પુણ્ય કુટુંબ:—

તેજ કુટુંબ ઉત્તમ મનાય છે, તેજ કુટુંબ પૂજનીક મનાય છે, તેજ કુટુંબ વંદ્ય અને અનુકરણીય મનાય છે કે જે કુટુંબમાં આ જન્મથીજ ધર્મના દૃઢમૂલ સુસંસ્કારનું સિંચન નિત્ય થતું હોય, દુનિયામાં મોટું કુટુંબ હોય પણ નીતિ અને ધર્મના સંસ્કારથી રહિત હોય તો તેવા કુટુંબોની ગણત્રી કૃત પુણ્યવંત કુટુંબોમાં થતી નથી જેવી રીતે ઉંડા સાગરમાં ડુબકી મારનાર વ્યક્તિના હાથમાં છીપો તો ચોક્ક બંધ આવે છે પરંતુ ઉંચાવળના (fine quality) પાણીદાર મોતી જે જે છીપોમાં હોય તે તે છીપોજ સાગર સર્જની સાર્થકતાને ગજાવે છે, તેમ અનાદિના કાળ પ્રવાહમાં અસંખ્ય કુટુંબો થયા, થાય છે અને થશે પરંતુ તેજ ઇતિહાસના પાને સ્વર્ણાક્ષરે અંકાવાના કૃતપુણ્ય તરીકે મનાવાના, કે જે કુટુંબમાં સદ્ગુણો,

બોધિ બીજ, અને ધર્મદ્દઢતા વિગેરે મનમોહક મૌક્તિકો કુટુંબના જીવન અંગને વિશેષ ઝળકાવી રહ્યા હોય! જે કુટુંબરૂપ કુસુમ બગીચામાં વિનય, વિવેક, ઔદાર્ય, ધૈર્ય, શૌર્ય આદિ ભાત ભાતના રંગબેરંગી સોહામણા સુહામણા સુમનોની કોમળ કળીયો ખીલી ખીલીને સ્વ–સુમધુર સૌરભોથી અનેક ગુણ પ્રેમી ભમરાઓને આકર્ષી રહી હોય તેજ કુટુંબો અલંકાર સમા છે.

સોહામણા ભાગ્યના સિતારાથીજ ઉત્તમ કુટુંબમાં જન્મ થાય છે ઉત્તમ વંશમાં જન્મ એ આપોઆપ ઉચ્ચ અને રસિક સંસ્કારોને મજબૂત બનાવે છે. ઉચ્ચ વંશની પ્રાપ્તિ એ સ્હેજે સાંપડતી નથી માન પ્રતિષ્ટા વ્યવહાર વર્તણુંક બુદ્ધિ બાહુલ્ય વિચાર વિશદતા વિગેરે ગુણમાલાઓ ઉત્તમ વંશરૂપી વૃક્ષની વેલડીઓ સમાન તે તે વંશમાં ઉત્પન્ન થનાર ફરજનને અનાયાસે વીંટાઈ વળે છે જેવી રીતે મોરના ઈંડાંને કળાકુશળ કારીગરોને વિવિધ રોચક રંગો ચિતરવા આપવામાં આવતા નથી પરંતુ સ્વભાવથીજ ( naturally ) તે રંગો તેને મળેલ હોય છે. તેવીજ રીતે ઉત્તમ કુલમાં આવનાર જીવને સદ્દગુણાવલી સ્હેજે બાળવયથીજ વરેલ હોય છે. તે કુટુંબને ભૂરિ ભૂરિ ધન્યવાદહો, તે કુટુંબને સહસ્રશઃ અભિનંદન હો, જે કુટુંબમાં—

**जिनधर्मविनिर्मुक्तो, मा भूवं चक्रवर्त्यपि ।**
**स्यां चेटोऽपि दरिद्रोऽपि. जिनधर्माधिवासितः ॥**

આવા–જીવનને આદર્શ બનાવનાર ઉદાર ભાવનાના સંગીનસૂરો અહોનિશ વિપત્તિ કે સંપત્તિમાં એક સરખા ગુંજી રહ્યા હોય! કે જ્યાં જૈનધર્મવિહીન એવી મહાન ચક્રવર્તિઓની વિપુલ સંપત્તિઓ સાંપડતી હોય, તો તે અમોને ભલે ન હોય! પરંતુ શ્રી જીનેશ્વરદેવના ધર્મથી રંગાએલું, વિશ્વત્રાતા તીર્થંકર પ્રભુની આજ્ઞાને શિરસાવંદ્ય માનનારૂં

અને તેના પાલનમાં સ્વ-સર્વસ્વને સમર્પણ કરવા સજ્જ રહેનાર દરિદ્રપણ-દાસાનુદાસપણુ મળે તો પણ તે અમોને પસદ છે.

રત્ન-ખાણ —

ખાણો સ્વયં જડ હોવા છતાં તેમાથી ઉદ્ભવતા વિવિધ રત્નો પોતાની બહુમૂલી કિંમતથી પેદા કરનાર ખાણના મહત્વને વધારે છે તેવીજ રીતે જે કુટુબમા ભાગ્યવત ઉચ્ચ સસ્કાર ધારણ કરનાર પુણ્ય લક્ષ્મીના ધામ રૂપ પેદા થનાર નર પોતાની નિર્દોષ નિખાલસ અને ઉપકારમય જીવન વૃત્તિદ્વારા તે તે કુટુબોની પ્રતિષ્ઠા અને યશને અત્યત ઉજ્વલ અને વ્યાપક બનાવે છે, એવા આદર્શ પુરુષોની પ્રાપ્તિ થવી એ પણ તે તે કુટુબોનો ભાગ્યોદયજ મનાય

ઉપર આછુ રેખાચિત્ર જેનુ દોરવામા આવ્યુ છે તે પુણ્યભૂમિ બાલશાસનથી બે કોશ દૂર એક સુદર અને જુદી જુદી જાતિઓની વસ્તીથી ભરચક એક સૂરજ નામક ગામ છે ત્યા રહેજે ઇતર જાતિઓ કરતા, જૈનકોમ ઉદાર અને દયાવત છે સમૃદ્ધિમા, માન પ્રતિષ્ઠામા તેમજ નિસ્વાર્થ પરોપકારમા પણ યથાશક્તિ અહિંની જૈન જનતા અવસરને જતો કરતી નથી દેવદર્શન ધર્મપ્રેમ, ગુરુ ભક્તિ વગેરે ધર્માચરણોમા પણ તેઓ કુલાચારની જેમ પ્રવૃત્તિમય રહે છે એક વખતે સૂરજ ગામ વણિકોની વાણિજ્ય વૃત્તિમા પણ ઘણોજ આગળ પડતો ભાગ ભજવતુ હતુ દૂરદૂરના તેમજ આજુબાજુના વ્યાપારીઓનુ તેમજ મહેનતુ વર્ગનુ સ્વ જીવન નિર્વાહ માટે આ એક મથક મનાતુ હતુ.

ચમકતા રત્નો —

દશાશ્રીમાળી જ્ઞાતીય સવચદાસ નામના એક ઉદાર અને ધર્મ નિષ્ઠ ગૃહસ્થ સૂરજ ગામમા રહી સુખ પૂર્વક સ્વજીવન ગુજારી રહ્યા

હતા, જેઓનું કુટુંબ ઘણું બહોળું હોવા સાથે વિનમ્ર અને વિવેકી પણ હતું આખાયે સૂરજ ગામમાં અને તે ગામને લગતા પરગણામાં આ કૃતપુણ્ય સંઘવી દાસના સુવિસ્તૃત કુટુંબ વૃક્ષની કીર્તિ છાયા ઘણીજ પ્રસરી રહી હતી. આ કુટુંબ વ્યાપારમાં પણ ઘણુંજ મુસ્તાક ગણાતું હતું. જે કુટુંબમાં ચાલતાં ધમધોકાર ધંધામાં અનેક સામાન્ય વ્યાપારીઓની વણજ વ્યવસ્થા આપો આપ આગળ ધપતી એક વૃક્ષ, નિરાધાર ગગનમાં ઉડતાં અનેક પક્ષીઓને આશ્રય રૂપ બને છે. તેમ આ કુટુંબવૃક્ષ પણ અનેક સામાન્ય સ્થિતિના જન પંખીડાઓ માટે પરમ આધાર સમાન સુવિખ્યાત હતું. આ કુટુંબ વૃક્ષના મૂળાધાર-રૂપ થડ સમાન સુશ્રાવક સંઘવીદાસને દાંપત્ય જીવનનો નિર્વાહ કરતાં જેઓને રીખવદાસ નામના ઋજુસ્વભાવી એક સુપુત્ર થયા. રીખવદાસના ભગવાનદાસ અને ભગવનદાસના હરખચંદ એમ અનુક્રમે પુત્ર સંતતિની વેલી વિસ્તરી.

કુદરતના કાનુન અનુસાર વિનશ્વર પદાર્થોની ઉન્નતિ અને અવ-નતિ સ્વાભાવિક થયાજ કરે છે. જે સ્થળમાં આનંદની લખલૂટ લ્હેરો લુંટાતી હોય તેજ સ્થળમાં એક સમય આવતાં, આનંદમાં ઉણપ પ્રણ આવી જાય. સૂરજ ગામને છોડી ભાગ્યવંત ભગવાનદાસના સુપુત્ર હસમુખા હરખચંદભાઇ બાલશાસન ગામમાં વ્યાપાર અર્થે આવી વસ્યા. ધીમે ધીમે પુણ્યનો પ્રબળ પડઘો પ્રસરતો ગયો. વ્યાપાર વાયુવેગે વિસ્તરવા લાગ્યો. જીવન ઉદયના ઉદ્યોતની પ્રભાથી કુટુંબ વધુ કીર્તિવંત બનવા લાગ્યું. ખરેખર પુણ્યવંતાને પગલે ને ડગલે નિધાનોજ હોય છે!

બાલશાસન ગામમાં નિવાસ કરતાં હરખચંદભાઇને દામ્પત્ય જીવન ગુજારતાં ગુણવાન અને ચતુર ચાર સુપુત્રો જન્મ્યા. તેઓના નામ ગોડીદાસ, મુળચંદ, ઉગરચંદ અને અમુલખ હતાં. તેમાં મુળ-ચંદભાઈના દાનશીલ ડોસાભાઈ નામના પુત્ર થયા, જેઓના હરગોવિંદદાસ અને હરગોવિંદદાસના ચીમનલાલ અને મણીભાઈ આદિ પુત્રો વર્તમાનમાં

પણ ધર્મમય જીવન વીતાવે છે અમુલખના ઉમેદરામ પુત્ર થયા અને તેમના બબલદાસ (ઉર્ફે-મોમચંદ) તેમજ તેમના સુપુત્ર વીરચંદ ધર્મપરાયણ જીવન પથમા સચરી ગયા છે

હમમુખા હરખચંદભાઈના ચેરાગ અને ચતુર ચાર પુત્રો પૈકી ઉત્સાહી અને ઉત્તમ ગુણરંગી ઉગરચંદભાઈ વિશેષ ઓજસ્વી અને પુણ્યશાળી માની શકાય કારણ કે આપણા ચરિત્રનેતાએ તેઓના ગૃહાંગણને સ્વ પુણ્યસૌરભથી સુવાસિત બનાવ્યુ હતુ ઉમંગી ઉગરચંદભાઇને પુણ્યભાજનરૂપ પિતામ્બર નામના વિનયવત પુત્ર હતા તથા ભાઇચંદભાઈ અને દલસુખભાઈ નામના પણ બે પુત્ર હતા એમ મળી ત્રણે ઉમગી ઉગરચંદભાઈના સુપુત્રો હતા, તેમાં દલસુખભાઈ અને દલસી બેનનો જોડલે જન્મ થયો હતો

## પુણ્યવંત શેઠ પિતામ્બર —

ઉક્ત પિતામ્બર શેઠ સ્વભાવથી ભદ્રિક અને ઉદાર વૃત્તિવાળા હતા. જેઓ સ્વ જીવન બહુ નિખાલસ અને નિરાળા ભાવથી ગુજારી રહ્યા હતા. જીવનનો ઘણોખરો ભાગ તો ધર્મક્રિયાઓના અનુપમ અનુષ્ઠાનોને આરાધવામાજ પસાર કરતા હતા, વ્યાપારાદિ આજીવિકાના સાધનોમા નિર્લોભતાથી પ્રવૃત્ત રહેતા હતા, વળી તેઓના વિપુલ પુણ્યોદયે તેઓનું નિવાસ સ્થાન પણ શ્રી પદ્મપ્રભ ભગવાનના મદિરની સન્મુખજ હતું એટલે દર્શન, પૂજા, ભક્તિ, સ્તવન આદિ સુલભ ધર્મકાર્યોમાં તેઓને અતીવ સુલભતા રહેતી, અને અચૂકપણે અનર્ધ્ય મળેલ રત્નની જેમ અનેકાનેક પ્રશસ્તધર્મ પ્રવૃત્તિઓ આદરવામાં આરાધવામાં અને તે તે પ્રવૃત્તિઓના સંસ્કાર સ્વ-સતતિના વિશાળ હૃદય પટપર આંકવા ઉત્સુક ભાવે પ્રયત્નશીલ રહેતા તરુણ જીવનના પ્રારભમાં દાદા પરદાદાથી ચાલ્યો આવતો ધીરધારના ધધાને ઉત્તેજીત કર્યો

બાલધ્રાસનથી એક કોશ દૂર રાજપુર નામનું ગામ વસેલ છે.

જ્યાં ઉદાર અને સ્નેહી એક ઠાકોરની આણ ચાલે છે. તે ઠાકોરને ત્યાં પુણ્યના પ્રતાપે શેઠ પિતામ્બરે તેના વિશ્વાસુ અને હિતચિંતક કારભારી તરીકેની નિર્મળ નામના મેળવી સમય પસાર થતાં તે ઠાકોરને પિતામ્બરભાઈ પર એટલો બધો વિશ્વાસ જામી ગયો હતો કે જે વિશ્વાસ પોતાના પિતા પર કે પુત્રો ઉપર પણ અશક્ય હતો. ખરેખર એ વિશ્વાસ જામવાનું જો કોઈ કારણ હોય તો તે પિતામ્બર શેઠની તીક્ષ્ણ બુદ્ધિસત્તા, એક રસથી કાર્ય કરવાની કુશળતા અને ન્યાય તેમજ નીતિની અનેરી પ્રીતિનેજ આભારી છે કારભારીપણું સ્વીકાર્યાબાદ ઠાકોરની પૂર્ણ મહેરબાની હોઈ તેમજ ધીર–ધારના ધંધાની માતબરતાથી પિતામ્બરશેઠની થેલીઓ ઉભરાવવા લાગી. જનતામાં સમૃદ્ધશેઠ તરીકેની ખ્યાતિ વિસ્તરવા લાગી. પુખ્ત ઉંમરે ઝાલાવાડમાં કારેલા ગામના એક સદ્‌ગૃહસ્થની એક સુશીલ અને ગુણીયલ પુત્રી મોતી બેન સાથે પાણી ગ્રહણ થયું. જેઓના લગ્ન પ્રસંગે રાજપુરના તેમજ બીજા ઠાકોરોએ પણ સારો સહકાર આપી હાજરી આપી હતી.

## ગુણવંતી–ગૃહિણી:—

પિતામ્બરશેઠ જેવા સરળાશયી અને ઉદ્દામ ઉદાર વૃત્તિવાળા હોવા સાથે ન્યાય પ્રિય હતા તેવાંજ એમના ધર્મપત્ની પણ વ્યવહારીક કાર્યોમાં કુશળ ભદ્રિક પ્રકૃતિ, સદૈવ હસમુખી મુખાકૃતિ આંગણે આવેલા યાચકોને તૃપ્ત કરવાની ઉદારભાવના અને સ્વાભાવિક રીતે, નિખાલસ મનોવૃત્તિ આદિ સુગુણોથી ગૃહને શોભાવી રહ્યા હતા જ્યારે જ્યારે સગા સંબંધીમાંથી અથવા અન્ય કોઇ મહેમાનો પિતામ્બરશેઠના ઘરે આવતા ત્યારે ત્યારે મંગળમૂર્તિ મોતીબાઇની તે આગન્તુકો પ્રતિ થતુ સ્વાગત સૌહદતા અને વિવેક જોઇ મુક્ત કંઠે કહેતા કે ખરેખર ધનથી ભરપુર આ ગૃહમાં સુલક્ષ્મીજ પોતાનાં પ્રતિરૂપથી ઉતરી છે? મનોહર મોતીઓથી ગુંથાએલી મૌક્તિકમાલા પહેરનારના કંઠને સુશોભિત બનાવે છે જ્યારે એકજ મોતીબાઈ, પિતામ્બરશેઠનું એકજ

વર નહિ કેવળ કુટુબજ નહી, બલ્કે અખિલ બાલશાસન ગામને શોભાસ્પદ બનાવી ગયા હતા એ એક બાલશાસનને શુ ! પરતુ ભવિષ્યમા પરમારાધ્ય જિનશાસનની ઉન્નતિ કરવા સાથે તેનો યશોધ્વજ દિશિવિદિશિમા ફરકાવવા સ્વપર કલ્યાણ સમજી સ્વજીવનને સમર્પણ કરનાર બાલકની આદર્શ જનેતા તરીકે બની તેણીએ અખિલ જિનશાસનને દીપાવ્યુ છે

શૂરવીર સૈન્ય સમરાગણના મોખરે ઉભા રહી શત્રુ સૈન્યના અનેકાનેક અણુધાર્યા થતા આક્રમણોના ઝટકાને ખમી પોતાના શરીરથી ખેદરકાર રહી, જે વિજય પતાકા ફરકાવે છે તે બધોય યશ તેના રાજાનેજ વરે છે, તેવીજ રીતે પુત્રની બાલ્યાવસ્થામાં વિદ્યાપ્રાપ્તિમા નિપુણતા વ્યાપાર વાણિજ્ય આદિ વ્યવહાર પ્રવૃત્તિઓમા દક્ષતા, નિર્દોષ અને નિર્દંભ તેમજ નિર્લોભતાથી જીવન સરણિ સદ્ગુણીઓના સગદ્વારા સ્વજીવનની ધર્મ-સસ્કારમય કરેલી ખીલવટ સસાર વિરક્તતા વિગેરે સદ્ગુણોદ્વારા મળેલ યશ અને પ્રતિષ્ઠા સોહાગણી માવડીજનેજ આભારી છે પીતાબરગેહ અને ભોળાભોળા મોતીબાઈના ગાર્હસ્થ્ય-જીવનના મધ્ય ધમા ખતીલા ખોડીદાસ નામના પુત્રનો જન્મ થયો દિવસે દિવસે ખોડીદાસ વયમા અને ગુણમા વધતા ગયા એ ભાગ્યવત દપતી સસારના મુસાફર તરીકે નિજ જીવન પથને આનદપૂર્વક વટાવી રહ્યા હતા સદ્ગુરૂઓના મુખારવિંદથી ઝરતા ધર્મામૃત ઝરણાને અવશ્ય માની પી રહ્યા હતા સસાર અવસ્થામા હોવાછતા, બને તેટલા વિરક્તભાવથી સ્વ સમય વ્યતીત કરતા હતા.

## ધન્ય હો ? ધન્ય હો ? માતા 'મોતી' ને !—

તેજ સુશીલ સુગુણવતી સતીઓ હાર્દિક નમન વદનોને ઉચિત છે, કે જે જનનીઓએ પરહિતના વિશુદ્ધ ધ્યેયને અવલબી યાહોમ કરનાર શૂરવીર અને ધીર બેટાઓને ઉદાર દિલથી શાસનના ચરણે ભેટ

ધર્યા છે! હિંદુસ્તાનભરમાં રોજના હજારો પુત્રનો જન્મ થાય છે, પણ તેજ જનનીઓ ધન્યવાદને પાત્ર છે, તેજ માવડીઓનાં નામો ઇતિહાસના પાને પંકાવા યોગ્ય છે, તેજ સુમાતાઓનાં નામો અમર બને છે. જે રત્નકુખ પતિવ્રતા સ્ત્રીઓએ ગુણના નિકેતન આદર્શજીવી અને ગુણ-ગ્રાહી, કલ્યાણકામી ભવિઓની કામનાઓને પૂર્ણ કરવાના કારણે અવનિતલને પાવન કરનાર પવિત્ર પુત્રોને શાસન સેવા માટે સોંપ્યા છે. ! એ તેજસ્વી સુમનસ્વિનીઓ એ પાવનપ્રતિમૂર્તિઓ. હજારો ધન્યવાદને લાયકજ છે !





## પ્રકરણ ૩ જું.



પૂર્વ દિશાના ગર્ભમાં ચાંદલો અવતરતા પૃથ્વી શય્યાને આછી આછી વિશદ કિરણોની પ્રભાદ્વારા ઉજ્જવલ બનાવે છે મલયાચલની ભૂમિના ગર્ભમા આરોહીત થયેલ ચદનનો વૃક્ષસમૂહ પોતાની સુવાસને ચોમેર ફેલાવે છે નવીન મેઘના ગર્ભમા પ્રચ્છન્ન જળ, અનેક કૃષીવલોને સુકાલની સૂચના કરી આનદનુ આસ્પદ બને છે તેવી રીતે કોઈ પુણ્યવત જીવ સોહાગણી માવડીની કુક્ષિમા સ્વર્ગથી અવતરે છે ત્યારે તે માતાને મનોરથો, દોહદો કોઈ અનુપમજ ઉદભવે છે. પુત્રના લક્ષણુ પારણામા જણાય છે તેમ ભાગ્યવત જ્યારથી ગર્ભમા અવતરે છે, ત્યારથીજ તેની પ્રભાવકતાની આગાહી તેના કુટુબ વર્ગમા થતી

આબાદીથી અટકળી શકાય છે. ધર્મનિષ્ઠ ભોળા ભાળા મોતીબાઈની કુક્ષિરૂપ માનસ સરોવરમાં એક હંસ સમાન ઉત્તમ જીવ જ્યારથી ગર્ભપણે અવતર્યો ત્યારથી મોતીબાઈની ધર્મ ભાવનાઓ, ધર્માનુષ્ઠાનો આચારવાની પ્રવૃત્તિઓ વિશેષ વધતી ગઈ. ભવ્યજન આધાર ભવ-સાગર તારણહાર ગુણગણના આગાર દુઃખી જીવનના હરણહાર શ્રી પદ્મ પ્રભુ ભગવાનનું જિનાલય ઘરની સન્મુખજ હોવાથી અને ગર્ભમાં રહેલ ઉત્તમ આત્માના સંસ્કારથી મોતીબાઈને પુનઃ પુનઃ પ્રભુ સન્મુખ જઈ સ્તવના કરવાની, પૂજન કરવાની તેમજ ભક્તિ કરવાની ભાવનાઓ જાગૃત થતી અને તે તે ભાવનાઓને ઘરના તમામ કામકાજથી નિવૃત્ત થઈ તુરતજ સફળ કરતા, કેમકે તે સમજતાં હતા કે ધર્મની ભાવના અને પ્રસંગો બહુજ દોહિલા હોય છે. અનાયાસે તે સુઅવસરો પ્રાપ્ત થતાં કયો સજ્જન વિલંબ કરે ? શ્રેયઃ પંથના સાધન રૂપ તેની ધર્મ પ્રવૃત્તિ આદરવાની જે જે જિજ્ઞાસાઓ પેદા થતી, ભલે તેમાં દ્રવ્યનો વ્યય થતો હોય ભલે ગૃહકાર્યોમાં ઉણપ રહેતી હોય છતાંય પુણ્યવંત પિતાંબર શેઠ તેની દરકાર રાખ્યા સિવાય તે તે જીજ્ઞાસાઓને અવિલંબે ફળવતી બનાવતા.

માતાના મનોરથો સફળ થતા જતા હતા. દિવસો આનંદની અનુપમ લહેરીઓથી, ધર્મ ક્રિયાઓથી, પ્રભુ સ્તવનાઓથી ધીમે ધીમે પસાર થઈ રહ્યા હતા. સાંસારિક સંયોગો પણ અનુકુળ થતા જતા હતા તેઓના દિલમાં પુણ્યાત્માના ગર્ભમાં આગમન પછી કદીયે ચિંતાને સ્થાન મળતું નહતું. સ્વજનો તેઓની સુશ્રુષામાં ઉલ્લાસથી તૈયાર રહેતા.

આ સમય પોસમાસનો હતો, આછી આછી.શીતળતા જનતાના અંગોપાંગને સંકોચિત બનાવી રહી હતી. વિહંગમો સ્વજીવન આગામી કકડતી ઠંડીના ભોગરૂપ ન બને તે ખાતર સઘન વિવિધ માળાઓને, કોઈ તો વૃક્ષના કોટરોમાં કોઈ તો ગૃહના વિવરોમાં, રચી તેમાં મોટી

ઇમારતના સુખને કલ્પી રહ્યા હતા વિદ્યાભ્યાસીઓ પ્રાત સમયની મધુરી અને લહેજતદાર ઉષ્માપ્રાપક શીતળતાના સહકારથી અભ્યાસમા વિશેષ વિશેષ ઉદ્યુક્ત બની રહ્યા હતા, યોગીજનો સ્વદષ્ટિને નાસિકાના અગ્રભાગ પર સ્થાપન કરી પરમબ્રહ્મને દેખવા એકાકાર બની રહ્યા હતા કોઈ યતિજનો પ્રાણાયામ અને ઉત્કટ આસનોદ્વારા દઢ બની ઇંદ્રિયોના દમનપૂર્વક સ્વબ્રહ્મરન્ધ્રને પૂર્ણ આનદનો અનુભવ આપી રહ્યા હતા

આવો અનેકોને ઇષ્ટસાધક શીતકાળ ( Winter season ) સર્વ પ્રિયતાને મેળવી રહ્યો હતો, શીશીરનો સમીર ( Wind ) વીરવર્ગને ધીરતા આપી રહ્યો હતો, સોહાગણી મોતીબાઈના ગર્ભાધાનનો પણ અવધિ થતા, ત્યા પરિપૂર્ણ નભાગણના વિશાળ ચોગાનમા ઝગમગતી અને વિશદ કિરણોના બ્હાનાથી ઝુલતી તારલીકાઓ અવનવા અભિનવો પૂર્વક નૃત્ય–તાડવ કરી રહી હતી

બારસનો ઉજ્જવલ સુધાશુ ( moon ) ભેદભાવને ભૂલી પરોપકારના પરમ સિદ્ધાતને જાણે પાલન ન કરતો હોય ? તેમ સુધા ઝરતા કિરણોને પૃથ્વીપર પાથરી પ્રત્યેક પ્રાણીઓને આનદસરમા સરકાવતો હતો, તેજ દ્વારશીનો દીપતો શશી શીત કિરણોરૂપી ચદ્રહાસના કટોરા આખાએ દિવસના કાર્ય વ્યવસાયથી પરિશ્રમિત થયેલા માનવ વર્ગને ભરી ભરીને સપ્રેમ પાન કરાવી રહ્યો હતો તેવીજ રીતે "મોતી" નામને યથાર્થ કરનાર "મોતીબાઈ" પણ પોતાના ગૃહાગણની ઓસરીમા ઉદારતાથી અપાતા તે શીત કિરણની ખીલતી જતી ચમકતી ચાદણીના ચદ્રહાસને ધીમે ધીમે ઘુટડે ઘુટડે પી આનદ માની રહ્યા હતા તે રાત્રિ વિક્રમ સવત ૧૯૪૦ ના પોસ સુદી બારસની હતી, એ રઢીયાળી રાત્રીનો આસરે આઠેક વાગ્યાનો સુમાર હતો તે અવસરે ચદ્ર કોમુદિથી અજવાળાયેલી ગૃહાગણની ઓસરી ઉપર નિરાબાધપણે મોતીબાઇની કુક્ષીરૂપી માન સરોવરમા સુસ્વપ્નથી સૂચિત હસ સમાન એક પુત્રરત્નનો જન્મ થયો.

અનેક જનનીઓ પુત્રરત્નોને જન્મ આપે છે એતો અનાદિનો વ્યવહાર પ્રવાહ છે, પરંતુ તેજ જનેતાનું અને તેજ ધન્યપુત્રનું યશોનામ ઇતિહાસક્ષેત્રમાં આવકાર પામે છે. જે માતાઓ પોતાના સંતાનોને જન્મતાવેંતજ ઉત્તમ સંસ્કારોનો સોનેરી ઓપ કરવા પ્રેરણાવતી બને છે. જે પુત્રો જન્મી પોતાનાજ નહિ, બીજા એક બેના પણ નહિ પણ હજારો પ્રાણી સાર્થના સાચા સાર્થવાહ બને છે, તે ભાગ્યવંતોનો જ્યોતિમય જન્મ તેના કુટુંબીઓનેજ નહિ, બલ્કે અખીલ જિજ્ઞાસુ જનતાને આનંદનો હેતુ બને છે, તેવીજ રીતે ગુણીયલ મોતીબાઈ અને તેમના આ પુત્રરત્ન એ બેઉ ભવિષ્યમાં ઇતિહાસના પાનાપર સુવર્ણાક્ષરે આલેખાવા યોગ્ય બન્યા છે.

આ પુણ્ય માતુશ્રી ચાંદનીની આછી આછી જ્યોતમાં ગૃહાંગણની ઓસરી ઉપર આનંદપૂર્વક બેઠા હતાં, ત્યાંજ પુત્રનો જન્મ થવો એ ખરેખર અવતરનાર ધન્યાવતારી ભાગ્યવંત જીવનની પુણ્ય પ્રભાનો અનેરો પ્રતાપ કેમ ન માની શકાય? જન્માવસરે ઉજળીશી ટગમગતી ચાંદનીની કૌમુદી અને બાળકની તેજસ્વી ઝગમગતી મૂળકાંતિ, પળ ભર સ્પર્ધા કરતી થકી પણ સંમિલિત થઈ. પુત્ર જન્મ સંસારીઓને સ્હેજે આનંદ ઉપજાવનારો હોય છે, પિતામ્બર શેઠના ઘરમાં પણ સહુકોઈ આનંદની મીઠી મીઠી ઉર્મીઓમાં ન્હાવા લાગ્યા.

ઘણીજ કાળજીપૂર્વક તે બાળકને પાલન કરવામાં આવતો, સ્નેહાળ કુટુંબીઓ પળભર પણ તેને ગોદથી હેઠો મૂકતા નહિ. બાળના નિર્દોષ ચમકતા નેત્રો, ખીલેલા ગુલાબના પુષ્પ સમાન રક્ત ગાલો, જપાપુષ્પના રસથી ઓપેલા લાલીમા ભર્યા અધરો અને કમલશું વિકસ્વર, કોમળ, પળપળ હસતું અને રમુજી આનંદથી મટકતું મુખડું એ કોને સ્નેહ ન ઉપજાવે, વળી બાળની બોલાતી ઘેલી, તોતડી, મૃદુ, મધુરતામય, મનમોહક મોહવાહી ભાષા વજ્રભેદી હૃદયોને પળભર નચાવે છે. મોતીબાઇ અને તેના કુટુંબીઓની ગોદમાં

વૃદ્ધિ પામતો, રમતો, ઝુલતો, મનમાન્યા આનંદ રસમાં મ્હાલતો આ બાળક વયમાં અમુક દિવસ થતા, કુટુંબીઓએ નામ નિર્ધાર કરવાનો નિર્ણય કર્યો.

## નામ નિર્ધાર—

સગાસંબંધીઓનું એક મંડળ પિતાબરશેઠના સોહામણા અને મનોહાર આંગણામાં સાનંદ એકત્રીત થયું. આ પુત્ર લાલ-રત્નરૂપ હોવાથી માતા અને પિતાને અનુકુળ એવું તે બાળકનું પુનીત નામ "લાલચંદ" તરીકે નિશ્ચિત થયું માતા અને કુટુંબીઓએ લાલચંદના નામની ધ્વનિઓથી પિતાબરશેઠના ઘરને ગજાવી મૂક્યું ખરેખર આ શુભ જાગવ ભાવિ સૂચન કરતો હતો કે હે બાળ, લાલ, ભવિષ્યમાં લાલચંદ્ર એ નામ યથાર્થ કરી સુકાર્યોમાં જીવનનો ફાળો આપી પરોપકારના પવિત્ર કાર્યક્ષેત્રમાં નિઃસ્વાર્થપણે જીવનનો અણમોલ સમય વિતાવી સૈદ્ધાંતિક સત્યોને ફેલાવી જગોજગમાં જુગજુગ સુધી તારૂં નામ ગુંજતું રહો એ આશિર્વાદ લાલચંદ લાલચંદની પ્રેમવાહી ધ્વનિઓમાં કલ્પી શકાતો હતો

## ગ્રહાચાર વિચાર—

ગ્રહ અને કર્મનો પરસ્પર અવગાઢ સંબંધ રહેલો હોય છે. અમુક કર્મ જ્યારે ઉદયમાં આવવાનું હોય ત્યારે અમુકજ ગ્રહ અને અમુકજ ચંદ્રમા કુદરતના કાનૂન અનુસાર આવી મળે છે જો કે કર્મવાદીઓને પણ એ ગ્રહચારની ગણત્રી અને તેનાથી થતા શુભાશુભ ફળોની માન્યતા ધરાવવીજ પડે છે ગ્રહચારનો પૂર્ણ જ્ઞાતા હોય તો જન્મનાર વ્યક્તિના જીવન પંથના વિપરીત અને અનુકુળ પ્રસંગોને પ્રથમથી જણાવી શકે છે તદનુસાર શુભાશુભ ફળ સંબંધ થતું અનુભવાય પણ છે

આ પ્રસંગ અનુસંગત હોઈ તેને અત્રે આલેખવો એ વાંચકવૃંદ અસ્થાને નહિજ માને.




લાડકડા લાલચંદભાઈના જન્માવસરે એ ગ્રહો ઉચ્ચાંશના હતા. અને તે પ્રભાવપ્રદ તેમજ જીવન ઉદયના સુંદર ઉદ્‌ભવ સ્થાન સમા હતા. જે ગ્રહો અખિલ જીવન વિહારમાં પ્રભા પાડવામાં જ્યાં ત્યાં ઉજ્જવળ કીર્તિને વિસ્તારવામાં અને વાદવિવાદોમાં કુવાદીઓના મદને ગાળી સત્ય તત્ત્વની જય પતાકા ફરકાવવામાં નિમિત્ત ભૂત હતા.

## ભાવિસૂચનઃ—

જોશીઓ પણ આવી ઉત્તમ કુંડળીને જોઈ તાજુબ થતા હતા. અજાણ્યા જોષીઓ પણ તે જોતાંજ મુક્તકંઠે કહેતા કે, આ ગ્રહ-કુંડળી અનુસાર જન્મનાર બાળ સમૃદ્ધિમંત, ધીમંત અને પ્રભાવ-શાળી થાય. હજારોપર પોતાનો અજબ પ્રભાવપાડી આણ્ણા ફેલાવે. વચન સિદ્ધિ પણ આ વ્યક્તિને સાંપડે. કુંડલીમાં એક યોગ એવોપણ ઉપસ્થિત છે અને તેથી કલ્પી શકાય છે કે તે સ્વભાવિકજ સંસારના પાપારંભોથી વિરક્ત થઇ સંસાર ત્યાગી બને તો મહાન્ ગુણ સંપન્ન જગન્માન્ય જગદ્વંદ્ય મહાત્મા બને અને સંસારમાં રહે તોપણ ઉચ્ચ સમૃદ્ધિ મેળવી માનનીય બની ખ્યાતિને પામે. ટુંકમાં

કહીએ તો જન્મનાર લાલચંદભાઈની કુંડલીના ગ્રહચક્રો તેમના ભાવિજીવનની ઓજસમયી કોઈ અનેરીજ કલ્પના કરાવતા હતા.

## શારીરિક ચિન્હો:—

બાળચંદ્ર સમા લાલચંદભાઈના તેજસ્વી મુખડાપર ભવ્ય લલાટ અનેરીજ કિરણો પ્રસારતુ હતુ મુખની હસમુખતા અનેકોને આનંદનુ સ્થાન બની રહી હતી નેત્રોની નિર્મળતા અને વિશાળતા, ઓજસ્વીતા, કમલ દલોને શરમ પમાડતી હતી વિશાળ હાથ અને રક્તિમા ભર્યાં કોમળપાદો ભાગ્યવંતની આગાહી આપવા આવેલ શુભકર્મના સંદેશકો સમા શોભતા હતા નાનીવયમા પણ શરીરની બલવત્તા, બુદ્ધિ, ચપળતા અને સર્વજન પ્રિયતાતો આ બાળમા પૂર્વ સંસ્કારથી સહચારીપણું ધરાવતી હતી

શરીરપર દીપતા ચિન્હો ભલભલાના શિરને ડોલાવતા હતા વિદ્વાન્ પ્રેક્ષક વર્ગને કબૂલવુ પડતુ હતુ કે સંઘવીદાસના કુટુંબરૂપી વંશાકાસમા આ પુત્ર ચંદ્રમાન કીર્તિ અને યશને વધારનાર થશે

## બાળવય —

નિખાલસતા અને નિર્દોષતા જેટલી બાળકોમા હોય છે તેટલી વૃદ્ધોમા પણ કોઈક વખત અનુભવાતી નથી નિર્દોષ આનંદનુ જો કોઇ કેન્દ્રસ્થાન હોય ( The best place of innocent joy ) તો તે બાળવયજ છે બાળક હરરોજ નિશ્ચિંત અને ક્ષણેક્ષણે અનેક આનંદ તરંગોમા મસ્ત રહેનારો હોય છે મોહથી રૂઢ થયેલો એકપણ પદાર્થ તે મોટેલા જીવનમા ઇષ્ટરૂપે નથી હોતો નેતરની સોટી ( cane ) કુમળા કમળોનો નાળ અને ઉત્પન્ન થતા નાજુકડા છોડો જેમ વાળવા ધારીએ તેમ વળી શકે છે તેવીજરીતે બાળપણામાં જેવા પ્રકારના સંસ્કારો નાખવામા આવે છે તે સંસ્કારો એવાતો જડમૂળ અને દૃઢતર બને છે તેમા પરિવર્તન ભાગ્યેજ થાય છે બાળકનુ માનસ

કુદરતેજ કોમળ અને ડરપોક હોય છે. હુંકા હુંકા પ્રસંગો તેના ગાભરા હૃદયને ખેદ અને હર્ષનો અનુભવ કરાવે છે. તેનાથી વિપરીત પ્રકૃતિના ઘણા બાળકોમાં જોવામાં આવે છે. કેટલાક બાળકો નાની ઉમરથી નિડર, વાચાળ, ચપળ અને પ્રસંગોને ઓળખવામાં કુનેહવાળા હોય છે. બાળકોમાં વિના શિક્ષાએ નિરખાતા સુસંસ્કારોજ પૂર્વભવ હોવાનો સચોટ પુરાવો આપી રહ્યા છે.

લાલચંદભાઇ પણ બાળવયની બુદ્ધિમયજીવન બાજીમાં આનંદ મનાવતા હતા. કુટુંબીઓની તથા બાળમિત્રોની સંગતમાં કુતુહલયુક્ત જીવન વિતાવવા લાગ્યા. લાલચંદભાઇના પાલનપોષણમાં તેમના માતુશ્રી બહુજ સાવધ રહેતા. કુસંસ્કારી બાળકોની સંગત ન થાય તે માટે પણ બહુ સાવચેત રહેતા. માતાપિતા એતો પુત્રોની ભાવિજીવન રેખાના વિધાતા છે. જો તેઓ બાળકને સુસંસ્કાર અર્પવામાં દુર્લક્ષ્ય રાખે તો બાળની આગામી જીવનરેખા બહુજ કઢંગી બને છે. મોતી-બાઇ તો સ્વબાળક કુસંસ્કારી ન બને તે માટે પુરતા લક્ષ્યબદ્ધ રહેતા. જો કે લાલચંદભાઈ પોતેજ બાળવયમાં પૂર્વસંસ્કારના પ્રતાપેજ ગુણીયલ બાળકોની સોબતમાં આનંદ માનતા. સુઘડતા અને મતિબાહુલ્યતા એમની બાળપણથીજ ખીલતી જતી હતી. જેમના માતપિતા ધર્મ સંસ્કારી હોય જેમનો નિવાસ ઉત્તમ સજ્જનોની પાડોશમાં હોય જેમની સોબત કુળવાન મિત્રની સાથે હોય તેઓનું ઉત્તરજીવન આદર્શ સુખી અને પ્રશંસનીય બને છે.

તેઓ જ્યારે આઠેક વર્ષની સમજણી ઉમ્મરના થયા ત્યારે તેઓની મધુર, બુદ્ધિ અને ચાતુર્યવાળી વિધિવિધ વાતો સાંભળી ગ્રામ્ય જનો આશ્ચર્ય ચકિત બનતા એક વખત સાંભળેલી વાતને પણ સ્મરણ પથમાં આલેખવાની અને પ્રસંગ આવે સંભળાવવાની ધારણા શક્તિ અને વિવેચન શક્તિ બાળવયથીજ પ્રગટ દેખાતી હતી. બાળ-વયની રમત ગમતોમાં પણ સહેલાઇથી પસાર થઇ જીતને પોતે સ્વાધીન

ગમતા એ એક વિશિષ્ટતા હતી, એમ તેઓના બાળપણના મિત્રો હાલ પણ જણાવી રહ્યા છે યુવાવસ્થામા જેઓના સુગુણો અપ્રતિમ ખીલવાના હોય તેવા બાળકોની ચિકિત્સા બાળવયથીજ થાય છે અને તે દ્વારા ભવિષ્યના સુદર અદ્ભુત સુગુણો કળી શકાય છે લાલચદભાઇના અપૂર્વ સદ્ગુણોએ માત પિતાના હૃદયમાજ ભાવભીનુ વાત્સલ્ય ઉપજાવ્યું હતુ એટલુ જ નહિ પણ ઇતર જનોનો પણ એમના ઉપર ઘણોજ સ્નેહ હતો પાચ સાત વર્ષની ઉમ્મરમાં તેઓનુ કંઠમાધુર્ય એટલું બધુ આકર્ષક હતુ કે ગામના કેટલાક ભાઈઓ તેમને રોકી નિશાળમા શીખેલી કવિતાઓ, નીતિ સૂચક ગીતિઓ તેમજ ભજનો ગવડાવતા આ કવિતાઓ સાભળી શ્રોતૃવૃદ ખુશી થઇ સ્નેહની એક મીઠી આશીર્વાદ ભરી નજર ફેકતો, બાળ અવસ્થામા પણ આટલો આવકાર એ કાંઈ થોડા ભાગ્યની નિશાની ન ગણાય

## વિચાર વિમળતા.

બાળવયમા બાલોની પ્રિયતા ખાનપાન કરતાંયે રમુજી નાના પ્રકારની રમત ગમતો પ્રતિ રહેજે અધિક હોય છે પરન્તુ કેટલાક બાળકો જેઓ ભાવિમા અપ્રતિમ ગુણનિધાન થવાના હોય છે, તે સ્વધ્યેય અનુસાર કાર્ય થયા પછી રમતમા ચિત્ત લગાવે છે. વિદ્યાલયના શિક્ષકોએ આપેલ પાઠ (Lesson) માતપિતાની સેવા અને ધર્મના નિત્ય નિયમોનું પાલન ખંતથી કરવા વિના પ્રેરણાએ પ્રેરાય છે તેઓ નાની ઉમ્મરમા માત પિતાના વિનયમા, નિશાળના પાઠોમા અને ધાર્મિક અનુષ્ઠાનોમાં યથાશક્તિ પાલનમા તત્પર રહેતા, વળી તેમનો ધર્મ પ્રત્યે હાર્દિક પ્રેમ, મનની નિર્મળતા, સુહૃદતા, ઉદારતા બહુજ આકર્ષક હતી જે કોઇ અભ્યાસી અનુભવીને પણ દુર્ગમ્ય માની શકાય

## સ્વપ્નસ્તવના.—

રાત્રિનો સમય પ્રસરી રહ્યો હતો લાલચદભાઈ તદ્રાના તાલમાં મશગૂલ બન્યા હતા, તે વખતે સોનાના સિંહાસનપર બિરાજમાન થયેલ

તારક જીનેશ્વર ભગવાનના અકસ્માત દર્શન થયા સાનુગ્રહથી પ્રભુજીએ સ્વવદન ચંદ્ર દ્વારા ઉપદેશ પિયૂષ વર્ષાવ્યું. તે ઉપદેશામૃતને નિશ્ચલભાવે તેઓ આકંઠપીને પીન બન્યા જાણે રત્નનો કરંડીયો અનાયાસે પ્રાપ્ત થયો હોય તેમ તેમનું હૃદયસર હર્ષ તરંગથી ઉભરાયું. અને તેમના માનસમાં કોઈ અનેરૂં ઓજસ પ્રગટયું. આદર્શ જ્યોતિમય પ્રભુના પુણ્ય દર્શન અને મુખ ચંદ્રથી ઝરતું પિયૂષ વૃષ્ટિનું જ્યારથી પાન થયું ત્યારથી આ અસાર સંસાર ત્યાગવાની અને પ્રભુના સત્ય માર્ગને સ્વીકારવાની તીવ્ર તમન્ના જાગી. વૈરાગ્યનું બીજ રોપાયું બાળવય હોઈ હૃદયમાં અદૃશ્ય રહેલી ભાવનાઓ તુરતાતુરત ક્યાંથી અફળ થાય? માતપિતાનો વ્યામોહ તો પુત્રપ્રતિ આગાઢ હોય છે. તેમાં વળી ગુણીયલ અને વિવેકીપુત્ર વિશેષ મોહ જગાવે તે નિર્વિવાદ છે. આવા અત્યંત વ્યામોહના કારણે પોતાના મનોહર માનસ સરોવરમાં ઉત્પન્ન થયેલા વૈરાગ્ય તરંગોને ગૂઢજ રાખ્યા. પરન્તુ અંતરમાં પોતાનો ઉદ્દેશ અને ધ્યેય મજબૂત બનાવતા જતા હતા તેમજ તે ધન્ય સોહાસણી સુપળની ઝંખના અસ્ખલિત વહેતી ધર્મ કૃત્યોની સ્વપ્નમાળા તેઓની શ્રદ્ધા અને ભાવનાને પ્રોત્સાહિત કરતી હતી. ધન્ય છે એ સુસ્વપ્ન દર્શકને?

સુગુણો પ્રાપ્ત કરવાનું અણમોલ સ્થાન પુત્ર માટે જો કોઈ હોય તો તે પિતા હોય છે. લાલચંદભાઇ પણ પિતાના પરિચયથી ઘણા સુસંસ્કારો સંપ્રાપ્ત કરી રહ્યા હતા, પિતાનો પ્રેમ પણ પોતે પોતાની કુશળતાથી જીતી રહ્યા હતા, તેમની આજ્ઞાનું પાલન કરી સેંકડો શુભાશીર્વચનો મેળવવા ભાગ્યશાળી બની રહ્યા હતા, પરન્તુ ખરેખર પ્રશંસનીય સુયોગ ચિર સ્થાયી રહેવો એ દુર્લભ છે. કાળની અજબ કળાથી ઘડાયેલી ઘંટીમાં સઉકોઇને આનાકાની સિવાય પિસાવુંજ પડે છે કાળના પ્રવાહનો સામનો કરવા આજના યુગ વિજ્ઞાનીઓ પણ સમર્થ બન્યા નથી. બળવાનોને, ધનવાનોને,

મહારાજાઓને અને કંગાળોને ટુંકમાં અખિલ જન સમુહને કાળ-સિંહની વિકરાળ જટીલ ફાળના ફેંગ નીચે પસાર થવુજ પડે છે જે પુષ્પ ખીલે છે તેજ કરમાય છે જે ઝોળીમા હોય છે તેજ હોળીમા હોય છે જે જન્મે છે તેજ મરે છે અગ્રેજીમા પણ કહ્યુ છે કે "A man is mortal" માણસ માત્ર મરણાધિન છે ધર્મનિષ્ટ પિતાઅરભાઈ ધર્મમય જીવન વીતાવી ગયા હતા લગભગ પચાસવર્ષની ઉમ્મરે આવી પહોચ્યા હતા સામાન્ય વૃદ્ધાવસ્થાની આછી આછી રૂપરેખા તરી રહી હતી કુટુબીજનોપર તેમજ ક્ષણિક પૌદ્ગલિક વસ્તુ ઉપરથી વ્યામોહનો નસો કમી થઇ રહ્યો હતો, તે અરસામા ઉપર સૂચિત અકળ કાળની કળાના કાનુન અનુસાર આયુષ્ય બળ ક્ષીણ થતા સસમાધિ ધર્મ ભાવના પૂર્વક સ્વર્ગલોકની ભૂમિને ભૂષિત કરવા માનવ લોકથી વિદાય થયા કૌટુબી વર્ગમા આવા એક ધર્મ-નિષ્ટ પુરૂષના સ્વર્ગગમને જો કે ગોકની છાયા તો પ્રસારી, પરન્તુ સર્વે ધર્મિષ્ટ હોઈ, કર્મની અજબ લીલાને જાણનાર હોઈ તથા સદ્ગુરૂદ્વારાએ પ્રાપ્ત કરેલ ધર્મની અમર બુટ્ટીના પ્રભાવે તે છાયાના કારમા સેરડા ટુકમા ભુસાઈ ગયા આ બાજુ માતાની પ્રેરણાથી વ્યવહાર કુશળતા મેળવવામા, ધર્મ ક્રિયામા, વ્યવહારિક વિદ્યાભ્યાસમા દિન પ્રતિદિન ઉત્સાહપૂર્વક પ્રયત્નશીલ બની અનુક્રમે વયમા તેઓ વૃદ્ધિ પામતા ગયા





## પ્રકરણ ૪ થું.

<u>પુણ્યદર્શન:</u>—



પૂથ્વીતલને પવિત્ર પાદ કમલથી પાવન કરતા ભવ્યાત્માઓના હૃદય કમલોને ઉપદેશામૃતથી વિકસાવતા શ્રી જૈનશાસનના ધૂરાવાહક પૂજ્ય આચાર્ય દેવેશો તેમજ સંયમ રમાના ભૂષણરૂપ મુનિપુંગવો બાલશાસનની જનતાના મહાભાગ્યથી પધારતા અને ધર્મોપદેશ વર્षावતા. તે પૂજ્યોની સેવામાં અને ધર્મોપદેશ શ્રવણ કરવામાં ધર્મપ્રેમી લાલચંદભાઈ પણ અચૂકપણે પૂર્ણ પ્રેમથી લાભલેવા ઉત્સુક રહેતા.

સાધુ પુરૂષોના સમાગમની સુંદર સુપળોનું સદ્દભાગ્ય લાલચદભાઇને પ્રાપ્ત થતુ, બાળવયમા પણ તેમનુ બુદ્ધિ બાહુલ્ય અને નમ્રતા એટલી બધી નિસીમ ખીલેલી હતી કે જે જોઈ મુનિરાજો તેમને કહેતા કે જો તુ સયમ લે અને જૈનધર્મના શાસ્ત્રોનો ઉડો અભ્યાસ કરે તો એક ધર્મનો સાચો પ્રચારક અને નેતા ( Leader ) બને ? અને જે ગુરૂનો શિષ્ય થાય તે ગુરૂની પાટને પ્રભાવશાલી બનાવે પ્રિય વાચકગણ સહેલાઇથી સમજ્યો હશે કે ઝળકદાર ઉત્તમરત્ન ઝવેરીના હાથમા જતાજ તેના તેજથી અને જળહળતા પાણીથી અને તેની ઉચ્ચતાથી તરતજ કિમત અકાય છે તેમ બાળવયમા અનુક્રમે વૃદ્ધિ પામતા આપણા ચારિત્ર ભૂષણ પણ વિદ્વાનોની દષ્ટિમા કિમતી રત્નની જેમ અકાયેલ હતા

સાધુ જનની નિસ્વાર્થ સેવા અને નિસ્પૃહી અને નિરાલસપણે શ્રવણ કરેલ નિપૃહીનો ઉપદેશ નિષ્ફળ નિવડતોજ નથી અર્થાત્ કદીને કદી જરૂર ફળદ્રુપ થાય છે સુક્ષેત્ર હોય, ઉત્તમ બીજનુ આરોપણ હોય અને તેનો પાલક જલસિચક અનુભવીને દક્ષ હોય તો તે બીજને અકુરીત થઈ ફળદ્રુપ થતાં વિલબ શેનો હોય ?

ન્યાયામ્ભોનિધિ પાચાલદેશો ( Punjab ) દ્ધારક શ્રીમદ્ વિજયાનદસૂરીશ્વરજી મહારાજ ઉર્ફે આત્મારામજી મહારાજના ભાવી પટ્ટાલકાર નિસ્પૃહ ચૂડામણિ શ્રીમદ્ કમળવિજયજી મહારાજ સવત ૧૯૫૪ મા શ્રી ભોયણીજી તીર્થની યાત્રા કરી સસ્વાગત બાલ શાસનમાં પધાર્યા તેઓશ્રીની પ્રતિદિન ચાલતી મધુરી અને વૈરાગ્યમય વાણીનુ શ્રોતૃવૃન્દ ઘણીજ પ્રીતિથી પાન કરતો હતો લાલચદભાઈ પણ તે મહાત્માની હૃદયદ્રાવીણી વાણીનુ શ્રવણ કરતા અને અન્ય સમયમાં પણ તેઓના પરિચયની સૌરભતાથી સુવાસિત બનતા જતા હતા નિરાકાક્ષી સતનો ક્ષણભરનો સગ જીવનવહેણમા નવ ચૈતન્યરસને વહેવડાવનાર બને છે. કહેવત છે કે સોબત તેવી અસર થાય છે,

(A man is known by the company he keeps) લાલચંદભાઇના પવિત્રહૃદયમાં તત્વાવગાહિની દેશનાએ અનેરી જાગૃતિ આણી તેનાજ પ્રતાપે સંસારને છોડી, મનને ગુરૂદેવની આજ્ઞામાં જોડી સંસારના મોહપાસને તોડી અવ્યાબાધ સુખને દેનાર સંયમપંથને આરાધવાની તીવ્રવેગી ભાવનાનું પુર હૃદય પટ ઉપર વહેવા લાગ્યું.

લાલચંદભાઇની ઉંમર દશેક વર્ષની થવા આવી હતી. ગુર્જર વિદ્યાપીઠમાં ત્રણ ચોપડીનો અભ્યાસ કરી ચૂક્યા હતા. શિક્ષકોની પણ અજબપ્રીતિ પ્રબળબુદ્ધિ દ્વારા સંપાદિત કરી હતી.

વય વધવાની સાથેજ જળ પ્રવાહની જેમ વ્યવહારુ કુશળતા પણ વધી રહી હતી. શ્રીમદ્ કમળવિજયજી મહારાજ હાલમાં ( શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજ ) પણ આ બાળ લાલની નિખાલસ માનસવૃત્તિ તલસ્પર્શી કુશાગ્રમતિ અને વાક્ચાતુરી જોઇ આકર્ષાયાતો હતાજ. આ એક શાસનદ્યોતક, સત્યપંથનો પ્રચારક અને અજબ ઉપદેષ્ટા ભાવિમાં થાય એવી વિચાર સંકલના તેના પ્રતિ મનમંદિરમાં ગુંથી રહ્યા હતા.

મધુરવાણી દ્વારા આચાર્યશ્રીએ લાલચંદભાઇને સંસારની અસારતા સચોટ સમજાવી. તે બાળના હૃદયગત સંસાર ત્યાગવાના સાચા વિચારો જાણી લીધા. અને તે પછી તેમના કુટુંબીઓને કહેતા કે આ તમારો લાલ બાળ તો છે પણ જો તેને સારા સ્થાનમાં સંયોજી જૈનધર્મનું પદ્ધતિસર શિક્ષણ આપવામાં આવે તો થોડાજ સમયમાં નિષ્ણાત બની શકશે અને એવું સ્થાન જો કોઇ હોય તો વર્તમાનકાળમાં મહેસાણા ગણાય, ત્યાં જૈનધર્મના સારા સંસ્કારપૂર્વક ધાર્મિકજ્ઞાન બાળકોને આપવામાં આવે છે. માટે ત્યાં જો તમારા લાલચંદને મોકલો જેથી ભાવિના જીવનમાં સારો પ્રકાશ પડે. અત્રેથી ભાવી પૂ૦ આચાર્યદેવેશ વિચરતા વિચરતા મહેસાણા પધાર્યા. જ્યાં જેઓની દેશનાના કિરણોએ સારો પ્રકાશ પાડયો, જનતા તેમના પ્રતિ એક મહાન્ મહાત્માની

દૃષ્ટિએ નિહાળતી શ્રી શ્રેયસ્કર મંડળના સંસ્થાપક અને સંચાલક શ્રી-
યુત વેણીચંદ સુરચંદ આચાર્ય દેવેશનો નિર્દોષ ત્યાગ દેખી પૂર્ણ
ભક્ત બન્યા હતા. તેમને તેઓશ્રીએ જણાવ્યું કે બાલ શાસનમાં
લાલચંદ નામના એક બાળકને ચારિત્ર ગ્રહણ કરવાની સુભાવના છે
તેને તેમના કુટુંબીઓને સમજાવી તમારી પાઠશાળામાં અભ્યાસ માટે
દાખલ કરવામાં આવે તો ભવિષ્યમાં જૈન શાસનમાં સુંદર ફાળો આપી
શકે એમ છે. તેઓશ્રીના વચનને વધાવી લઇ તે સબંધી કાર્ય હાથ ધર્યું.

## શંકાસ્થાન —

વેણીચંદભાઈની પ્રેરણાથી એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ બાલ શાસન આવ્યા. લાલચંદભાઇના ઘેર જઈ તેમના કુટુંબીઓને એકત્રિત કરી જૈન ધર્મના સિદ્ધાંતોના અભ્યાસ માટે મોકલવા સૂચવ્યું. સ્નેહાળ કુટુંબીઓના હૃદયમાં શંકા શલ્યે સ્થાન જમાવ્યું. જરૂર હમારા બાળકને મહેસાણા લઈ જઈ ધર્મના અભ્યાસ કરાવ્યા બાદ પ્રવ્રજિત કરશે. આ વિચાર વમળમાં તેઓ ગુંચાયા. મોહ રાજની વિચિત્ર લીલાથી કોણુ અજાણ્યું છે? એ મોહના વિલક્ષણ ઉછાળાઓએ તે શંકાને બળવત્તર બનાવી અને અભ્યાસ માટે મહેસાણા જવાની જિજ્ઞાસાવાળા તે બાળકને અટકાવ્યા. પરન્તુ લબ્ધ સમયે ધાર્મિક અભ્યાસ કરવાની લાલસામાં લાલચંદભાઈ ઉદ્યમવંત જ રહ્યા, એકવાર કરેલું પિયૂષપાન આજીવન વિસરાતું નથી તેમ પૂ. ગુરૂવરનું મીઠી નજરથી કરાવેલ વૈરાગ્ય અમૃતપાન અને તેમના પરિચયથી થયેલ મહદાનંદ પુન: પુન: સ્મરણ પથમાં આવતો હતો.

એ સમય ક્યારે આવે કે તે નિસ્પૃહી મહાત્માના સંગમાં અને સેવામાં રહું? તેઓની નજર તારણ સુધાપાનનો લાભ લઉં અને તેઓની અમૃત સરોવરી વાણીનું નિરંતર પાન કરૂં એવી સુભાવનાઓના ઉમળકાઓથી તેઓનું હૃદય અલંકૃત હતું, પરન્તુ સ્નેહીઓની આધીનતાથી સ્વ વિરુદ્ધ વિચાર સંસારમાં રહેતા હતા.

## વિદ્યાવિશ્રામ:—

સ્વાભાવિક રીતે બાળપણુમાં વિદ્યા પ્રાપ્તિએ સુગમ હોવાથી એ સરસ્વતીની સિદ્ધિનું કેન્દ્રજ માની શકાય. બાલ્યાવસ્થામાં સુગમ રીતિએ પ્રાપ્ત કરેલું જ્ઞાન ચિરસ્થાયી બને છે. બાળકને જેવા સંયોગમાં રાખવામાં આવે તેવા સંસ્કાર પોષાય ને જેવા સાહિત્યનો શોખ લગાડાય તેમાં તેઓ નિપુણતા મેળવી શકે છે. અને એ નિપુણતા ભાવિ જીવન પ્રવાહમાં બહુજ ઉપયોગી સમૃદ્ધિના સ્થાનરૂપ સંતોષકારક નીવડે છે.

## અણમોલ અભ્યાસ:—

અભ્યાસ માટે બાળકોની કાળજી કરતાં માત–પિતાની પ્રેરણા સેંકડો ગુણી અધિકી હોવી જોઇએ. બાળ એટલે પરતન્ત્ર, બાળ એટલે મનમોજીલી નવી નવી રમતગમતોનો પ્રેમી, વિદ્યાના સુફળોથી અજ્ઞાત. એ બાળને રમતગમતનો રસ છોડાવી, સ્વતન્ત્રતાના સાચા પાઠો શીખવી, વિદ્યાથી થતાં ભાવિ જીવનના લાભોથી જ્ઞાત બનાવી, વિદ્યાભ્યાસ માટે સમુત્સુક બનાવવા માટે ખરેખર કોઇ પ્રાથમિક સંસ્કાર નાખનાર હોય તો તે માત–પિતાઓજ છે. શિક્ષક તો પોતાના આશ્રય નીચે આવ્યાપછી શિક્ષણ આપવાની કાળજી રાખે છે. પણ માબાપની સોબતમાં તો જન્મતાવેંતજ હોય છે. બાળકને સુઘડ સહિષ્ણુ અને વિદ્યારસીયો બનાવવો એ માતપિતાઓ માટે સહેલાઈ ભર્યું બને છે પૂર્વ સંસ્કારના યોગે બાળક જિજ્ઞાસુ હોય માતપિતા સુશિક્ષિત હોય તોપછી બાળકની જીવનરેખા માટે પૂછવુંજ શું ?

બાળકના હૃદયરૂપ નિર્મળ ચિત્રાલેખનસ્થાન સુસંસ્કારરૂપી ઉત્તમરંગો અને અનુભવિ માતપિતારૂપી કુશળ ચિત્રકારો એ ત્રિવેણી સંગમ મળે તો તેવા વાતાવરણમાં ઉછળેલા બાળોનું ભાવિ જીવન ચિત્ર સુશોભિત કેમ ન બને ?

## સાધનનો અભાવ —

બાલશાસન ગામડું હતું વિદ્યાભ્યાસના સાધનો બહુજ જુજ અને તેપણ અસત મુશ્કેલીથી પ્રાપ્ત થાય તેવા તેથી પુત્ર વાત્સલ્યવતી માતા મોતીબાઇએ લાલચંદનો અભ્યાસ ક્રમ વધે, માનસ સુસંસ્કારથી રંગાય, સુશિક્ષિત બને તેમાટે તેમને માણસા મોકલવાનો વિચાર કર્યો લાલચંદભાઇની ફોઈ લક્ષ્મીબાઈ ધર્મપરાયણ જીવન ગુજારી ગયા હતા તે લક્ષ્મીબાઈનુ જીવન સરળ નિષ્કપટ અને ધર્મપ્રવૃત્તિઓથી રંગાયલુ હતુ

સુગુણ કુસુમોથી ખીલેલી વાડીમા સુગુણ કુસુમની મકરંદનો જીજ્ઞાસુ ભ્રમર સુગંધ ગ્રહણ કરવા જાય તો પુષ્પની કદર અને ભ્રમરની તૃપ્તિ સહેજે સંભવે છે તેમ લક્ષ્મીબાઇને ત્યા લાલચંદભાઈનુ આગમન ઉભયને આનંદનુ સ્થાન થયુ

માણસાની વિદ્યાપીઠમા આનંદથી લાલચંદભાઈ ગુજરાતી અભ્યાસમા પ્રવૃત્ત થયા વિદ્યાલયના સમસ્ત બાળકોમા તિવ્રબુદ્ધિમત તરીકેની નામના તેઓનેજ વરી લક્ષ્મીબાઈના સહવાસમા ધર્મના સંસ્કારો વિશેષ જડમૂળ બનતા ગયા ધર્મક્રિયાઓ કરાવવામા લક્ષ્મીબાઇની પણ પ્રેરણા ઘણી પ્રશંસનીય હતી નિશાળનો અભ્યાસ પણ પૂર્ણ ખંતથી નિત્ય કરતા હતા

## માતૃસ્નેહ.—

સુપુત્રોને માતાની સ્નેહાળ દૃષ્ટિ પુન પુન સ્મરણમા આવ્યાજ કરે છે કારણકે કુલીન પુત્રોના હૃદયમા એ દૃષ્ટિ વજ્ર લેપ જેવી જડાઈ ગયલી હોય છે માતા મોતીબાઇ બાલશાસનમા રહેતા હોવાથી તેમની પાસે લાલચંદભાઈ તેમની સેવા અને મેલાપ અર્થે જતા અને તેમના શુભાશીર્વચનોની પુષ્પ માલા પહેરી સ્વાંગને સુશોભિત બનાવતા કહ્યુ છે કે "जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी" માતા અને જન્મભૂમિ એ બે વસ્તુ સ્વર્ગથી પણ અધિક છે.

તદનુસાર લાલચંદભાઇ સ્વમાતા અને માતૃભૂમિના દર્શનને પુનઃ પુનઃ ઝંખતા અને સફળ કરતા. શહેરમાં જઇને વસનાર મનુષ્યને પણ પોતાની જન્મભૂમિ, માતૃપ્રેમ, બાલ્યાવસ્થાના મિત્રો વિગેરે પોતાના નામની પરે કદીએ વિસરતા નથી. આ ઉપરથી માતુશ્રી ઉપરનો પ્રેમ અને અતીવ ભક્તિ સમજી શકાય છે.

સંવત ૧૯૫૬ માં ન્યાયાંભોનિધિ પૂ૦ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના શિષ્ય તપોતેજસ્વી બ્રહ્મનિષ્ટ શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ માણસા ગામમાં પધાર્યા. તેઓએ પોતાની વૈરાગ્યવાહીની દેશના દ્વારા કઠીન હૃદયવાલાઓને પણ વૈરાગ્ય વાસીત કર્યા. શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ પ્રકૃતિના સરળ અને શાંત હતા. ઉપદેશશૈલી પણ જોશીલી અને હૃદયમંથક હતી. શરીરની કદ્દાવરતા અને આકૃતિની ભવ્યતા બન્ને અત્યંત આકર્ષક હતા. તેમની જન્મભૂમિ પંજાબમાં હતી. તેમને કપૂરવિજયજી નામના એક નમ્ર અને સેવાભાવી શિષ્ય હતા. તે મહાત્માના હૃદયમાં પરોપકાર પરાયણતા શુભભાવના, ધર્મવાસના સ્વાંગ થઈને રહી હતી. કટોકટીના પ્રસંગોમાં પણ પોતાની પ્રકૃતિ કાબુમાં રાખી વિજય પોતાનો બનાવતા હતા. એવા એ મહાત્માને માણસાના સંઘે આગ્રહપૂર્વક ચાતુર્માસ રાખ્યા, લાલચંદભાઈ પણ અત્રેજ હોવાથી તેમની દેશના પિયૂષનું પાન અને સુશ્રુષા કદાપિ ચૂકતા નહિ. ધીમે ધીમે તેમનો પરિચય ગાઢ થતો ગયો એટલે તેમના મનમાં પણ ચોક્સ નિર્ણય થયો કે આ લાલચંદની મતિ ઘણી તીક્ષ્ણ હોઈ દીક્ષા ગ્રહણ કરે તો જૈનશાસનની સારી સેવા કરી શકે તેમ છે. કારણકે હીરાનો ચળકાટ અને તેજસ્વીતા જોઈ કયો ઉસ્તાદ ઝવેરી તેને ગ્રહણ કરવા નથી લલચાતો? થોડા સમય પહેલા હૃદય ભૂમિકામાં ભવિષ્યના સૂરિશેખર પૂ૦ કમળવિજયજી મહારાજે વૈરાગ્યબીજ રોપ્યું તો હતુંજ. ફક્ત જલ સિંચનની વધુ આવશ્યકતા હતી, પુષ્પ પુરેપુરું ખીલેલું હતું પણ તેને ચુંટનાર કારીગરની જરૂર હતી.

પ્રિય વાચક ? ખ્યાલ બહાર તો નહિજ હોય કે લાલચંદભાઇનું હૃદય બાળવયથીજ વૈરાગ્યભાવથી ભીનું છેજ પણ કૌટુંબીકનો પ્રતિકારજ તેના અમલમાં વિલંબ કરનાર હતો. માતુશ્રીની ધર્મ પ્રેરણાથી અને દલસીભાઇના ધર્મ સંસ્કારથી વૈરાગ્ય વૃદ્ધિ પણ પુલકીત થતી જતી હતી. તેઓને શ્રી ઉદ્યોતવિજયજી મહારાજનો નિર્દોષ અને ગુણોત્પાદક સંગ લાંબા વખત સુધી બની રહ્યો. દરમ્યાન ધાર્મિક અભ્યાસ તેમજ જૈનધર્મના આચાર વિચારોની પણ માહિતી મળતી ગઇ. વૈરાગ્યોપદેશનું સિંચન પણ ધીમે ધીમે થતું જતું તેથી વૈરાગ્યભાવ વિકસ્વર થયો.

ભાવના કિરણ.—

વિદેશની લાંબી મુસાફરી કરવા જનાર વ્યક્તિના હૃદયમાં પ્રયાણ મુહૂર્ત સાચવવાની તીવ્ર તમન્ના હોય છે તે મુહૂર્ત આવતા પહેલાના સમયે પોતાની મહેલાત ઉપર, કુટુંબ ઉપર, અને મિત્ર મંડળ પર સહેજ પણ સ્નેહ આવિર્ભૂત થતો નથી પરન્તુ મુહૂર્ત સાચવી પરદેશ જઇ મારું ધ્યેય સફળ કરું એજ ભાવના તરંગો તેના હૃદયપટ ઉપર સ્ફુરે છે. ઘરમાંથી નીકળતા કુટુંબીઓ, મિત્રો અને સ્નેહીઓના વિયોગથી કકળતા હૃદય તરફ ધ્યાન ન આપતા પોતાના ધ્યેયને લક્ષાંકિત કરી આગળ ધપે છે, તેવીજ રીતે લાલચંદભાઇના હૃદયમાં સંયમ પ્રદેશમાં વિહરવાની, સંયમના અખૂટ અને નિર્દોષ આનંદને લુટવાની તાલાવેલીએ તીવ્રતા પકડી હતી. પુનઃ પુનઃ હૃદયમાં વિચારતા કે એવો સુઅવસર મને મળે કે સંસારના ક્ષણિક દુઃખદ વિલાસ અને મોહના વાદળને ભેદી વાસ્તવીક આત્મપ્રકાશને પ્રગટાવું અરે આ સંસારની કારાગારમાં પરવશપણે અનંતો કાળ ગુમાવ્યો અને જો હજુયે ચેત્યો નહિ, જાગ્યો નહિ, સંયમપંથને સ્વીકાર્યો નહિ, તેમજ મોહના મસ્તાની ભર્યા મનના તોફાનથી વિજય મેળવ્યો નહિ, તો હજુયે અનંતો કાળ ભમવું પડશે. આ અનુપમ જન્મ આર્યક્ષેત્ર

વીતરાગપ્રણીત જિનધર્મ કોટિ પ્રયત્ને પણ હાથમાં આવવો દુઃશક્ય છે. ધન કમાવાની ઉત્તમ તક મેળવ્યા પછી કુંભકર્ણની નિદ્રામાં ઘોર્યો, મસ્ત બન્યો તો ક્યારે કમાણી કરીશ? ચંચળ જીવનનો વિશ્વાસ નથી. નદીના પ્રવાહમાં નાજુકડા તણખલાને તણાતાં વિલંબ શાનો થાય? તેમ કાળના પ્રવાહમાં માનવ જન્મની ટુંકી શી જીંદગી જોતજોતામાં પસાર થઈ જશે.

અમોઘ સંયમને ક્યારે પ્રાપ્ત કરું. સદાકાળ ગુરૂચરણની શુશ્રુષાનો લાભ ક્યારે લઉં? ગુરૂના અનુગ્રહથી નવું નવું જ્ઞાન ક્યારે પ્રાપ્ત કરું?

મારી અદૃશ્ય શક્તિને ખીલવી મારા કલ્યાણની સાથે હજારોનું કલ્યાણ શી રીતે સાધું? એ ઉત્તમ ભાવનાના મનોહર મનોરથ ચિત્રો હૃદય પથ ઉપર આલેખાતા ગયા.

માનવોનું માનસ એ આત્મ ભાવનું પ્રતિબિંબ છે. માનસની તે નિર્મળ ભાવનાઓનો આવિર્ભાવ કરવાનું અમોઘ સાધન મુખ છે. માનવી, પ્રવૃત્તિઓ, એ આત્મા મન અને આકૃતિ એ ત્રણેયનો એક સુંદર આદર્શ છે. લાલચંદભાઇએ ઉત્તમ નિર્દોષ આત્મ ભાવનાઓનો, પ્રતિબિંબના બ્યાજે માનસ ક્ષેત્રમાં મૂર્તિમંત બની આવિર્ભાવ કર્યો, આત્મ ભાવના અને આકૃતિની ઔદાસીન્ય ભાવના એ બન્ને શસ્ય-પ્રવૃત્તિના પ્રતાપે અમલ આદર્શમાં અંકાવા લાગ્યા જેના પ્રતાપે તેમની પ્રત્યેક કરણીઓ વિરક્તતાને વધારનારી થઈ.

શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ માણસાથી જ્યારે વિહાર કરી ગયા ત્યારે જનતાને ગુરૂ વિરહ સાલ્યો. જેમ ગગનમંડળમાં શ્યામળાં વાદળો ઘેરાય છે. વાયુના સહારાથી મુશળધાર વરસાદ વર્ષાવી તપ્તપૃથ્વીને તૃપ્ત કરે છે. પવન અને વાદળો વિખેરાય છે. છતાંય વિશાળ અને ઉંડા જળાશયોમાં જળનો વારસો મૂકતાં જાય છે. જેથી વૃષ્ટિનો ઉપકાર જનતા વીસરતી નથી તેમ ગુરૂ વિરહ થયો પણ તેઓની દેશના વૃષ્ટિઓએ જૈનજનતાના હૃદયને તૃપ્ત કર્યાં હતા, માનસ

જળાશયને ધર્મજળથી ભરપુર બનાવ્યા હતા જેથી તેમનો ઉપકાર ત્યાંની જનતામાં ચીરસ્મરણીય રહે એ સ્વભાવિક હતું

અખીલ જનતાના કરતાયે લાલચંદભાઇના હૃદયમા તે મહાત્માનો ઉપકાર ઓતપ્રોત થઈ રહ્યો હતો

એકજભાવના:—

સુકાનીના હૃદયમા મઝધાર દરિયાની મુસાફરીમા ડગમગતી નૈયાને સહિસલામત કિનારે પહોચાડવાનીજ જિજ્ઞાસા ઉગ્ર હોય છે. તેવીજ રીતે લાલચંદભાઇ સંસારના દુ ખરૂપ દરિયાથી પોતાની જીવન નૈયાને સુગુરુ સુકાનીને સમર્પી મોક્ષકિનારે પહોચાડવાની એકજ ભાવનાવાળા બન્યા ગુચવાડાથી ગુથાયલી કૌટુબીક મોહજાળથી વિખૂટા પડવાનો માર્ગ શોધતા વિરક્તભાવે જીવન વિતાવવા લાગ્યા

લગભગ સોળવર્ષની વયે લાલચંદભાઇને ત્વરાથી ચારિત્રલેવાની ભાવના જાગી તેને સફળ કરવા તક જોઈ રહ્યા હતા બધનથી જલદી મુક્ત થવાની એક તરકીબ રચી પ્રથમ ગ્રહણમાટે સ્નેહાળ માતુશ્રી આજ્ઞા માગતા કદાપિ આપે એમ નથી કુટુબીઓ પણ આ વાતમા અનુકુળ બનવા બહુ દુર્ઘટ છે બાલશાસનની સ્થાનિક જનતા પણ માત પિતાશ્રી સાથે ઘણી સબધિત હોઈ છુટવા દે તેમ નથી આ બધાય વિચાર વમળોનુ ટોળકુ મનમા ને મનમા વધ્યુ અને તેનો ઉકેલરૂપ માનસ ભુમિકામા કર્યો શક્ય બધાએ ઉપાયોમાં નિષ્ફળ નીવડ્યાપછી તેઓએ નીચેની તરકીબ ઘડી ને અમલ કર્યો

રાત્રીનો સમય હતો જનતા પ્રશાત ચિત્તે નિંદ્રાદેવીની ગોદમા પોઢી ગયેલી હતી ફક્ત લાલચંદભાઇ જાગૃત અવસ્થામા રહી દરવાનીયાઇને હાથતાળી આપી ભાગી જવાની તક મેળવવા ઉત્સુકતાની રહ્યા હતા નિર્ભયતાથી રાત્રે ઍવારે ઘરમાથી પ્રવાસ માટે તૈયારીના પ્રયત્નો શરૂ કર્યા કપડા પહેરી માર્ગ ખર્ચ માટે યોગ્ય સાધન લઈ, ઘ ની બહાર નીકળવા તૈયાર થયા. ખળભળાટ થતાં

બધાં જાગ્યા. રાત્રિનો સમય હોવાછતાં ઘણા લોકો એકત્રિત થઈ ગયા. અને જતાં રોક્યા. અને લાલચંદભાઈને ચારે તરફ વીંટી ચોકી પહેરો કરતા સમજાવવા લાગ્યા કે, અલ્યા લાલુ આ સમયે ક્યાં જાય છે? એમ એકાએક સગા સંબંધીઓને છોડી વિના પુછ્યે હેંડ્યા જવાતું હશે. તારા જેવા સમજુને આવું કરતાં શરમાવું જોઈએ. આમ ઉપાલંભ આપતા પુનઃ ભાગીજવાની શંકાથી તેઓ બધા ત્યાંજ બેઠા.

હવે લાલચંદભાઇ પોતાના મનમાં વિચારે છે કે, ધાર્યું હતું શું! અને થયું શું! પણ હવે તો ગમે તેમ થાય પણ મારૂં ધ્યેય તો સિદ્ધ કરવુંજ છે. આ ગાઢ બંધનથી મુક્ત થવા અને ધ્યેયને ત્વરાથી સિદ્ધ કરવા સ્વશૌર્ય અને બુદ્ધિનો ઉપયોગ કર્યો. એક બ્હાનુ બતાવી બહાર નીકળ્યા. સૌને વિશ્વાસ આપી ગૃહાંગણથી ઉતર્યા, પાછા આવવાનુંજ કોને હતું. બસ હવે તો વિજય લાલચંદભાઇનો જ રહ્યો. બધાના દેખતા છતાં તે ચાલાકીથી છટક્યા. અને એવો માર્ગ લીધો કે જ્યાં કુટુંબીઓ સહેલાઇથી જઈ ન શકે.

### કુટુંબીઓની શોધ:—

કુટુંબીઓએ ચોક્કસ કર્યું કે લાલુ હાથ તાલી આપી છટકી ગયો. આપણે સૌ ગફલતમાં રહ્યા. બાળ પણ આપણા જેવા અનુભવી-ઓને છેતરી ચાલ્યો ગયો એ તાજુબ થયા જેવું છે. પરસ્પર કહેવા લાગ્યા કે જુઓ છો શું જુદા જુદા માર્ગોમાં દોડો તે ક્યાં જશે? એમ વિચારી સૌ ભિન્ન ભિન્ન માર્ગોમાં ગુસ્સાથી અને જુસ્સાથી હમણા પકડી લાવીએ છીએ એવી વાયુ વેગી ભાવનાથી દોડવા લાગ્યા. પણ લાલચંદભાઇ ક્યાં થોડી બુદ્ધિવાળા કે કમ બળવાલા હતા? પ્રથમથીજ તેમણે ધાર્યું હતું કે બધા શોધવા આવશે તેથી અપરિચિત માર્ગ લેવોજ ઠીક છે. પોતાના બુદ્ધિ બળથી નિર્ણીત કરેલ કાર્ય નિષ્ફળ

કેમ નીવડે ? આવી ખાત્રી તેમના હૃદયમા સજ્જડ થઇ હતી ખરેખર આ બહાદુરી ભીમાણહારની ગણાય, આવા સ્નેહી માનવ વાદળોથી ઘેરાયેલ લાલચંદભાઇ પોતાના બુદ્ધિબળ રૂપ વાયુથી તે વાદળોને ભેદી મેદાને ખુલ્લા પડ્યા

ઉંટ ઉપર પ્રયાણ—

પ્રથમથીજ ઉંટવાળા સાથે પ્રયાણનો માર્ગ નિર્ણય કરીજ મૂક્યો હતો, સંકેત અનુસાર ઉંટવાળાએ ઉંટ તૈયાર કરી તેપર સ્વારી કરી વેગથી ડાગન્વા સ્ટેશને આવ્યા ઉંટવાળો જૈનેતર હોવા છતા પ્રેમથી ઉંટ પર બેસાડી લાલચંદભાઇને નિ શંકપણે ચાલાકીથી સ્ટેશને લઈ ગયો આ પણ પુણ્યની પરાકાષ્ઠા ગણાય જોકે ઉંટવાળાએ દીક્ષા ન લેવા અને પાછો વળવા લાલચંદભાઇને ઘણુ સમજાવ્યુ પરન્તુ ગગનમા ધૂળ ઉડાડવાની જેમ તેની લુલી દલીલો વીર બાળના હૃદય ગગનને સ્હેજ પણ સ્પર્શી શકી નહિ, બલ્કે પ્રતિ દલીલો એવી સચોટ આપવામા આવી કે જે સાભળી તે અત્યંત ખુશ થયો

લાલચંદભાઇને ગોધવાના લક્ષ્મીબાઇએ તથા અન્ય સ્નેહીઓએ બધા નમ્ર પ્રયત્નો આદર્યા પણ મળે ક્યાથી ?

સ્ટેશન ઉપરથી અર્ધી ટીકીટ લઈ સહિસલામત બેનાળુ ગયા તેમના જીવનમુકાની અહીજ હતા પણ તેઓ તેજ દિવસે વિહાર કરી ગયા હતા એમ ત્યાની જનતાને પૂછતા માલૂમ પડ્યુ આ સમાચાર સહુને આઘાત પહોચાડે તેવા હતા પણ સંયમની સુરીલી ભાવના અને ઉત્સાહથી શીરોર પહોચ્યા ત્યાથી પણ વિહારના સમાચાર સાભળી અધવરી તરફ વળાવા સાથે જવા માગ્યુ

પરિચય સિવાયની પણ બેનાળુની જનતા સ્નેહીની જેમ આસપાસ વિંટાઈ વળી તેમના ઉચ્ચભાવનારૂપી જ્યોતને નિર્મૂળ કે શિથિલ કરવા પ્રેરાઈ જેઓ સ્નેહી સ બ ધીઓના આર્દ્ર વચનોથી ન વિંધાયા. તેઓ

અપરિચિતોના વચનથી કેમ મૂંઝાય. જેમણે લોહ શૃંખલા તોડી તેમને સુતરના દોરાને તોડવામાં શી વાર લાગે?

## ઉદ્યોતવિજયજીનો મેલાપઃ—

અધવરીમાં તેમને શ્રી ઉદ્યોતવિજયજી મહારાજના દર્શન થયાં. સાંજનો સમય હોવાથી મહારાજશ્રી આવશ્યક ક્રિયામાં ઉદ્યુક્ત હતા. લાલચંદભાઇને દીક્ષાના પવિત્ર હેતુથી આવેલ દેખીને તેમને અત્યંત હર્ષ થયો. ગુરૂમહારાજની શુશ્રુષા કરતા અને વૈરાગ્યોપદેશનું શ્રવણ કરતા મુનિપુંગવની સાથે તે તારંગાજીની પુનીત તીર્થ યાત્રાર્થે ગયા. ત્યાંથી ટીંબા થઈ વડાલી પધાર્યા. અત્રેથી માણસા ગામમાં શ્રી ઉદ્યોતવિજયજી મહારાજે એક મારૂ જ્ઞાતીય જીવાભાઇ શેઠ ઉપર ગ્રન્થ લેખનવિષયક પત્ર લખ્યો. તે પત્રદ્વારા શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ વડાલીમાં બીરાજે છે એ સમાચાર વાયુવેગે પ્રસર્યા. તેમના ફોઇ દલસીબાઇને પણ ખબર મળી, સહુ કુટુંબે એકત્રિત થઈ ઉંટ ઉપર બેસી વડાલી આવવાનો નિર્ણય કર્યો. થોડા માણસ સાથે ત્યાં આવ્યા.

સંસારના અનાદિ કર્મ મંત્રણો એવાં તો વિલક્ષણ રીતે ગુંથાયેલા હોય છે કે જેનો અંત લાવવો અત્યંત કઠીન છે. સેંકડો નદીઓ વટાવવી, સેંકડો સાગરો ઓળંગવા અને લાખ્ખોના સૈન્યદળને જીતવું બહુજ સહેલું છે પણ કર્મ-યંત્રણાની ભૂલભૂલામણીનો પાર પામવો કઇગુણો દુર્ગમ છે. માનવની આશા સફળ થવાની તૈયારીમાં હોય છતાંય ધ્યેય નિર્ણીતફળ કોટી યત્નોથીએ સિદ્ધ થતું નથી.

કર્મ મંત્રણાઓ અકસ્માત ફળ મળવાની આશા વેલડીઓને વિઘ્ન વાદળીઓથી નિષ્ફળ બનાવે છે. આશાની ભૂમિકા વ્રજ લેપથી બંધાય છે. વિચારોના જળ સિંચનથી તે આશાઓના મૂળીયાં દૃઢ થાય છે. પણ કર્મયંત્રણાનો જુલ્મી ઝપાટો પળભરમાં તે આશા લતાને જમીન દોસ્ત કરી જુદીજ અણચિંતવી ઘટનાઓ ઉપજાવે છે.

યત્નો કર્યાં છતાયે આશા ભંગ થતાં પણ પરાક્રમી પુરૂષો પોતાનું ધ્યેય સિદ્ધ કરવા વિશેષ ઉદ્યમવંત થઇ ( Try try again ) ની કહેતીને અમલમા મૂકે છે યત્ન કરતા ફળ જરૂર હાથમાંજ છે એવી તમન્ના આશા વાદીઓમા રમી રહી હોય છે, એજ તમન્નાને મનમા રાખી માણસાથી આવેલ સગા વ્હાલા અનિચ્છાએ ખેચી ગયા છતા ત્યા વિરક્ત દશામા જીવન નિર્વહન કરવા સાથ સંયમ પ્રાપ્ત કરવાની તે મોઘી પળને ઝંખી રહ્યા હતા

હૃદયથી ઇચ્છતા નહિ હોવા છતા સામાન્યત સંસારીક વ્યવહારાદિ પ્રવૃત્તિમા જોડાવુ પડતુ આ દશામા તેઓના બે વર્ષ વ્યતીત થયા પુણ્યનો ઉદય કોઇ અનેરૂ જ કાર્ય કરે છે અનાયાસે ઇષ્ટ સંજોગો પ્રાપ્ત કરાવવામા તે પુણ્યનોજ પડઘો હોય છે એ અરસામા એક પ્રતાપી મહાત્મા માણસામા પધાર્યા અને લાલચંદભાઇના પુણ્ય બળે તેઓશ્રીના ચાતુર્માસનો નિર્ણય પણ ત્યાજ થયો એમની કીર્તિ ચોતરફ પ્રસરી ગઇ એમની વિદ્વત્તા, ત્યાગ, અને નિઃસ્પૃહતાએ જનતા ઉપર ઉંડી છાપ પાડી તેઓની બ્રહ્મનિષ્ઠતા અને રૂચીએ જનતાના હૃદયસરોમા ભક્તિ તરંગોને ઉછાળ્યા






**એ મહાત્મા કોણ? :—**



સંત પુરૂષોની સંગતિ સમાન ભવદુઃખોને નિવારવા દુનિયામાં બીજી ઔષધિજ નથી. મનની વ્યથા અને તાપો સંગતિના શીતલ સીકરોથી શમે છે. જીવન સદાચારથી સર્જાય છે. સાધુ પુરૂષોના માનસો ચારિત્ર જ્યોત્સ્નાથીજ દીપે છે. અને એવાજ મહાત્માઓ પૃથ્વીતલના ભૂષણરૂપ હોય છે. તે પૂજ્યોના પાદ કમલથી જે દેશની શહેરની યા ગામની ભૂમિકા પાવન થતી નથી, તે ભૂમિ અનાર્ય તરીકે મનાય છે. તેથી ત્યાંની પ્રજા ધર્મકર્મથી અજાણ અને આચારવિચારાદિ નિત્ય નિયમોથી વિહીન હોય એમાં આશ્ચર્ય નથી.

એવા મંગળમૂર્તિ મહાત્માઓ સ્થળે સ્થળે સાંપડતા નથી. તેઓ તો ચિંતામણિ રત્નની જેમ દુર્લભ હોય છે.

**नगे नगे न माणिक्यं । मौक्तिकं न गजे गजे ॥**
**साधवो नहि सर्वत्र । चन्दनं न वने वने ॥**

એ શ્લોક યથાર્થ વાતને જ ભણે છે. ભારત વર્ષની પૂર્ણ પુણ્યાઈથી પરમાર્થી અનેક મહાત્માઓ પૂર્વકાલમાં થયા છે. પરોપકારી જીવન જીવી કોઈને તે પરોપકારના પરમપાઠ પઢાવી ગયા છે. સરોજની જેમ સંસારથી વિરક્ત રહી સંસારમાં રહેવા છતાં ગૃહસ્થાશ્રમીઓને પરોપકારની પરંપરાના ભેટણાં પહોંચાડી ગયા છે. કહ્યું છે કે—

**संसारे निवसन् स्वार्थसज्जः कज्जलवेश्मनि,**
**लिप्यते निखिलो लोको, ज्ञानसिद्धो न लिप्यते ॥**

કાજળથી ભરેલા સંસાર ઘરમાં રહેવા છતાં જ્ઞાનસિદ્ધ મહાત્માઓ કાજળના લેપથી કલંકિત બનતા નથી. પરન્તુ સ્વાર્થમાં તત્પર સંસારી પ્રેમીજનો તેમાં મુગ્ધ બની લેપાય છે. નિસ્પૃહી મહાત્માઓ પોતાના જીવનમાં મેળવેલી અને ખીલવેલી અગાધ શક્તિઓ, કળાઓ અને વિદ્યાઓ અન્યના ઉપકાર માટે વ્યય કરતા પાછી પાની કરતા નથી. ભવ્ય જીવોને અમૃતસમ વાણીથી ધર્મ ભાવનાના તરબોળ બનાવનાર બૃહસ્પતિ સમવિશારદ બુદ્ધિ અને તાર્કિક શક્તિદ્વારાએ અનેક કુવાદીઓના કુમતોને પરાસ્ત કરનાર શ્રીમદ્ કમળવિજયજી મહારાજ માણસા પધાર્યા.

પ્રિય વાચક વર્ગ ક્ષણભર વાંચન વેગને અટકાવો. પ્રાતઃસ્મરણીય શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજ સાધુ હતા. તેઓએ નિર્દોષ જીવન જીવી કોની પાટને દીપાવી વિગેરે શંકાઓને તમારા ચિત્તમાં ઉપસ્થિત ન કરો. કારણ કે તેમનું પ્રસંગોચિત વર્ણન આલેખવા રોગાઈએ છીએ.

## શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી:—

શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજના પવિત્ર નામથી ભાગ્યેજ કોઇ અજાણુ હશે તેમનું મશહૂર નામ શ્રી આત્મારામજી મહારાજ હતું. જેમનો જન્મ વિ. સંવત ૧૮૯૩ ના ચૈત્ર માસમાં થયો હતો. જેમનું તેજથી તપતું લલાટ ભલભલાને મોહ ઉપજાવતું હતું. શીખ ધર્મમાં પેદા થયેલ હોવાથી તેમના પંથના મોટા ધર્મગુરૂ અત્તર સિંહસોઢી આ બાલને લેવા લલચાયો આત્મારામજીના પિતા ગણેશમલજી તથા માતા રૂપાદેવી પાસે તેમણે યાચના કરી કે તમો આ પુત્રરત્નને મને આપો પરન્તુ આવા પુત્રરત્નને કોણ આપી શકે ? છેવટે તેમના પિતાને સરકારી ગુન્હામાં સપડાવી આગ્રાની કેદમાં પહોંચતા કર્યા. પરન્તુ ગણેશમલજી હોશિયાર હોવાથી કેદમાં જતા પહેલાજ પોતાના પુત્ર આત્મારામને જીરા નિવાસી જોધામલ નામના ઓસવાલ વણીકને સોંપી દીધો હતો અને તેના રક્ષણની ભલામણ કરી. ત્યાં વિ. સં. ૧૯૧૦ માં આત્મારામજીએ ઢુંઢક સાધુ જીવણરામજીના ઉપદેશથી વૈરાગ્ય પામી દીક્ષા લીધી. લગભગ બાવીશ વર્ષ ઢુંઢક દીક્ષા પાળી તમામ ત્યાંના સૂત્રોનો અભ્યાસ કર્યો તે પછી વ્યાકરણ ન્યાયનો ઉચ્ચ અભ્યાસ થતાં સુત્રોની ટીકા નિર્યુક્તિ આદિના બહોળા અવલોકનથી જૈન સિદ્ધાંતમાં મૂર્તિપૂજાનું ઠેકાણે ઠેકાણે વિધાન હાથમાં આવવાથી મૂર્તિનિંદક ઢુંઢક પંથને તીલાંજલી આપી સં. ૧૯૩૨ માં અમદાવાદ મુકામે પૂ. બુદ્ધિવિજયજી મહારાજ ( બુટેરાયજી ) પાસે સંવેગી દીક્ષા ગ્રહણ કરી ત્યાં તેમનું નામ આનંદવિજયજી રાખવામાં આવ્યું હતું તે અરસામાં તેમની સામે થઈ શકે એવો કોઇપણ વાદી શોધ્યો જડતો નહતો. તેઓશ્રીએ તત્વજ્ઞાનથી ભરપુર જૈન તત્વાદર્શ આદિ સારા સારા ગ્રન્થો લખ્યા છે.

જેમને પાલીતાણામાં ૧૯૪૩ ના કાર્તિક માસમાં લગભગ વીશ હજારની વિશાળ મેદની સમક્ષ આચાર્યપદ પ્રદાન કરવામાં આવ્યું

હતુ ત્યારથી તેઓ વિજયાનંદ સૂરીશ્વરજીના નામથી પ્રખ્યાત થયા તેઓશ્રીની કાર્કિર્દીનુ વર્ણન જગ વિખ્યાત હોવાથી અત્રે લખાણથી લખવુ ઉચીત ધારતા નથી તેઓશ્રીએ સ્થળે સ્થળે જૈન ધર્મની વિજય પતાકા ફરકાવી છે

## ઉપકારનો વેગ —

કોઈપણ કુમતનો પ્રચાર તેમને મન વિષવેલો માલમ પડતો અને તેને ઉખેડવા બનતુ કરતા આ અનુપમ તેમનો ગુણ જો એમના બધા શિષ્યોએ સ્વીકાર્યો હોત, તો આજે જમાનાવાદી અને સિદ્ધાતવાદી જેવા બે ભેદો તેમના અનુયાયીઓમા દેખાય છે, અને તેથીજ એ વિભાગમા મડળો વહેચાઇ ગયા છે, તેમ બનવા ન પામત, અને પૂર્ણ ઐકયતાથી ગુરૂદેવનો મઘાડો અત્યારે જે ઉચ્ચતા ભોગવી રહ્યો છે, તેનાથી મહસ્ત્રગણી ઉચ્ચતા ભોગવી શકત આ ઉપકારી પુરૂષે ઠેકાણે ઠેકાણે પ્રતિષ્ઠાઓ કરાવી સં ૧૯૫૨ મા સનખતરામા લગભગ ત્રણસો બિંબોની અજનશલાકા કરાવી સનખતરાથી વિહાર કરી ગુજરાનવાલા પધાર્યા રસ્તામા પસરુર નામનુ એક સ્થાનકવાસીનુ ગામ આવ્યુ જેઠ મહિનો, પુષ્કળ ગરમી, મીઠાપાણીનો અને સારા સ્થળનો વળી અભાવ આવા કારણથી ત્યાથી બરોબર અઢી વાગે વિહાર કર્યો આગળના ગામમા રાત રહ્યા ત્યા તબીયત એકદમ બગડી સવારમા કઈક ઠીક હોવાથી વિહાર લબાવી ગુજરાનવાલામા જેઠ સુદ પાચમના દિને અપૂર્વ સત્કારથી પ્રવેશ કર્યો અત્રે જેઠ સુદ પાચમનો દિવસ ગુજરાનવાલામા પ્રવેશનો અને આતમનો દિવસ સ્વર્ગમા પ્રવેશ કરવાનો નિયત થયેલો હતો ત્યાના લોક જાણતા હતા કે મહારાજશ્રીના આ ચાતુર્માસથી ઘણોજ ઉપકાર થશે ઘણુ જાણવાનુ મળશે વિગેરે વિચારણમા ગાડાઘેલા બની ગયા હતા કારણકે આત્મારામજી મહારાજ એટલે પજાબીઓ માટે એક ભગવાન જેવા પરમોપકારક મહાપુરૂષ મનાતા તેમનો તેમના ઉપર અનહદ

ઉપકાર ભૂલી ન શકાય તેવો હતો. એવા પરોપકારી મહાત્મા પોતાના ગામમાં પધાર્યા હોય તે વખતે કોનો હર્ષ સાગર ન ઉભરાય ? યુરોપ અમેરીકાના અનેક વિદ્વાનો પણ તેમના સચોટ ઉત્તરો સાંભળી શંકાનું નિરાકરણ કરતા હતા અને તેમના ઉચ્ચ જ્ઞાન માટે બહુજ સન્માન ધરાવતા હતા. દેશવિદેશમાં એમની કીર્તિ પ્રસરી હતી. અમેરીકામાં આવેલ ચીકાગો શહેરમાં સર્વ ધર્મની પરિષદ ભરાતાં ત્યાંના વિદ્વાનો તરફથી આ મહાત્માને આમંત્રણ આપવામાં આવ્યું હતું. પરન્તુ ત્યાં જવામાં ધર્મની આજ્ઞા ન હોવાથી પોતાના તરફથી બેરીસ્ટર વીરચંદ રાઘવજીને પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા હતા.

તેઓએ પણ ત્યાં જઈ પૂ૦ આત્મારામજી મહારાજની શિક્ષાનુસાર જૈનધર્મની મહત્તા અને સિદ્ધાંતો સમજાવ્યા હતા. ધર્મોપદેશ દ્વારા કુમતની જંજીરમાં જકડાયેલ અનેક જનોને છુટા કરી સુમતમાં સ્થાપન કર્યા હતા. અનેક વાદિવૃન્દ સાથે વાદવિવાદ કરી જૈન મતની સર્વોત્તમતા સાબીત કરવામાં તેઓશ્રી બહુજ પ્રવીણ હતા. કેટલાક આર્યસમાજીસ્ટોને પણ મૂર્તિ પૂજાની વેદાદિ શાસ્ત્રથી સિદ્ધિ કરી સમજાવ્યા હતા.

<u>પંજાબનું ઋણ:</u>—

આખા પંજાબમાં આત્મારામજી મહારાજના નામથી જૈન જૈનેતરો પરિચિત હતા. જેમણે ગુરૂપદે રહી ઘણીજ શાસનની ઉન્નતિ કરી તે પદની ગૌરવતા વધારી હતી. એવા અનેક ગુણ ગણાલંકૃત પરોપકારી ગુરૂદેવ સં. ૧૯૫૨ માં જેઠ વદ સાતમની મધ્ય રાત્રીએ સ્વર્ગે સીધાવ્યા. આ દુઃખદ સમાચાર મળતાં પ્રતિદેશ, પ્રતિનગર અને પ્રતિગામની જનતા શોક સાગરમાં મગ્ન બની. જગતના એક અદ્વિતીય પુરૂષના અભાવમાં હૃદયો પીગળે એમાં આશ્ચર્ય નથી. જેઠ વદ આઠમના દિને જબરજસ્ત ધામધૂમ સાથે તેઓશ્રીના દેહનો અગ્નિસંસ્કાર થયો. જેમના દેહાવસાન નિમિત્તે ગામોગામ અષ્ટાન્હિકા મહોત્સવ શરૂ થયા.

ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી

(આત્મારામજી) મહારાજના પટ્ટધર—



નિસ્પૃહ ચૂડામણી જૈનાચાર્ય શ્રીમદ્વિજય-

**કમલસૂરીશ્વરજી મહારાજ.**

બી. પી. પ્રેસ-પાલીતાણા

અમદાવાદમા તો એક માસ સુધી મહોત્સવ ચાલુ રહ્યો હતો મહોત્સવની સમાપ્તિમાં વર્ણાજ ધામધુમથી સ્થયાત્રાઓ થતી જે વખતે શહેરને વર્ણાજ આકર્ષક રીતે શણગારવામા આવતુ હતુ અત્યારે પણ જાણનાર વૃદ્ધો કહે છે કે આવા જબરજસ્ત મહોત્સવો કોઇપણ મહાત્મા પાછળ થયા નથી અનેક સ્થળે થયલા મહોત્સવો તે મહાત્માના અનુપમ પુણ્યયશને સાબીત કરે છે ધન્ય છે તે મહાત્માની અનુપમ પુણ્યાઇને ?

## શ્રીમદ્ કમળવિજયજીની પુણ્ય પ્રતિભા—

આ પ્રતિમ ધર્મમૂર્તિ ન્યાયાભોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજની વિશુદ્ધપાટ ઉપર આપણા ચરિત્ર નેતાના જીવન સુકાની પૂજ્ય ગુરૂવર શ્રીમદ્ વિજય કમળસૂરિજી મહારાજ થયા જેમની આછી જીવન રેખા જનતાની જાણ માટ આ સ્થાને આલેખવા ઉચિત માનીએ છીએ

જગત ભરના પરોપકારમા નિરાભિલાસ જીવન વિતાવનાર પ્રબળ પ્રતાપથી જિન શાસનને દીપાવનાર આ મહાત્માનો જન્મ વિ સ ૧૯૦૮ મા મારવાડ દેશના સરસા ગામમા થયો હતો જેમના પિતા ગૌડ જાતિના રૂપચંદ નામના એક નિપુણ વિપ્ર હતા માતુશ્રીનુ નામ જીતાબાઇ અને તેમનુ પોતાનુ નામ રામલાલ હતુ રામલાલભાઇને બાલ્યાવસ્થાથીજ ઉચ્ચ સ સ્કારો અપાયા હતા અને તેથીજ તેમને વૈરાગ્ય પ્રત્યે અત્યંત પ્રીતિ જામી હતી ધર્મ કથાનુ સાભળવુ સતોનો પરિચય વિગેરે એમના જીવનના મુખ્ય મંત્રો હતા સત્યપ્રિયતા નિડરતા, અને નિષ્કુટીલતા વિગેરે ગુણો તેમના જીવનમા સહજ સ્વભાવે પ્રગટ થયા હતા પોતાના પુત્રને બુદ્ધિશાલી જાણી એમના માત પિતાએ જ્યોતિર્વિદ ડિમોરચંદ યતિને સોપ્યા હતા જે પુત્રના હિતને માટ યોગ્ય સાધનો સપ્રાપ્ત કરાવી આપે છે તેજ સાચા માત પિતા છે પુત્ર ।। વ્યામોહથી તેમના હિતને રાકે તે મા ।। ર નનુ કામ કરે છે રામલાલભાઇના ।। ।।ય બુદ્ધિ

અને બાલ્યાવસ્થામાં ઝીણા વિષયોને સમજવાની શક્તિ વિગેરે ગુણો ભલભલાને મુગ્ધ બનાવતા હતા. કીશોરચંદજીના સમાગમમાં આવ્યા પછી તેમના હૃદયમાં વૈરાગ્યની ઉંડી છાપ પડી જેથી સંસાર ત્યાગવાની ભાવના તીવ્ર વેગી બની અને ૧૯૨૦ માં તેમની પાસે યતિ દીક્ષા સ્વીકારી પ્રસંગે પ્રસંગે યતિજીની પાસે વ્યાકરણ વિગેરે શાસ્ત્રનો સારો અભ્યાસ કરી લીધો.

એક દિવસ પોતે એકાંતમાં વિચારે છે કે સાધુ જીવન સર્વથા ત્યાગમય હોય છે. પાપનો ત્યાગ એજ સંસાર ત્યાગ છે. આરંભ સમારંભના અભાવવાળુંજ ઉચ્ચ જીવન હોઈ શકે છે. યતિઓ સર્વથા રીતે ત્યાગી નથી. આચારોમાં શિથિલ હોવાથી મોહમાયાની શૃંખલાથી જકડાયેલા છે. સાચા સાધુઓ પણ આ જમાનામાં હયાતિ ધરાવે છે. સાધુ થયા પછી સાચા ત્યાગનો પૂર્ણપ્રભાવ સ્વજીવનમાં ન ઉતરે તો સંસાર ત્યાગ્યો પણ શું કામનો? ખરેખર સત્યના સંગીઓને સત્યના સંશોધનની તીવ્ર તમન્ના હોય છે.

એવા પ્રકારનો વિચાર કર્યા પછી સર્વથા ત્યાગી બનવાના નિશ્ચય ઉપર આવી ગયા. એ ભાવનામાં પોતે જીરા ગામ આવી ત્યાં સ્થાનકવાસી દશામાં પણ મૂર્તિપૂજાની શ્રદ્ધાવાલા સાધુ શ્રી વિસનચંદ્રજીના સંસર્ગમાં આવ્યા.

સંવત ૧૯૨૯ માં યતિ દીક્ષા છોડી તેઓ શ્રી વિસનચંદજીના શિષ્ય બન્યા. પૂજ્ય આત્મારામજી મહારાજના નેતૃત્વમાં સંવત ૧૯૩૨ માં શ્રી બુટેરાયજી (શ્રી બુદ્ધિવિજયજી) મહારાજ પાસે રાજનગરમાં સંવેગી દીક્ષા સ્વીકારી. શ્રી વિસનચંદજીનું નામ શ્રી લક્ષ્મીવિજયજી રાખવામાં આવ્યું અને રામલાલજીનું નામ શ્રી કમળવિજયજી રાખી તેમને શ્રી લક્ષ્મીવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા.

**અજબપ્રભાવ:—**

શ્રી કમલવિજયજી મહારાજ પોતાના અપૂર્વ જ્ઞાન દીપકથી

ઉત્કૃષ્ટ ત્યાગની આરાધનાથી નિર્મળ સમ્યક્ત્વથી નિડરતા અને નિસ્પૃહતાના અનેક ગુણોથી દુનિયામાં અજબ પ્રકાશ પાડ્યો

જગતના ચાલતા ચક્રના ચકડોળે ચઢેલાને ત્યાગ માર્ગનો સાચો મર્દન પાડવી અનેકોને સન્માર્ગમાં યોજ્યા ઉચ્ચગુણોએ તેઓમાં વાસ કર્યો પરન્તુ બ્રહ્મચર્ય નિષ્ઠતા, સત્યભાષિતા અને નિસ્પૃહતા આ ત્રણ ગુણોએ તો તેઓશ્રીના જીવનને પ્રકાશમાં લાવવા વિશેષ પ્રકારે ભાગ ભજવ્યો હતો ગામમા હજારો દીપકો પ્રકાશ આપતા હોય, પરન્તુ સર્ચલાઇટ આગળ તેમનો પ્રકાશ મન્દ પડે છે, તેમ આ ત્રણ વિશિષ્ટગુણો આગળ સઘળાગુણોની સ્થિતિ માલુમ પડતી હતી અનેક નક્ષત્રો, ગ્રહો અને તારાઓ હોવા છતા રાત્રિની શોભા જેમ ચન્દ્ર દ્વારાએજ વખણાય છે, તેમ તે મહાત્માના અન્ય ગુણો અનેક હોવા છતા આ ત્રણ ગુણો જીવનને ઉજ્જવલ બનાવી રહ્યા હતા એ મહાત્માશ્રી જ્યા જ્યા વિચર્યાં જ્યા જ્યા બોલ્યા અને જ્યા જ્યા ચર્ચા કરી ત્યા ત્યાં તેઓની અનુપમ પ્રતિભા અને અજોડ તર્કશક્તિ ઝળહળી ઉઠી હતી

## પુણ્ય પ્રકૃતિ—

આ મહાપુરૂષની પુણ્ય પ્રકૃતિજ એવી અજબ હતી કે તેઓશ્રીના મુખથી નીકળેલ હિતાવહ કટુક વચનો વજ્રથી પણ દુર્ભેદ્ય અધર્મ પ્રવૃત્તિઓને ભેદવામાં પ્રબળ હેતુ હતા તેથીજ તેઓશ્રીની સ્પષ્ટભાષિતા દુનિયામા વખણાઇ એ વાત ચોક્કસજ છે નિર્દંભતાથી અને શુભાશયથી બોલાયેલી કડક પણ વાણી સજ્જનોને માટે હિતકરજ થાય છે વૈદ્ય॥ હસ્તથી અપાયેલ કટુક પણ ઔષધ શુ દર્દના દર્દને નાબુદ નથી કરતુ ? આ મહાત્માશ્રીની અજબ પુણ્ય પ્રકૃતિના પ્રતાપે રાજા મહારાજાઓને અને ભલભલા શ્રીમંતોને સમજાવેલી વાણી અમૃતમય નીવડતી

## એકરૂપતા:—

શ્રીમદ્ કમલવિજયજી મહારાજની અનુકુળતા અગર પ્રતિકુળતામાં સજ્જનોના સત્કારથી અગર દુર્જનોના અપમાનથી સ્વશિષ્યમાં કે પરશિષ્યમાં સમતોલ વૃત્તિ રહેતી હતી. **महतामेकरूपता** એ પદને વિચારણામાં વાણીમાં અને વર્તનમાં તેમણે સારી પેઠે ઓતપ્રોત કર્યું હતું. તેઓશ્રીના પ્રસંગમાં અન્ય સંઘાડાના અગ્રગણ્ય સાધુઓ તથા અન્ય મુનિ પુંગવો અવરનવર આવતા ત્યારે તેઓશ્રીની નિઃસ્પૃહતા, ચારિત્ર ઉજ્જવલતા તેમજ શાસન સેવા બજાવવાની ધગશ વિગેરે ગુણોની મુક્ત કંઠે પ્રશંસા કરતા. સ્વસમુદાયના સાધુઓ પ્રતિ જેટલો સહકાર અને પ્રીતિ હતાં તેટલોજ સહકાર અને પ્રીતિ અન્ય સમુદાયના ગુણી સાધુઓ પ્રત્યે રાખતા હતા. પરના અણુમાત્ર ગુણને પર્વત સમાન આલેખવાની તેઓમાં ઉદારતા હતી. ખરેખર ગુણીઓના ગુણો જોઈ જે હૃદય ઢળતુ નથી તે હૃદયમાં **गुणीषु प्रमोदं** ના સુંદર વચને સ્થાન લીધુંજ નથી.

## નિશ્રામાં શાન્તિ:—

એ અપ્રતિમ દયા અને નિર્ભયતાની પ્રતિમૂર્તિ જ્યાં જ્યાં નિવાસ કરતા ત્યાં ત્યાં સર્વ સ્થળે એક શાન્તિનું સામ્રાજ્ય સ્થપાતું. અન્યાય અને અનીતિ જેમના જીવનમાંથી રોષ કરી ચાલ્યા ગયા હતા. વિપરીત પ્રસંગોમાં અપૂર્વ શાન્તિ જાળવી ધર્મોન્નતિ સાધવાની તેઓશ્રીમાં પુરેપુરી દક્ષતા હતી. અધર્મને હટાવી ધર્મરસમાં તરબોળ બનાવવા માટે જરૂર તેઓશ્રીમાં જુસ્સો અને ગુસ્સો બન્નેય હતા પણ હૃદયની સરળતા, શુભાશયતા અને ધર્મ પમાડવાની નિર્મળતામાં સહેજે ફરક પડતો નહતો.

## સાધુસંરક્ષણ:—

સાધુ સમુદાયને સંરક્ષણ કરવાનો, સુસ્થિર કરવાનો અને ચારિત્ર

પાલનમાં દિન પ્રતિદિન ઉન્નત બનાવવાને તેઓશ્રી તનતોડ પ્રયત્ન કરતા. પ્રસંગે પ્રસંગે સ્વશિષ્યોને ત્યાગ પરિણામ વધારવા ઉપદેશ પણ આપતા. ચારિત્ર તથા ક્રિયામાં શિથિલ થયેલા સાધુઓ હૃદયદ્રાવક ઉપદેશ સાંભળી તે દુર્ગુણોને તિલાંજલી આપી, સંયમમાં સુસ્થિર બનતા. રાજા મહારાજા પાસે જેવા તેવા માણસને નિવાસ કરવો જેમ કઠીન મનાય છે તેમ આ મહાત્માની નિશ્રામાં રહેવું શિથિલાચારીઓને માટે કઠીન હતું. તેઓશ્રી જેટલા શાન્તિના ધામરૂપ હતા તેટલાજ ચારિત્રની શિથિલતા પ્રત્યે, શ્રદ્ધાની ડામાડોલતા અને અસત્યની પુષ્ટિપ્રત્યે ઉગ્રસ્વરૂપવાળા હતા, તેઓશ્રી પોતાના સમુદાયમાં ગણાતા વિશુધ સાધુઓ ઉન્માર્ગમાં ગમન કરતા તો તેમને સત્ય વસ્તુ સમજાવતા છતાંય કર્મ કઠીનાઇથી તેઓ જ્યારે નહિ સમજતા ત્યારે તેવાઓથી અલગ રહેવામાં પોતાનું અને શાસનનું હિત માનતા.

સત્યમાર્ગ —

સ્થાનકવાસી પંથનો ત્યાગ કરી સંવેગી દીક્ષા સ્વીકારી, પોતાના જીવનને સાચા ત્યાગના ભભકાથી દીપાવ્યું. અનેક દેશોમાં વિચરી જનતા ઉપર અસીમ ઉપકાર કર્યો, તેઓશ્રીનું સ્વપર શાસ્ત્રીય જ્ઞાન પણ અપૂર્વ હતું. અધ્યાત્મના કેટલાક ગ્રન્થો તેઓશ્રીને કણ્ઠસ્થ હતા. પંજાબ, રાજપુતાના, મારવાડ, મેવાડ, બંગાલ, માલવા, ગુજરાત, કાઠિયાવાડ આદિ વિકટતાભર્યા દેશોમાં વિચરી ધર્મપ્રભાવના ફેલાવી છે. પંજાબી ઇચ્છાસિંહ જેવા મહાશિકારીને ધર્મબોધ પમાડયો હતો. એવા અનેક માંસાહારીઓને તેઓએ માંસનો ત્યાગ કરાવ્યો છે. આ મહાત્મા પૃથ્વીતલને પાવન કરતા પાટણ શહેરમાં ભવ્ય સરકારની સાથે પધાર્યા હતા. અત્રેની જનતા તેમની દેશનાથી અને ત્યાગથી ઘણી મુગ્ધ બની ગઈ હતી.

આચાર્યપદાર્પણ —

આ અરસામાં શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના સ્વર્ગ-

ગમન બાદ તેઓની પવિત્રપાટે કોને સ્થાપવા તે સંબંધમાં તેઓશ્રીના સંઘાડાના સર્વ સાધુઓએ લાંબી વિચારણા ચલાવી એક ગીતાર્થ યોગ્ય મહારથીની ખાસ આવશ્યકતા જણાઇ. સુકાની વિના નાવ કદાપિ ચાલી શકેજ નહિ. આચાર્યપદ જેવું અમૂલ્યપદ સમર્પણ કરવાનું કામ કાંઈ નાનું સુનું ન હતું.

ભગવાનની પરંપરાગત પાટે સામાન્ય પુરૂષથી ચાલે તેમ ન હતું. આચાર્યની પાટ એટલી પરમ તીર્થાધિપતિ તીર્થંકરદેવની પાટ, તેવા સ્થાનને દીપાવવા માટે સંપૂર્ણ યોગ્યતાવાળા પુરૂષની જરૂર પડે, આ વિષયની વિચારણા લગભગ પાંચ વર્ષ સુધી ચાલી. સર્વ સાધુમંડળ " અમારા સર્વમાં એ પદને યોગ્ય કોણ ? " આ પ્રશ્નના ઉત્તરની ગવેષણા કરવા સૌએ સ્વમાનસ દુતોને એકદમ રોકી લીધા. વિચાર વેગને વિહરવાનું ક્ષેત્ર વિશાળ હોવા છતાં ઝપાઝપ સર્વ મુનિઓના તે દુતો સ્પર્ધા કરવા લાગ્યા. ચોતરફ સંઘર્ષણ થવા લાગ્યું. વિચાર વિનિમય થતાં થતાં એક વ્યક્તિ ઉપર દૃષ્ટિ પડી. આવા જોખમભર્યા પદને તે દિપાવવા સમર્થ છે કે કેમ ? ભગવંતની આજ્ઞાને શીરોધાર્ય કરી, વિવેક નયનોને ખુલ્લા રાખી જિનશાસનના અખંડિત કિલ્લાઓના સંરક્ષણ કરવા સજ્જ રહી, ભાવદયાનું સામ્રાજ્ય ફેલાવવા સમર્થ થશે કે કેમ ! એવા અનેક સંકલ્પ સાગરની મુસાફરીએ નીકળેલા એ માનસ દૂતરૂપી ખારવાઓએ સંકલ્પ સાગરનો પાર ઉતરવા ઘણો પરિશ્રમ ઉઠાવ્યો.

સંઘાડાના પ્રત્યેક સાધુઓની સંમતિ લેવાની શરૂઆત થઈ. શ્રીમાન્ આત્મારામજી મહારાજની પુનીતપાટે કોણ બીરાજશે ! એ મહાપુરૂષના પટ્ટધર કોણ થશે ! દરેકજણ પોતાના મનમાં ભિન્નભિન્ન નામોની કલ્પના કરવા માંડ્યા, પરન્તુ આ કલ્પનાનો હવે અંતિમ નિર્ણય થવોજ જોઇએ. આ વિચાર તરંગો શ્રાવક વર્ગમાં પણ ફેલાવા લાગ્યા. પદાર્પણનો કળશ ઢોળવાનો પ્રસંગ નજીક આવતો ગયો.

ચોતરફ મુનિઓ તરફથી સ્વપર શાસ્ત્ર નિષ્ણાત અજબ પ્રભાવ સંપન્ન શ્રીમાન્ કમળવિજયજી મહારાજશ્રી ઉપર વિનતીપત્રોનો આગ્રહ શરૂ થયો. પરન્તુ તે નિસ્પૃહ મહામૂર્તિ તો ઈન્કાર જ કરતા ગયા છતાં પણ સર્વેએ સદાગ્રહ ચાલુ જ રાખ્યો. ધીમે ધીમે સાધુઓ બધા પાટણમાં એકઠા થયા. શ્રીમદ્ કમલવિજયજી મહારાજના પાટણના પ્રવેશ સમયે ઈન્દ્રપુરીનું દૃશ્ય ખડું થયું. અપૂર્વ સત્કારથી શાસનની શોભામાં વધારો કર્યો. પૂજ્ય આત્મારામજી મહારાજના પ્રસિદ્ધ સાધુઓ શ્રીમદ્ વીરવિજયજી મહારાજ, શ્રીમદ્ કાન્તિવિજયજી મહારાજ આદિએ સેવાભક્તિદ્વારા અખૂટ પ્રેમ અને પૂજ્યભાવ પ્રદર્શિત કર્યો. આ સર્વે મુનિમંડળે એકત્રિત થઈ પૂજ્ય મહર્ષિને આચાર્યપદ સ્વીકારવા અત્યંત આગ્રહભરી વિનતિ કરી અને કહ્યું કે આ પદને લાયક આપજ છો. આપથી પર્યાયે જે મોટા છે તેમની તથા શ્રીમદ્ વલ્લભવિજયજીની અને હમારી સર્વે મુનિઓની એકમતે આપનેજ સ્થાપવાની ઇચ્છા છે. હમારી એ શુભ મનોરથમાલા આપજ સ્વીકારો.

પરિણામે અનિચ્છા છતાં તેઓશ્રીને આચાર્યપદ, શ્રીમદ્ વીરવિજયજી મહારાજને ઉપાધ્યાયપદ અને શ્રીમદ્ કાન્તિવિજયજી મહારાજને પ્રવર્તકપદ અર્પણ કરવાનું નિશ્ચિત થયું. સકળ સંઘમાં આનંદ આનંદ ફેલાયો. વિ. સં. ૧૯૫૭ ના મહા સુદ પુનમના મંગલમય દિવસે સર્વાનુમતે મહોત્સવ પૂર્વક આચાર્યપદ, ઉપાધ્યાયપદ અને પ્રવર્તકપદ સમર્પણ કરવામાં આવ્યાં. આ ચોમાસું અત્રેજ રહી તે સૂરિપ્રવર ઉપકારાર્થે વિહાર કરી માપુમાં નગરે પધાર્યા.





## પ્રકરણ ૬ ઠું.



વિશ્વભરના પ્રાણી માત્રની પ્રવૃત્તિ સુખને માટે હોય છે. કોઇ ગગન ચુમ્બી શુશોભિત મહેલાતોમાં કોઈ રમાઓના રસીલા રાગ રંગોની રોશનીમાં, તો કોઈ જીવનના સાટે તનતોડ મહાન આરંભો આદરી ધન મેળવવાની ધામધૂમમાં તો કેટલાક હજારો માનવીમાં માનમતઓ મેળવી પ્રતિષ્ટા જમાવવામાં, વિગેરે જુદા જુદા સુખોની કલ્પના શ્રેણીમાં સ્વજીવન પ્રવાહને વહાવી રહ્યા છે.

પણ તે સુખોની કલ્પનાઓ વાસ્તવિક નહિ પરન્તુ કાલ્પનિક છે, ચિરસ્થાયી નહિ કિન્તુ વિનશ્વર છે, સુખોત્પાદક નહિ પણ પરિણામે ભયંકર દુઃખફલક છે. વાસ્તવિક ચિરસ્થાયી અને પરિણામે શાશ્વત

સુખનું જો કોઈ સાધન હોય તો તે સયમની સાચી આરાધનાજ છે જે વ્યક્તિના હૃદયમા સયમ ભાવનાનું બીજાધાન થયું હોય તે વ્યક્તિને સસારની પ્રત્યેક પ્રવૃત્તિઓ કટાળારૂપ લાગે છે પરત ત્રતાથી તેને સસારીક આચરણાઓ આચરવા છતા તે આચારણાઓપ્રતિ મન તો ઉદાસીન ભાવમાજ રમે છે

ગાણસામા લાલચદભાઈ ધર્માભ્યાસમા તથા વ્યવહારીક જ્ઞાનમા કુશળતા મેળવી રહ્યા હતા અવારનવાર પધારતા અનેક મહાત્માઓના અને ગામના કેટલાક અનુભવી જાણકારોના પરિચયમા આવી પોતે પણ અનુભવ જ્ઞાનને સપાદન કરી રહ્યા હતા, તેમની ફોઈ દલમીબાઈ પણ તેમનાથી ગ્રેમિલાજ રહેતા હૃદયમા શકાએ ઘણુ જ ઉંડુ સ્થાન ગ્રહ્યુ હતુ વ્યામોહીઓને કરાલ કર્મો એવીજ અટપટી લીલાઓનો અનુભવ કરાવે છે આવચેત દલગીમાઇ પળભરપણ તેમને જુદા પડવા દેતા નહિ જો કે તેમને દીક્ષા લેવા ગય અને પાછા આવ્યે બબ્બે વર્ષ વીતી ગયા હતા વળી તેમના બાહ્ય આચરણથી અને વ્યવહારૂ પ્રવૃત્તિઓથી લાલુ પુન દીક્ષા લેવા જશે એવી કલ્પનાને સ્થાન મળતુ નહતુ પરન્તુ લાલચદભાઈના હૃદયમા એ પુનીત ભાગવતી દીક્ષા અગીકાર કરવાની ભાવના લહેરીઓ અવિરતપુરે વહેતીજ જતી હતી માનવ ગમે તેવા સયોગોમા મૂકાય, ચાહે તેવી સપત્તિ વિપત્તિઓથી વિટાય પણ દઢ મૂળ ગનેલી અને જીવનમા નિયત થયેલી ભાવનાનુ પરિવર્તન ભાગ્યેજ થાય છે ભાવિમા ભાગ્યરેખા ઉગ્ર અને આદર્શ બનવાની હોય, તેઓની વૃત્તિ અને વિચારો સુદરજ સરનાય છે

એ તદ્દન સ્વભાવિક અને અનુભત કાયદો છે કે પ્રબલ સાધન સિવાય નાનામા નાનુ પણ કાર્ય પૂર્ણ થઇ શકતુ નથી જીવનને સુદર ભાવના અને આચરણાઓથી ઓપવા સયમ એક અનુપમ સાધન છે, તે સયમ સદ્ગુરુઓના સગની અપેક્ષા રાખે છે જે વ્યક્તિને અનુપમ ચારિત્રની, મહાત્માની સગત નથી સાંપડી તે વ્યક્તિ

સદ્દજ્ઞાનને અગર સન્માર્ગને હસ્તગત કરી શકતી નથી. અલ્પ પ્રયાસે જીવનને અતિશય દીપાવવું હોય તો સંત સંગને ઝંખો. કોઇ વ્યાપારી ઘણા પ્રયાસે લાખોની મીલ્કત મેળવી ઉદાર વૃત્તિથી તે કોઈને ભેટ આપી દે તો તે લેનાર વ્યક્તિને જરાપણ પરિશ્રમ કરવો પડતો નથી. અને આપોઆપ ધનવાન બને છે, તેવી રીતે સદ્દગુરૂઓ અનેક સ્થળમાં વીચરી પ્રાપ્ત કરેલા દુર્લભ અનુભવો વિકટ તપશ્ચર્યા તપી મેળવેલી અચિન્ત્ય શક્તિ તેમજ અનુપમ જ્ઞાન હૃદયથી શુશ્રૂષા કરનાર શ્રદ્ધાળુ વર્ગને આપે છે.

લાલચંદભાઈ પણ પ્રથમથીજ નિર્ગ્રન્થ ગુરૂવરો પર અસાધારણ પ્રીતિ ધરાવતા હતા.

અનેકધા મહાપુરૂષોના ઉપદેશથી જીવન સુસંસ્કારોથી ઘડાતું જતું હતું. સંયમ ભાવના વેગવતી બનતી જતી હતી, પણ જીવન સુકાનીની ખામી હતી. બાળવયમાં સુસંસ્કારની ભૂમિકા વજ્રમયી સંગઠીન થઈ હોય તે ઉપર ચણાયેલી સંયમ ભાવનાની મજબૂત ઈમારત શિથિલતાને કેમ ભજે ?

**સદ્દગુરૂ પરિચયઃ—**

પરમ વિશુદ્ધ અને તારક દેશનાના પ્રભાવે માણસાની જૈન જૈનેતર જનતા આકર્ષાઈ હતી. એ વિચક્ષણ મહાત્માની વાણી સાંભળવા સહર્ષ આવતા. વ્યાખ્યાન બાદ ધર્મની અનેક ચર્ચાઓ ચલાવતા. આચાર્યશ્રીની દેશનામાં કુદરતે તત્વવેગ હતો. એમની આકૃતિ ભવ્ય હતી જેથી આગન્તુક જીજ્ઞાસુ જોતાવેતજ સહેજે ઝુકતો. વચન શ્રવણ કર્યાબાદ તો પરમ સુશ્રુપક બને તેમાંતો પૂછવુંજ શું ? અખિલ જૈન જૈનેતર સમાજ તે દેશનામૃતનું પાન કરવા લાગ્યો. તો પછી દીક્ષા ગ્રહણ કરવા ત્વરિત બનેલા આપણા ચરિત્રનેતા તેથી વંચિત કેમજ રહે ? ભાવભીના માનસથી પૂ૦ આચાર્યદેવેશની છાયામાં અનેક વખત જતા. અને તેમની પાસે દીક્ષા ભાવનાની કલ્પવેલડીને

નવપલ્લવિત કરતા જ્ઞાનાભ્યાસમાં પણ વૃદ્ધિ થતી ગઈ તેઓશ્રીની સેવામાં અને વ્યાખ્યાનશ્રવણમાં નિરંતર તત્પર રહેતા

પ્રતાપી મહાત્માનો પરિચય ગાઢ બનતો ગયો આત્મભાવના વૃદ્ધિગત થઈ મયમદ્રુમ ફાલ્યુ ફુલ્યુ પોતાની અંતર ભાવના પૂ૦ આચાર્યશ્રીને પ્રદર્શિત કરી સૂરિજી મહારાજ તેમની ભાવનાથી જ્ઞાતજ હતા એક દિવસ પ્રત્યૂષનો સમય હતો ચોતરફ શાન્ત વાતાવરણ હારા ઉદ્યમી વ્યક્તિઓને જગાડી ઉચ્ચ વૃત્તિઓ આદરવા આદર્શ નવજીવનની પ્રભા પ્રસારવા પ્રેરણા કરી રહ્યો હતો તે સમયે ધર્મ-નિષ્ઠ લાલચંદભાઈ એકાંતમાં બેસી વિચારે છે કે "હે ચેતન ભગ-દરિયામાં પળભર તારી નૈયાને અટકાવ તારી ભૂલાયેલી દિશાને અવલોક ભયંકર ખડકો અને મિથ્યા મોજાઓની લહેરીઓનો ભોગ ન બન વિવિધ વિલાસોના અટપટા વિકારોના વિષમ વાતાવરણમાં વટલાઈશ નહિ મનગમતા મોજશોખ પણ ક્ષણિક આનંદ ભોગવવા આતુર ન રહે હે યુવક હૈયાને ઉઘાડ નયનને ખોલ ઝંઝાવાતની આંધિમાં ન અફડાવાય એ માટે શક્ય પ્રયત્ન આદર ગયેલું રત્ન હાથ ધર અહંકારની કારમી જ્વાલા ચોતરફ જલાવે છે, એ જ્ઞાન અંગોઅંગમાં નસેનસમાં એકમેક બનાવ વિશાળ અને ઉદાર મનો-વૃત્તિવાળા અણુમોલ અંતોના જીવન મંત્રોને સ્મૃતિપથમાં જપ ઝૌહરની [illegible] ઝવેરીઓ પાસે ખોલાવી તેની કીમત અંકાવવા વિલંબ શામાટે કરે છે? જેમતેમ ન વેડફાય તે માટે સાવચેત રહે, તેમાના રત્નોની હારમાળા ગુંથી હૃદય પર ધારણ કરી, આત્મ સૌન્દર્યને પ્રગટાવ ગાઢ અંધકારમાંય સૂર્યનું હરોળ કરતું ઉગ્ર અજવાળું પ્રગટ કર બાળપણમાં વણ્યું ગુમાવ્યું પણ હવેતો ચેત છીનવાયેલા ઝૌહરને લુટારૂ પાસેથી પાછું લાવવા હામ બીડ

ખ્યાલ રાખવો કે આ સમે આપણે કોઈ સમરાંગણ માંડવાના નથી રક્તવર્ણીય સોણીતની નહેરો વહેવડાવવી નથી શત્રુઓના શિરોને

ઉડાવી નાંખવા આ મનોવેગી પ્રેરણા નથી. આપણે તો શત્રુઓના હાથમાં ગયેલું આપણું ઝૌહર હસ્તગત કરવું છે એ ચોક્કસ માનજે. આપણે તો અજબ ક્ષમાશસ્ત્રધારી બની કર્મના જંગમાં હત્યાકાંડની રેલમછેલ પ્રસાર્યા સિવાય વિજયધ્વજ ફરકાવવો છે.

હૃદયમાં કોતરી રાખજે કે ધીરતા આપણી માતા છે. નમ્રતા એ આપણી સુંદર સુકોમળ સેજ છે. સહિષ્ણુતા એ કાર્યક્ષેત્રની કાર્યદક્ષો માટે સુંદર ભૂમિકા છે. અને ઐક્ય એ અંતરનું સાધ્ય ધ્યેય છે.

વચનપિયૂષ:—

આચાર્ય દેવ વિચારે છે કે, આ બાળક અનુભવમાં કુશળ છે. બુદ્ધિમાં વિશારદ, હિંમતમાં શૂરવીર અને ભાવનામાં દૃઢ મૂલ છે. આવા બાળકને ગમે તે ભોગે જો પ્રવ્રજિત કરવામાં આવે તો ભાવિમાં શાસનનો ઉદ્યોત કરી શકે.

આ ઉદ્દેશથી તેઓશ્રીએ ગંભીર આકૃતિથી અને સૌમ્ય વચનોથી પ્રાસંગિક ઉપદેશ આપ્યો. અનાદિકાળથી આત્માને કર્મવાસનાના પાસો બહુજ ગાઢ જકડાયેલા છે. તે પાશોને તોડી સંયમની ભાવના રાખનાર વ્યક્તિઓને ઘણીજ વિઘ્ન પરંપરા વટાવવી પડે છે.

જળમાં ઉંડો ઉતરેલો માનવ તરણ ક્રિયાથી બહાર આવવા મથે પણ મધ્યમાં બહાર નીકળતા વિકરાળ મગરમત્સ્યો આદિ જળજંતુઓનો ભક્ષ્ય બને તો સ્વધ્યેય સિદ્ધ કરવું દુઃશક્ય થાય છે. સંસારસાગર ઘણો ઉંડો છે. તેનો નિસ્તાર એ ઘણુંજ અઘરૂં કાર્ય છે. લક્ષ્યને ધ્યાનમાં રાખી નિસ્તાર ક્રિયામાં સાવચેત રહેવું. કુટુંબસ્નેહ, ધનવ્યામોહ, મિત્રસંગત આદિ ખડગોરૂપ છે. તેઓની પ્રેમાર્દ્રવાણી હૃદય ભેદનારી હોય છે. પણ ખ્યાલ રાખવો કે, એ બધી સ્વાર્થોની ચેષ્ટાઓ સિવાય બીજુ કાંઇ નથી. પુત્ર દેશાવર જાય, વેપારમાં ખુવાર થાય. વિચિત્ર વ્યસનોમાં અંધ થઇ, તન, ધન અને આબરૂને બરબાદ કરે.

તેવી અનિષ્ટ પ્રવૃત્તિઓથી નિરોધવા કોઇ વિરલા હિતસ્વીઓજ યત્ન આદરે છે પરન્તુ સંસારને ત્યાગી સયમ લેવા કોઈ વ્યકિત તૈયાર થાય તો અપરિચિતો પણ તેને અટકાવવા કમ્મર કસે છે તેવા સમયે વિના સગાયે સગાનો, વિના મિત્રે મિત્રોનો અને વિના સબધે સ્વજનોનો રાફડો ફાટી નીકળે છે એવાઓના ફૂટતા ભર્યા વચનતીરે હૃદયને ન ભેદે તોજ મસ્તાની માયા શૃખલાને તોડી સયમ સ્વીકારવાની શુભ તક સાપડે છે સફળ કરે છે કોઈ કહે છે કે સયમ બહુજ દુરારાધ્ય છે કોઈ કહે છે કે સયમથીજ મોક્ષ જવાય છે એવું કાંઇ નથી શ્રાવકધર્મથી પણ કયા તરી શકાતુ નથી કોઈ કહેશે કે ચારિત્ર ઘડપણમા કયા લેવાતુ નથી આવી વેવલી અને દલીલશૂન્યવાતો કરી સયમ આરાહકોને ભાવનાથી ભ્રષ્ટ કરવા ઘણા બહુલ કર્મીજીવો લલચાય છે ખરેખર મોહરાજાની સત્તા અને કાર્યવાહી કારમી અને દુખ ફલક છે એ શયતાનની જુલ્મી ઝપટ જેઓને લાગે છે તેઓ પ્રયોજન સિવાય સયમ જેવા પવિત્ર માર્ગમાં અતરાય કરવા ફજૂલ દોરાય છે આવા પ્રસગે એ ભાવના ભાનુનો ઉદય કરાવવા ગુરૂનો ઉપદેશ અજબ કાર્ય કરે છે જેમ અધ કૂપમા પડેલા અજ્ઞાનજનો કૂવાનોજ નિવાસ આનદદાયી માને છે તેમાથી જ્ઞાનદીપક પ્રકાશતા અને ગુરૂ ઉપદેશની દોરી મળતા કોઈ વ્યક્તિ બહાર નીકળવા ફલગ મારે છે ત્યારે તે કૂવામા રહેલા અજ્ઞાની જનો તે નીકળનાર વ્યક્તિને કૂવામાંજ રહેવા પ્રેરણા કરે છે પરન્તુ એ નથી વિચારતા કે આ વ્યક્તિ બહાર નીકળી સ્વનો અને પરનો ધર્મરજ્જુદ્વારા અનાદિ નિધન સસાર કૂપથી ઉદ્ધાર કરશે એ અજ્ઞાનીઓને મોહનો નસો જે નસોનસમાં વ્યાપ્યો હોય છે તે નસાનો ભોગ અન્યને બનાવે છે

સદ્દગુરૂ જ્ઞાનનયન ખોલે, સન્માર્ગ સુઝાવે અને અટકેલ નૈયાને ચલાવે તોજ શ્રેયપથ સહેલાઇથી સાધી શકાય છે

માટે હે મહાનુભાવ ? તુ જે દીક્ષાનો ભાવ રાખી તેને ગ્રહણ

કરવા તૈયાર થયો છે. પણ ઉપર કહેલી મોહની વિલક્ષણ અને દુર્ગમ્ય ચપલ ચેષ્ટાઓથી સાવચેત રહેજે.

લાલચંદભાઈ બુદ્ધિશાળી હોઈ સમયોચિત સઘળું કરવા હિંમતશાળી હતા. એ વાત પૂ૦ આચાર્ય શ્રી જાણતા હતા પરંતુ સંયમ ગ્રહણ કરવાવાળા જિજ્ઞાસુને દીક્ષામાં આવતી મુશીબતો જણાવી ઉપદેશ આપી મક્કમ બનાવવો એ તેમની ફરજ હતી તે અદા કરી.

લાલચંદભાઈએ બે હાથ જોડી વિનયપૂર્વક હસ્તાવદને ભાવગર્ભિત વાચાએ નિવેદન કર્યું કે, હે ગુરૂવર ! આપે જે ઉપદેશ આપ્યો તે અક્ષરેઅક્ષર સાચો છે. એ માટે આપનો મારાપર અગણ્ય ઉપકાર છે. એ ઉપકારનો બદલો આ જીવંત આપની ચરણસેવાથી પણ વળે એવો નથી. વળી મારી એક આપના પ્રત્યે નમ્ર વિનંતિ છે કે, મારા કુટુંબીઓને અનેકધા સમજાવ્યા છતાં એકના બે થતા નથી. મારે સંયમ સ્વીકારવું એ વાત ચોક્કસ છે. માટે કોઇ યોગ્ય ગામમાં આ મારી ઉત્તમ ભાવનાને આપ સફળ બનાવો. સંયમ ગ્રહણ કર્યા પછી તેના રક્ષણ માટે મારી સંપૂર્ણ શક્તિ અજમાવીશ. આપ બે ફીકર રહો.

**બોરૂનું સદ્‌ભાગ્ય:—**

દીક્ષા માટેની અજબ હિંમત અને તીવ્રવેગી ભાવનાએ આચાર્ય દેવેશના હૃદયને આનંદમાં ગરકાવ કર્યું. અને ભાવિમાં આવતી કષ્ટોની પરંપરાથી બેદરકાર રહી સ્વયં તે જિજ્ઞાસુ મુમુક્ષુને સાથ આપવા તૈયાર થયા.

આચાર્ય પુંગવના ત્યાગ, નિઃસ્પૃહતા વિગેરે ગુણો પ્રતિ માણસાની જનતા ઘણી આકર્ષાઈ હતી. આવા એક અજોડ નિર્ગ્રન્થનું ચાતુર્માસ અહી પ્રથમજ હતું તેથી સૌકોઇ સપ્રેમ તેઓની સેવામાં, વચનપાલનમાં સહર્ષ તૈયાર રહેતા, મુસળધાર દેશનારૂપી મેઘની વૃષ્ટિ

કરી, આચાર્યશ્રી સકલ સંઘની સાથે વિહાર કરી અનુક્રમે બોરૂ ગામ સસત્કાર પધાર્યા

બોરૂ ગામ નાનું હોવાછતા, ત્યાના મંદિરની અને ઉપાશ્રયની સગવડ અને જનતાની ધર્મશ્રદ્ધા અતિ પ્રશંસનીય હતી

ગૃહાગણુમાં દરિદ્રને નિધાન પ્રાપ્તિની જેમ જનતાને આનંદનો પાર રહ્યો નહિ, પૂ૦ આચાર્યશ્રીની હૃદયમંથિની દેશનાના પ્રભાવે ભવિકજનવર્ગમાંથી મોહનિદ્રા વિલય પામવા માંડી અભૂતપૂર્વ જાગૃતિ જણાવા લાગી આનંદ અને સેવાની ઉત્સુકતા આજુબાજુ નિહાળવામાં આવતી હતી અમારૂ પણુ અહો ભાગ્ય માનીએ છીએ કે હમોને પણ આ મહાપુરૂષની સેવાનો અપૂર્વ લાભ મળ્યો પ્રત્યેક પ્રવૃત્તિમા આચાર્યદેવના નામની ધૂન સ્ફુરતી હતી અપૂર્વ દેશના, અનહદ ત્યાગવૃત્તિ અને શાંત પ્રકૃતિએ અખિલ જનતાને મુગ્ધ બનાવી હતી

જેમ સૂર્ય અસ્ત થયા છતાં તેની આછી પ્રભાપ્રકાશની રોશની પ્રસારી જનતાને માર્ગદર્શક બને છે, અને સૂર્યના જ્વલંત કિરણોનુ સ્મરણ કરાવે છે આચાર્યદેવ માણસાથી વિહાર કરી ગયા હતા પણ જેઓના ગુણ ભવ્યોની હૃદય સપાટીપર જેવાને તેવા ઓપાયલાજ રહ્યા અખીલ માણસાની જનતા તેઓને સ્મરતી અને તેઓના ઉચ્ચ ગુણને સ્તવતી લાલચંદભાઈના હૃદયમાં તો ગુરૂદેવના વચને ભાવના રૂપ વીજળીનો વેગ ( Power ) વાયુવેગે વિસ્તાર્યો નસોનસમા અસ્થિમજ્જામા અને રોમ કૂપોમાં એજ ભાવનાએ પ્રધાનપદ લીધું

સંસારથી વિરક્ત આત્માઓને સંસારમા નિવાસ સાંસારિક પ્રવૃત્તિઓ, ઘણીજ આકરી લાગે છે ગાયાપાશોને બંધન સ્વરૂપે માન્યા પછી, પાશને તોડવાના સાધનો સાંપડ્યા પછી, બંધન તોડવામા કોણ પ્રમાદ કરે ! નિર્બંધતા, નિર્વૃત્તિ, અને સહજાનંદ વિરક્ત આત્માઓનું અંકિત ધ્યેય હોય છે

અમાપ શક્તિઓનો સંચાર કરી આત્માનંદના સાચા સાધનરૂપ સંયમપંથે વરવાની કામના કહો, તમન્ના કહો, યાતો તેને પ્રબલ ઇચ્છા કહો, તે એકજ વિરક્તોના હૃદયમાં વસી હોય છે.

## રાતોરાત પ્રયાણ:—

લાલચંદભાઈ વિચારે છે કે સ્વાર્થી સગાઓ, સંયમપંથે વિચરવાની આજ્ઞા આપે એ આકાશ કુસુમવત્ ભાસે છે. માટે અત્રેથી છટકી જવા યોગ્ય તરકીબ રચવીજ પડશે એ હેતુથી લાલચંદભાઇએ થોડા દિવસથી દલસીબાઈના ઘરની પાસે બબલભાઈ નામના એક મિત્રનું ઘર હતું ત્યાં જઈ સુઈ રહેવાનું શરૂ કર્યું. તેમની સાથે વાતો કરી રમત ગમતમાં સમય વ્યતીત કરવા લાગ્યા. મિત્રને ચોક્કસ વિશ્વાસ થયો કે મને પૂછ્યા વિના કોઈ નાનામાં નાનું પણ કાર્ય કરે તેમ નથી.

રાત્રિનો સમય હતો જનતા ઘેરીનિદ્રાના તાલમાં તલ્લીન બની હતી. નિર્જનતા બધે છવાઈ રહી હતી. લાલચંદભાઈ પોતાનો લાગ શોધી રહ્યા હતા. ચારે તરફ બારીકાઈથી નિરક્ષણ કર્યું. કોઈપણ જાગૃત અવસ્થામાં નજરે ન પડતાં ત્વરાથી ઘર બહાર નીકળ્યા. બોરૂ જવા માટે પ્રથમથીજ વાહનની વ્યવસ્થા કરી હતી. ઈસારા અનુસાર ઉંટના માલીકને જગાડી બોરૂના માર્ગે પ્રયાણ આદર્યું ઉંટવાલાએ લાલચંદભાઇને ઘણા પ્રશ્નો કર્યા પરન્તુ તેના પુછાયલા અટપટા પ્રશ્નોના સચોટ રદીયા આપી ત્યાગની મહત્તા અને જરૂરીયાત સાબીત કરી સંસારના કડવા અનુભવો, સંસારની ભયંકર સ્થિતિ તેનો સ્વાર્થી અને કૃત્રિમપ્રેમ વિગેરે વસ્તુઓને એવી સરસ રીતે સમજાવી કે તે પણ ઉચ્ચત્યાગ માર્ગનું અનુમોદન કરવા પ્રેરાયો.

પ્રાતઃકાલનો સમય સૌ કોઇને નિસ્તંદ્ર બનાવી રહ્યો હતો. સૌ પોતપોતાની ઈષ્ટ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઈ રહ્યા હતા, તે સમયે લાલચંદભાઈ

બોરૂ મુકામે પહોચ્યા જતાવેતજ ગુરૂદેવના દર્શન કરી તે પૂજ્યના પુનીત ચરણારવિંદમા ઝુકી પડ્યા ગુરૂદેવે પણ તેઓની હિંમત અને બુદ્ધિ ચાતુર્યતા ઉપર ખુબજ પ્રસન્નતા દર્શાવી ગુરૂવર પણ તે મુમુક્ષુની દીક્ષા નિર્વિઘ્ને કેમ થાય અને તેના કુટુંબીઓ આવી વિઘ્ન ન કરે તેના બંદોબસ્ત, વિગેરેની વિચારમાલા મનમહેલમા ગુંથવા લાગ્યા નમ્રતાથી દીક્ષાભિલાષી લાલચંદભાઈએ ગુરૂશ્રીને જણાવ્યું કે હે દયાસિંધુ ! સ્વાર્થી સ્નેહીઓના કારમાબંધનથી હું છુટીને અત્રે જે ધ્યેયથી આવ્યો છુ તે ધ્યેય જલદી સિદ્ધ થાય તો સારૂ. કેમકે હમણાજ વિઘ્નવાદલીઓ મારા ધ્યેયને રોધશે. તે પહેલા આપ દયાળુ મને દીક્ષિત કરો તે પછી આવતી વિઘ્ન પરંપરાને દૂર કરવામાં કશો વાધો આવવાનો નથી





## પ્રકરણ ૭ મું.



આચાર્યદેવેશે બોરૂ ગામની જનતાને ઉપદેશ પાનથી ધર્મ-રંગમાં તરબોલ કરી ધર્મપ્રવૃત્તિઓ જાગૃત કરી હતી. ગુરૂ આજ્ઞાપાલન કરવામાં વિકટ પ્રસંગે પણ ત્યાંની પ્રજા કટીબદ્ધ હતી, એટલે બોરૂ સંઘને એકત્રિત કરી આચાર્યદેવેશે જણાવ્યું કે તમારા ગામના ભાગ્યોદયથીજ માણસાથી આવેલ લાલચંદ-ભાઈ દીક્ષા લેવા માટે અત્યંત ઉત્કંઠાવાળા છે અને એ કાર્યમાં વિલંબ એ તેના શ્રેયઃપથમાં વિઘ્નરૂપ છે. તેમની દીક્ષાની ભાવના તીવ્ર છે તેનો વિરક્તભાવ પણ અંતરનો છે એની એમના ગાઢ પરિચયથી મને ખાત્રી છે. જો તમારો સંઘ તેનું યથાર્થ રક્ષણ કરવા તૈયાર હોય તો તેને પ્રવ્રજિત કરીએ.

બોરૂની જનતા ધર્મતત્ત્વોને સમજનારી હોવાથી સયમની કીંમત તેમના હૃદયમા હતી સયમ લેનારને તનમન ધનના ભોગથી સર્વ રીતે સૌ કોઇએ સહાય કરવી એ પ્રથમ તકે જૈન માત્રનુ કર્તવ્ય છે ત્યાગમાર્ગને નિષ્કટક બનાવી આપવો એ મોક્ષાભિલાષી જીવોની અનિવાર્ય ફરજ છે, સયમ લેનાર વ્યક્તિને સયમથી અટકાવવા, ત્યાગના મર્મથી અજ્ઞાત કઈ નામચીન મડળો, સભાઓ, સસ્થાઓ અનેકવિધ ધમપછાડા કરે છે આડે દિવસે સગા સબધીઓ સામુ પણ જોતા ન હોય તે પણ તેની દીક્ષા વખતે મોહરાજની મસાલ પકડી સગા હોવાનો મિથ્યા દાવો કરે છે અનેક પ્રકારના માયા કપટ કરી ભોળા અજ્ઞાની જનોને હોળીનુ નાળીએર બનાવી, સરકારને આડુ અવળુ સમજાવી યેનકેન પ્રકારે દીક્ષાને અટકાવી શાસનનો ઉફાહ કરાવનાર માત્ર દયાને પાત્ર છે ત્યાગની મહત્તાનુ, તેની આદરણીયતાનુ અને ત્યાગની વિશુદ્ધતાનુ તેઓને ભાન નથી જ્યારે સાચા તારકોનુ તો કાર્ય એજ છે કે, ધર્મની અને ત્યાગની ભાવનાવાલા આત્માઓ, તરવાની ઇચ્છાથી શરણે આવે, ત્યારે કરૂણાભાવે તેઓને અવલબન આપી તારવાજ જોઇએ અને તારેતોજ તે સાચા તારક કહેવાય દીક્ષા ગ્રહણ કરનાર સસારિક કૌટુબિકોની આજ્ઞા મેળવે, આજ્ઞા માગવા છતાય, તે મોહાધ કુટુબિઓ, આજ્ઞા આપવામાં ઇન્કાર કરે, તો દીક્ષાભાવી વ્યક્તિએ પોતાની ભાવનાને સફળ કરવામા આંચકો નજ ખાવો જોઇએ

ત્યાનો સઘ ઉપર્યુક્ત વિચારણાઓનુ મથન ચલાવતો હતો. સર્વેએ એકત્રિત થઈ પૂજ્ય આચાર્યદેવને જણાવ્યુ કે, હે કૃપાલુ ! આપ જેવા અનુપમ જ્ઞાની મહાત્માની આજ્ઞા એ તો અમારે મન મસ્તક મુકુટ સમાન છે અને તેમાય વળી, આવુ દીક્ષાનુ અણમોલ કાર્ય અમારા ગામમાં થાય, એ અમારી પૂર્ણ સદ્ભાગ્યની નીશાની છે અમારા ગામનો હવેથી ઉદયજ ભાસે છે અમારા જેવા નિર્ભાગીઓએ સયમ મહોત્સવની ઉજવણીનો પ્રસગ કદીયે જોયો નથી તે મહા-

પુણ્યોદયે આવું દીક્ષાના પ્રસંગનું સૌભાગ્ય આજે અમોને સાંપડે, તે કેમ ન વધાવી લઈએ ? અમારા શરીરમાં જ્યાંસુધી ચેતના છે, ત્યાંસુધી તે પુણ્યાત્માનું રક્ષણ કરવા, અને આપની સંપૂર્ણ સુખાવહ આજ્ઞાઓ માનવા અમો નિતાંત તૈયારજ છીએ. અને તેમાં અમારૂં પૂર્ણ કલ્યાણજ માનીએ છીએ.

શ્રાવક સંઘનો આ પ્રમાણેનો મજબૂત ધર્મભાવ જોઈ, લાલચંદભાઈને આજ ગામમાં સંયમપ્રદાન કરવું, એ નિર્ણય વધુ દૃઢ થયો. પણ તેમની પરીક્ષા ખાતર પૂછ્યું કે દીક્ષા લેનાર વ્યક્તિના કૌટુંબિકો માણસોથી અહી પ્રબંધ સાથે આવશે, અને ફાવશે તેટલા પોતાના પ્રયત્નો યોજાશે તો તમારી પાસે શા શા બચાવ છે ? જોસીલીને હોંસીલી જનતાએ જણાવ્યું કે, ગુરૂદેવ ! આ રાજ્યમાં માણસોની હદ નથી. અને લાલચંદભાઈ પણ ૧૯ વર્ષની પુખ્તવયના છે, એટલે રાજ્ય કાયદાની રૂયે તદ્દન સ્વતન્ત્ર છે. દુનિયાના વ્યાપારોમાં, સાંસારિક આજીવીકાની પ્રવૃત્તિઓમાં જ્યારે તેઓ સ્વતન્ત્ર છે, ત્યારે આત્માના વિકાશ માટે હિતકર શ્રેયોમાર્ગને સાધવામાં સ્વતન્ત્ર કેમ ન હોઇ શકે ? વળી બળજોરી કરશે તો, અમો પણ બળવાળા છીએ, તે તો આપ જાણોજ છો.

આચાર્ય પુંગવે કોમળ ધ્વનિથી જણાવ્યું, કે તમારી ભાવના, અને આજ્ઞા પાલકતા જોઇ હું ખુશ થાઉં છું. બાકી આમાં વિઘ્ન આવે તેમ લાગતું નથી. કારણકે લાલચંદના પિતા સ્વર્ગસ્થ થયેલ છે. તેમની માતુશ્રી, તથા જેઓને ત્યાં હાલ નિવાસ કરે છે, તેઓની ફોઇ દલસીબાઇ ધર્મ પરાયણ છે. ખુદ લાલચંદ હિંમતના દરિયા છે. ભાવનાનું મંદિર છે. એટલે દીક્ષાનું સુકાર્ય જોવાનો તમને અલભ્ય પ્રસંગ સાંપડશે. પણ સાવચેત તો રહેવુંજ.

**દીક્ષા પ્રદાન:—**

પૂજ્યપાદ આચાર્યશ્રીએ વિચાર્યું કે ત્રણ ત્રણ વખત દીક્ષા

લેવા ગયેલા લાલચંદને બળાત્કારથી તેના કુટુંબિઓ પાછા લાવ્યા, એટલે તેની દીક્ષા લેવાની તીવ્ર ઉત્કણ્ઠા છે તેનાથી તેઓ પરિચિતજ છે, છતાંય રજા આપતા નથી એટલે **श्रेयांसि बहु विघ्नानि** વિગેરે શાસ્ત્રીય વાક્યો અનુસાર ધર્મ ગ્રહણ કરવાની ઈચ્છાવાળાને તુરતજ ધર્મ સમર્પવો એ ધર્મગુરૂઓની ફરજ છે જળથી ભરેલા ઘડાને હાથમાં લઇ જતા, પરોપકારીને જોઈ કોઈ તૃષાતુર જળપાનની ઈચ્છા ધરાવે, તેને જલ આપવામા વિલંબ કરવો એ તદ્દન અનુચિત છે

અખિલ જનતા ધર્મઘેલી બની, પૂરતી તૈયારીયો કરવા યોજાઇ થોડા સમયમા સઘળા સાધનો મેળવ્યા અને પૂજ્ય આચાર્ય પુંગવે દીક્ષા આપી અને તેમને સ્વશિષ્ય તરીકે જાહેર કરી, તેઓનુ નામ "**મુનિશ્રી લબ્ધિવિજય**" રાખ્યુ

મિત્ર બબલભાઇ પ્રાત કાલમા ઉઠયા અને સાથમા લાલચંદ-ભાઇને સુતેલા નહિ જોતા, વિચાર્યું કે, તે તેમની ફોઈને ત્યા ગયા હશે તે વિષયમા શંકાને સ્થાનજ નહોતુ જેથી, તેઓએ લાંબી તપાસ ન કરી તપાસમા વિલંબ, એ લાલચંદભાઈના શ્રેય પંથનો સાધક હતો

સમય ઘણો થયો, હજુ 'લાલચંદ કેમ ન આવ્યો,' એમ વિચાર કરી દલસીભાઈ બબલદાસને ઘરે ગયા અને પુછતાં જણાયુ કે, બબલદાસના ઉઠવાના વખતે તે ત્યા હતો નહિ આજુબાજુ ગામમાં તપાસ કરવા છતાં પત્તો લાગ્યો નહિ ક્યાથી લાગે ? એતો પોતાની ધ્યેયસિદ્ધિ માટે ક્યારનાય ચાલી નિકળ્યા હતા

દલસીભાઇ વિમાસણમાં પડી કે, 'જરૂર હાથ તાલી આપી, પ્રથમની જેમ આજે પણ લાલચંદ દીક્ષા લેવા ગયેલ હશે ? ઉદ્યોત-વિજય મહારાજ પાસે તો નહિંજ ગયેલ હોય, કારણ તેઓ ઘણે દૂર વિચરે છે, પણ તાજેતરમાં શ્રીમદ્ વિજય કમલસૂરીજી મહારાજનો ઘણોજ ગાઢ પરિચય હતો ઉપદેશ શ્રવણ અને જ્ઞાનાભ્યાસ

પણ અહોનીશ તેઓની પાસે કરતો હતો. વળી તેઓ બોરૂજ છે. અને નજીક હોઈ, ત્યાંજ જવાનું ચોક્કસ કારણ મળે છે તેઓના સગા સંબંધીઓ, સ્નેહીઓ અને બીજા કેટલાક માણસોને સાથે લઇ ઝટ બોરૂ આવ્યા.

દીક્ષાનો પ્રસંગ સંવત ૧૯૫૯ કાર્તિક વદ છઠ ના પ્રાતઃકાલમાં ઉજવાઇ ગયો હતો. બોરૂની જનતાને સુઅવસર પ્રથમજ ઉપસ્થિત થયો હોઇ સઉ કોઈ ઉત્સાહ અને આનંદમાં ગરકાવ થયા હતા. આચાર્ય પુંગવ પણ મ્હારા હાથથી આજે એક આત્મા સંસારથી તર્યો, એમ માની આનંદિત બન્યા હતા. અને નૂતન મુનિ લબ્ધિવિજયજી તો ઇચ્છિત દુષ્પ્રાપ્ય નિધાનની પ્રાપ્તિની જેમ, હર્ષથી રોમાંચિત થઈ ગુરૂ દેવની શીતલ છાયામાં બેઠા હતા.

## સ્નેહી આગમનઃ—

અકસ્માત ઉપાશ્રયમાં તેઓના કુટુંબિઓનો પ્રવેશ થતાંની સાથેજ મોહનાટ્ય પ્રારંભાયું જુદી જુદી જાતના વિલાપ સંગીતના આલાપો તણાયા. બળવન્તો બળથી રણ સંગ્રામ ખેલવા ઉતર્યા હોય, તેમ ક્ષણભર ભાસ્યું. પલભર ઉપાશ્રયનું બધુંય વાતાવરણ સંક્ષુબ્ધ બન્યું, બોરૂની જનતા, કીડીઓની જેમ ઉભરાઇને એકઠી થઈ.

આચાર્યશ્રીને તેમજ નૂતન મુનિને તેઓના ધર્મ કાર્યમાં વિઘ્ન ન થાય તે હેતુથી, સેવા ભાવની બુદ્ધિથી જનતા ત્યાં હાજરજ હતી.

**રુષાંભરે ન વક્તવ્યં** એ નિયમનું સઉ કોઇએ પાલન કર્યું. કૌટુંબિકોએ હૃદયનો ઉભરો ઠાલવ્યો બલવન્તોએ બળ અજમાવ્યું પણ ઉપાયોમાં ફાવટ ન આવી. જાણે કુસુમોનેજ ન વરસાવતા હોય તેમ આચાર્ય પુંગવે મૃદુ વાણીથી જણાવ્યું કેઃ—

તમારે લબ્ધિવિજયને સમજાવવો જોઇએ. આ સામેજ બેઠો છે એની ઇચ્છા વિરૂદ્ધ તેની સંયમ ભાવનાને ખલેલ કરવાના ઇરાદાથી

તમોએ હાથ ન લગાવવો વાત ચીત કરો, અને તમે જાણોતો છો, કે તેની દીક્ષાની ભાવના તો ક્યારની ઉચ્ચ કોટીની વર્તેજ છે તેને સફલ કરવા તમારી રજા પણ માગીજ હતી શક્ય પ્રયત્નો પણ કરી ચૂકયો હતો. એટલે તમારે સર્વેએ પણ સમજવુ જોઇએ કે નાહક અતરાય કરવાથી શો ફાયદો ? કલ્યાણનો માર્ગ ભલે અગીકાર કરે ?

તેઓના કુટુબિકો અને નૂતન દીક્ષિત વચ્ચે કેટલોક વાર્તાલાપ થયો

તેઓએ કહ્યુ "હે લાલચદ ! અમોને તુ કહીને આવત, તો અમો શુ નિષેધ કરત ? દીક્ષા લેવી, હતે, તો લેવી હતી પણ આવી રીતે ભાગી જવાથી શો ફાયદો ? અમોને બધાયને ચિંતામા નાખ્યા અને શોધાશોધ કરાવી તને માણસામાં ઠાઠમાઠથી દીક્ષા અપાવશુ એકવાર હમારી સાથે ચાલ આ શબ્દો લાલચદભાઈની વજ્ર સમી હૃદય ભૂમિને ભેદે તેમ ન હતા પણ વિશેષ દૃઢતાને આપતા હતા

શ્રી લબ્ધિવિજયજીએ જવાબ આપ્યો કે, વાહ ! એકવાર ડૂવામાં નાખીને, બહાર કાઢવાની લાલચ આપવી, એ કેવલ અજ્ઞાનતા ભરી મોહરાજાની બાળચેષ્ટાજ છે ત્યાં લઇ જઇને પુન દીક્ષા અપાવવાનુ કહો છો, તો આ સ્વીકારી છે, તે શુ ખોટી છે ? તમો જો સાચા હિતસ્વી હો, સાચા સબધિઓ હો, તો એમ કહો, કે "હે જે સયમ સદ્ભાવનાથી ગ્રહણ કર્યું છે, તે યથાર્થ પાલનકર, અને તારા આત્માનો અને અમારો પણ ઉદ્ધાર કર !" તમારા વચનોનીજાળ તમો સસાર કારાગૃહમા મને ફસવવાને યોજી રહ્યા છો, સસારક્ષણિક છે અનેકો જન્મે છે, અને આયુ જાય છે થોડા સમયનો મેળો છે તેમા મોહને છોડી આત્મવિકાશ માટે કોઇ જોડાય તો તેને સસારમાં ફસાવવા યત્ન આદરવો, એ સાચા સ્નેહીઓનુ કર્તવ્ય ન મનાય

વિશેષમા જણાવ્યુ કે, આવો ઉત્તમ માર્ગ મે સ્વીકાર્યો છે, તો તમો ખેદ કેમ કરો છો ? પુત્ર વેપાર કરી લાખો રૂપીઆ લાવે, તો તેને સ્વીકારવામાં આનાકાની થતી નથી તે કમાતી વખતે ' મને

કેમ ન પુછ્યું ? પુછ્યા વિના કેમ કમાયો ? અમે નહિં કમાયા, અને તું કેમ કમાયો ? એમ પણ કહેતા નથી '. બાળક ગોગ્ય નિધાન પામે તો સગાંઓને હર્ષજ થવો જોઇએ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રત્નત્રયીને હું પામું અને આરાધું, એમાં વિલાપ શો ? હિતને આદરતા બાલકોને ઉત્સાહ આપવાનો હોય, કે હતોત્સાહ કરવાના હોય ? તમો જાણો છો કે, વિકરાળ કાળ રાજાની તલવાર શિર પર આવતાં કોણ રક્ષણહાર છે ? સમજો ! શરીર, આયુ, ધન, એ બધાં વિજળીસમ ચંચળ છે, એટલે સંસારથી તરવા ને શાશ્વત આનંદ મેળવવા. સંયમજ સાચી નૌકા છે. આ ઉપદેશથી બધા સમજી વંદન કરી માણુસા ગયા.

વિશ્વંભરના ઉપકારના પરમમંગને ધ્યેય સન્મુખ રાખી મહાત્માઓ દેશાનુદેશ પાદચારી બની વિચરે છે. અનેક ભકતોના પાપપ્રચારોને દર્શન અને વાણીથી, નિરોધવામાં જો કોઇ હેતુ હોય, તો તે મહાત્માઓની પ્રચારણાનેજ આભારી છે. ક્રમબદ્ધ વિહાર કરતાં સંતો, પોતાના આત્મ કલ્યાણને નિર્દોષરીતે અને સ્હેલાઇથી સાધી શકે છે. અને સાથે સાથે ઉપદેશામૃતની રેલમ છેલથી, કેઇ ભવ્યોરૂપી કૃપીવલોની ધર્મ ખેતીને આબાદ બનાવે છે. ભવ્યમયૂરોને ઉપદેશ મેઘ અમંદ આનંદ સમર્પે છે. શ્રીમદ્ તીર્થંકર પ્રભુની આજ્ઞા જે નિર્ગ્રંથ મુનિઓને એક સ્થાને રહેવાનો નિષેધ કરે છે, તે જો ન હોય, તો દૂર દૂરના પ્રદેશોમાં અનેકધા મહાન ઉપકારો કેવી રીતે થઇ શકે ? વળી તે આજ્ઞા, ત્યાગી સાધુઓના સંયમને નિર્દોષતાથી પાળવામાં પણ એક અમોલ સાધન છે. અનુભવાય પણ છે કે, નિઃસ્વાર્થી મહાત્માઓના સંગરંગમાં કેઇ દુરાચારીઓ સદાચારી, કેઇ પાપારંભીઓ નિરારંભીઓ, અને કેઇ વિષય વિલાસીઓ, વિરકત ભાવને ભજતા બન્યા છે. મહાત્માઓના દર્શન અને વાણી એ બે અણુમોલ નિધાનો અવનિતલ ઉપર ન હોતે, તો પૃથ્વીપટ પરનું પાપપટલ કોણ ટાળી શકતે ?

ચંદનનો લેપ, ચન્દ્રની શીતલતા, બાહ્ય દાહોને શાંત કરે છે, જ્યારે અંતરના ઉપાધિજન્ય દાહોને પ્રશાન્ત કરવામાં તો, અજોડ સાધન મનોજ છે.

પાયા વિનાની ઇમારતો, ખલાસી વિનાની નાવડીઓ, ને રાજા વિનાની પ્રજા, તેમજ નેતા વિનાનું સૈન્ય સુસ્થિરતા આનંદ અને શૂરતા આદિ ક્રમવાર ગુણોને મેળવી શકતા નથી તેમ ધર્મગુરૂ અને તેઓના ઉપદેશ વિના ધર્મ અને ધર્મીઓ ટકી શકતા નથી ધર્મગુરૂઓનો પ્રયત્ન, કેવલ આત્મ-ધર્મને સાચવી અનુગોને સાચા ધર્મના ગ્રાહકો બનાવવાનો હોય છે

પળભરમાં વિશાલ એવા રાજપાટને છોડી, રાજા મહારાજાઓ પણ ત્યાગી બન્યા હોય તો તે આ મહાત્માઓનોજ પ્રતાપ છે ? વિષ સમા વિષયોના વિલાસોને તરછોડી, વિરક્ત આનંદને લુંટનારા બન્યા હોય તો તેપણ તેઓનોજ પ્રતાપ? ઉન્માર્ગ ગામીઓ, જ્ઞાન નયન પ્રફુલિત થતા, સન્માર્ગમાં કુચ કરતા થયા હોય તો તેઓનોજ પ્રતાપ। કલિયુગમાં પણ ધર્મના ઝગમગતા જ્ઞાન દીપકો દષ્ટિ ગોચર થાય છે તે પણ, અખંડ ધર્મધુરાના વાહક અને પ્રચારક એ મહા સતોનોજ પ્રતાપ।

આવા ઉપરોક્ત પરોપકારના ધ્યેયને લક્ષ્યમાં રાખી, પૃથ્વી પટને પાવન કરતા, જનતાને વચન પિયૂષનો આસ્વાદ ચખાડતા, સદ્ધર્મ રક્ષક શ્રીમદ્ વિજય કમલ સૂરીશ્વરજી મહારાજે ખેરૂ ગામથી વિહાર કર્યો અને વડનગર પધાર્યા ખેરૂ ગામની જનતા પર ગ્લાની છવાઇ કારણ કે જનતા આચાર્ય પુંગવની ભક્તિમાં ઘણીજ રંગાઈ હતી તેમની ગુણશ્રેણી પ્રતિ ઢલી હતી તેઓના વચન કુસુમોની સૌરભતાથી વાસિત બની હતી જેથી ગુરૂના દર્શનનો વિરહ કેમ સહે ?

પુનઃ પુનઃ તેઓશ્રીની ત્યાગવૃત્તિને, નિસ્પૃહતાને, અને કરેલા અસાધારણ ઉપકારોને સ્મરવા લાગી તેઓના પુનીત નામને અચિન્ત્ય

ઇષ્ટ–સાધકમંત્ર માની જપવા લાગી. અદ્યાવધિ તે સોનેરી સુપલને, કેઈ સજ્જનો સંભારે છે.

વડનગરમાં પધારતાં, ત્યાંના શ્રદ્ધાલુસંઘે, પ્રવેશ મહોત્સવ ઘણો ઠાઠથી કર્યો. અને ભાવભીનાહૃદયોથી મધુર દેશના–શ્રવણનો લાભ પણ લીધો. જેમાં ધર્મના સાધનો, ફળો, અને માનવ જન્મની સાર્થકતા, એ વિષયક બોધક અને રોચક શૈલીથી સમજાવવામાં આવ્યું જે પ્રવચનોથી જનતામાં નવચૈતન્ય પ્રગટ્યું હોય તેવી જાગૃતી જણાઇ.

આપણા ચરિત્ર નેતા મુનિપ્રવર શ્રી લબ્ધિવિજયજી મહારાજ ગુરૂ શુશ્રુષામાં બહુ તલ્લીન રહેતા આચાર્યવરની શીતલ છાયામાં સવિનય જ્ઞાનાભ્યાસ પણ બહુ ખંતથી કરતા તેમજ અનેક ગુરૂગમ્ય અનુભવોને પણ સાથે સાથે શીખતા. અર્થાત્ કે, તેમનું જીવન જ્ઞાનાભ્યાસ અને ગુરૂચર્યામાંજ પરોવાયલું રહેતું. શું આટલી ખંત, ભાવિની ધર્મ ઇમારતને સોહામણી અને મજબૂત બનાવવાજ અત્યારથી આદરવી શરૂ નહિં કરી હોય!

વડનગરથી વિહાર લંબાવતાં, રસ્તામાં અનેક યાત્રાઓ કરતાં. પ્રાચીન જીન બિંબોને જુહારતાં, ગ્રામ્ય અને શહેરી જૈનજૈનેતર વર્ગમાં ઉપકાર કોટી વિસ્તારતાં શ્રી મહાન તારંગાજી તીર્થમાં પધાર્યા.

શ્રી તારંગાજી તીર્થ, જૈન આલમનું એક પૂજ્ય, માનીતું તેમજ ઘણું પ્રાચીન મનાય છે, જે તીર્થની મહત્તા, અનેક રાજાઓએ, અને આચાર્ય મહારાજાઓએ ત્યાંના સંઘો કાઢી, અને ગુણ ગાઇ યથાર્થ રીતે વધારી છે. ગુર્જરેશ પરમાર્હત્ કુમારપાલ ભૂપાલે, આચાર્ય ભગવાન્ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરના ઉપદેશથી, આ પવિત્ર તારંગા તીર્થના સોહામણા ગઢ ઉપર એક અદ્‌ભૂત જીનાલય બનાવ્યું છે. મંદિરની કારીગરી કળા કૌશલ્ય, ઉંચાઇ, વિશાલતા, અને ટકાઉ બાંધણી, અદ્યાપિ શિર ડોલાવી રહી છે. જેને સેંકડો વર્ષ થયા છતાં પણ હાલ પણ પ્રેક્ષકોને જોતાં તાજુંજ બન્યું હોય તેવો ભાવ પેદા થયા વિના રહેતો નથી.

આ તીર્થની યાત્રા માટે ભાવભીની ભક્તિથી હજારો જૈનો આવે છે મુળનાયક શ્રી અજીતનાથ ભગવાનની દર્શનસ્તવના આદિદ્વારા આત્માને ભક્તિ રસામૃતથી તૃપ્ત બનાવી સ્વજન્મની કૃતકૃત્યતા મનાવે છે આવા અનુપમ તીર્થની યાત્રા સદ્દભાવનાથી સશિષ્યમંડલ સૂરીશ્વરજી મહારાજે કરી, આનંદ આનંદ પ્રાપ્ત કર્યો

અહિંથી વિહાર કરી ઉપદેશ વારિથી ભવ્યજંતુઓને સિંચતા, સંઘના અત્યાગ્રહથી ઊંઝા મુકામે પધાર્યા જનતામાં હર્ષ ફેલાયો. પ્રવેશ સમયે આખા ગામને શણગારવામાં આવ્યું ભવ્યસત્કારથી જૈનેતર જનતા ઉપર પણ ધર્મની અજબ છાપ પડી પ્રતિદિન ધર્મ પ્રવચનો ચાલતા, અને ધર્મીવર્ગમાં ધર્મ જાગૃતિ અનેરી થવા પામી

આચાર્યદેવની પ્રકૃતિ ઘણી સૌમ્ય અને ઉદાર હતી તેઓની નિશ્રામાં સ્વશિષ્યો, અને સ્વગચ્છના અન્ય સાધુઓ અતીવ આનંદ-પૂર્વક સંયમની આરાધના કરી રહ્યા હતા નવા નવા જ્ઞાનને, નવા નવા ઔદ્યોતિક અનુભવોને, અને અનેરી સંયમ ભાવનાઓને, તેઓની છાયામાં વધારતા, દૂર દૂરથી આચાર્યશ્રીના દર્શન માટે, ઉપાધ્યાયજી શ્રીમાન્ વીરવિજયજી મહારાજ પ્રવર્તક શ્રી કાંતિવિજય મહારાજ, અને શાંતમૂર્તિ શ્રી હંસવિજય મહારાજ આદિ સપરિવાર પધાર્યા તે સમયે આચાર્યશ્રીની અપૂર્વ દેશના, સર્વ સાધુમંડલનુ પવિત્ર દર્શન અનેરૂ નવચૈતન્ય પ્રગટાવી રહ્યું હતું અદ્યાવધિ ત્યાંના વૃદ્ધો કહે છે કે, તે સમયનો આનંદ, સાધુઓનો મેલાપ, અને પરસ્પરની પ્રીતિ, જનતા પર અનેરી ધર્મ છાપ પાડતી હતી તે પ્રસંગની યાદગિરિ માટે પુનીત મહાત્માઓની પ્રતિકૃતિ ( photo ) " ઊંઝા બત્રીશી " તરીકે પ્રખ્યાત છે

વડીદીક્ષા —

આ સમયે પોતાના શિષ્ય લબ્ધિવિજયજીને તથા અન્ય દસ સાધુઓને નિત-સોપાનના સાધનભૂત વડી-દીક્ષા તેઓશ્રીના વરદ હસ્તે

મ્હોટા મહોત્સવ પૂર્વક અપાઈ હતી. તે સમયે અપૂર્વ દેશના ગંભીર ધ્વનિએ સાંભળી, જનતામાં વૈરાગ્ય પ્રફુલ્લિત થયો, અને બાળ તેમ વૃદ્ધો ધર્મપ્રવૃત્તિઓમાં આગળ વધવા પામ્યા. આવો અવસર અહિંયા હંમેશ માટે બને, એવી ઝંખના હરેકને થતી. ધર્મ આનંદના દિવસો મોંઘા અને મહામૂલા હોય છે। એ વાકયને યથાર્થ કરવા પૂજ્યપાદ સૂરીપ્રવરે ઊંઝાથી વિહાર કર્યો.



नाऽकिञ्चनो निधिमिवाऽद्भुत आप्य पुत्र, राज्याच्च्युत सपदि राज्यमिवाधिविश

जैनाचार्य श्रीमद्विजयकमलसूरीश्वरजी

महाराजना अपूर्व शिष्यरत्न—

卐  卐

( बाल्यावस्थामा )

मुनिराजश्री लब्धिविजयजी महाराज.

उंझामा वडी दीक्षा प्रसंगे.

सल्लब्ध-लब्धिविजयेत्यभिधानकोऽसौ, चारित्ररत्नमधिगम्य मुदा जहर्ष ।

धी पी प्रेस—पालीताणा

# પ્રકરણ ૮ મું.


વિશ્વોપકારી શ્રી જિનેશ્વરદેવના તત્ત્વતારક આધ્યાત્મિક સં-ગોને પાઠવતા, દર્શનથી અને વાણીથી જિજ્ઞાસુ જીવોને પાવન કરતા ષડ્ગદપ્રતિપ્રયાણ કર્યું માર્ગમાં અનેક પ્રકારના ઉપકારનો ધોધમાર વરસાદ, તે સમુદાયથી, નિખાલસ હૃદયી, મૂર્તિમંત ત્યાગપ્રતિમા સૂરિશેખરના મુખારવિંદથી વરસતો ભવ્યોના હૃદય-ક્ષેત્રોમાં સુકૃત ધાન્યને નવપલ્લવિત કરી ગયો હતો અને તે તે ગામોની જનતા જે ધર્મને ભૂલી ગઈ હતી, તે હવેથી ધીમે ધીમે ધર્મમાં પ્રવૃત્ત બની

જોકે ઈડરગામ સ્વાભાવિક રીતે તો વિનાશી છે, વળી ભદ્રિક અને ભાવિક છે ધર્મનો રંગ એની પ્રજાને ઘણોજ હાર્દ છે મત-

સંગપ્રતિ અત્રેની પ્રજા સ્હેજે આનંદ માનનારી છે. ધર્મક્ષેત્રોમાં દ્રવ્યનો વ્યય કરવામાં અને ધર્માનુષ્ઠાનોને ઉજવવામાં, અતીવ ઉત્સાહવતી છે. ગામની આજુબાજુ વિવિધ વૃક્ષોની ઘટા ઘણાજ વિસ્તારથી વ્યાપેલી છે. આજુબાજુ મેદાન પણ ઘણું છુટવાળું આલોકાય છે. વિશેષ પ્રમાણમાં આંબા આંબલીઓની શ્રેણી ઘણાજ થોકમાં જમા થયેલી છે. જુની કવિતાઓમાં પણ “ ઇડર આંબા આંબલી ” વિગેરે રાગોની તર્જો ઘણીજ ગવાય છે. ઇડરના ઇતિહાસમાં અગત્યની બીના તો એ છે કે ? અત્રેની પ્રજા બુદ્ધિવંત, શૂરવીર ને ઉદાર છે અપરિચિત અજાણ્યા આવેલા અનેક રંકોને અત્રે પોષણ મળે છે. જન પ્રેમનો અત્રે સદ્‌ભાવ છે, અને ગર્વ વિલાસોનો અભાવ છે.

ઇડરના ધર્મપ્રેમી જૈનસંઘમાં શાસનશિરોમણી આચાર્ય શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજ અત્રે પધારવાના છે, એ સમાચાર મળતાં, આનંદની ઉર્મીઓ ઉભરાઇ, કોઈ તો પોતાની દુકાનો શણ-ગારવામાં, કોઇતો અનેકવિધ શણગારો સજી, પોતાના રાજકુમારસમા બાળોને પૂજ્ય સૂરીશ્વરના સત્કાર માટે અશ્વાદિ ઉપર આરોહિત કરી સાંબેલા સજજવામાં યોજાયા. કોઇ વાદ્યો આદિ સજ્જ કરવામાં, કેટલાકો રંગબેરંગી ધ્વજાઓ, તોરણો, ગુરૂનામાલંકૃત સુશોભિત બોર્ડો ટીંગાડ-વામાં સપ્રેમ કોશીશવાલા બન્યા.

આચાર્યપુંગવના સન્મુખ, કેટલેક દૂર હર્ષભરી જનતા જઈ પહોંચી. જયનાદના ગુંજારવ સાથે ઇડરમાં ભવ્ય પ્રવેશોત્સવ ઉજવાયો. અનેક સ્થાનોમાં કુમારિકાઓ અક્ષતાદિથી વધાવી, મધુર ગીતાદિથી સ્તુતિઓ ગાઇ કૃતાર્થી થઇ રહી હતી. વ્યાખ્યાનપીઠને સૂરિશેખરે અલંકૃત કરી, મૃદુ તેમજ બુલંદસ્વરે મંગલાચરણ કર્યાબાદ, અસર-કારક દેશના આપી. જે દેશનાથી જનતા ઘણીજ આકર્ષિત થવા સાથે સુકૃત્યોમાં યોજાઇ. આચાર્યશ્રીની સેવામાં અને જ્ઞાન ધ્યાનમાં આપણા “ ચરિત્રનાયક ” લયલીન રહેતા. સંયમપાલન અને તેને પુષ્ટિકારક ધર્મ

ક્રિયાઓના અનુષ્ઠાનોની આરાધના પણ તેવાજ સદ્ભાવથી આદરતા. ધર્માનુષ્ઠાનોની આરાધના તેમજ જ્ઞાનાભ્યાસમાંથી સમય બચતો, ત્યારે અધ્યાત્મના વિચારમાં ત્યાગ–વર્ધક સાધનોની સમ્પ્રાપ્તિમા, તેમજ સ્વ-મને આદર્શ ને ઉન્નત બનાવવાનો સક્રિય યત્ન આદરતા

જોકે ચરિત્ર નેતાની વય નાની હતી પણ સંયમ–પાલનમાંતો વૃદ્ધ પર્યાયવાલા સાધુની જેમ ઉપયોગ અને પ્રીતિ ધરાવતા વડીલ સાધુ-ઓને વિનયથી, લઘુ સાધુઓને આદરથી અને અન્ય જનતાને પોતાની અતુલ–પ્રતિભા સપન્ન તાર્કિક શક્તિથી આકર્ષતા હતા ચરિત્ર–નેતા શ્રીમદ્ લબ્ધિવિજયજી મહારાજ જ્ઞાન ધ્યાનમા મશગુલ રહેતા હોઇ, ઇતરની જનતાને ક્વચિતજ પરિચય મલતો, પણ અમૃતનો નાનો ઘુટડો તેના આસ્વાદને આજીવ તસુધી ભુલાવતો નથી તેમ તેઓશ્રીનો અલ્પ પણ નિર્દોષ અને જ્ઞાન–ઓજસ્વી પરિચય જનવર્ગની સ્મૃતિમા જડાઇ જતો અને સાથે સાથે એમ પણ ખ્યાલ કરાવતો, કે આ વ્યક્તિ ભાવિમાં કોઈ અજબ શાસનની ઉન્નતિમા વધારો કરશે

સમય ઉનાળાનો હતો. ઉષ્મા બેસીતમ વર્ષી રહી હતી ઉકળાટ અમાપ હતો, છતાય, આપણા ચરિત્રનેતાએ, જ્ઞાનાભ્યાસમાં એવી લખ-લૂટ મચાવી હતી, કે ટુકા અને પતરાના છાપરાવાળા મકાનમાં મધ્યા-ન્હકાલે એકાતમા ખ તથી બેસતા.

આચાર્યપુગવની હૃદયને હચમચાવતી, નિડરતાભરી, વૈરાગ્ય રસતરબોલ, દેશનાસરિતા એવી અજબ અને અસાધારણ રીતિએ વહી, કે ભવ્ય જનતાના હૃદય–આરામોને અતીવ પ્રફુલ્લિત બનાવતી ગઇ એટલુજ નહિ પણ એ મધુરી જોમીલી દેશનાને પ્રતાપે, અખિલ ગામની જનતા પર અનેરો પ્રભાવ પાડ્યો તે દેશનાને છોડવા કોઇ ઇચ્છતુ નહિ દેશના–શ્રવણનો આવો સુદર યોગ હરહમેશ મળે, એવા અતરના ઉદગારો પુન પુન પ્રગટ કરતા એ હેતુથી આચાર્યશ્રીને

સકલસંઘે એકત્રિત થઇ ચાતુર્માસની સ્થિરતા માટે વિજ્ઞપ્તિ કરી. અને ત્યાં સૂરિપ્રવરનું સંવત ૧૯૫૯ નું ચોમાસું થયું.

ચાતુર્માસ દરમ્યાન જુદાજુદા વિષયોને ચર્ચતી દેશના ચાલતી. તે દેશનાનો જૈન જૈનેતર જનતાએ ઘણોજ અનુમોદનીય લાભ ઉઠાવ્યો. આવો સુઅવસર આ ગામ માટે અભૂત પૂર્વ હતો. કોણ હતભાગી આવી સોનેરી તક ગુમાવે ? સઉ કોઇ સ્વકૃત્યગ્રાની આચાર્યદેવની નિશ્રામાં ધર્માનુષ્ઠાનોને આરાધવામાં ઉદ્યુક્ત બન્યા.

બીજાપણ શાસન પ્રભાવનાના સુકાર્યો અનેક થયાં. આપણા પૂજ્ય ચરિત્ર નેતા પણ સૂરિવરની નિશ્રામાં રહી યથાશક્ય ધર્મ–પ્રચારણા કરવી ચુકતા નહિં.

દુન્યવી જ્ઞાન સંપ્રાપ્ત કરવાના, વ્યવહારિક કુશળતાઓ કેળવવાના, નિરાબાધ આજીવિકા ચલાવવાના સાધનો હસ્તગત કરવાના ઉપાયો જગમાં અનાયાસે અનેકાનેક સ્વયમેવ અથવા સ્નેહીઓની પ્રેરણાથી માનવીઓ મેળવેજ છે. અને તેમાં નિષ્ણાતતા પણ પ્રાપ્ત કરે છે. પણ આત્માના વાસ્તવિક જ્ઞાનનો વિકાસ કરનાર, પુણ્યને પાપના ભેદોની ઓળખાણ કરાવનાર, હિત અને અહિતવાળા માર્ગનું યથાતથ્ય જ્ઞાન પ્રગટાવનાર શિક્ષક અને શિક્ષણના સાધનો, ભાગ્યવંતોનેજ સુલભ થાય છે. દુન્યવી શિક્ષણો કરતાં આલોક અને પરલોકમાં ઇષ્ટ–પ્રાપક જો કોઇ પુષ્ટ સાધન હોય તો તે ધાર્મિક શિક્ષણજ છે. જે ધાર્મિક શિક્ષણ અન્ય અખિલ શિક્ષણ કે કલાઓનો એક સાગર છે.

## જૈન પાઠશાળા—

આર્ય દેશમાં, તેમાંય જૈન કુળમાં જન્મ્યા પછી, જૈન બાલનું માનસ, જૈન ધર્મના જ્ઞાન તરંગોથી ભીંજાય નહિં, રંગાય નહિં, તરબોલ બને નહિં, તો ખરેખર માનવુંજ પડે કે હાથમાં નિધાન હોવા છતાં કંગાલીયત ! આ ઉદ્દેશ અને શુભ આશયથી સૂરિવર્યે

ઇડરની જનતાને જૈન ધર્મની એક પાઠશાળા સ્થાપવાનો ઉપદેશ આપ્યો અને જે ઉપદેશને ગુણાનુરાગી જનતાએ સહર્ષ વધાવી લીધો જેના પરિણામે અત્રે સારા પાયા ઉપર ચાલુ થઈ, જેમા અનેકાનેક બાળો અદ્યાવધિ ધર્માભ્યાસ કરી, ધર્મક્રિયાઓ આરાધી, જન્મ સાફલ્ય મેળવી રહ્યા છે તે પાઠશાળા હાલ **શ્રી આત્માનંદ જૈન પાઠશાલા** ના શુભ નામથી પ્રસિદ્ધ છે

ચતુર્માસ બાદ સૂરિ પુરંદર વિહાર કરવા તૈયાર થયા તેઓશ્રીના સદ્‌ગુણોથી, અજોડ ત્યાગવૃત્તિથી, અચિન્ત્ય નિસ્પૃહતાથી અને તેઓની નિર્મામ નિરભિમાનતાથી, અત્રેના જન-હૃદયોમા, તેઓશ્રીના પ્રતિ, પ્રશસ્ત ધર્મ રાગની લાગણીઓ, આ યોગની હમેશા માટે માગણીઓ કરી રહી હતી આચાર્યપુંગવના ઉપદેશથી તીર્થોના સંઘો કાઢવાથી થતા પુણ્ય અને લાભને સમજી રોઠ મુલચંદ ફુલચંદે ઇડરથી કુંભારીયાજી તીર્થનો સંઘ કાઢ્યો જેમા સૂરિશેખર તેમજ અન્ય મુનિવરો, ગામના તથા બહારના શ્રાવક શ્રાવિકાઓએ સોત્સાહ ભાગ લીધો પુનીત કુંભારીયાજી તીર્થની સર્વજનોએ સહર્ષ યાત્રા કીધી ત્યા પૂજા સંઘ વાત્સલ્ય આદિ સુકૃત્યો પણ થયા ત્યાથી સૂરિવર અન્ય મુનિવર સાથે પુનઃ ઇડર શહેર પધાર્યા થોડા દિવસની સ્થિરતા કરી તત્ત્વ પિપાસુ જનતાને તત્ત્વામૃતપાનથી સંતુષ્ટ કરી, આચાર્ય શ્રી આદિ ઠાણા ૫ દરે ત્યાથી વિહાર કર્યો માણસા, પેથાપુર, વિજાપુર વિગેરે અનેકાનેક સ્થળે ધર્મોપદેશદ્વારા ભાવ દયાને વિસ્તારતા કપડવંજ પધાર્યા ભવ્ય સત્કારથી પ્રવેશ થયો ત્યા પણ તેમની દેશનાથી જનતા અત્યંત મુગ્ધ બની વિહારને માટે તૈયારી થવા લાગી તે જાણી જૈન સંઘે એકત્રિત થઈ સૂરિ પ્રવરને સ્થિરતા કરવા ઘણો આગ્રહ કર્યો, રાત્રિના સમય લગભગ બે વાગ્યા સુધી જોરશોર વિનંતિ કરી ધર્મ ધુરંધર સૂરિજીની રગરગમા શાસન પ્રભાવના કરવાની ઉદાત્ત ભાવના સવેગ વહી રહી હતી વળી મૌન રહેવુ એતો એઓશ્રીના જીવનનો સ્માર્ય મંત્ર હતો શાસન સેવા માટે જેમણે સ્વજીવન સમર્પ્યું હોય, તે મહાત્માનુ વચન

નેતાનો ચારિત્ર-વિકાસ અને અન્ય અધ્યયથી ભરેલી તેઓની નિરવદ્ય પ્રવૃત્તિઓ પુરજોસથી પુષ્ટ થતી જતી. વળી તેઓ જે અભ્યાસ કરતા, તે ખંતથી અને માનસ-મંદિરમાં દૃઢ બનાવતા. કારણકે, તેઓ સારી રીતે સમજતા હતા. કે આ વયમાંનો મજબુત અભ્યાસ ભાવિમાં ઉન્નતિ-શિખરનું સોપાન છે. અભ્યાસ કરવા સાથે અન્યને તેજ અભ્યાસ કરાવવાની કુશળતા પણ તેઓમાં કુદરતી હતી.

## જીજ્ઞાસુઓનું આગમન—

વડોદરાથી ત્રણકોશ દૂર આવેલ છાણી ગામથી ચરિત્રનેતાની પાસે અભ્યાસ કરવા ચાર પાંચ જિજ્ઞાસુ યુવકો આવતા હતા. જેઓ બહુ વિનય અને નમ્રતાથી કર્મગ્રંથાદિ પ્રકરણોનો ચરિત્રનેતા પાસે બહુ સુંદર રીતિએ અભ્યાસ કરતા હતા. વાંચકો વિચારશે કે હંમેશા ત્રણ કોશ આવવું અને જવું, એ પરિશ્રમ, ખરેખર, ચરિત્રનેતાની અન્યોને સમજાવવાની, સુક્ષ્મ પ્રશ્નોને પણ બાદર બનાવી ઉકેલ કરવાની, ઉગ્ર પ્રતિભાનેજ આભારી છે. અને બીજી તે યુવકોની જ્ઞાન જિજ્ઞાસાની તે-સમયના અભ્યાસ કરનાર યુવકો, શાહ દલસુખભાઇ જમનાદાસ, (જેઓ હાલમાં સંસાર ત્યાગી, કુટુંબ કબીલો, ધન, મિલ્કત છોડી, સંયમી બની મુનિશ્રી દેવેન્દ્રવિજય તરીકે વિચરી રહ્યા છે.) શા. મોહનલાલ કરસનદાસ સ્વ૦ શા. જીવાભાઇ મુલચંદ વિગેરે હાલ પણ તે પ્રકરણના જ્ઞાનમાં અને અનુભવમાં દિનપ્રતિદિન આગલ વધે જાય છે.

ચાતુર્માસબાદ વિહાર કરી તરસાલી મીયાગામ સીનોર આદિ ક્ષેત્રોમાં ધર્મ ફેલાવતાં, ભરૂચ (ભૃગુકુચ્છનગર) પ્રતિ પ્રયાણ કર્યું.

માર્ગમાં વૃદ્ધાવસ્થાના કારણે આચાર્ય પુંગવ પરિશ્રમિત થતા. જેથી આપણા ચરિત્ર નાયકશ્રીને અનેક સ્થળોએ પ્રવચન આપવાની આજ્ઞા થતી. અને તેઓશ્રી પણ ગુરૂ-આજ્ઞાને વધાવી કુશળતાપૂર્વક યુક્તિ પુરસ્સર સભા-વિજયી વ્યાખ્યાનો આપતા, જેથી તત્ત્વપિપાસુ

જનતાને, તે ઘણાજ રોચક થઇ પડયા એટલુ જ નહિ પણ આચાર્યશ્રી તેમના પ્રવચન, અને તે પ્રવચનોથી થતી અસર સાભળી ખૂબ ખુશાલી દર્શાવતા પ્રાય માર્ગના લગભગ દરેક ગામમા તેમનેજ વ્યાખ્યાન આપવાનો પ્રસગ મળતો ગયો જેથી ધીમે ધીમે પણ ચોક્કસ રીતિએ અને આદર્શક રીતે તેઓએ વ્યાખ્યાન વિદ્યાને વિકસ્વર કરી ભરૂચમા ધર્મપ્રેમી જનતાએ ઘણાજ હાર્દપૂર્વક પ્રવેશોત્સવ કરી શાસન પ્રભાવના કરી

પ્રકરણોના અભ્યાસક અને ધર્માનુષ્ઠાનોના સપૂર્ણ અભિરૂચિવાળા અનુપચદભાઈ પણ પૂજ્ય સૂરિ પ્રવરની ધોધમાર ચાલતી તત્ત્વોદ્દભાવિની દેશનાનો અપ્રમત્ત બની લાભ લઇ રહ્યા હતા આપણા ચરિત્ર નેતાશ્રીને પણ અમુક અમુક પ્રસગે પ્રવચન માટે પૂજ્ય શ્રી તરફથી આજ્ઞાઓ થતી અને સહર્ષ તેઓ જનપ્રિય અને ધર્મતત્ત્વ બોધક અનેકાનેક વિષયોપર યુક્તિ પુરસ્સર પ્રવચનો આપતા તે વ્યાખ્યાનોમા ખાસ અગત્યની ખુબી તો એ હતી કે, કર્મગ્રન્થના તેમજ અન્ય પ્રકરણોના સૂક્ષ્મ અને ટેડા વિષયોને પણ, એવા તો સરળ અને રોચક બનાવી જનતાને જચાવતા કે જેની ખૂબીજ ન્યારી હતી વળી તેઓશ્રીની કઠની મધુરતા અને સ્વરની બુલદતા તો સોનામા સુગધીનુજ કામ કરી રહી હતી દીક્ષા-પર્યાયને ટુક સમયજ થયો હોવા છતા, દેશના આપવાની અને સરળ તેમજ રોચકશૈલીએ જનતાને આકર્ષવાની શક્તિએ અજોડપણુ ગ્રહણ કર્યું હતુ

ખરેખર ! યુવાનીનુ જોશીલુ જોમ, કઠની મુરવતા, તત્ત્વનો અગાધ બોધ અને તર્કશાલી પ્રતિભા, એ બધીય શક્તિઓ જેઓમા ખીલેલી હોય, તે વ્યક્તિનો વચન-પ્રવાહ આદર્શ અને આનદદાયી કેમ ન બને !

ભરૂચથી ઉગ્ર વિહાર કરી, આચાર્યપુગવની સાથે આપણા ચરિત્રનેતા, અનેક ગામોમા જૈન-જૈનેતર પ્રજાને જાહેર ધર્મવ્યા-

વહેણ પણ શાસન સેવા માટેજ છે. નિઃસ્વાર્થ પ્રવૃત્તિક મહાત્માઓ જ્યારે જ્યારે જ્યાં જ્યાં વચન ઉચ્ચારે છે, પ્રવૃત્તિઓ આદરે છે, ત્યારે ત્યારે ત્યાં ત્યાં શ્રી જૈન શાસનની સેવાજ ઝળહળે છે. લગભગ બે ત્રણ કલાક સુધી રોકવાની વિજ્ઞપ્તિઓ થયા પછી, કપડવંજની ભાવુક જનતાને શુભાશયી મહાત્માએ જણાવ્યું કે, કોઇ વિશેષ ધર્મનો લાભ થતો હોય તો સ્થિરતા થાય, બાકી તો વિહારનો પ્રાયઃ નિર્ણય થઇ ગયો છે. બસ એટલુંજ સાંભળતાં ધર્મપ્રેમી જનતાએ, તેઓશ્રીને જણાવ્યું કે, આપ શ્રી જે ધર્મ પ્રભાવનાનું કાર્ય ફરમાવો, તેમાં તન, મન ને ધનનો વ્યય કરવામાં અમો તૈયાર છીએ. મધુર અને પરોપકાર રસને ઝરાવતા આચાર્યશ્રીએ જણાવ્યું કે, આર્ય સમાજીઓએ જૈનમત સમીક્ષામાં જૈન ધર્મ પ્રતિ કરેલ કુટીલ આક્ષેપોના પ્રતિકાર બાબતનો દિલ્હીની કોર્ટમાં એક કેસ (case) ચાલુ રહ્યો છે. હાલ તેમાં મદદ કરવી એ શ્રેયો માર્ગ છે, અને શાસનહિતનું કાર્ય છે. વિપક્ષ તરફથી જૈનધર્મ પ્રતિકૂલ આક્ષેપો થાય, જૈન ધર્મની અપભ્રાજના કરાય અને સત્ય સનાતન તત્ત્વો નિંદાય, ત્યારે શુદ્ધ જૈની તરીકેની પ્રત્યેકની ફરજ છે, કે તે તે આક્ષેપોને હટાવી શાસનનો વિજયધ્વજ ફરકાવવો.

સંમિલિત ત્યાંની જનતાએ તુરતાતુરત તેઓશ્રીના વચનને આદેશરૂપ માની સાતસો જેટલી રકમ એકઠી કરી. અને ત્યાં મોકલવા માટે કબૂલ્યું. સૂરીશ્વરજીની સ્થિરતા દરમ્યાન અનેક સ્તુત્ય સુકાર્યો થયા.

દિલ્હીનો કેસ દિલ્હીના જ સંઘે પોતાનાજ ખર્ચે પતાવ્યો. અને અંતે વિજય મેળવ્યો. કપડવંજની ટીપના રૂપીયા દિલ્હીથી સ્વીકારવા ના પાડી, તેથી ત્યાં મોકલવા મોકુફ રહ્યા. જે રકમની વ્યવસ્થા કરવા શ્રી સંઘે એકત્રિત થઈ, મંદિરોની, ઉપાશ્રયની, તેમજ અન્ય ધર્મસ્થાનોની વ્યવસ્થા જળવાય, એવા મહત્વ પૂર્ણ હેતુંથી એક ધર્મની પેઢી ખોલવામાં આવી. જે મીઠાજી કલ્યાણજીના નામથી પ્રસિદ્ધ છે. તે

પેઢીદ્વારા અનેક જીર્ણ મંદિરોની મરામત અને અન્ય ધર્મસ્થાનોના રક્ષણ થઇ રહ્યા છે

અનુપમ ઉપકારી મહાપુરૂષનો અતુલ્ય ઉપકાર હજુ સુધી જનતા સંભારી રહી છે

વિહાર કરતા કરતા મહારાજશ્રી વડોદરા ભવ્ય સત્કારપૂર્વક પધાર્યા સૂરિજીના આગમનથી વિજળીના પાવરની જેમ ધર્મપ્રવૃતિઓ ચૈતન્ય-વંત બની આચાર્યદેવેશની દેશના એટલે વડોદરાની જૈનજનતા માટે ઇષ્ટમાં ઇષ્ટભોજન કરતાય અતિપ્રિય થઈ પડી ધર્મપ્રેમી સંખ્યાબંધી શ્રોતાવર્ગ, સમયસર દેશના શ્રવણ માટે હાજરાજર રહેતો અને અનેક ગંભીર અને ગહન પ્રશ્નો કરી, તેનો ઉકેલ મળતા અતીવ સંતુષ્ટ થતો તૃષાતુરોને અનાયાસે મળેલ અમૃતકુંપો, શ્ચે છૂટે! પ્રવચન પીયૂષનું પાન પ્રતિદિન બની રહે એ હેતુથી સંઘે ચાતુર્માસની સ્થિરતા માટે વિનંતિ કરી આચાર્યશ્રી વિશેષ લાભ દેખી ત્યાં રહ્યા

તેઓશ્રીની નિર્મલ નિશ્રામા આપણા ચરિત્ર–નેતા સંયમ ધર્મના વિકાસમા ઉન્નત બનતા સંયમને પુષ્ટ કરનારી આવશ્યક ક્રિયાઓની આરાધનામા અપ્રમત્ત રીતે તત્પર રહેતા જ્ઞાન ધ્યાનની તીવ્રા-વેગી પ્રવૃત્તિઓ પણ ખંતથી સાધતા અહિંના ચાતુર્માસમા આપણા ચારિત્રમણિએ આગમોના સારભૂત તત્ત્વબોધક પ્રકરણોનો અભ્યાસ શરૂ કર્યો પ્રકરણોના જાણકાર, દ્રવ્યાનુયોગના અનુભવી ગોકલભાઇની સાથે પણ તત્ત્વ ચર્ચાનો જમાવ થતો અને તેઓની સાથે ચર્ચા-પ્રવૃત્તિઓથી પ્રકરણગત તત્વજ્ઞાન અને તેના ઉંડા અનુભવો મજબૂત બનતા ગયા વળી તેઓની ધારણાશક્તિ, કુશાગ્ર બુદ્ધિ અને તીવ્રતર્ક-પ્રતિભાનો પરિચય તે વૃદ્ધ ગોકળભાઇનેય તાજુબ કરતો

શાસનના ઉદ્યોતકાર અજોડરૂપથી ભાવિમા થવાના હોય, તેવી ભાગ્યવંત વ્યક્તિઓની અદશ્ય વિપુલ શક્તિઓ, ધીમે ધીમે ખીલવાની સાથે પ્રસિદ્ધિ પમાડે છે દીક્ષા–પર્યાયના બેજ વર્ષ થયા છતાય, ચરિત્ર

ખ્યાનો આપતા, અનેકવિધ ઉપકાર કોટીને વિસ્તારતા **રતલામ** પધાર્યા. જ્યાં પ્રવેશોત્સવ પણ સુંદર થયો. વ્યાખ્યાનોની ઘણીજ ધૂમ મચી. જનતા સહર્ષ સામોદ અને ઉત્સાહપૂર્વક સૂરિપ્રવરના સુગુણો પ્રતિ, તેમજ સાથમાં રહેલ મુનિઓની ત્યાગવૃત્તિ જોઈ ઘણીજ ખુશી પડી. ત્યાંના જાણકાર બુદ્ધિકુશલ શેઠ મિશ્રીમલજી (હાલના મલયસાગરજી) વારંવાર ચરિત્ર નેતાનાં ભાષણો આચાર્યશ્રીથી પ્રાર્થના કરીને કરાવતા હતા. જેમાં કર્મ (Phylosophy) ફિલોસુફીના વ્યાખ્યાનો હજુ સુધી તેઓ તથા ત્યાંની જનતા ભુલી નથી.

માળવા જેવી રસાલ ભૂમિ છે, તેવીજ ધર્મ તીર્થો, અને ધર્મીઓ માટે એક વખતે પ્રશંસા પાત્ર બનેલી છે. માળવાના અનેક તીર્થોમાં **માંડવગઢ** પણ એક પુનીત અને દર્શનીય તીર્થ મનાય. અને યાત્રાળુઓનો સમૂહ અત્રે યાત્રા માટે ઘણાજ ઉલ્લાસ પૂર્વક આવે છે અત્રેનું સુંદર શિખરવાળું વિશાલ અને ભવ્ય પ્રાચીન જિનમંદિર, તેમજ તેમાં વિરાજમાન અનુપમ તેજસ્વી, ઝગમગતી જ્યોત-સમા જિનાધિપોના ચમત્કારી પ્રાચીન બિંબો જોતાંની સાથેજ આગંતુક યાત્રુઓને અનેરો આનંદ અને સદ્‌ભાવનાઓનું પુર વહાવે છે. આ તીર્થના એકજવાર દર્શન કરનાર વ્યક્તિને, દર્શનની પુનઃપુનઃ ઝંખનાજ થાય છે. આચાર્યપુંગવના સદુપદેશથી રતલામ નિવાસી લુણીયા શેઠ ડુંગરસીભાઇએ માંડવગઢનો વ્યવસ્થાયુક્ત એક સંઘ કાઢયો. જેમાં સેંકડો માલવી ભાઇઓએ લાભ લીધો. પ્રતિપ્રયાણોમાં પ્રાયઃ આપણા ચરિત્ર-નેતાને વ્યાખ્યાન આપવાનો પ્રસંગ સ્વીકારવો પડતો. જેના પ્રતાપે માલવી વર્ગમાં ઘણો સારો લાભ થતો. શ્રીસંઘ પૂજ્યવરની છાયામાં નિર્વિઘ્ને ઉજ્જૈન-મક્ષીજી આદિની પણ તીર્થ-યાત્રા કરી આત્માની સફળતા માનવા લાગ્યો.

વિહાર કરી પૂજ્ય સૂરીશ્વરજી મહારાજ, ભવ્ય સત્કાર યુક્ત **મહિદપુર** પધાર્યા. તેઓશ્રીની સેવામાં, દેશના શ્રવણમાં જનતા ઘણીજ

## પૂ૦ લબ્ધિવિજયજી મહારાજ



(૧૯૬૧ માં મહીદપુર (માલવા) માં લેવાયેલ ફોટો)

શ્રી બહાદુરસિંહજી પ્રીં. પ્રેસ—પાલીતાણા

આતુર રહેતી નિસ્પૃહી આચાર્ય દેવનો અને ત્યાગી મુનિ મંડળનો યોગ અહિંની જનતા માટે આ પ્રથમજ હતો એટલે જનતા અપૂર્વ આનંદ અનુભવે એ સ્વાભાવિક છે ચાતુર્માસ માટે વિનતી થતા સવંત ૧૯૬૧ નુ ચાતુર્માસ અત્રેજ થયુ જેમ જેમ ચરિત્ર નેતાને પ્રવચન દાનના સુઅવસરો મળતા ગયા તેમ તેમ, વ્યાખ્યાન કૌશલ્ય અને સભાને ધર્મપાન કરાવવાનુ ઉચિત નૈપુણ્ય, અગ્રયબી ભર્યું મેળવતા ગયા ચોમાસા દરમ્યાન અભૂત પૂર્વ અનેક ધર્મ કૃત્યો થયા મહિદપુરના ચાતુર્માસથી આચાર્ય દેવેશની અજોડ પ્રતાપની પ્રૌઢતાના સંદેશા સારીય માળવામા વિદ્યુત–વેગે વ્યાપી ગયા ધન્ય છે એ ગુણ નિધાન અણમોલ યોગીરાજોના ઉપકારોને !





## પ્રકરણ ૯ મું.

( શ્રી સમેતશિખરજીની યાત્રા-અંતર્ગત વિવિધ તીર્થોની ટૂંકી સંક્ષિપ્ત માહિતી-શ્રી પાવાપુરીજીની પંચતીર્થી— )



ત્યાગનિધાન મંગલમય મહાત્માઓ, વિકટ પ્રદેશોમાં ઉગ્ર-વિહારો કરી, અનેકોને સન્માર્ગનો રાહ બતાવી રહ્યા છે. ભાગ્યવંત પ્રાણીઓ અનુપમ ગુણી મહાત્માઓની સંગતને સોનેરીપળ માની વધાવે છે. સંગતથી થતી સુગુણરંગતને માનસ-મંદિરમાં ઝળકાવે છે. જીવન-ચક્રને નિયમિત બનાવી આદર્શ જીવને જીવતાં શિખે છે.

વિચાર અને વર્તન તેમજ વાણી એકજ સરખી, જેઓમાં અનુભવાતી હોય તેવા મહાત્માઓજ દુનિયામાં કલ્યાણ સાધી કે સધાવી

નારે છે જેઓ વિચારને અનુકૂલજ વાણી વદે છે અને ઉભયને અનુકૂલ આચરણને આચરે છે તેજ યોગીવરો પૂજનીય તરીકે પકાય છે, ને મનાય છે પ્રત્યેક પ્રવૃત્તિઓ આદરતા, હાર્દ-ઉદગારો જેઓના ઝળકી ઉઠી અસર કરે છે અને આરંભાયેલી પ્રત્યેક પ્રવૃત્તિઓ અનાયાસે વિજયને વરે છે પ્રવૃત્તિઓના પ્રારંભમાજ તેનો વિજય તેઓ સન્મુખજ જુએ છે જગતભરના વિજય માટે, જેઓનુ જીવન સુપ્રત થયુ હોય તે મહર્ષિઓની દીવ્યદષ્ટિ, અને મનનીય ચારિત્રનીપ્રભા વિશ્વ ઉપર અનોખા પ્રકાશને પાડનાર બને છે તેઓના વચન શ્રેણીથી થતી સ્પર્શના ભાવુક શ્રોતાવર્ગને ભાવનુ-ભાજન બનાવવા સાથે, નવચૈતન્ય પ્રગટાવે છે જે નવ ચૈતન્ય નિતાત પ્રફુલ્લિત થતા એક દીપકથી જેમ હજારો દીપકો પ્રગટે છે તેમ હજારોને સુબોધની નિર્મળ ધારાથી નવ ચૈતન્યવાન બનાવે છે અને એ અજબ ચૈતન્ય-વિજળી વિશ્વભરમા વ્યાપે છે એટલે જ્યા ને ત્યા જ્ઞાન-ચિરાગની ઝગમગતી જ્વલંત જ્યોતિ મૂર્તિમંત બની પ્રકાશ, પ્રકાશ ને પ્રકાશજ સર્જે છે અંતે અનંત પ્રકાશમા તે આત્માઓ એકાકાર બની, કદીય તમસ્તોમને સ્પર્શતા નથી આહાહા ! આ બધોય પ્રભાવ, એ વિશ્વવત્સલ, વિશ્વ-દીપક, વિશ્વ-તારક, પરમોપકારી નિર્ગ્રંથોનોજ છે ।

બગીચાની શોભા, વિવિધ રગબેરગી સૌરભ ભર્યો કુસુમવૃદ હોય છે, ગૃહસ્થાશ્રમની શોભા, કુટુબ-કબીલો અને ધન મનાય છે, માનવ પ્રકૃતિની શોભા, કમલ સમુ મુખ છે, વનરાજિની શોભા, પટાંતર જમા થયેલી વૃક્ષની શ્રેણીઓ છે તેમ અખિલ પૃથ્વીની શોભા, સુગુણી પુરૂષો અને પુનીત તીર્થોજ હોય છે જે દેશમા ઉત્તમ કવિ, ઉત્તમ વક્તા અને સર્વોચ્ચ વિદ્યા-સપન્ન પુરૂષ, તેમજ તરણતારણ તીર્થો વિદ્યમાન હોય છે, તે દેશ કેવલ મૃત્યુલોક નહી કિન્તુ દેવલોકથી પણ અધિક મનાય છે આબાદીવાળો અને સમૃદ્ધિવાન્ કહેવાય છે અને તે ભાવુક અનેક યાત્રાળુઓની મીઠી નજરેથી નિરીક્ષાય છે જે જે તીર્થો જુદાજુદા દેશોના વિભાગોમા પુનીત તીર્થો આવેલા છે, તે

તે તીર્થોની વ્યવસ્થા, સુઘડતા અને સ્વચ્છતા, તે તે દેશના કુશલ કાર્યકર્તાઓ જાળવી રહ્યા છે. જેમ પ્રાચીનકાળમાં અન્ય ધર્માવલંબીઓના તીર્થો કરતાં જૈનતીર્થો કેઈગુણી અધિકતા ધરાવતાં હતાં. હાલના સમયમાં પણ જે જે જૈનોના પ્રાચીન તીર્થો છે, તે તે તીર્થો લાખોની લાગતથી ઉદ્દ્ભવેલ છે. તે નિઃશંક છે. અને તેની સાચવણી જેવીને તેવી હમણાં પણ આપણે જોઈ રહ્યા છીએ, તે તીર્થપ્રેમી શાસનહિતૈષી જૈનસમાજને આભારી છે. કારણકે તેઓ સમજતા હતા કે "Delay is dangerous" (આજનું કામ કાલ ઉપર ન રાખવું.)

વર્તમાન સમયમાં વિદ્યમાન સેંકડો તીર્થો પુરવાર કરે છે કે, ભૂતકાલમાં જૈનોની વસ્તી અને આબાદીના પ્રમાણો હજારોની સંખ્યામાં હોવા જોઇએ; મોગલાઇ જુલ્મી મારશલ્લામાં સેંકડો અને હજારો મૂર્તિઓ નાશવંત બની. એ કારમી સત્તાના ગેરવ્યાજબી સપાટામાં, કેઈક તો મંદિરો અને મૂર્તિઓ સપડાતાં, જુલ્મી કાલના પ્રવાહથી જેટલાં સંરક્ષિત રહ્યા, કે જેટલી મૂર્તિઓ ભૂમિગૃહમાં સચવાઈ, તેટલાં મંદિરોને મૂર્તિઓ, એ પ્રાચીન ઉન્નતિની અવધિનું પ્રદર્શન કરે છે. વિહારભૂમિ સમવસરણ તીર્થો, એ તીર્થંકરદેવોના કલ્યાણક, વિહાર, સ્થિતિ સ્થાન, મહાત્માઓના નિર્વાણ વગેરે ઉત્તમ અવસરોમાં ઉદ્દ્ભવે છે. તે કલ્યાણકો થયાને હજારો નહિં, બલ્કે લાખ્ખો વર્ષો વ્યતીત થયાં છતાં પણ, તે ક્ષેત્રો પુનીત અને પૂજ્ય મનાયાં. ત્યાંની ધૂલી–સ્પર્શના પણ નિર્મળતાનો હેતુ મનાઈ. દેવો પણ આ તીર્થને પુણ્ય માનીને ત્યાં ભક્તિ, સ્તવના, પૂજા આદિ કરવા આવતા હતા ને વર્તમાનમાં પણ કેટલાક તીર્થોમાં અદૃશ્યરૂપે તેઓ આવી ચમત્કારની માળા વિસ્તારતાં જનતાને ધર્મ માર્ગે દોરે છે અને વિસ્મયતા પમાડતાં શ્રદ્ધા મજબુત કરાવે છે. ખરેખર તીર્થો એ નિવૃત્તિનું ધામ, યોગીઓનું નિવાસ–નિકેતન અને ભાવના દેવીની પુરેપુરી આરાધના અને આત્માની અજબ જ્યોત જગાવનાર તે મૌલિક જ્યોત !

અનુપમ તીર્થોની મહત્તા વધારવામાં જનતાની પ્રતીતિ અને

પ્રીતિ ઉદ્ભવાવવામાં ભાવનાની ઉદાત્તતા અને પુનીતતા જગાવવામાં મહાન્ વિદ્વાન્ આચાર્યોએ શ્લોકો દ્વારા સ્તુતિઓ અને પ્રેરણા કરી તેઓના અનુરાગી રાજાઓએ, ભક્ત ધનાઢ્યોએ, ઉપદેશની અસરથી પુનીત ભૂમિપર લાખોને કરોડોના પાણી-પ્રવાહસમા દ્રવ્ય વ્યયથી, ભવ્ય મંદીરો બનાવી, અને શાન્ત મુદ્રાભિરામ જિનેશ્વર પ્રભુના બિંબો ભરાવી, તે મંદિરોને અત્યંત મનોરમ બનાવી, તે તે તીર્થોની પ્રસિદ્ધિ અને દર્શનીયતાને ખૂબજ પ્રસરાવી છે

મહદુપકારી મહાત્માઓનો વિહાર પણ અનેકધા ઉપકારક નિવડે છે ઉપરાંત પોતાના ચરિત્રને વિકાસતા, અનુભવની વૃદ્ધિ અને ભાવનાઓની વિશુદ્ધતાનો પણ મહાન હેતુ બને છે જ્યાં જ્યાં મહાત્માઓ વિચરે છે, તે તે પ્રદેશોમાં અમૃત સહોદરી પોતાની વાણીથી અને ચારિત્રના સુપ્રતાપથી, રાજ્ય ધર્મની છાપ પાડતા જાય છે ભગવાન **મહાવીર**દેવના નિર્દોષ અને તારક સિદ્ધાંતોને પણ પાળવતા જાય છે સાથે સાથે પાપ અને કુટીલતાની બદીઓના મૂળનો નાશ કરતા જાય છે દુનિયાના ત્રિવિધ તાપ-તપ્ત જંતુઓના વિમાસણોના વિખવાદ વાદળોને વિખેરતા જાય છે જગથી કંટાળેલા દુખી, દરિદ્રિ, નિરાધારોને મહાત્માઓનો વિહાર એ ખરે! આશીર્વાદ રૂપજ બને છે ટૂંકમાં ત્યાગમૂર્તિ મહાત્માઓ, સંસારિ જીવોના કલ્યાણ માટે અસાધારણ સાધનભૂત છે

**કોઠારી કુટુંબની વિનતિ:—**

સૂરિપુંગવે જ્યારે વડોદરામાં ચાતુર્માસ કર્યું હતું, ત્યારે આચાર્યદેવના તેમજ ઉપાધ્યાયજી મહારાજ શ્રીમાન્ વીરવિજય મહારાજના ઉપદેશથી, કોઠારી જમનાદાસ, અને ઘીયા ગરબડદાસ, **શ્રી સમેત-શિખરજી**ના સંઘ સાથે યાત્રા કરવા ભાવના ધરાવતા હતા ધર્મપ્રેમી કોઠારી કુટુંબ, સૂરિપુંગવ, સૂરિશેખરને સપરિવાર શ્રી સમેતશિખરના સંઘમાં પધારવા માટે, વિનંતી કરવા આવ્યું, તેઓનો અતીવ

નિવીડ પાપના પુંજોને પ્રજાળનાર, પુણ્યની નિર્મળ રાશિઓના સંચયનું સાધન, આત્માની વિશદતાને જગાવનાર પુણ્યભૂમિ **પાવાપુરી**માં ગજરાજગતિ સૂરિ–શેખર સસંઘ પધાર્યાં. આ તીર્થ ચરમ તીર્થાધિપતિ **શ્રી મહાવીર** પ્રભુનું નિર્વાણ ક્ષેત્ર છે. નિર્વાણના દિવસે ઘણી ધામધૂમથી પ્રતિ વર્ષ મહાન્ ઉત્સવ ઉજવાય છે. સંસારમાં રૂઢ થયેલ દીપોત્સવી (દીવાળી) જેવા દીપતા પર્વને ઘેર ન ઉજવતાં, હજારોની સંખ્યામાં મોટી માનવ મેદની અત્રે આવી ઘણુંજ પુણ્ય માની આ કલ્યાણક દિવસને ધર્મમય આરાધે છે. આ નગરનું નામ પૂર્વે અપાપાપુર હતું, પરંતુ પ્રભુનું નિર્વાણ થવાથી પાવાપુરી તરીકે જાહેરાતને પામ્યું છે. પ્રભુની અંતિમ દેશના ધારા જે સોળ પહોર સુધી જારી રહી, તે અહિંજ વરસી હતી. અને દેવાધિદેવના નિર્વાણ બાદ ભાવ–ઉદ્યોતનો આ આર્યાવર્તમાં અભાવ થવાથી એ દિવસે, દ્રવ્ય ઉદ્યોત હજારો રત્નોના મેરૈયાં અને દીપકો પ્રગટાવવા દ્વારા કર્યો. ત્યારથી દીવાલીપર્વ પ્રચલિત થયું.

ભગવાનના નિર્વાણ બાદ, જે સ્થાનમાં અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો, તેજ સ્થળે આજે એક વિશાળને મન મોહક **જળ–મંદિર** છે. કહેવાય છે કે પ્રભુના પુનીત દેહની ભસ્મોને અસંખ્ય ભક્તજનો લઈ જવા લાગ્યા. તેથી તે સ્થળે એક ઉડો ખાડો બનતાં, મહાન સરોવરરૂપ બની ગયો છે. આ વિપુલ સરોવરમાં ખીલી રહેલાં સેંકડો કમળો જોતાં, નયનોને અતીવ હર્ષપ્રદ બને છે. આ સરોવરના મધ્ય ભાગમાં પ્રભુશ્રીના સંસારી વડીલ ભ્રાતા શ્રી નંદીવર્ધને મંદિર બનાવ્યું છે. જેની સંપૂર્ણ વ્યવસ્થા અને સત્તા સેંકડો વર્ષોથી મૂર્તિપૂજક શ્વેતાંબર જૈન સંઘ અખંડિત રૂપે જાળવી રહ્યો છે.

સરોવરની મનોહરતા, અને મંદિરની ઉજ્જવલતા, તેમજ પ્રભુની પુનીત પાદુકાના દર્શન, હૃદયની અનુપમ ભાવનાના પુરોને વહાવે છે. આ તીર્થને ભાવ પૂર્વક જુહાર્યાં બાદ, **શ્રી ગુણીયાજી** તીર્થ આદિ **પંચતિર્થિની યાત્રા** માટે પ્રયાણ કર્યું.

**શ્રી ગુણીયાજી તીર્થ** "ગુણશીલ ઉદ્યાન" નામે પુરાતન સમયમા ઓળખાતું હતુ અને એ ઉદ્યાન પહેલા રાજગૃહીનુ જ હતુ હાલમા, રાજગૃહીથી તે આર માઈલ જ દૂર છે આ વનની ભૂમિ પ્રભુજીના તથા ભગવાન શ્રી ગૌતમના પુનીત પાદપદ્મથી પાવન થઇ છે ત્યાના વિશાળ મન્દિરમા પ્રભુ મહાવીર મૂળનાયક તરીકે વિરાજે છે તેમા સવત ૧૬૮૬ નો લેખ છે આ મદિર પણ જળાશયના મધ્ય ભાગમા આવેલુ હોઈ શ્રી પાવાપુરીજીના જળમદિરની યાદગીરી આપે છે અહિંથી ભગવાન **શ્રી ગૌતમસ્વામિજી**ની જન્મભૂમિ **શ્રી કુંડલપુર**-(ગુર્બરગામ) જુહાર્યું જ્યાનુ દેરાસર ન્હાનુ છતા મનોહર છે

<u>પુનિતભૂમિ</u>—

કુડલપુરથી **રાજગૃહી** આવતા સઉ સઘને પરિશ્રમ તો લાગ્યો છતાં ભાવનાના વેગમા, તેની ગણના નહિ કરતા, યાત્રા માટે વિશેષ ઉત્સાહવત બન્યા આ રાજગ્રહી નગરીમા અતિમ કેવલી શ્રી જબુ સ્વામિજી, ધન્નાશાલિભદ્ર, મેઘકુમાર, સુલસા શ્રાવિકા વિગેરે ભાગ્યવતોનો જન્મ થયેલ હતો ભગવાન પુનીતપાદ મહાવીરપ્રભુ પણ અહિં ઘણીવાર પધાર્યા છે અહિના પહાડોની ભૂમિ ઘણી પૂજનીય સ્પર્શ્ય મનાય છે ભગવાનના અગ્યારેય ગણધર ભગવતો અહિં જ નિર્વાણપદ પામ્યા છે આ નગરીના પાચેય પહાડો, એ હાથની પાચ આગળીઓની જેમ એક બીજાને મકળાઇને રહેલા છે એ પાચ પહાડોની યાત્રા બહુ અદ્દભૂત છે એ પાચેના નામ શ્રી વિપુલગીરી, રત્નગીરી, ઉદયગીરી, સુવર્ણગીરી અને વૈભારગિરિ કહેવાય છે એ પાચેય પાવન પહાડોની હૃદયસ્પર્શી અને આલ્હાદક ભક્તિભીની ભાવનાથી ધૈર્યતાપૂર્વક સકલ સઘે યાત્રાઓ કરી

ચરમ જિનેશ્વર દેવ શ્રી મહાવીર દેવનુ જન્મસ્થાન શ્રી **ક્ષત્રિયકુંડ** પર્વત રમણીય છે જો કે હાલમા ત્યા જૈનોની વસ્તી દુકા

આગ્રહ, તેમજ વિવિધ દેશોમાં આવેલ પાવન તીર્થોની યાત્રાઓ દર્શન શુદ્ધિનું કારણ બને છે, પ્રાચીન તીર્થો અને મનોહર જિન–બિંબોને ઝુકી ઝુકીને નમતાં કેઈ ભવોના ભ્રમણ વિલય થાય છે, સુભાવના વિશુદ્ધિને વિકાશ એ ત્રણેયને તીર્થયાત્રાઓ સુસાધ્ય બનાવી આપે છે. આ બધોએ લાભાલાભ જોઈ આચાર્યપુંગવે તે મહાન્ યાત્રા માટે હા પાડી. જેથી વહોદરાથી બહોળી સંખ્યામાં આવેલ શ્રાવક શ્રાવિકાઓ તેમજ સૂરિપ્રવર અને આપણા ચરિત્ર દીપક આદિ મહીજી આવી ત્યાંથી સુમુહૂર્તે સમેતશિખર પ્રતિ પ્રયાણ કર્યું.

ગામે ગામ યાત્રાઓ કરતા, અનેકવિધ ધર્મ પ્રભાવનાને વિસ્તારતા ધર્મથી અજ્ઞાત જીવોને ધર્મના સુંદર રહસ્યને સમજાવતા શ્રી સંઘની સાથે સૂરિ પુરંદર આદિ મુનિ સમુદાય ઉત્સાહ પૂર્વક કાનપુર આવ્યો. કાનપુર એ કલ્યાણક ભૂમિ ન હોવા છતાં શહેરના મધ્ય ભાગમાં રૂગનાથપ્રસાદજીએ પોતાના અઢળક દ્રવ્ય વ્યયથી બંધાવેલ ભવ્ય શ્રી ધર્મનાથજી ભગવાનનું મિનાકારી જિન ચૈત્યનું અને તેમાં બીરાજમાન અદ્‌ભૂત પ્રતિમાજીનું દર્શન કલ્યાણક ભૂમિની જેમ સઉ કોઇને અનેરા આલ્હાદને દેનારૂં બન્યું. પૂજા સ્તવનાદિ કરી સર્વેએ યાત્રાને સફળ બનાવી.

ગોમતી કિનારે શોભતું ભરચક વસ્તી સંપન્ન લખનૌ શહેર વસેલું છે. અહી આવતા સૂરિ શ્રી અને સકળ સંઘ ભાવપૂર્વક ગામયાત્રાર્થે ઘણા સમુદાય સાથે નીકળ્યા. અહીં અઢાર જૈન શ્વેતાંબર મંદિરો વિદ્યમાન છે. કેટલાક મંદિરોમાં સ્ફટીક રત્નોની અને પોખરાજની ભવ્ય આકર્ષક પ્રતિમાઓ દર્શનાતુરોને પ્રશાંત રસપાઇ રહી છે જેમાં ઉન્નાવ આદિ સ્થળેથી જે પ્રતિબિંબો મળ્યા છે. તે પ્રતિમાઓ તો મહાન્ ઇતિહાસ વેત્તાઓએ ઇસ્વીસન પૂર્વેની હોવાનું અનુમાન કર્યું છે. જેના દર્શન કરતા સૌ આનંદમગ્ન બન્યા અને અદ્‌ભુત ભાવનાના વહેતા પ્રવાહની લહેરીઓનો લખલૂટ આનંદ અનુભવ્યો અહીંથી વિહાર કરી સર્વે કાશી (બનારસ)આવ્યા.

ગંગાના મનોહર ઘાટ ઉપર વસતુ કાશી એ અતીવ પ્રાચીન નગર છે શ્રી પાર્શ્વનાથ પ્રભુના અને શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના ચાર ચાર કલ્યાણકો આ સ્થાનેજ થયેલા છે દશ અગીઆર જિનચૈત્યોથી આ નગરી અતિમોહક બની રહી છે

સુન્દર શિખરોથી શોભતુ શ્રી ચિંતામણી પાર્શ્વનાથ પ્રભુનુ મંદિર અતિ રમ્ય અને મુખ્ય છે આ વારાણસી નગરીથી ચારેક માઇલ દૂર એક **સિંહપુરીનામક** પ્રાચીન અને ઘણુ રમણીય તીર્થ છે અહિં ભગવાન શ્રેયાંસનાથના, ચ્યવન, જન્મ દીક્ષા અને કેવળજ્ઞાન એ ચાર કલ્યાણકો થએલા હોઈ, પવિત્ર ભૂમિ ગણાય છે, જ્યાંનુ મંદિર સાક્ષાત્ સમોવસરણનેજ યાદ કરાવે છે

સિંહપુરીથી ચારેક દૂર ગંગાના તટ ઉપર **ચંદ્રપુરી** નગરી પ્રાચીન સમયની પ્રસિદ્ધિ પામેલી છે હાલ પણ તેજ નામથી પ્રકાય છે. ભગવાન **ચંદ્રપ્રભુના** ચાર કલ્યાણક અત્રે થયેલા હોવાથી આ કલ્યાણક ભૂમિને સ્પર્શવા ઘણા યાત્રાળુઓનુ આગમન ચાલુ રહે છે બીજુ એક સુંદર જિનાલય ગંગા કિનારાપર ધર્મશાળાથી નજીક દેવવિમાનસમ કરતા કોટવાળુ છે આ કલ્યાણક ભૂમિઓને વારંવાર ભાવપૂર્વક સ્પર્શ કરતા તરણ તારક તીર્થંકર દેવોની સન્મુખ સ્તવના ભાવના અને પૂજનદ્વારા અતુલ આનંદ તેમજ આત્મ-વિકાશને પ્રગટાવતા આચાર્યશ્રી અને તેઓશ્રીની શીતલ છાયામાં રહેલ મુનિ-વર્ગ સકલ સંઘ સમેત કાશીથી વિહાર કરી **બિહાર** સરસ્વતર પધાર્યા

**બિહાર** પણ પ્રાચીન છે જૈન વસ્તી પહેલા ઘણી વિપુલ હતી **તુંગીઆ** નગરી જે શાસ્ત્ર પ્રસિદ્ધ છે તે અહિંથી ઘણી નિકટવર્તી છે અને હાલ તે તુંગી નામે ઓળખાય છે અહિં ચાર ભવ્ય મંદિરો છે જે શિલ્પકળાનુ પુરાતન નૈપુણ્ય જણાવી રહ્યા છે બિહારની પાસે સર્વ સંઘે પાણીજ ભાવથી યાત્રા કરી કૃતકૃત્યતા મેળવી,

નિવીડ પાપના પુંજોને પ્રજાળનાર, પુણ્યની નિર્મળી રાશિઓના સંચયનું સાધન, આત્માની વિશદતાને જગાવનાર પુણ્યભૂમિ **પાવાપુરી**માં ગજરાજગતિ સૂરિ-શેખર સસંઘ પધાર્યા. આ તીર્થ ચરમ તીર્થાધિપતિ **શ્રી મહાવીર** પ્રભુનું નિર્વાણ ક્ષેત્ર છે. નિર્વાણના દિવસે ઘણી ધામધૂમથી પ્રતિ વર્ષ મહાન્ ઉત્સવ ઉજવાય છે. સંસારમાં રૂઢ થયેલ દીપોત્સવી (દીવાળી) જેવા દીપતા પર્વને ઘેર ન ઉજવતાં, હજારોની સંખ્યામાં મોટી માનવ મેદની અત્રે આવી ઘણુંજ પુણ્ય માની આ કલ્યાણક દિવસને ધર્મમય આરાધે છે. આ નગરનું નામ પૂર્વે અપાપાપુર હતું, પરંતુ પ્રભુનું નિર્વાણ થવાથી પાવાપુરી તરીકે જાહેરાતને પામ્યું છે. પ્રભુની અંતિમ દેશના ધારા જે સોળ પહોર સુધી જારી રહી, તે અહિંજ વરસી હતી. અને દેવાધિદેવના નિર્વાણ બાદ ભાવ-ઉદ્યોતનો આ આર્યાવર્તમાં અભાવ થવાથી એ દિવસે, દ્રવ્ય ઉદ્યોત હજારો રત્નોના મેરૈયાં અને દીપકો પ્રગટાવવા દ્વારા કર્યો. ત્યારથી દીવાલીપર્વ પ્રચલિત થયું.

ભગવાનના નિર્વાણ બાદ, જે સ્થાનમાં અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો, તેજ સ્થળે આજે એક વિશાળને મન મોહક **જળમંદિર** છે. કહેવાય છે કે પ્રભુના પુનીત દેહની ભસ્મોને અસંખ્ય ભક્તજનો લઈ જવા લાગ્યા. તેથી તે સ્થળે એક ઉંડો ખાડો બનતાં, મહાન સરોવરરૂપ બની ગયો છે. આ વિપુલ સરોવરમાં ખીલી રહેલાં સેંકડો કમળો જોતાં, નયનોને અતીવ હર્ષપ્રદ બને છે. આ સરોવરના મધ્ય ભાગમાં પ્રભુશ્રીના સંસારી વડીલ ભ્રાતા શ્રી નંદીવર્ધને મંદિર બનાવ્યું છે. જેની સંપૂર્ણ વ્યવસ્થા અને સત્તા સેંકડો વર્ષોથી મૂર્તિપૂજક શ્વેતાંબર જૈન સંઘ અખંડિત રૂપે જાળવી રહ્યો છે.

સરોવરની મનોહરતા, અને મંદિરની ઉજ્જવલતા, તેમજ પ્રભુની પુનીત પાદુકાના દર્શન, હૃદયની અનુપમ ભાવનાના પુરોને વહાવે છે. આ તીર્થને ભાવ પૂર્વક જુહાર્યા બાદ, **શ્રી ગુણીયાજી** તીર્થ આદિ **પંચતિર્થિની યાત્રા** માટે પ્રયાણ કર્યું.

**શ્રી ગુણીયાજી તીર્થ** "ગુણશીલ ઉદ્યાન" નામે પુરાતન સમયમા ઓળખાતુ હતુ અને એ ઉદ્યાન પહેલા રાજગૃહીનુ જ હતુ. હાલમા, રાજગૃહીથી તે બાર માઈલ જ દુર છે આ વનની ભૂમિ પ્રભુજીના તથા ભગવાન શ્રી ગૌતમના પુનીત પાદપદ્મથી પાવન થઇ છે ત્યાના વિશાળ મદિરમા પ્રભુ મહાવીર મૂળનાયક તરીકે બિરાજે છે તેમા સવત ૧૬૮૬ નો લેખ છે આ મદિર પણ જળાશયના મધ્ય ભાગમા આવેલુ હોઈ શ્રી પાવાપુરીજીના જળમદિરની યાદગીરી આપે છે અહિથી ભગવાન **શ્રી ગૌતમસ્વામિજી**ની જન્મભૂમિ **શ્રી કુંડલપુર**-(ગુબ્બરગામ) જુહાર્યું જ્યાનુ દેરાસર ન્હાનુ છતા મનોહર છે

## પુનિતભૂમિ —

કુડલપુરથી **રાજગૃહી** આવતા સઉ સઘને પરિશ્રમ તો લાગ્યો છતા ભાવનાના વેગમા, તેની ગણના નહિ કરતા, યાત્રા માટે વિશેષ ઉત્સાહવત બન્યા આ રાજગ્રહી નગરીમા અતિમ કેવલી શ્રી જબુ સ્વામિજી, ધન્નાશાલિભદ્ર, મેઘકુમાર, સુલસા શ્રાવિકા વિગેરે ભાગ્યવતોનો જન્મ થયેલ હતો ભગવાન પુનીતપાદ મહાવીરપ્રભુ પણ અહિ ઘણીવાર પધાર્યા છે અહિના પહાડોની ભૂમિ ઘણી પૂજનીય સ્પર્શ્ય મનાય છે ભગવાનના અગ્યારેય ગણધર ભગવતો અહિજ નિર્વાણપદ પામ્યા છે. આ નગરીના પાચેય પહાડો, એ હાથની પાચ આગળીઓની જેમ એક બીજાને અડકાઇને રહેલા છે એ પાચ પહાડોની યાત્રા બહુ અદ્‌ભૂત છે એ પાચેના નામ શ્રી વિપુલગીરી, રત્નગીરી, ઉદયગીરી, સુવર્ણગીરી અને વૈભારગિરિ કહેવાય છે એ પાચેય પાવન પહાડોની હૃદયસ્પર્શી અને આલ્હાદક ભક્તિભીની ભાવનાથી ધૈર્યતાપૂર્વક સકલ સઘે યાત્રાઓ કરી

ચરમ જિનેશ્વર દેવ શ્રી મહાવીર દેવનુ જન્મસ્થાન શ્રી **ક્ષત્રિયકુંડ** ઘણુજ રમણીય છે જો કે હાલમા ત્યા જૈનોની વસ્તી દુકા

પ્રમાણમાં છે. પરંતુ, વૃદ્ધ સ્ત્રીની રેખાઓ ઉપરથી, તેણીની યુવાવસ્થાની તેજસ્વિતા જેમ કળી શકાય છે, તેમ અહિંની આજુબાજુની નાજુકડી ટેકરીઓ, અદ્‌ભૂત પ્રાચીન અવશેષો, વિશુદ્ધ વાતાવરણ અને રમણીય વૃક્ષ–ઘટાઓ આ ગામની પ્રાચીન આબાદીને પૂરવાર કરે છે. તલેટીમાં એક ભવ્ય દેરાસર છે. ક્ષત્રિયકુંડ પહાડનો ચડાવ આડો અવળો અને કઠીન છે. પહાડપર ચડતાં, સઉને વૃક્ષોની ઝુંડ–ઝટા નિરખી ઘડીભર ભય પેદા કરતો. પરંતુ ભાવનાશ્રેણી પોતેજ જાણે ઉંચે ગમન કરતી હતી, જેથી અહિંના ચઢાવનો પરિશ્રમ અને નિર્જન સ્થાનનો ભય કોણ હિસાબમાં ગણે ? કારણ આ નગરમાં પ્રભુજીના ચ્યવન, જન્મ અને દીક્ષા ત્રણ ત્રણ કલ્યાણકો થયેલાં છે.

આ પંચતીર્થીમાં પાંચમું તીર્થ શ્રી **કાકંદીજી** કહેવાય છે. જ્યાં શ્રી **સુવિધિનાથ** પ્રભુના ચાર કલ્યાણકો થયાં છે. મંદિરમાં પૂજા ભકિત કરી સઉએ ઘણો આનંદ મેળવ્યો.

આ વિકટ છતાં મહામૂલી યાત્રાઓ કરી મહાતીર્થ શ્રી **સમેત શિખરજી** પ્રતિ વિહાર લંબાવ્યો. માર્ગમાં આ મહા–પહાડથી ૨૦ માઇલ દુર ઋજુવાલીકા નદી આવી. જે નદીના તટે ' ગો–દોહિક આસને ' પ્રભુ શ્રી **મહાવીરદેવે** અતીવ દુર્લભ કેવળજ્ઞાનની અનંતી જ્યોતને પ્રગટ કરી હતી. આ નદીની આજુબાજુનું વાતાવરણ ઘણુંજ પવિત્ર અને શાન્તિ ભર્યું છે. પ્રભુના કેવળજ્ઞાન થયાના સ્મરણો આ સ્થાન જોતાં કુદરતીજ વચગાળાના સમયના પડદા ઉંચા થતાં તાજાં બને છે. અને અનેરી આત્મ–શુદ્ધિ પ્રગટ થાય છે. અહિંનાં નાનાં મંદિરમાં સઉએ દર્શનનો લાભ ઉઠાવ્યો. ઋજુવાલિકાથી વિહાર કરી એ મહા પહાડની તલાટી " **મધુવન** " માં આવતાં હર્ષઘેલા સકલ સંઘે પુનીત પહાડના દર્શન, તેમજ તલાટીના વિશાળ અને સુંદર સાત મુખ્ય જિન ચૈત્યોનાં દર્શન કર્યાં.

આ શ્રી " **શિખરજી** " પહાડ " The Parasnath

Hill " ના નામથી ઓળખાય છે અનેક તીર્થંકર દેવો જે મનુષ્યના આશ્રય નીચે અવ્યાબાધ પદને વર્યા છે, જે મહાતીર્થની પુનીતતાને મહાજ્ઞાનીમહર્ષિઓએ મુક્ત કંઠે ગાઇ છે, જેની સ્પર્શના માત્રજ પ્રાણીઓના કલ્યાણને સાધવામા પરમ કારણ મનાય છે કુદરતીજ એ સૌભાગી પહાડ ઉપર આબોહવા, દષ્ટિપ્રિય રમણીયતા, ઝુનવટા અને અનેક મૂલ્યવાળી ઔષધિઓ વણીજ વખણાય છે આ મહા-ગિરિની ઉચાઈ અન્ય જૈન તીર્થોના ગઢોથી કઇગુણી અધિક છે આ પુનીત તીર્થપર આજ અવસર્પિણિમા થયેલ ચોવીશ તીર્થપતિઓમાથી **વીશ-તીર્થાધિપતિઓ** મોક્ષ નગરીમા જઇ વસ્યા છે ઉચામા ઉચા સાત રજ્જુના સ્થાનને જલદી પામવા માટેજ શુ આવા અત્યુચ્ચ પહાડનો આશ્રય લીધો હશે, એમ કહી જવાય છે ! તે જિનેશ્વરોના સ્મરણ રૂપ વીશ ટુકાના વીશ દેરીઓ છે

આ પહાડનુ પણ કેવુ અગણ્ય સૌભાગ્ય કહેવાય કે, જે તીર્થંકર દેવોને નિવાસ-પ્રિયબની, પોતે પણ પૂજનીયતા પ્રાપ્ત કરી !

વર્તમાન સમયમા **શ્રી શિખરજી**ની યાત્રા મુનિગણ માટે ઘણીજ અઘરી મનાય છે કારણ, એકતો વિકટ દેશ, ને જૈનોના ઘણીજ અલ્પ વસ્તી શ્રાવકાનો સમુદાય મોટા પ્રમાણમા સાથમા હોય, તોજ આ પુનીતતમ તીર્થની યાત્રા, મહાપુણ્યે કરી શકાય છે અન્ય તીર્થોના સઘો વણી સુલભતાથી અનેકાનેક ધર્મનિષ્ઠ આત્માઓ કાઢે છે પરતુ આ મહાગિરિનો સઘ કાઢવા કોઇ ઉદાર અને વિરલ ગૃહસ્થોજ તૈયાર થાય છે પૂજ્ય આચાર્યશ્રીની શીતલછાયામા નિર્વિઘ્નતાથી અનેક પ્રાચીન નાના તેમ મોટા તીર્થોની પગ-મુસાફરીથી યાત્રાઓ કરતા કરતા, સઘ સહ પતિતપાવન ગિરિરાજની પુનીત છાયામા આવી પહોચવાના હર્ષનો પાર ન રહ્યો

પુનીત પહાડના દર્શન થતા વેતજ સમસ્ત જનહૃદય ભાવના અને ઉલ્લાસમા ગરકાવ થયો સવેના મુખપર હાસ, હાસ ને હાસની

રેખાઓ વ્યાપી. ઘણા સમયનો યત્ન અને કેન્દ્રિત ધ્યેય શીઘ્ર સફળ થવાનું હોઈ, આનંદ કેમ ન ઉપજે ? હર્ષની ઉર્મીઓથી હૃદય કેમ ન ઉભરાય ? આ ગિરિવરની યાત્રા પ્રાયઃ જીંદગીમાં એકજવાર પણ થવી બહુ અશક્ય મનાય છે. જેઓ એ યાત્રા કરે તેનું પુણ્ય અમાપજ કેમ ન મનાય !

શ્રી સંઘના સઉ યાત્રુઓ સૂરિશેખરાદિ મુનિ વર્ગની સાથે બહુ ઉત્સાહ પૂર્વક ઉપરના **જળમંદિર**માં આવી સ્વ–જીવન–સમયને ધન્ય માનતા કૃત કૃત્ય થયા. વીશે ટુંકાને જુહારી આ ભૂમિની નિર્મળતાથી સ્વગાત્ર અને હૃદયોને અતિ વિમળ બનાવ્યાં. પહાડ ઉપર આવેલ કુલ એકત્રીશ મંદિરો અને પાદુકાઓના દર્શન સર્વને અનુપમ આત્મભાવ વધારવા સાથે ઉચ્ચ ભક્તિમાં પ્રેરાઇ રહ્યા હતા.

આ પવિત્ર ભૂમિને, જૈન યા જૈનેતર ઘણાજ ભક્તિ ભાવથી આશ્ચર્ય ચકિત થઈ પ્રણિપાત કરે છે. આ ગિરિની માલિકી અને હક્ક સંપૂર્ણ તથા જૈનમૂર્તિપૂજક શ્વેતાંબરીય સંઘનોજ પુરવાર થઇ ચુકેલ છે. અન્યોની ભાવિમાં દખલગિરિ અટકાવવા આખોય પહાડ તે શ્રી સંઘે ખરીદી લીધો છે. સંપૂર્ણ વહીવટ અને હકુમત ઇસરીમાંની **શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી** સંભાળે છે. ભક્તિ ભાવપૂર્વક સૌ સંઘે થોડા દિવસ સ્થિરતા કરી ત્યાંથી વિહાર કરી **અજીમગંજ** તરફ પ્રયાણ કર્યું.





## પ્રકરણ ૧૦ મું.

( સૂરિજીનું અજીમગંજ સદાગ્રહથી આગમન-અદ્ભૂત
શાસન ઉદ્યોત-ચાતુર્માસ નિર્ણય—)



એકજ જલ-બિંદુ સ્વાતિ નક્ષત્રમા, છીપલીના મુખમા પડતા સુંદર મૌક્તિક બને છે તેજ જો સર્પના મુખમા જાય તો વિષ બને છે આગ આગગમા પડતા દાહયુકત બને છે અને તૃષાતુરને તે બિંદુ અમૃતથી પણ અધિક પ્રિય બને છે વળી તેજ બિંદુ જ્વરાતુરને ભય કરતા ઉભી કરે છે વડનુ નાનકડુ બીજ યોગ્ય પ્રદેશમા રોપતા હજારો પ્રાણીઓને તેમજ પશુ-પંખીઓને તાપનિવારણ પૂર્વક

વિશ્રાંતિનું એક રમુજી ઉમદાસ્થાન બને છે. ઉપર ભૂમિમાં તે નિરર્થકતા પ્રાપ્ત કરે છે. એકજ ગુટિકા પરહેજ પાળવાવાળા સમજુ મનુષ્યને આપતાં તે પુષ્ટિ આપવા સાથે રોગને નાબુદ કરે છે. અને તેજ ગુટિકા, જીભના કાબુને ગુમાઇ બેઠેલા દર્દીને કૃશતા પ્રાપ્ત કરાવા સાથે રોગ વર્ધક બને છે. તેવીજરીતે, ત્યાગી અને પરમોપકારી મહાત્માઓનો ઉપદેશ હંમેશાં લાભનોજ ઉત્પાદક હોય છે. પરંતુ પાત્રતાનો પુરેપુરો સહયોગ હોય, તોજ તે ભાવના લતાઓથી વિસ્તરી ફલ પ્રાપ્ત કરાવે છે. એક વક્તાના વ્યાખ્યાનમાં ( lecture ) હજારો શ્રોતાઓનો મેળો મળે છે. પરંતુ વક્તાના પોષાતા ધ્યેયરૂપ વિષયને, હૃદયમાં વસાવી વચનાનુસંગત વર્તવા, પ્રતિજ્ઞાઓ સ્વીકારવા જુજ વ્યક્તિઓજ તૈયાર થાય છે. એમાં પણ હૃદય–ભૂમિકાની વિશદતા ઉપર મોટો આધાર રહેલો છે. '**पद्मपत्रे स्थितं तोयं, धत्ते मुक्ताफलश्रियं**' કમલના પાંદડા પર રહેલ નાનું પણ જળવિપ્રુષ પાત્રતાના સહયોગે મોતીની ઉપમા મેળવી શકે છે. શુભાશયથી મહોદય–નિધાન મહાપુરૂષોના બોલા-ચેલાં વચનો અને અપાયેલો ધર્મબોધ, ભવ્ય ને યોગ્ય વ્યક્તિઓના હૃદયોમાં વહેતા પાપધોધનો નિરોધ કરે છે. અને અનંત સ્થાયીપદની શોધ કરવા પ્રેરે છે.

અજીમગંજ બહુજ પ્રાચીન અને મનોરમ શહેર છે. અત્રેની જનતા પણ ઘણીજ નમ્ર અને વિવેકશીલ તેમજ ધર્મભાવી છે. જન વર્ગમાં જાગીરદારી તરીકેની ખ્યાતિ, તેઓની જેવીને તેવી સચવાઇ રહેલ છે. અત્રેના સમૃદ્ધ શ્રેષ્ઠીઓએ, ગગનચુંબી અને મનોરમ નવ નવતો જિનાલયો દર્શનીય બનાવ્યા છે. જેની ભક્તિભાવના શ્રદ્ધાયુક્ત ધર્મ–સંસ્કારોથી પ્રેરાઇ, ગર્ભ–શ્રીમંતો પણ નિયમિત રીતે કરી રહ્યા છે. ખાનદાનીયત, ખુબસુરતતા અને ઉદારતા અત્રેની જનતાને સ્હેજે વરેલ છે. ધર્મશ્રદ્ધાની અટલતા, જનતામાં હરપ્રસંગે ઓતપ્રોત થયેલી જણાય છે. જનવર્ગ ભદ્રિક–પ્રકૃતિનો છે, તેવોજ રાજકુશલતામાં બહુજ નૈપુણ્ય ધરાવનાર અને સુસમૃદ્ધ છે. આ અજીમગંજની જનતાએ સૂરિ-

શેખરનુ આગમન સાંભળી, ઘણે દૂરસુધી સન્મુખ જઇ ઘણીજ ધામ-ધુમથી શહેર-પ્રવેશ કરાવ્યો ઉપાશ્રયમા વ્યાખ્યાન પીઠ ઉપર બીરાજી સૂરિજીએ સૈદ્ધાંતિક અને બોધકદેશના આપી જે દેશનાના પ્રતાપે જનતા પર ઘણીજ ઉંડી છાપ પડી આચાર્ય પુંગવની ત્યાગવૃત્તિ પ્રતિ અને તેઓશ્રીની સાથે રહેલા પ્રશાન્ત મુનિમંડળ પ્રતિ અખિલજનતા રાગવતી બની

આપણા ચરિત્રનેતા મુનિપ્રવર શ્રીમદ્ **લબ્ધિવિજયજી મહારાજ** પણ ગુરૂદેવની મીઠી નજરથી પ્રતિદિન અનેકવિધ જ્ઞાનાભ્યાસ કરવામા સમય પસાર કરતા, અવારનવાર તેઓશ્રીને વ્યાખ્યાનોનો, ધર્મ-ચર્ચાઓનો પ્રસંગ મળતો ગયો, તેમ તેમ પ્રવચન શૈલીનું નૈપુણ્ય પણ ખીલવતા ગયા

આ શહેરની જનતાની પ્રવૃત્તિઓ, ભક્તિ, વ્યાખ્યાન શ્રવણની રીતિ, તેમજ સ્વામિભાઇઓ પ્રતિ અનન્ય ભક્તિ-વાત્સલ્યની અપૂર્વ ભાવના, સજ્જનોના મનને ખેંચનારી છે વ્યાખ્યાનમા પણ, સઉ કોઇ પૂર્ણ શાંતિથી વિનમ્રપણે, પોતપોતાના દરજ્જા પ્રમાણે બેસે છે અને ઋદ્ધિમાનો બાદશાહી ઠાઠ પ્રમાણે આવી ઘણીજ નમ્રતાથી ધર્મબોધ સાંભળે છે તથા બહારગામથી યાત્રાર્થે આવતા સર્વ જૈનભાઇઓને હમદર્દી બતાવી, પોતાના સગાબંધુઓથી પણ અધિક પ્રીતિથી, મોટા ગર્ભ-શ્રીમંત સજ્જનો સત્કાર કરે છે અને વિશેષ પ્રશંસા તો એ છે, કે આંગણે આવેલા સાધર્મિ-ભાઇઓ, ચાહે શ્રીમંત હો, યા સામાન્ય હો, દરેકને ભોજનાદિ કર્યાબાદ, એક એક રૂપેયાનો ચાંલ્લો પણ કરે છે ધન્ય છે! આ અનુપમ સાધર્મિ ભાઇઓ પ્રત્યે વાત્સલ્ય ભાવનાની પરાકાષ્ઠાને! જેઓ પ્રવચન સુણનાર જ્ઞાતિબંધુઓને પાણી ગેર મીઠાઈની પ્રભાવના કરી સામાન્યવર્ગને જૈનધર્મમા જોડી ધર્મ-રંગથી રંગતા હતા, તે ભાવુકજનોનો ભક્તિ વાત્સલ્યનો ભાવ કેટલો ઉચ્ચ પ્રકારનો હશે!

આચાર્યશ્રીની સ્વર્ગીય ધર્મ-દેશનાઓથી ધર્મજાગૃતિ અનેરી થવા પામી, ઉત્સાહ અને ઐક્ય ભાવથી સુકૃત કાર્યો કરવામાં સૂરિજીને ચાતુર્માસાર્થે ઘણીજ જોરશોરપૂર્વક વિજ્ઞપ્તિ થઈ, ગુરૂદેવેશે પણ પ્રથમ પાત્રતા વિષયક અમે જે, ઉપર દર્શાવી ગયા તે મુજબ. સ્વાતિ નક્ષત્રમાં છીપલીમાં પડતા જળબિન્દુની જેમ ધર્મમૌક્તિકો પ્રગટાવવા માટે; પૂર્ણ યોગ્ય પાત્રતાવાળુ ક્ષેત્ર દેખી ચાતુર્માસ-નિવાસ સ્વીકાર્યો.

ચાતુર્માસ દરમ્યાન દેશના અને ત્યાગવૃત્તિના પ્રતાપે અનેકાનેક ધર્મક્રિયાઓ થવા પામી.

### વિનંતિ માટે ડેપ્યુટેશન:—

ચોમાસા બાદ વિહારની તૈયારીઓ થઇ રહી હતી. તે અરસામાં કલકત્તાથી બાબુ વર્ગને અન્ય પ્રતિષ્ઠિત સદ્‌ગ્રહસ્થોનું એક ડેપ્યુટેશન Deputation વિનંતી માટે આવ્યું. ઘણોજ આગ્રહ કર્યો. સુવિહિત શિરોમણી સૂરિ શેખરની પ્રકૃતિજ :એવી હતી, કે જેઓ પ્રશાન્ત પ્રજામાં, અને ઉપશાન્ત વાતાવરણમાંજ નિવાસ કરવા ઇચ્છતા. તે હેતુથી આ વિનંતીનો સ્વિકાર થયો નહિ.

આવેલ સદ્‌ગૃહસ્થોએ, વ્યાખ્યાન સાંભળવા માટે સૂરીશ્વરજીને સ્વ-જિજ્ઞાસા જાહેર કરી. પૂજ્ય આચાર્યદેવની આજ્ઞાથી, આપણા ચરિત્રનાયકશ્રીજીએ યુક્તિ પુરઃસર સૈદ્ધાંતિક પ્રવચન સંભળાવ્યું. જેમ ન્હાનું પણ નિધાન પોતાની તેજસ્વીતાથી જનતાને આંજી શકે છે, તેમ લઘુ-દીક્ષા પર્યાયવાળા એવા તેઓશ્રીએ, પોતાની વિદ્વતા અને તાર્કિક પ્રતિભાની ઓજસ્વીતાથી અખિલ શ્રોતૃસભાને ચિત્રાલેખ સમી બનાવી દીધી.

વ્યાખ્યાન બાદ સૂરિ-પુંગવની પાસે તે ધર્મ-શ્રવણથી ખુશ અને

આકર્ષિત થએલો તે બાબુ આદિ જૈન વર્ગમાથી રાય બહાદુર બદ્રીદાસજી મુક્ત કંઠે પ્રશસા કરવા લાગ્યા કે " ખરેખર ! આપના લઘુ-શિષ્ય શ્રીમદ્ **લબ્ધિવિજયજી** મહારાજની વ્યાખ્યાન દેવાની શૈલી, અને વિવિધ સૂક્ષ્મ વિષયોને સ્થૂલ અને સરળ રીતિએ સમજાવવાની અજોડ બુદ્ધિ, તેમજ સભાને ચાલતા વિષયોમા તરબોલ બનાવવાનુ લોહચુબક જેવુ આકર્ષણ અનેરૂ જ ભાસે છે ભાવિમા આપની પાટને શોભાવનાર પ્રતાપી પુરૂષ નિવડશે, એમ ચોક્કસ માની શકાય છે મુનિ મોહનલાલજી મહારાજના બાળ શિષ્ય પ્રતાપ મુનિજીનુ, અમોએ વ્યાખ્યાન સાભળ્યુ, ત્યારે જે અપૂર્વ આનદ આવ્યો હતો, તેથી આજે તે વ્યાખ્યાનની સ્મૃતિ થવા સાથે કેઇ ગુણો અધિક આનદ અમોએ અનુભવ્યો છે અમો ચોક્કસ રીતે જણાવીએ છીએ, કે **બંગાલ** પ્રદેશના શહેરોમા કે ગામડાઓમા, જો એઓશ્રીના જાહેર ભાષણો અનેક ચાલુ વિષયોને લગના ગોઠવવામા આવે તો જૈનોને શુ પણ જૈનેતર વર્ગને અસાધારણ ઉપકારનુ કારણુ બને વ્યાખ્યાનમા એક એવી અજબ અદશ્ય ને પ્રચ્છન્ન શક્તિ અનુભવાય છે કે, કટ્ટર પાપીઓ, ઘોર હિસકો, અનાચારના ખાડામા ફુટબોલની (Foot-ball) જેમ ગબડતા ઉન્માર્ગગામી માનવીઓ, અને ધર્મ-પરાડમુખી પ્રાણીઓ પણ યોગ્ય સન્-માર્ગમા યોજાય છે અને પ્રભુ **મહાવીર**-દેવનો અહિસા ધર્મનો સદેશો, પ્રત્યેક પ્રાણીઓના કર્ણકોટરોમાં ગુજા-રવ કરે છે ખરેખર ! આ ભાન્તવામીઓનો ઉદ્ધાર આવા નિર્મળ અને નિસ્પૃહી મહાત્માઓની દેશનાઓથીજ થશે !"

અઝીમગજના ચાતુર્માસમા ત્યાની પાત્રજનતાએ આચાર્યદેવના વચન બીજોને હૃદય ભૂમિકાઓ ઉપર સ્થાપના કરી સુકૃતોના અનેક સુફળોને મેળવ્યા સમૃદ્ધ સદ્ગૃહસ્થો પ્રાપ્ત થયેલી લક્ષ્મીની ચચલતાને સમજી ધર્મ-પ્રભાવનામા અને શાસન-ઉદ્યોતમા, ઉદારતા પૂર્વક દ્રવ્ય વ્યય કરવા અત્યુકપણે ઉત્સુક રહેતા એક દિવસ તો ધનપતસિહજીના

પુત્રોએ ગીનીઓની પ્રભાવના દ્વારા મિષ્ટ ભોજન કરાવી સાધર્મિક ભક્તિ પ્રદર્શિત કરી હતી, અત્રેની જનતા એ ચાતુર્માસના ઉપકારને અદ્યાવધિ ભુલતી નથી. ઝંખે છે.

એ અનુપમ નિસ્પૃહી મહાત્માની ચાતુર્માસની પુર્ણાહુતી થતાં, બહોળા મુનિ-મંડળ સહ અત્રેથી વિહાર કર્યો. અને નજીકમાં આવેલ **બાલુચર** મુકામે પધાર્યા. અત્રે શ્રાવકોનાં પચાસેક ઘર છે. **પ્રભુ વિમળનાથ** અને **આદિનાથ** ભગવાનના ને **પાર્શ્વનાથ** પ્રભુના મંદિરો ઘણાજ મનોહર અને ચિત્તાકર્ષક છે. અત્રે આવતા યાત્રુવર્ગને બાબુ **ધનપતસિંહજી**ના પરિવારમાંથી બાબુ **સર સુરપતસિંહજી** તરફથી સ્વામિભક્તિ સારી જળવાય છે.

## ભવ્ય સંઘઃ—

અજીમગંજના ચાતુર્માસ દરમ્યાનના વ્યાખ્યાનોની અસર ઘણીજ અનુમોદનીય થઇ હતી. તે ઉપદેશ પીયુષથી ભિંજાયેલ, બાલુચરના બાબુજી ધનપતસિંહજીના ધર્મપત્ની શ્રીમતી શ્રાવિકા રાણી મેનાકુમારીએ **ચંપાપુરી**નો એક ભવ્ય સંઘ કાઢયો. જેમાં આચાર્યશ્રી આદિ મુનિવરોએ લાભનું કારણ જાણી, તેમાં સાથ આપ્યો. જે સંઘમાં મોટરો, ગાડીઓ, અને બેલગાડીઓ બહોળા પ્રમાણમાં હોઇ સાથેના સંઘમાં યોજાયેલ સેંકડો માનવોને ઘણી અનુકુલતા રહેતી.

તીર્થ શ્રી ચંપાપુરીજી પહોંચતાં, વચવચમાં આવતાં અનેક ગામોમાં, જૈન જૈનેતરની મોટી મેદની સમક્ષ સૂરિશેખર બુલંદ-નિનાદે, આત્માની સિદ્ધિ, મોક્ષની નિશ્ચલતા, પૂર્વજન્મની અસ્તિત્વતા. પુણ્ય-પાપદ્વારા સુખ દુઃખની ઉત્પાદકતા, વિગેરે વિગેરે વિષયો પર, દલીલોદ્વારા સારો પ્રકાશ પાડતા. તે પ્રિયતમ પ્રવચનોના શ્રવણથી, અનેકોએ અઘરી પણ પ્રતિજ્ઞાઓ સહેલાઈથી સ્વિકારી. શ્રદ્ધાને મજબૂત

બનાવવા સાથે ધર્માનુષ્ઠાનો આરાધવામાં અનેકો ભૂલાયા કર્મના વિપાકોને સમજી પાપનામાર્ગોને, તે અણમોલ પ્રવચનોનો શ્રોતા તિલાંજલિ આપવા તૈયાર થતો

બંગાલ પ્રદેશને સ્વપાદરેણુથી પુનીત બનાવતા અનેક સ્થળોએ સૂરિશેખર ધર્મબોધ આપતા હતા

એક સમય એવો હતો, કે બંગાલમાં લાખ્ખોની સંખ્યા પ્રમાણુ જૈનોની અગાઢ વસ્તી ગણાતી સેંકડો જિનમંદિરો પણ આજ પ્રદેશમાં હોવા જોઈએ પ્રભુ વીરસ્વામિએ આ બંગાલની ભૂમિને પોતાના ચરણુ કમલથી પવિત્ર બનાવેલ છે અત્રેની પ્રજા કેટલી સોભાગી ગણાતી હતી, કે જેના પૂર્વજો શ્રી મહાવીર પ્રભુના મુખમાંથી ઝરતા વહેણને ઝીલતા કાલચક્રની અજબ લીલાના પ્રતાપે અને જૈનાચાર્યોનું આ પ્રદેશમાં બહુજ જુજ આગમન થવાથી અન્ય સંપ્રદાયવાલાઓએ વચલા ભાગમાં આ રેઢારી પલનો લાભ ઉઠાવ્યો નિરાશ્રિત પ્રજાને વાગ્-જાલોમાં ફસાવી, અને પોતાની મનઘડત માનેલી ધર્મ-પ્રવૃત્તિઓને ફસાવી ઉન્માર્ગે દોર્યો જેથી જૈન માર્ગાનુયાયીઓ અલ્પ પ્રમાણમાં થતા ગયા ધર્મહીન પ્રવૃત્તિઓ વધતી ગઈ આમિષ આહાર અને મદ્યપાનો રગ રગ વ્યાપવા લાગ્યા ધર્મના સંસ્કારો ભુંસાયા લગભગ અનાર્ય તુલ્યજ પ્રજા લેખાવા લાગી ખરેખર ભગવાનના શાસનપર બેઠેલા ભસ્મ-ગ્રહનો આ કારમો દેખાવ કેમ ન મનાય?

એ અણુખેડ અને વિકટ પ્રદેશમાં આચાર્યપુરંદરની છાયામાં રહી, આપણા ચરિત્ર નેતા અહિંસા ધર્મનો પ્રચાર કરવામાં, સાચા ધર્મના સંદેશોને પાઠવવામાં, ગામોગામ જોમીલાભાષણોદ્વારા વેગવતી પ્રવૃત્તિથી કટિબદ્ધ રહેતા સેંકડો જૈન જૈનેતરોએ એ પ્રવચનોનો ઉમદા લાભ ઉઠાવ્યો સેંકડો નહિ બલ્કે હજારોએ સ્વ-ઇષ્ટ ઈશ્વર સાક્ષીએ માંસાહાર અને મદિરાપાનાદિને ત્યાગવાની દૃઢ પ્રતિજ્ઞાઓ લીધી આ ચાલતી

વ્યાખ્યાનોની પ્રથા બંગાલીઓને ઉપકારક અને ધર્મના સત્-પંથની દર્શક નિવડી. બંગાલનો વિહાર જો કે. વિકટ અને ભયાવહ છે, છતાંય. એ ધર્મના લીડરે ( leader ) નિડરતાથી વિચરી, ઉપકારનો અજબગજ વરસાદ વરસાવ્યો. જેઓ માંસાહાર કરવામાં ધર્મ મનાવતા હતા, તેવાઓને પણ સરળ અને હૃદય સ્પર્શી દલીલોથી માંસ મદિરાના કટ્ટર ત્યાગી બનાવ્યા. જોરશોરથી પ્રતિદિન વ્યાખ્યાન, અને જાહેર ભાષણોની પ્રવૃત્તિઓ ચાલુ છતાં, ગુરૂસેવા તથા નવનવા શાસ્ત્રોનું અવલોકન મંદ ન પડતાં, અધિક અધિક ઉત્તેજિત થતું ગયું. ધન્ય છે એ શાસન સેવક અને ધર્મ સુભટ બાળ-વયસ્ક મુનિપ્રવરને ।



# પ્રકરણ ૧૧ મું.

ત્યાગ-મહોદધિ, આચાર્યશ્રીની શીતલ છાયામાં, બંગાલની જનતાને અનેકધા ધર્મોપકાર વિસ્તારતા, આપણા ચરિત્રનાયકશ્રી, ગ્વાલીયર સ્ટેટના રાજ્યાંતર્ગત લશ્કર શહેર તરફ પધાર્યાં લશ્કરના શ્રી સંઘનો અતિ આગ્રહ થતાં, તેઓશ્રીનો ચાતુર્માસનો અત્રેજ નિર્ણય થયો આચાર્યશ્રીની ઓજસ્વી અને સ્વર્ગીય દેશનાના પ્રવાહમાં અનેક ભવ્યાત્માઓએ સ્નાન કર્યું, અને કુટીલ મલીનતાઓ દૂર કરી પવિત્રતા મેળવી સન્માર્ગમાં યોજાઇ, સદાચારના મંત્રપાઠી બન્યા

એક પ્રસંગે સૂરિ-શેખરનું સ્વાસ્થ્ય અકસ્માત બગડયું કર્મની વિપાકનાનો ઉદય, વળીજ સહિષ્ણુતા રાખી, સમભાવે તેઓશ્રી સહન કરતા વ્યાખ્યાનપીઠ ચરિત્ર દીપકનેજ સુપ્રત થઇ ઉત્સાહી અને ઉદ્યોગી એવા તેઓશ્રી વ્યાખ્યાનોના પ્રસંગોને ઉમંગથી વધાવી લેતા.

ભાવિમાં જેઓના પ્રવચન-પ્રતાપે, વ્યાખ્યાન વાચસ્પતિનું બિરૂદ ( title ) જેઓને વરવાનું હોય, તે પુણ્ય-નિધાન મુનિવર, વ્યાખ્યાનકળા ખીલવવાની તક કેમ જતી કરે ?

ગુરૂ આજ્ઞા થતાં, ગુરૂ સેવા અને જનોપકાર સમજી, વ્યાખ્યાન આપવાનું સ્વીકાર્યું. આ અરસામાં ચરિત્રનેતાનો વ્યાકરણ, કાવ્ય, જૈન જૈનેતર ન્યાય તેમજ સૈદ્ધાંતિક તત્ત્વજ્ઞાન આદિનો અભ્યાસ ઘણો ખીલી ચૂક્યો હતો. ખીલેલું કમલ પોતાની સૌરભથી ભ્રમરગણને મસ્તાન અને અનુરાગી બનાવે છે. તેમ સુવક્તા પણ અનેક વિષયોમાં તૈયાર હોય, તો વ્યાખ્યાનકળાની અતુલ અને વિપુલ સૌરભથી હજારો શ્રોતૃ-ભમરાઓને મુગ્ધ બનાવવા સાથે ધર્માનુરાગી બનાવે છે.

ચરિત્રનેતાના વ્યાખ્યાનો નિરંતર વિવિધ તત્ત્વોને પોષતાં ચાલવા લાગ્યા. વ્યાખ્યાનોની ધૂન એવી તો જામી, કે જેના પ્રતાપે સારી સંખ્યા વ્યાખ્યાનમાં આવવા લાગી. જૈન કે જૈનેતર અખિલ વર્ગને ઘણાજ બોધક નિવડયા. વ્યાખ્યાન શ્રોતાઓ કેટલીક વખત ઈશ્વર વિષયક, કર્તૃત્વ વિષયક, આત્મ વિષયક અને મોક્ષ સંબંધિ અનેકાનેક પ્રશ્નો પુછતાં, જેનો ઉકેલ ઘણોજ સુંદર રીતિએ થતો. જેથી ઇતર વર્ગ પણ મુક્તકંઠે ગુરૂદેવની અતુલ પ્રતિભાને પ્રશંસતો અને જૈન ધર્મના સનાતન મર્મના રહસ્યો સમજી અનુરાગી બનતો. ટુંકમાં અત્રેનો માનવ સમૂહ તેઓશ્રીના મધુર પ્રવચનોને સપ્રીતિ તલસતો. સૂરિશેખરનું સ્વાસ્થ્ય તદ્દન તંદુરસ્ત બન્યું છતાંય વ્યાખ્યાન તો આપણા ચરિત્ર નાયકની વ્યાખ્યાન કળાથી ખુશ થઇ તેઓનેજ સુપરત કર્યું.

પ્રિય વાંચકગણ ! દુનિયામાં સ્વાભાવિક નિયમ છે કે, સઉ કોઇ નવીનતા દેખી તે તરફ દોરવાય ! ચરિત્રનેતા ઉગતા-વક્તા હતા. વળી નિરંતર બહોળા સાહિત્યનું અવલોકન, યુવાવસ્થાની વેગવતી શક્તિ અને સરસ્વતીજીની મહેર. એટલે કે વ્યાખ્યાનની રસ-પોષકતા અજબજ હોય ગુપ્ત-નિધાન પ્રગટ થતાં ગૃહનેતાઓ જેવો અપૂર્વ આનંદ અનુભવે

છે, તેમ ચરિત્ર–નેતાની ખીલેલી અજોડ શક્તિઓનો પરિચય કરતા, સૂરીશ્વરજી અને અન્ય મુનિગણ ઘણોજ તાજુબ થયો અને ભૂરિ ભૂરિ પ્રશંસા કરવા લાગ્યો પણ ચરિત્ર–નેતા તો વિશેષને વિશેષ નમ્ર, વિનયી, અને લઘુતાયુકત બનતા ગયા

કર્મ પ્રવાહ—

પ્રત્યેક પ્રાણીઓને મસાણની અટારી શેરીઓમા અટપટો ચાલતો કર્મપ્રવાહ ઇચ્છાથી કે અનિચ્છાથી સ્પર્શેજ છે ધીરોને, વીરોને અને જ્ઞાનીઓને પણ એ પ્રવાહનો સ્પર્શ વિલક્ષણ દશા અનુભવાવે છે એ કાનમા અને કમકમાટી ઉપજાવનાર કર્મના ચક્રમા સૌ કોઇને સંઘર્ષિત થવુ જ પડયુ છે એ કર્મચક્ર નથી પાતાલમા પેસેલાને છોડતુ, કે નથી સ્વર્ગમા મોવાયેલાને છોડતુ, નથી અવનિતલના ગુપ્ત ભાગમા સતાયલાને મૂકતુ કે નથી સૈન્યથી વીંટાળેયેલા ચક્રવર્તીને છોડતું, એતો એની અજબ લીલા સહેલાઇથી પ્રસાર્યે જાય છે હા એ પ્રવાહની ઓટમાય પણ સામે મુખે તેના મોજાઓથી ડગ્યોક બન્યા સિવાય, હામ બીડી સામો તારો તરનાર એ પ્રવાહની અમાપ શક્તિને લોપી ધ્યેય સિદ્ધ કરવા સમર્થ બને એ નિ શ ક વાત છે, બાકી વ્હેણમા તણાવુ એ સહેજ સ્વભાવ છે સમતાના શૌર્ય ભર્યા ઘોઘથીજ પુણ્ય-નિધાન આત્માઓ પ્રવાહનો પ્રતિરોધ કરી શકે છે યોગીશ્વરોના ધ્યાન પહાડો પામે પ્રતિપળ પ્રયાસ કરતા પ્રવાહને નિરૂદ્ધ થવુ પડયુ છે વિપુલમતિ મહાત્માઓને પણ જડ કર્મોએ મુઝાગે અનુભવાવ્યો છે પુદ્ગલની અનત શક્તિ છે અને એજ અનતશક્તિ અનત-શક્તિમાન ચેતનનો પરાભવ કરવા શક્તિમાન બને છે કહ્યુ છે કે "કદી ચેતન બળવાન છે કદી કરમ બળવાન, ચેતન નિજબળ વાપરે તોજ બને ભગવાન" કર્મ અને આત્મા બન્નેને અનાદિ કાળનો સબધ છે કદી ચેતન પોતાનુ પરિબળ અજમાવી કર્મને પરાસ્ત કરે છે અને કદી કર્મમૂર્તિ ચેતનને મુઝાવી પોતાની

સત્તાનો ભોગવટો કરે છે. સંસારની ભયાણુ લીલામાં કર્મ સાથે યુદ્ધ કરતો આત્મા સિંહ સ્વભાવ પ્રગટ કરે છે. અને તે સિંહનાદથી કર્મ પ્રકૃતિરૂપ મૃગલાઓ ભાગાભાગ કરે, નાડપાડે અને વનમાં છુટા છવાયા અદૃશ્ય થઈ જાય છે. કોઈ તપોનિધાન, પુણ્યનિધાન, ગુણનિધાન, જ્ઞાન નિધાન, તેજોનિધાન આત્મભાવમાં રમણ કરતા મહાત્મા ભાન ભૂલેલા ચેતનને સિંહનાદથી જગાવે, શુભધ્યાનની લય લગાવે; તોજ તે અસીમ વહેતા કર્મપ્રવાહનો સામનો કરી, શુભધ્યાન નૈયાનો આશ્રય લઈ મુક્તિકિનારાની મનોરમતા નીરખવા ભાગ્યશાલી બને છે. બન્યા છે. અને બનશે. જ્યારે અને ત્યારે એ કર્મપ્રવાહના વ્હેણમાં તણાવાનું રોધી સામનો કર્યેજ છુટકો. બાકી એ પ્રવાહમાં તણાયેજ જતાં કર્મ સત્તાનું કારમું રાજ્ય અટકવાનું નથી. કર્મની કફોડી અને કારમી કાતીલથી જગતના જીવો કેઈ દુઃખના ડુંગરોથી અને વિપત્તિઓની વાદળીઓથી ઝડપાયા. પરન્તુ આત્મિક તત્વના અન્વેષક મહાત્માઓ ઉપસર્ગોને મહોત્સવ માને છે. અણમોલ પ્રસંગ માની ભાવ મૌક્તિકથી તે દુઃખદ પ્રસંગોને સુખદ માની વધાવે છે. નથી પડી જેઓને દેહની કે ગેહની. નથી પડી જેઓને જીવનની કે મરણની, નથી પડી જેઓને કુટુંબીઓની અગર સ્નેહીઓની ચિન્તા. તેવા પૂજ્ય પરમ પુરૂષો કર્મોનો ઉદય આવતા ઉત્સાહી અને ધૈર્યશાલી બની ચિરસ્મરણીય મહર્ષિઓની હરોલમાં ગણત્રી કરાવે છે.

આપણા ચરિત્રનેતા દિનપ્રતિદિન જ્ઞાન, ધ્યાન, ક્રિયા, અનુ-ષ્ઠાનોનાઅનુભવો અને વિવિધ શિક્ષાઓથી પોતાના જીવન નિકેતનને આભૂષિત કરતા જતા હતા. ગુરૂ સેવા, ગુરૂ વચનપાલનની તીવ્ર ભાવના, ગુરૂની ધર્મઆશિષો વરવાની કામના એ આપણા ચરિત્ર નાયકના સાધ્ય મંત્રો બન્યા. હરેક પ્રવૃત્તિઓમાં એ મંત્રો સ્મરણપથમાં જડાઇ ગયા. વળી એઓશ્રી ક્ષમા બલે ક્રોધને, નમ્રતાથી ઉદ્ધતાઇને, વિનયથી અહંકારને જીતવાનું શીખ્યા. જ્ઞાન તરૂણ બનતું ગયું. જ્ઞાન કલેવરની ઓજસ્વિતા વધી. પ્રૌઢ પંડિતોને પણ તાજુબ બનાવવાની પ્રતિભા

ખીલતી ગઇ તર્ક ઉત્પન્ન કરી વક્રોક્તિવાલાઓને પણ સુયુક્તિથી પગસ્ત કરવાની આવડત અજબ રીતે કેળવી મુકુટમા રહેલો મણિ મુકુટની શોભાનો વધારો કરે છે તેમ પોતાના ગુરુદેવની નિશ્રામા રહી ગુરુ દેવનુ ગૌરવ વધારવામા, ગુરુદેવની કીર્તિને નિષ્કટક વહાવવામા અને વધારો કરવામા આપણા ચરિત્ર નાયકે કમ્મર કસી

## વ્યાખ્યાનની આજ્ઞા—

અકસ્માત્ પૂજ્યપાદ વિજયકમળ સૂરીશ્વરજી મહારાજની તબીયત બગડી અશક્તિ વધતી ગઈ, અને તેથીજ વ્યાખ્યાનાદિ કાર્યોમા અશક્ત બન્યા શિષ્યના ગૌરવમા પોતાનુ ગૌરવ માનનાર એ મહાત્માએ પોતાના લઘુ અને વિદ્વાન્ શિષ્ય મુનિશ્રી લબ્ધિવિજયજીને આજ્ઞા આપી, ગુરુઆજ્ઞાને શિરસાવદ્ય માની પ્રતિદિન વ્યાખ્યાનનુ કાર્ય પોતેજ સ્વીકાર્યું, જનતાને નવા નવા વક્તાઓને સાભળવાની ઉત્સુકતા હોય એ સ્વભાવિક છે સદ્ધર્મરક્ષક પુણ્યપ્રતિબિબ વિજયકમલસૂરીશ્વરજી મહારાજને ચરિત્ર નાયકથી બીજા અન્ય મોટા શિષ્યો વિદ્યમાન હોવા છતા વ્યાખ્યાનની આજ્ઞા ચરિત્ર નાયકનેજ કરવામા આવી ઘરમા ઘણા પુત્રો હોવા છતાં કાર્યકુશળને વ્યવહારનુ પુત્રનેજ પેઢી સુપ્રત થાય છે

આપણા ચરિત્રનાયકે ઉત્સાહથી ભવ્યઆત્માઓને તારવાના એક શુભ ઈરાદાથી લશ્કરમાં વ્યાખ્યાનની પીઠ અલકૃત કરી સિહનાદ જેવા બુલદ અને મેઘના જેવા મધુર અવાજથી સભાને અત્યત આકર્ષી, ચરિત્ર નાયકના વ્યાખ્યાનમા ભાષાની જ ગહનતા અનોન્તજ્ઞાનના પીયૂષનો છટકાવ હતો તેમને દલીલોની લહેર હતી, રોચકતા અને બોધકતાની અનોખી આત્મજ્ઞાન મૌક્તિક પ્રગટાવનાર છીપો હતી, લશ્કર ગામની અખીલ જનતા એ વ્યાખ્યાનોમા મત્રમુગ્ધ બની, વ્યાખ્યાનમાં શરૂઆતથી તે અતસુધી જનતાને પૂર્ણ રસાસ્વાદ આવતો હતો, ભિન્નોની મડળીમા ગૃહ-ઠેર સોમાઓેજ વ્યાખ્યાનની પ્રશસા વાયુવેગે પ્રસરી વ્યાખ્યાનમાં વૈરાગ્ય-પર, આત્મજ્ઞાન, મૂર્તિપૂજન, દયા ધર્મ વિગેરે ભિન્ન ભિન્ન વિષયો ચર્ચાતા

હતા. જૈનોની સાથે જૈનેતર વિબુધો પણ તત્વજ્ઞાન અને અપૂર્વ પ્રતિભાનો અનુભવ લેવા આકર્ષાયા, ચરિત્રનાયકના નેત્રોમાં વીજળી હતી, વચનોમાં મોહની હતી, અને પ્રકૃતિમાં તેજસ્વિતા તરી આવતી હતી. "**वक्ता दशसहस्रेषु**" એ કહેણી યથાર્થ અનુભવાઇ. સો આદમીના જુથમાં એકજ શૂરવીર, હજારના સમુદાયમાં એકજ પંડિત અને દશ હજારના જુથમાં કોઇકજ વક્તા મળી આવે છે.

આપણા ચરિત્ર નાયક જેવા વ્યાખ્યાનમાં પ્રવીણ હતા; તેવાજ કવિત્વ શક્તિમાં સરસ્વતી લબ્ધપ્રસાદ રૂપ હતા. અત્રે પ્રથમ વ્યાખ્યાનમાં તો મૂલથી અનેક વિષયાવગાહી બોધક પ્રવચનોની અવિરત શ્રેણી વહેતી. પણ ભાવના અધિકારમાં તો પોતેજ પ્રતિદિન સહેલાઇથી હમેશાં પચાસ પ્રમાણ શ્લોકો રચતા અને તેજ શ્લોકોને તેજ દિવસે વ્યાખ્યાન પીઠ ઉપર ઉપયોગમાં લેતા, પોતાનીજ કૃતિ અને પોતેજ વક્તા પછી વિવેચનમાં શી ખામી રહે? માર્ગનો ભોમીયો પથિક અનુભવેલા માર્ગે ચાલતા સ્ખલના નજ પામે એ સ્વભાવિક છે.

લાગલગાટ બે માસ વ્યાખ્યાનો ચાલ્યાં, વીજળીના પાવરની જેમ જનતામાં નવ ચૈતન્ય રેડાયું. હરેક ધર્મકાર્યમાં ઉત્સાહી જનતાએ અસાધારણ લાભ ઉઠાવ્યો.

વૃદ્ધ ગુરૂદેવે આવા વ્યાખ્યાનની પ્રશંસા અને જનતામાં થયેલા લાભને શ્રવણ કરી સંતોષ દર્શાવતાં કહ્યું કે જેમ રાજપુત્ર યોગ્ય બન્યા પછી તખ્તનસીન કરવામાં આવે છે તેમ તમને પણ મારા વ્યાખ્યાનનો ક્રમ હવેથી સુપરત કરવામાં આવશે.

ધન્ય હો ત્યાગમૂર્તિ સરલતાના સાગર ગુરૂદેવોને જે પોતાના લઘુ શિષ્યના ગુણ ગૌરવને પોતાનાજ ગૌરવરૂપ માને છે. નમ્રતાથી ચરિત્ર નાયકે હસ્ત જોડી આપની આજ્ઞા સદૈવ મને માન્યજ હોય એમ કહ્યું. ૧૯૬૩ નું ચાતુર્માસ ગુરૂદેવની છત્રછાયામાં લશ્કર મુકામે કર્યું, અનેક

પ્રકારની ધર્મપ્રભાવના થવા ઉપરાંત જૈનેતરોમા પણ જૈનધર્મની પ્રભા પડી, લોકોત્તર જૈનધર્મ ઇતરધર્મથી અધિકતર મેય, માન્ય અને ઉપાસ્ય છે એમ જૈનેતરો બોલતા થયા, પૂણ્યમૂર્તિના પાદપદ્મ જ્યા સ્પર્શે ત્યા મગળ વર્તે

અધારામા અફડાતા જનવૃન્દને દીપક જેમ ગહદર્શક બને છે તેમ અટપટા સસારરૂપી અટવીના માર્ગમા મુઝાતાને સદ્ગુરુ પણ સન્માર્ગ દર્શક નીવડે છે

એકવાર સુન્દર રસવતી જમેલો પણ બીજે દિવસે ભૂખ્યો થાય છે, ને ભોજનપ્રતિ તે આકર્ષાય છે ખૂબ જલથી સિચેલ કુમળો વનસ્પતિનો છોડ બીજા દિવસે જળસિચનની અપેક્ષા ધરાવે છે, જળસિચન સિવાય તે કરમાઈ જાય છે તેમ સદ્ગુરુઓની દેશનાથી ધર્મમા મજબૂત બનેલો પણ જનવૃન્દ અમુક વર્ષ ગુરુઉપદેશનો વિરહ પડતા ધર્મ અનુષ્ઠાનોમા શિથિલ બને છે આવશ્યક ક્રિયાઓની અભિરુચી ઓછી થતી જાય છે ખેતી ખેડી તેમા ખાતર નાખી ઘણીજ મહેનતથી બીજ બોયુ હોય, વૃદ્ધિ થતા બીજો છોડરૂપ બન્યા હોય, ફુલ પણ લાગ્યા હોય, છતાયે ફલ ન બન્યા હોય ત્યાસુધી જરૂર જળસિચનની અસાધારણ જરૂર રહે છે, કૃષિવલ ઉંચી નજરે વાદળાનો ઘેરાવો અને વૃષ્ટિની અભિલાષા રાખેજ **"सत् सगाद् भवति गुणैर्हीनमपि महता गुणाना गृहम्".**

પંજાબમા એક સમય એવો હતો કે મિથ્યાત્વ અધકારની ઓટમા જૈનજનતા ઝ પલાઇ હતી, દુરાગ્રહી સ્થાનકપથીઓના પ્રપચી કુમાર્ગના પ્રચારમા અજ્ઞાનઇ ઉન્માર્ગમાં સવેગ દોડતી હતી, ઉન્માર્ગ ગામીઓની વિશેષ છાયાના યોગે મિથ્યાત્વની અસર અત્રેની જનતાના રોમેરોમમા ઓતપ્રોત થઇ હતી

પુર્ણ્ પુણ્યના પ્રભાવે આખાય પંજાબ દેશમા અનેક ભવ્યાત્માઓને સન્માર્ગે યોજનાર, કેવળ સત્યનાજ અન્વેષક દિવ્ય પ્રભાવી વિજયા-

નંદસૂરિજી ( આત્મારામજી ) મહારાજ તેઓ આસન્ન ૩૦ પુરૂષ જન્મ્યા. ભિક્ષાચર બન્યા. હજારો સ્રી પુરૂષોને વીતરાગ પ્રણીત માર્ગના અભિરક્ત ભક્ત બનાવ્યા. અનેકોની હૃદય ભૂમિકામાં ધર્મનાં બીજ વાવ્યાં. એ મહાપુરૂષે દેશના જળથી તે ધર્મ વનરાજીને ઘણીજ નવપલ્લવિત બનાવી. પુણ્યનિધાન અસાધારણ તેજસ્વી પ્રાતઃ સ્મરણીય આચાર્યદેવ કમળસૂરિજી મહારાજનું ચાતુર્માસ ગ્વાલીઅર સ્ટેટના લશ્કર ગામમાં હતું. પંજાબના આગેવાનો આચાર્યદેવેશના દર્શનાર્થે અને ત્યાંની વનરાજિને નવપલ્લવિત બનાવવા વિનતિ માટે આવી પહોંચ્યા. આ વખતે આચાર્યશ્રીનું શારીરિક સ્વાસ્થ્ય અનુકૂલ થઈ ગયું હતું. મેઘની રાહ જોતાં મયૂરો મેઘ ધારા વર્ષતાં કલ્લોલ કરતાં ગુલ્તાન બને છે. ભૂખ્યાને મનોભિલષિત ખોરાક મળતાં કૃશતા ત્યાગી પુષ્ટાંગ બને છે. હંમેશના તૃષાતુર ચાતક પક્ષીઓ જલવૃષ્ટિથી સંતોષ પામે છે. તેમ આપશ્રીના દર્શનથી હમોને ઘણોજ આનંદ થયો છે. નમ્રતાથી અને વિનય ભરેલી વાણીથી ગુરૂદેવને વિનવતો પંજાબી વર્ગ કહેવાને પ્રેરાયો.

હે જનતારક કૃપાલુ દયાસિંધો, આપ પંજાબ દેશની પરિસ્થિતિના પૂર્ણાંશે જ્ઞાતા છો. પંજાબમાં ધર્મના અનેક પંથો, મતો અને માર્ગો જળ વેગે સત્તા જમાવી રહ્યા છે મિથ્યાત્વની વેલો ખૂબજ જોર પ્રસારે છે. ઘણાઓને મૂર્છાગત બનાવ્યા છે. કેટલાક અર્ધદગ્ધો તેમાં ઝંપલાવવા તૈયાર થયા છે. પંજાબ આપનું ક્ષેત્ર છે. આપ જેવા કૃપાનિધાન હોવા છતાં પંજાબની આ દુઃખદ દશા શી રીતે સહન થાય? આપના દિવ્ય દર્શનને, આત્મ તત્વ દર્શક વ્યાખ્યાન પ્રવાહોને અને આપના પરિવારમાં નવા બનેલ વિદ્વાન્. અને બુદ્ધિનિધાન ત્યાગ પ્રતિમૂર્તિના મુનિ મંડળના પરિચય માટે અહર્નિશ પંજાબ ઝંખે છે. આપ પંજાબની નજીકમાં છો. વળી આપશ્રી પ્રતિદિન વૃદ્ધ બનતા જાઓ છો એટલે હમારી વિનંતિને માન આપી જય બોલાવી હમારી આશાને સફળ કરો. પૂજ્ય આચાર્ય દેવેશે જવાબ વાળતા જણાવ્યું કે મહાનુભાવો

ખીલેલી વાદવિવાદની શક્તિ જોઇ મને એમ થાય છે કે હું અવસર મલે તમારી પાસે ન્યાય સાંભળવા ઇચ્છું છું. બહુલ વ્યવસાયના કારણે તેઓ ન્યાય સાંભળવાનો અવસર મેળવી શકયા ન હતા.

વાંચકવર્ગ ? આ ઉલ્લેખનું પ્રયોજન અત્રે એટલુંજ છે કે મુનિરાજ શ્રીમદ્ વલ્લભવિજયજીને પણ તેઓની પાસે ન્યાય સાંભલવાનું અને તેમની બુદ્ધિમત્તાની પ્રશંસા કરવાના મનોરથો થયા. ન્યાય જેવા કર્કશ વિષયમાં બહુજ અલ્પ સંખ્યામાં મુનિવરો પ્રયત્ન કરતા, પણ આપણા ચરિત્રનેતાએ તો અખંડ ઉત્સાહથી ન્યાયનું પગથીયું ચઢવાનું કાર્ય પ્રારંભ્યુ. ચરિત્રનેતાની પાસે પ્રારંભિક ન્યાયના ગ્રન્થોનો અભ્યાસ કેટલાક મુનિવરો કરતા, પોતે એવી સુંદર શૈલીથી સમજાવતા કે અલ્પમતિ ન્યાયના અભ્યાસકો ખુશીથી પ્રગતિ કરી શકતા હતા.

સ્યાદ્વાદમંજરી, પ્રમાણમીમાંસા, ન્યાયદીપિકા, જૈન તર્ક પરિભાષા, રત્નાકરઅવતારિકા, જૈનન્યાયાવલોક અને સ્યાદ્વાદ રત્નાકર આદિ નાના મોટાં જૈન ન્યાય ગ્રન્થો પણ સુક્ષ્મદષ્ટિએ પોતે નીહાળ્યા હતા. શ્રમ અને બુદ્ધિ સુગુણી અને શાસ્ત્રોની સંપ્રાપ્તિ વિગેરે સંયોગો મળ્યા પછી કયું શાસ્ત્ર તેના અર્થીને અદશ્ય રહે. ટુંકમાં ન્યાયના અભ્યાસમાં ઘણા ખંતથી કુચ કરી પંડિતોની હરોલમાં આવ્યા, ન્યાયના વિવિધ વિષયો પરિસ્ફોટ કરનારા સરળ સંસ્કૃત ભાષામાં ન્યાયના ગ્રન્થો લખવા દીલ દોરાયું પણ પંજાબની પંડિત જનતાનો આગ્રહ થયો કે, આપ ઉર્દૂ અગર હિંદિભાષામાં અનેક યુક્તિ પ્રયુક્તિથી ભરપુર નાના વિષયોને સ્પર્શ કરતા ગ્રન્થો લખો જેથી આ ક્ષેત્રની જનતાને અનાયાસે અલભ્ય લાભ મળે. આ ઉચિત વિનતિને ધ્યાનમાં લઈ ઉર્દૂ અને હિંદિભાષામાં પુસ્તક લખવાનો નિર્ણય કર્યો. ધન્ય હો એ મહર્ષિની અજબ સરલતાને અને મહત્વકાંક્ષાને, તેઓશ્રીના ઉપકાર નીચે દબાયેલી ઋણી જનતા એ મહાત્માના ચરણ કમલમાં કેમ ન ઝુકે ?

# પ્રકરણ ૧૩ મું.

દરેક ધર્મના અનુયાયીઓ, ધર્મ વિષયક, મૂર્તિપૂજા, જગતકર્તા, અહિંસા વિગેરે નાના વિષયો ઉપર વાદ કરવા આવતા કૃપાલુ આચાર્યદેવ, તે આગન્તુકોની સાથે વાદવિવાદ કરી સંતોષિત કરવાની અણમોલ તક આપણા ચરિત્રનેતાનેજ આપતા મહારાજશ્રી સરસ રીતે પોતાની પ્રતિભા અને વાદ દક્ષતાથી, વાદિઓના ઉત્પન્ન કરેલા તર્ક તરંગોને નિરસ્ત કરતા, સચોટ ઉત્તરો સાભળી વાદીઓ પણ ઘડીભર સ્તબ્ધ થતા, અને સરળ આત્માઓ નમ્રતાપૂર્વક જણાવતા કે, આપ જેવા વિદ્વાન્ મહાત્મા સન્મુખ હમારા જેવાનું શું ગજું ?

આવા અનેક પ્રસંગોને અનુભવતા, જ્યા ત્યા વાદિ પરિષદમા

આપણા ચરિત્રનેતાનો વિજય જોતાં, સૂરિશેખર તથા અન્ય મુનિવરો મુનિરાજ શ્રી લબ્ધિવિજયજી મહારાજને "વાદિઘટમુદ્‌ગરના" ઉપનામથી બોલાવતા. ગુણીઓના પ્રાપ્ત ગુણોની વિશેષ ખીલવટ ગુણ ગ્રાહક ગુરૂ દેવો તથા ગુણાનુરાગી સહચારી મુનિમંડળના ઉપર આધાર રાખે છે. અને સહચારીઓ ઇર્ષાલુ પ્રકૃતિ અને દ્વેષવાલા હોયતો ગુણી પોતાના ગુણોની ખીલવટ કરતાં સંકોચાય છે.

ગુજરાનવાલાનું ચાતુર્માસ ધર્મ પ્રભાવનાની સાથે પસાર થતાં, ત્યાંથી વિહાર કરી નારોવાલ પધાર્યા.

## દીક્ષા યાચના—

સંસારની અસારતાથી કંટાળેલા, હૃદયમાં વૈરાગ્ય ભાવથી વાસિત બનેલા, ક્ષણમાત્ર પણ સંસારનો સહવાસ ઇચ્છતા નથી. ભલે ધનવાન હોય કે કંગાળ હોય, બળવાન હોય કે નિર્બળ હોય, વૈરાગ્યવંતોને સંસાર ઉપર સરખોજ કંટાળો હોય છે. દુર્ગન્ધીના સ્થાનમાં સારા માણસને ક્ષણભરનો પણ નિવાસ અત્યંત આકુલ વ્યાકુલ બનાવે છે. વિરક્ત આત્માઓ સત્વર સદ્‌ગુરૂની સેવામાં સારમય સ્વજીવનને સમર્પી કૃતાર્થ થવા ઉત્કંઠા ધરાવે એ સ્વભાવિક છે. વૈરાગ્ય ભાવમાં ઝુલતા ઉમેદચંદ નામના એક ભવ્યાત્મા ગુજરાતના રહીશ પોતાની સોલ વર્ષની ઉમરે સંસારથી વિરક્ત બન્યા હતા. આત્માને એકાંતે સુખ આપનારી, સ્વપર કલ્યાણ સાધનારી શ્રીમતી ભાગવતી પ્રવજ્યા અંગીકાર કરવા ઉત્સુક બની પ્રૌઢ પ્રતાપી શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજની પાસે આવી વિનંતિ કરવા લાગ્યા કે હે જગદ્‌ગુરૂ ! આ અગાધ સંસાર સમુદ્રમાં ડગમગતી અનેક તનમાત્રાના ખડકોમાં અથડાતી મારી જીવન નૌકાને પાર ઉતારો ! આપ જેવા સમર્થોની નિશ્રામાંજ હમારા જેવા પામરોનો ઉદ્ધાર છે. ગુરૂદેવ આવી ધર્મવર્ધક વિનંતિ સાંભળી, કહેવા લાગ્યા કે, હે મહાનુભાવ ! આવી સુંદર ભાવનાને અવિલંબે સફળ કરવી. જે સમયે સુંદર ભાવના પ્રગટ થાય તેજ સમયે અમલમાં મૂકવા

પ્રયત્ન કરવો જોઇએ. ક્ષણનો ભરોસો નથી, જીવન અસ્થિર છે, ભાવનાના રંગો પરિવર્તનશીલ છે, જેમ ઇન્દ્રજાળના ખેલો ક્ષણમા નાશ પામે છે, વિજળીના ચમકારા અલ્પ સમય માટે જ પ્રકાશ કરનારા હોય છે, તેમ સ્વજનો, લક્ષ્મી, મહેલાતો, માન, મમત્વ, સન્માન વૈભવો ક્ષણમા નાશ થવા વાલા છે! આવા ક્ષણિક પદાર્થોમા કયો સુજ્ઞ પુરૂષ વિશ્વાસ રાખે?

**દીક્ષા પ્રદાન—**

એક તો દુધ અને તેમા સાકર ભળી એટલે પૂછવુજ શુ? ધર્મવીર ઉમેદચદભાઇ સસારથી વિરક્ત તો હતાજ અને તે વિરક્ત આત્મા ઉપર ગુરૂ ઉપદેશનો ઓપ ચઢયો એટલે વૈરાગ્યની દૃઢ ભાવનામા શી કમીના રહે? આચાર્ય પુગવે તે આત્માને સમહોત્સવ મોટી મેદિની સમક્ષ સુમૂહૂર્તે પ્રવ્રજ્યા પ્રદાન કરી તેમનુ નામ મુનિ શ્રી ગભીરવિજયજી રાખી તેમને આપણા ચરિત્રનાયક શ્રીમદ્ લબ્ધિવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા આ દીક્ષાના પ્રસગે પ જાબીઓના હૃદયમા ધર્મપ્રેમ ઉછળી રહ્યો હતો, અને સૌ કોઇએ દીક્ષાના મહોત્સવમાં શાસનપ્રભાવના કરવામા સારો ફાળો આપ્યો યોગ્ય કાર્યમા ધર્મી આત્માઓને પ્રમાદ તથા વિરોધ હોતોજ નથી

ત્યાથી પૂ આચાર્યશ્રીની આજ્ઞાથી ચરિત્રનેતા પોતાના શિષ્ય સાથે સસ્વાગત જીરામા પધાર્યા જીરા નિવાસી શ્રોતૃવૃન્દ ઘણોજ તત્ત્વજ્ઞાનનો સમજવાવાલો છે પૂ વિજયાનદસૂરિજી મહારાજ પણ અહીના શ્રાવકગણને વિશેષાવશ્યકમાનો ગણધરવાદ યુક્તિપ્રયુક્તિ સાથે સભળાવતા ચરિત્રનેતાની પાસે પણ તેઓએ વ્યાખ્યાનગ્રન્થતરીકે વિવિધપ્રકારના મતમતાતરોને નિરસન કરતો ન્યાયનો "સ્યાદ્વાદમજરી" નામક ગ્રન્થ શરૂ કરાવ્યો અને ઘણીજ એકાગ્રતાથી સાભળ્યો આ જીરાગામને, શ્રીમદ્ વિજયાનન્દસૂરિજી મહારાજના પછી ન્યાયનો અપૂર્વ ગ્રન્થ અનેક પ્રયુક્તિદ્વારા સારરીતે સભળાવનાર વિદ્વાનવક્તાનો આ પ્રથમજ સયોગ હતો.

અત્રેનો શ્રાવકવૃન્દ આ ગ્રન્થ સાંભળી મુક્તકંઠે બોલતો કે, પંજાબ ઉદ્ધારક આત્મારામજી મહારાજનું નામ દીપાવનાર ભાવિમાં આ મહારાજ અસાધારણ વ્યક્તિ નીવડશે. ટુંક પર્યાયમાં પણ આટલી ઉચ્ચકક્ષાએ પહોંચ્યા તો પછી આગળ મહાન્ ધર્મરક્ષક બનશે એવી આશા કેમ ન બંધાય?

જીરાના શ્રાવકવર્ગને અવસર પામી ઉપકારી ચરિત્રનેતાએ કહ્યું, કે, અહીં તમો ધર્મવિષયક જાહેરભાષણ રખાવો જેથી જૈનેતર વર્ગમાં પણ જૈન ધર્મની મહત્તા વધે.

## મહત્ત્વનો પ્રશ્ન—

અત્રેના પંચમાં આ એક મહત્ત્વનો પ્રશ્ન ઉભો થયો. સહુ કોઇ ઉંડા વિચારમાં પડ્યા. એક વૃદ્ધ અનુભવી શ્રાવકે જણાવ્યું કે, આપ જે જાહેર ભાષણની વાત કરો છો પણ તે અત્રે બનવું અશક્ય લાગે છે. કારણકે કોઇપિણ દિવસે કોઇપિણ જૈન વિદ્વાન્નું જાહેર ભાષણ થયુંજ નથી. લેકચર આપવાની પ્રથા અહીં છેજ નહિ. બાપજી! આતો પંજાબ દેશ અત્રેની ઝનુની જનતા અને તે વળી ઉશ્કેરાય તો નકામા ઝઘડામાં ઉતરવું પડે માટે મોકુફ રાખવું એજ શ્રેષ્ઠ છે. આ વાત સાંભળી મહારાજશ્રીએ જણાવ્યું કે તમો આવી વેવલી વાતો કરી ડરશો તો જૈન ધર્મની મહત્તા સમજાવી દુનિયાને સદ્માર્ગે શીરીતે વાળી શકાશે? ચરિત્રનેતા પણ આવી વાતોથી ડરી જઈ પોતાનો દૃઢ નિર્ણય મન્દ પાડે એમ ન હતા. પોતાના હૃદયમાં અન્યને સમજાવવાની શક્તિની પૂર્ણ ખાતરી હતી. મહારાજજીએ ત્યાંની પ્રજાને કેટલીક યુક્તિ પ્રયુક્તિ આપી સમજાવ્યા. એટલે તેઓના હૃદયમાં એ વાત બરોબર જચી જવાથી જાહેર લેકચર માટેની યોજના કરવામાં કમ્મર કસી.

## પહેલું વ્યાખ્યાન—

એક ભવ્ય ચોકમાં તૈયાર કરેલી વ્યાખ્યાનની સીટ ઉપર મહારાજ

પૂજ્ય લબ્ધિવિજયજી મહારાજ



( સં. ૧૯૬૬ માં જીરામાં લેવાયેલો ફોટો ).

બી. પી, પ્રેસ–પાલીતાણા.

શ્રી નિર્ણીત સમયે પધાર્યા પ્રથમથીજ જાહેર ભાષણના સમાચાર આખા શહેરમા વિદિત થયેલા હોવાથી મેટો જૈન જૈનેતરો મહાત્મા-શ્રીનુ જૈન પ્રવચન સાભળવા અગાઉથી એકત્ર થઈ ગયા હતા ચરિત્ર નેતાએ મગલાચરણ કરી બુલદ અવાજથી વિવિધ વિષયો ઉપર ધર્મ બોધક વ્યાખ્યાન અર્પ્યું, જેના પરિણામે ઘણા જૈનેતરો જૈનધર્મની અને જૈન મુનિઓની ભૂરી ભૂરી પ્રશસા કરી યથાશક્તિ સુપ્રતિજ્ઞાઓ સ્વીકારી ભરૂચ શહેરમા જૈન મહાત્માનુ આવુ વિદ્વતા ભર્યું પહેલુજ વ્યાખ્યાન હોવાથી અખિલ શ્રોતૃવૃન્દને અપૂર્વ આનદ રસ ઉલટ્યો, જે જૈન બધુઓ ભાષણનો વિરોધ કરતા હતા તેઓએ પણ ઘણા ખુશ થઇ કહ્યુ કે આપના ભાષણની છટા અને મુખાકૃતિનુ ઓજસ અને શાતિ એવા અજબ હતા, કે, સૌએ શાત રહી આ અણધાર્યો લાભ ઉઠાવ્યો, જ્યારે જ્યારે આપ જેવા વિદ્વાન્ મહાત્મા પધારશે ત્યારે ત્યારે જાહેર લેકચરોનો લાભ ઇતર પ્રજાને લેવડાવીશુ આપના ,હમો સદાને માટે ઋણી છીએ વિગેરે ઘણી પ્રશસા કરી

## વિનતિ—

ત્યાથી વિહાર કરી ચરિત્રનેતા પટી શહેર પધાર્યા, જ્યા સૂરિશેખર પ્રથમથીજ પધારેલા હતા ગુરુ દર્શન થતા વચનાતીત હર્ષ થયો વ્યાખ્યાન ચર્ચા આદિનો વિષય ચરિત્રનેતાનેજ સમર્પણ કરવામા આવ્યો અત્રેની જૈન જનતા ઉત્સાહ પૂર્વક લાભ લેતી હતી કસુર શહેરમાં પરસ્પર જ્ઞાતિના કુસપને લીધે મદિર અને મૂર્તિની આશાત-નાનો પાર નહોતો કુસપ દૂર થાય અને નવીન મદિરની આવશ્યકતા પાર પડે એ હેતુથી ત્યાના આગેવાન ગૃહસ્થો પૂ સૂરિશેખરને વિજ્ઞપ્તિ કરવા આવ્યા હતા, ઘણા મુનિરાજો અત્રે આવી ગયા, પણ સપ થતો નથી, માટે આપ શ્રી પધારો અગર આપ ન આવી શકો તો આપના વિદ્વાન્ શીષ્ય મુનિરાજ શ્રીમદ્ લબ્ધિવિજયજીને આજ્ઞા ફરમાવો,

પૂ. આચાર્ય મહારાજશ્રીએ લાભાલાભ દેખી આજ્ઞા કરતાં તરતજ તે આજ્ઞાને ચરિત્રનેતાએ શીરોદ્ધાર્ય કરી કસુર પધાર્યા.

પ્રતિદિન અસરકારક વ્યાખ્યાનો ચાલતા, એવીતો ઉંડી અસર થઈ કે કુસંપના કડવા વેલાથી થયેલી કસુર ( Mistake ) સૌને માલમ પડી. પરસ્પરનો કુસંપ વિખેરાઇ ગયો અને ઐકય ભાવની શૃંખલા જામી, ઉપદેશદ્વારા એક મોટી ટીપ કરવામાં આવી, જેમાં સખી ગૃહસ્થોએ પોતાનો ઉદાર હાથ લંબાવ્યો. મંદિરનું કામ તુરતજ શરૂ કરવામાં આવ્યું, ચરિત્રનેતા અહીં એક માસકલ્પ કરી વિહાર કરવા તૈયારી કરી, આ વાતની સંઘને જાણ થતાં સૌએ એકત્રિત થઈ ચોમાસા માટે વિજ્ઞપ્તિ કરી અને જણાવ્યું કે, આપના અભાવમાં મંદિરનું કાર્ય કદાચ અટકી જવાની સંભાવના છે. માટે આપનું ચાતુર્માસ અત્રેજ થવું જોઇએ, ચરિત્ર નેતાએ જણાવ્યું કે–તમોને લાભ થતો હોય તો મને રહેવામાં બીલકુલ વાંધો નથી, પણ તારક ગુરૂદેવની આજ્ઞા જોઇએ, ઉત્સાહી શ્રાવકવર્ગ સૂરિજી મહારાજ પાસે જઇ આજ્ઞા પત્રિકા લાવ્યો સં. ૧૯૬૫ નું ચાતુર્માસ મંજુર કરી ત્યાંથી નજીકમાં આવેલ બઘીયાણા ગામમાં પધાર્યા, ત્યાં જૈનોના થોડા ઘર હોવાથી ૨૫ થી ૩૦ જૈનો વ્યાખ્યાનમાં આવતા પરન્તુ જૈનેતરો વિશાળ સંખ્યામાં ભાગ લેતા હતા, ત્યાં પણ ચરિત્ર નેતાના ઉપદેશની અજબ છાપ પડી, અવર નવર જાહેર ભાષણો પણ થયા. જ્યાં મુસલમાનોએ મચ્છીમારોએ અને કુંભારોએ તા જીંદગી મદ્યપાન માંસાહાર નહિ કરવાની પ્રતિજ્ઞાઓ લીધી હતી. ત્યાંથી સસત્કાર ચરિત્રનેતા કસુર પધાર્યા.

પોતાના ગુરૂદેવથી પૃથક્ ચોમાસુ પ્રથમજ હોઇ જરૂર ગુરૂદેવનો વિરહ હૃદયમાં સાલતો તો હતોજ. જો કે પોતે ગુરૂનિશ્રામાં રહી ગુરૂની સપ્રેમ સુશ્રૂષાથી સમસ્ત અનુભવો અને હિતશિક્ષાઓ, વ્યાખ્યાનકળાની અપૂર્વ નિપુણતા મેળવી હતી. પણ કૃતજ્ઞશિષ્યના હૃદયપટ ઉપરથી ઉપકારી ગુરૂદેવનું સ્મરણ કેમ ખસે? કસુરમાં વ્યાખ્યાનનો ઠાઠ ખૂબજ

જામ્યો વ્યાખ્યાનની ઝમકથી જનતાનો જમાવ, પ્રીતિ અને આકર્ષણ ખૂબ રહ્યુ જૈનો ઉપરાંત જૈનેતરો પણ અખડ ઉત્સાહથી લાભ લેતા અને અનેક પ્રકારની શકાઓનુ સમાધાન કરી નિ શલ્ય બનતા અહીંયા પણ શ્રાવકોની અલ્પ સખ્યા હતી પરન્તુ વ્યાખ્યાન સમયે મોહોમેડન (મુસલમાન) આર્ય સમાજીઓ સિવાય અન્ય જૈનેતરો સેકડોની સખ્યામા હાજર રહેતા, એ ચરિત્રનેતાની અપૂર્વ ત્સપોપકતા અને પ્રતિભાની પ્રભા હતી

એક દિવસ જાહેરભાષણમા પૂ૦ ચરિત્રનેતાએ જૈન ધર્મની પ્રાચીનતા, મહત્તા અને સ્યાદ્વાદ શૈલી વિગેરે અપૂર્વ સિદ્ધાતો યુક્તિ પ્રયુક્તિપૂર્વક સિદ્ધ કર્યા અસર્વજ્ઞ કથિત શાસ્ત્રોમા પોતાની મતિ કલ્પનાથી અગડ બગડ ભરડયુ હોય, જેના સિદ્ધાતો પૂર્વાપર બાધિત હોય એ આદર્શશાસ્ત્ર નહિ કહી શકાય એમ પણ સાબીત કર્યુ

ઉપર્યુક્ત પ્રવચન સમયે જીજ્ઞાસુવૃત્તિથી આવેલ વૈષ્ણવીય ધર્માનુયાયીઓ, વેદાનુયાયીઓ, અને આર્યસમાજીઓ આદિ જૈનેતરો પણ મોટી સખ્યામા હાજર હતા મહારાજશ્રીએ વેદોની સ્મૃતિઓ દ્વારા તેમજ અન્ય શાસ્ત્રોના પાઠોની હારમાળાવી, જૈનધર્મની પ્રાચીનતા અને મહત્તા એવી રીતે સાબીત કરી કે, જેવી કોઈ પણ વિધર્મી વ્યકિત મહારાજશ્રીના પ્રતિપાદિત વિષયને ખોટો પાડવા સમર્થ ન થઈ શકી જૈનધર્મની પ્રાચીનતા સાબીત કરવામા જૈનેતર શાસ્ત્રોનો જ ઉપયોગ કરવાથી પોતપોતાના મનમા સૌ કોઈ મુઝાવા લાગ્યા, પરતુ સત્ય વસ્તુ આગળ કોનો હોસલો હતો કે, મહારાજશ્રીના સન્મુખ બોલી શકે

આ સભામા આર્યસમાજીઓનો પણ મોટો ભાગ હતો, પોતાના મતનુ નિરસન ભલે યુક્તિયુક્ત હોય છતા પણ આર્યસમાજીઓ જનથીજ સહન કરવાની પ્રકૃતિવાળા તો નથીજ પોતાનો મત સત્ય છે, એમ સાબીત કરવાના અશક્ત હોવા છતા તોફાન કરી સત્યવસ્તુને દૌન કરવાનુ બાકી રાખતા નથી એક ઉનાદત્ત નામના આર્યસમા-

જીષ્ટભાઇએ, હૃદયનો ઉભરો કાઢવા તુટી ફુટી પણ પ્રશ્ન પરંપરા ચલાવી, મહારાજશ્રીએ પણ તેના દરેક પ્રશ્નોના શાંતપ્રકૃતિથી યુક્તિ પુરસ્સર જંવાબ આપી, પ્રશ્નોની પરંપરાને પરાસ્ત કરી. પ્રવચન સમયે ચરિત્રનેતાનો આકર્ષક ચહેરો, બુલંદ અવાજ પ્રેક્ષકોને ખેંચતો હતો. હજારો મનુષ્યોની સભામાં લગભગ ત્રણ ત્રણ કલાકની સતત્ ધારાબંધ દેશના દ્વારા જૈનધર્મની મહત્તાને અપ્રમત્તપણે સમજાવતા તે મહાત્માને અને તેમની ધર્મધગશને હમારા ભૂરિ ભૂરિ વંદન હો.

ચરિત્રનેતાનું ધર્મ જોમ અમાપ હતું. તે ઉપરની વાતથી સમજી શકીએ છીએ. નિર્ભીકતાથી જૈનધર્મના વિબુધ પંચાનનો પોતાનું કર્તવ્ય સમજી પ્રાણની પરવા રાખ્યા વિના સાચા સિદ્ધાંતને પ્રચાર્યે જાય છે. રણસંગ્રામમાં પ્રતિપંથીઓના બલી સૈનીકો જોઈ, સૈન્યનો અપ્સર જેમ ઝનુની બની અમાપ હામ ભીડે છે, તેમ વાદ યુદ્ધમાં પણ ચરિત્રનેતા વાદિની યુક્તિરૂપી તીરોને અજબ પ્રયુકિતરૂપી ઢાલથી તેને હટાવી પોતાના સદ્યુકિતઓ રૂપી તીરો પ્રતિવાદીના વજ્રભેદી હૃદયમાં જમાવતા અને જયપતાકા ફરકાવતા. લેકચરના અંતમાં અખિલજનતા ઘણીજ ખુશ થઈ. મિષ્ટાન્નનું જમણ અજીર્ણના રોગીને જેમ અપ્રિય થઇ પડે તેમ આજનું લેકચર આર્યસમાજીષ્ટોને અગમ્ય વ્યથા ઉત્પન્ન કરનારૂં થયું, અને તેથી તે લોકો વેદના વિરોધી નાસ્તિકો છે. વિગેરે ગપગોળા હાંકી નિંદા કરવા લાગ્યા. એક દિવસ ચરિત્રનેતાને અત્રેના સંઘે નમ્રભાવે જણાવ્યું કે અત્રે જૈનોના અલ્પ અને આર્યસમાજીષ્ટોના ગૃહો ઘણાં છે, માટે ધર્મ પ્રભાવનામાં સ્ખલના પહોંચાડી વિમાસણમાં ઉતારશે, માટે આપ આ તકલીફ શા માટે ઉપાડો છો? મહારાજશ્રીએ જણાવ્યું કે મહાનુભાવ? પ્રાચીનકાળમાં પૂર્વાચાર્યોએ રાજસભામાં જઇ વાદવિવાદ કરી જૈનધર્મના સિદ્ધાંતની મહત્તા સાચવવા પ્રાણ પણ જોખમમાં મૂકયા છે. તો પછી તેમને ચીલે ચાલી યથાશકિત તકલીફ વેઠવી પડે તેથી ડરી જવાની જરૂર નથી. એક દિવસ પ્રાણનો નાશ

તો છે, તો પછી તે પ્રાણનો ધર્મના પ્રચાર માટે નાશ થતો હોય તો તેના જેવી બીજી ધન્ય પળ કઈ! અને તેના જેવુ બીજુ અહોભાગ્ય કયુ?

વળી વિશેષ ખુશીની વાત તો એ હતી, કે, જાહેર ભાષણોદ્વારા ઘણા જૈનેતરો ગુણાનુરાગી બન્યા હતા જાહેરભાષણોની પ્રચારણા કરવામા ખાસ માસિક ત્રણસોના પગારદાર ક્ષત્રિયજાતિના ઉત્સાહી યુવક હતા, તેઓ જૈનધર્મમા કેવી રીતે જોડાયા તે સહેજ વિચારીએ, ઉપાશ્રય નજીકથી જતા એક દિવસ ચરિત્રનેતાનો મધુર અને બુલ દ સ્વર સાભળી વ્યાખ્યાનમા અદર આવી વ દન અને વ્યાખ્યાન શ્રવણની સુ દર તક લીધી તે દિવસે તેમને એવો અપૂર્વ રસ જામ્યો, કે, હમેશ વ્યાખ્યાનનો અને જાહેરભાષણની પ્રચારણાનો લાભ લેતા, ઘણા મુસલમાનો પણ માંસાહારનો ત્યાગ કરી મહાત્મા પ્રત્યે બહુમાનવાળા બન્યા હતા

સમાજીસ્ટોનુ એક મ ડળ મહારાજશ્રીને હેરાન કરવાના ઇરાદાથી બપોરના ટાઇમે મહારાજશ્રી પાસે આવી વાકાટેડા પ્રશ્નો કરવા લાગ્યા, ઉન્મત્તોની માફક જેમ તેમ બોલવા લાગ્યા ગુરૂદેવે એમના તમામ પ્રશ્નોના જડબાતોડ જવાબથી તેમને પરાસ્ત કર્યા, આખુ મ ડળ સ્તબ્ધ બન્યુ ત્યારે એક મ ડળના અધિષ્ઠાતાએ જણાવ્યુ કે આપ વિદ્વાન છો એતો જાણ્યુ, પણ આજેજ તાર મૂકીને લાહોરથી હમારા વિદ્વાન પ ડિતને બોલાવી પરધર્મને ખ ડન કરવાનુ પુર હમણાજ ઉતારી દઇએ છીએ. આપે હમારા ધર્મનુ ખ ડન કરી હમારી નાલેશી (insult) કરી છે, પણ આપની સાથે તૈયાર રહેજો

અજ્ઞાનીઓ જેમ તેમ બકે તેની મહાત્માઓ પરવા રાખતા નથી, મહારાજશ્રીએ જણાવ્યુ કે હુ સર્વથા તૈયાર છુ, પર તુ વાદ બદલે વિતડાવાદ ન હોવો જોઇએ, જિજ્ઞાસુઓની સાથે વાદવિવાદ કરવા ચોવીસે કલાક તૈયાર છીએ બાકી અર્ધ દગ્ધની સાથે વિખવાદ સિવાય બીજુ કાંઇ પરિણામ આવે નહિ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ,

(Pride goes before destruction) એ કહેવત અત્રે ચરિતાર્થ થાય છે. કેમકે સમાજીષ્ટો જો શાંત બેઠા હોત તો હજુ કાંઇ બગડયું ન હતું, પણ તેઓને ઘમંડ હતો, કે, હમારા પંડિત આવી આ મહાત્માને જરૂર હરાવશે. તુરતજ લાહોરથી તારદ્વારા વિદ્વાનોને નોતર્યા માનો કે પોતાની હારને નોતરી હતી, આર્યપંડિતો આવી એકદમ ઉપાશ્રયમાં આવ્યા. મહારાજશ્રી સાથે કલાકો સુધી સંસ્કૃતમાં વાતચીત થઈ. અનેક પ્રમાણપર પ્રમાણો અપાયા, એટલે તેઓ ઢીલાઢબ થયા. છતાં બનતા સર્વ શકય ઉપાયો લીધા પણ તે સર્વ નિષ્ફળ ગયા. કસુરના ચોમાસામાં વાદવિવાદની ચળવળો, જાહેરભાપણોની પ્રચારણાઓ, પ્રતિદિન ચાલતી વ્યાખ્યાનની પ્રવૃત્તિઓ અવિરત ચાલુ હોવા છતાં ચરિત્રનેતાએ ન્યાયશાસ્ત્રનું અવલોકન, આગમ શાસ્ત્રનું મનન તેમજ જ્યોતિષ ગ્રન્થોનો અભ્યાસ જારી રાખ્યો હતો.

બેશક વિજયાનંદસૂરિજી મહારાજે પંજાબની કઠીન ભૂમિમાં પણ અજબ બીજ વાવ્યું હતું, એ બીજને પ્રફુલ્લિત રાખવા માટે ચરિત્રનેતાએ શહેરેશહેર અને ગામેગામ વિચરી ધર્મનો અનન્ય જયઘોષ પ્રસાર્યો. જેઓશ્રીની અસ્ખલિત કીર્તિ, નિર્મળ ચારિત્ર, અપૂર્વ વક્તૃત્વપણું વિગેરે ગુણોએ ત્યાંની જનતામાં સેકન્ડ આત્મારામજી મહારાજની છાપ પાડી, અત્રેનું ચોમાસું એકંદર ઘણી ધામધૂમથી અને ચિરઃસ્મરણીય ધર્મ કૃત્યોથી પસાર થયું. ગુરૂદેવથી આ ચોમાસું જુદુ પ્રથમજ હોવા છતાં જાહોજલાલી અપૂર્વ રહી.

ખરેખર જેના હાથે ભાવિમાં શાસનનો મહોદય સર્જાયેલ હોય તે પુણ્યપ્રકૃતિ મહાત્માઓનો આરંભ અનેરો પ્રકાશ પ્રસારે છે.






## પંજાબમાંજ સ્થિરતા—




જગતના સાચા ભૂષણરૂપ જો કોઈ હોય તો તત્ત્વજ્ઞાની સતપુરુષોજ છે તેમા પણ જ્ઞાતપ્રકૃતિનો સહયોગ વિસ્તૃતપ્રતિભા, પ્રભા, અને અગાધતત્વોનુ જ્ઞાન જે મહાત્મામા પરિપૂર્ણ હોય તો જગતનુ કલ્યાણ સાધવામા શી કમીના રહે ?

પંજાબની જનતા ઘણી ઝનુની છે. ધર્મની શ્રદ્ધા હૃદયમાં દૃઢ રૂપ બન્યાથી તેના રક્ષણ માટે પ્રાણ પાથરવા પ્રોત્સાહી રહે છે.

દરેક ધર્માનુયાયી પોતાનું જુઠું હોવાછતાં સાચું મનાવવા અનહદ કોશિષ કરે છે. એ ધર્માંધતાને પામેલા સેંકડે પાંચ ટકા એ ચેપથી બચ્યા હોય છે. સ્વકીય ધર્માંધતાથી ગર્વીત બનેલો સમાજ સાચી ધર્મશ્રદ્ધાથી વિનય વિવેકથી પ્રાયે ભ્રષ્ટ થયેલો દેખાય છે. ઉદ્દંડતા અને દંભલીલા એ ઉભય રાક્ષણીઓ તેઓની સહચારિણી બની બેઠી છે. જ્યાં આ બે અવગુણોની અજબછાયા પ્રસરી હોય ત્યાં ધર્મપ્રકાશ ક્યાંથી ટકે ? આવા યુવકોને ખરેખર આત્માની અને ધર્મની મહત્તા બતાવનાર વિદ્વાન્ મહાત્માની આવશ્યક્તા રહે છે. પુનિત મહાત્માની સંગતની રંગત સિવાય બીજી જડીબુટ્ટી જગત્ ભરમાં નથી કે જે અંધશ્રદ્ધાના અંધકારને હઠાવી આત્મશ્રદ્ધાની જ્યોતિ જગાવી શકે !

મહાશયો ! પ્રાચીનકાલમાં જેમ સિદ્ધસેનદિવાકરજીએ વિક્રમરાજાને, બપ્પભટ્ટસૂરિજીએ આમ રાજાને પ્રતિબોધ કરી બૌદ્ધોને હિંદુસ્તાનમાંથી વિનાપગા કરી વાદી મતંગજોના સન્મુખ વાદિ સિંહ બની જૈનધર્મની વિજયપતાકા ફરકાવી હતી. ભગવાન્ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યજીએ, વાદિ દેવસૂરિજીએ આદિ અનેક શાસન પ્રભાવક મહાપુરૂષોએ પોતપોતાના યુગમાં થતાં ધર્મના આક્રમણોને ઝીલ્યા અને તત્ત્વોનો તાગ કાઢી વિરોધીઓનો પરાજય કર્યો.

## વિલક્ષણ પરિસ્થિતિ—

આ યુગમાં આદ્યાચાર્ય તરીકે ન્યાયાંભોનિધિ આત્મારામજી મહારાજે પંજાબક્ષેત્રની જનતાપર ઉપદેશની અજબ સરિતા વહાવી સ્થાનકવાસીના મતમાં ફસાયલા, સમાજીસ્ટોની જાળમાં સપડાયેલા, અનેક આત્માઓને મુક્ત બનાવ્યા. પંજાબમાં એ મહાત્માનો ઉપકારઋણી ન હોય એવો કોઇ વિરલજ સાચો જૈન હશે.

એજ પંજાબની ભૂમિમાં આપણા ચરિત્ર નાયક વિચરવા અને સત્ય તત્ત્વોને પાઠવવા સંઘના આગ્રહથી અને ગુરૂ આજ્ઞાથી ઉત્સાહવંત બન્યા.

આ અરસામા પજાબની પરિસ્થિતિ બહુજ વિલક્ષણ હતી. જો કે, મૂર્તિપૂજક જૈનો જે ચુસ્ત હતા, તે તો મક્કમજ રહ્યા કેટલાક અર્ધદગ્ધોને તેમની વાગ્જાલમા ફસવાનો સભવ રહેતો આધુનિક કેળવણીના કેફથી ધર્મવિમુખ બનેલા યુવકવર્ગને આર્યસમાજીસ્ટોના ઝઝાવાતથી બગડી જવાનો ભય પૂરતો હતો સ્થાનકવાસીઓ પણ પૂર્વની દાઝથી દાઝવાળતા હતા, આ પ્રસગે તેમને પરાસ્ત કરી જૈન ધર્મની વિજયપતાકા ફરકાવવા ચરિત્રનેતા કટીબદ્ધ બન્યા હતા.

કસુર શહેરના ચાતુર્માસબાદ ચરિત્રનેતાનો વિહાર થયો. ગામેગામ જાહેર ભાષણ આપતા વિવિધ પ્રતિજ્ઞાઓની લહેણી કરતા વિપુલ વિદ્વત્તાનો જનતાને પરિચય આપતા ચરિત્રનેતા સશિષ્ય જીરા શહેર પધાર્યા પૂ સૂરિશેખરજી પ્રથમથીજ વિહાર કરી અત્રે પધારેલા હતા જેમના દર્શનનો લાભ પણ મલી ગયો ચરિત્રનેતાની પ્રખ્યાતિ પજાબમા જામતી ગઇ કસુરના વાદજયે વિના પરીચયે ગામોગામ ઓળખાણ કરાવી ગુરૂદેવના ચરણકમળમા મસ્તક મૂકી તેઓશ્રીની મીઠી નજરને અને અમી ભર્યા હાર્દ આશિર્વાદોને ચરિત્રનેતાએ ગભીર મુદ્રાએ ઝીલ્યા વ્યાખ્યાન આદિનુ કાર્ય સૂરિશેખરે ચરિત્રનેતાને સોપ્યુ. કસુરમાં થયેલ સપૂર્ણ વાદવિવાદ, પૂર્વ પક્ષકારની યુક્તિઓ અને ચરિત્રનેતા તરફથી અપાયેલા ઉત્તરો એ સઘળુ ગુરૂદેવના આગ્રહથી પુન તે કહી બતાવ્યુ જે સાભળી ગુરૂમહારાજ ઘણાજ પ્રસન્ન થયા અને એ શક્તિ વિશેષપણે ખીલવી જૈન શાસનની જયપતાકા ફરકાવી સ્વપર કલ્યાણ સાધો એવા આશિર્વાદથી નવાજ્યા લગભગ પદર દિવસ ગુરુદેવની છાયામા રહ્યા તે પછી સૂરિશેખરનો કગદો બીકાનેર તરફ વિહાર કરવાનો થયો અત્રે પજાબીઓના અત્યત આગ્રહથી અને પૂજ્ય ગુરુદેવની લાભાલાભ સમજી અપાયેલી આજ્ઞાથી ચરિત્રનેતાએ પજાબમાજ સ્થિરતા કરી

જીરામાં કેટલાક દિવસ સ્થિરતા કરી ચરિત્રનેતા વિહાર કરીને

સુયુક્તિમય સિદ્ધાન્તો ઉપર તેવા એન્ડ્યુકેઈટેડની અડગ શ્રદ્ધા જામી. સામાન્ય શ્રોતાને પણ બાદર દૃષ્ટાન્તોથી એવી સરસ રીતે સમજાવતા કે, તેઓ પણ એક ધારો વ્યાખ્યાનનો આસ્વાદ લેતા.

ધન્તુરામજી નામના એક પ્રખર પંડિતજી સાથે વેદોના સિદ્ધાન્ત પર, જગત્ કર્તૃત્વ વિગેરે વિષયો ઉપર લાંબી ચોડી ચર્ચા ચાલી. જેના પરિણામે ઘણા તાજુબ બનેલા પંડિતજીએ મહારાજશ્રીની અપૂર્વ જ્ઞાનની, પ્રકૃષ્ટ પ્રતિભાની અને શાંતમુદ્રાથી વાદિને નિરૂત્તર કરવાની શક્તિની ઘણી ઘણી પ્રશંસા કરી.

હોશિયારપુરથી લાલા મહેરચંદજી ભવ્ય સમારોહ સાથે સંઘ કાઢી મહારાજશ્રીના દર્શનાર્થે આવ્યા. મહારાજશ્રીનું પ્રભાવક અને જોરદાર પ્રવચન સાંભળી સંઘાળુઓ આશ્ચર્ય ચકીત બની ગયા. મતાન્તરીઓ પણ સંઘનો ભવ્ય આડંબર જોઇ મહારાજશ્રીની મુલાકાતે આવતા અને જૈનધર્મનું ગૌરવ ગાતા, અત્રે પણ જાહેર ભાષણોની હારમાળા ગોઠવાઇ, સંખ્યાબંધ માનવોએ અલભ્ય લાભ લઇ દુર્લભ અવસરને સત્સંગથી સફળ બનાવ્યો. અત્રેના એક જાહેર વ્યાખ્યાનનો સૌ કોઇને ઘેર બેઠા લાભ મળે એ હેતુથી હિન્દિભાષામાં વ્યાખ્યાન લુધિહાના નામક એક પુસ્તિકા છપાવી બહાર પાડવામાં આવી હતી, જેમાં તત્વજ્ઞાન ભરપુર સૌરભમય કુસુમોનો સંચય છે, વાંચક ભ્રમરોને અપૂર્વ રસધારા વર્ષાવે છે, સહુને વાંચવા ભલામણ છે, ચોમાસું ધર્મ જાહોજલાલી સાથ સંપૂર્ણ થયું, તે પહેલા ત્યાંના કુસંપને નાબૂદ કરી પ્રતિષ્ઠા કરાવવા જનસમૂહને ઉત્તેજિત કર્યો.

અત્રેથી વિહાર કરી ગામોમાં અને શહેરોમાં ધર્મપીયૂષના મુસલધાર વરસાદથી જનતાને નિર્મળ બનાવતા રોપડગામ પધાર્યા. અત્રેથી નારોવાલ, જંબુ વિગેરે ગામોમાં વીચરી જાહેરભાષણ દ્વારા અપૂર્વધર્મ જાગૃતિ આણી, સનખતરા પધારી જાહેરભાષણ દ્વારા ત્યાંના ઇતિર મતના અનુયાયિને ખૂબ જોડયા. દુલિચંદજી નામના કટ્ટર ક્ષત્રિય

જાતિના એક પ્રતિષ્ઠિત આગેવાન વ્યાખ્યાનોમા ઉત્સાહથી લાભ લેતા થયા જેઓ **हस्तिना ताड्यमानोऽपि नगच्छेज्जैनमंदिर** એ વાક્યને પુન પુન બોલીને પોતાનો જૈનધર્મ પ્રત્યેનો રોષ બતાવતા તેવા કટ્ટર વિરોધી પણ જૈનધર્મના એવા અનુરાગી બન્યા કે કોઈપણ જૈનેતર જૈનધર્મનુ વિરૂદ્ધ બોલે તેને અટકાવતા

પંજાબમાં પ્રકાશ—

અદૃશ્ય ગૌરવભર્યા પુણ્યના પુનિત પડવા પંજાબની ભૂમિને સ્પર્શ્યા, જનતાનો મહોદય જાગ્યો, અણધારી આગણે કલ્પવેલડી ફલી, માનવીઓના મહત્વાકાક્ષા ભર્યા મનોરથો પૂર્ણ કરવા કામધેનુ સન્મુખ આવી, કલ્પનામા ન આવે એવા વચનાતીત ઉપકાર કોટિના અવિરત વરસાદો વરસ્યા, કેક માનવહૃદયોના શુષ્ક ક્ષેત્રો નવપલ્લવિત બન્યા, સ વેગ અને ઉત્સાહભર્યા ધર્મભાવનાના ઉદ્યોત કિરણો મિથ્યા અધકારની ઘાટીઓ તોડવા-ફોડવા પ્રેરાયા, મજબુતીએ શિથિલ ન થવા પ્રતિજ્ઞા લીધી, દિવ્યપ્રભાવ કહો કે, સ્વર્ગસુધા કહો એ આજે પંજાબની ચોમેર પ્રસરી, હૃદય ગમ પ્રવચન પ્રવાહ, ત્યાગબળ, તપોબળ, અને ધર્મબળની રેલ, અપૂર્વજ્ઞાનની જ્યોતતર્ક કરના ને ધારણાની અપૂર્વઢાલ, ભલભલાને મ ત્રમુગ્ધ બનાવી, પૂજનીય, સ્મરણીય અને ઉપાસ્યતાની સુદર ભાવના જગાવતી, માનવ વ્યક્તિઓ તો ચરિત્રનેતાના પુનિત પરિચયથી ધર્મના સાચા પ્રેમવાલી બની પંજાબમા પર્યટન દરમ્યાન અનેક સ્થનોએ વિચક્ષણ અને સુમતી આર્ય સમાજીષ્ટોની સાથે અનેક વાદ પ્રસગો ચરિત્રનેતાને સાપડતા ગયા એકાન્તમા કે જાહેરમા વિદ્યાના આરોપવી ફોલા વાદીઓને જૈનધર્મના તત્ત્વ સમજાવવા ચરિત્રનેતા હોંશભેર તૈયાર રહેતા

સિંહની નાફક ગર્જના કરતા આવેલ વાદીઓ ચરિત્રનેતાની મુલાકાત થતા ગરીબડા બગલાની જેમ ભૂતલના તાબેદાર ગણાતા,

ખરેખર પંજાબના ઇતર વિદ્વાનોની ઉન્મત્તા દૂર કરી હોય તો તે ચરિત્રનેતાની વક્તૃત્વકલા અને તર્કશક્તિને આભારી છે.

ચરિત્રનેતાની સાથે કેટલાક વાદીઓના થયેલા પ્રશ્નો અને તેના તેઓશ્રીએ આપેલા જડબાતોડ જવાબોનો ટુંક સાર યથાશ્રુત નોંધાય છે, જે વાંચકો ધ્યાનથી વાંચશે. ચરિત્રનેતાને અવરનવર આર્યસમાજી-ષ્ટોનો પરિચય વિશેષ થવાથી તેઓના સાહિત્યનો તાગ કાઢવાની તક મલી, દયાનંદ સરસ્વતી તેમજ અન્યવિદ્વાનોના આલેખેલા મૌલીક ગ્રન્થો બારીકાઇથી તપાસી લીધા, જ્યાં જ્યાં આર્યસમાજીસ્ટોનું વાદ વમલ ઊભું થતું ત્યાં ત્યાં આબાદ રીતે જયનૈયાને સામે કિનારે પહોંચાડવાની તરકીબ ઘણી સારી પેઠે શીખી લીધી. આર્ય સમાજીસ્ટોનું એક મંડળ મહારાજશ્રીની મુલાકાતે આવ્યું, તેમાંથી એક જણે ગર્વાભિમુખ બની કર્કશ ભાષામાં પ્રશ્ન કર્યો કે " જૈનોના મહાવીર દેવ ઘનીષ્ટ બલવાન હતા. જેમની શક્તિ જન્મથી અસાધારણ કલાતી હતી, એજ શક્તિના પ્રભાવે જન્મ્યા કે તરતજ વામાંગુષ્ઠથી મેરૂ પર્વતને ધ્રુજાવ્યો. તો યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી તેઓ ચાલતા હશે તે સમયે પલેપલે ભૂકંપ થતોજ હશે. "

## યુક્તિથી જવાબ—

ગંભીરમુદ્રાથી તાર્કિકશિરોમણી મહારાજશ્રીએ મધુરી વાણીથી જવાબ આપ્યો, કે, તમો પક્ષપાતના ઉંધા ચસ્મા નીકાલી વિચારશો તો એ પ્રશ્નનો આપોઆપ ઉકેલ આવી જશે. સાંભળો, મહાવીર પ્રભુના બલનો પ્રયોગ માત્ર મેરૂપર્વતને હલાવવામાં કારણ હતો. પ્રયોગ સિવાય બળ ગુપ્ત રહે છે. એ વાત કેમ ભૂલી જવાય છે ? પ્રયોગ સાધ્ય નાનામાં નાની દિવાસળી હજારો ઘાસની ગંજીને બાળી ભસ્મીભૂત કરે છે, અને દિવાસળીનું આખું બોકસ ઘાસની ગંજીમાં સેંકડો વર્ષ સુધી પડી રહે તો પણ ઘાસને જરાય તે નુકશાન પહોંચાડી શકતું નથી.

મહાશયજી? સમજો કે જે પરમાત્મા હોય છે તેમનુ બલ અનત હોય છે અખિલ દુનિયાને ખ્વશ અને રક્ષણ કરવાનુ બલ અદશ્ય રહે છે માત્ર પ્રયોગ સાધ્ય બલનોજ ઉપયોગ થાય છે એ જ્ઞાન જો તમોને હોત તો ભૂચાલની ખોટી કલ્પના મગજમા ઉદ્ભવી નહોત, આવેલ મહાશય પહેલાજ પ્રશ્નમા નિરાશ થયા અને પોતાની હાર સરલતાથી કબુલ કરી અને પ્રાસગીક અનુકુળ તર્કો ઉપર ઘણાજ મુગ્ધ બન્યા એજ મડળમાથી બીજા મહાશયજીએ પૂછ્યુ કે મને પણ જૈનમત વિષે કેટલીક શકાઓ છે

## પ્રશ્ન પરપરા—

આપશ્રીની અનુકૂલતા અને આજ્ઞા હોય તો પૂછુ? ખુશીથી પૂછો એમ જણાવતા તેમણે નમ્ર ભાવે જણાવ્યુ કે, જૈનો પરમાત્માને માનતા નથી એટલે તેઓ નાસ્તિક છે એમ માનવાને મને કારણ મલે છે તો એ બાબતમા આપ મને સત્ય સમજાવવા કૃપા કરશો

મહાશયજી? તમોએ અદ્યાવધિ જૈનધર્મના તત્વો જાણવાની તસ્દી લીધી નથી એમ તમારા પ્રશ્નથી સાબીત થાય છે આપને અને આપના સ્વામીજીને જૈનધર્મનો ઉંડો અભ્યાસ (deep study) કર્યા પછીજ તેનુ ખડન કરવા પ્રેરાવુ જોઈતુ હતુ જૈનો ઈશ્વરને માને છે, એટલુજ નહિ બલ્કે આત્મા, પુણ્ય, પાપ, મોક્ષ, આદિ નવે તત્વોને માનનાર છે વાસ્તવીકતયા (Really) જો કોઈ આસ્તિક દર્શન હોયતો તે જૈનદર્શનજ છે જૈનોને ચાર્વાકદર્શન તરીકે ઓળખાવનાર મહાભયકર ભૂલ કરે છે તમારા સ્વામીજીનો મત તો એવો છે કે, મનોગઢત કલ્પિત ગોઠવી બેસાડેલા તત્વોને માનનારા આસ્તિક અને તેઓના મતથી જુદા મતને માનવાવાલા બધા નાસ્તિક છે

પોતાથી ઈતર મતવાલાને નાસ્તિક શબ્દથી નવાજવા એતો ખરેખર કદાગ્રહના કાળા ચરમા પહેરી શ્વેત કમલને શ્યામ

કહેવા જેવું છે. શું તમે એ અનેક સ્થલોમાં સેંકડો વર્ષના જુના પ્રાચીન જૈન મંદિરો નથી જોયા? જૈનોનો ત્યાગ, ધર્મક્રિયાઓ અને ધ્યાનની તન્મયતા નિહાળો. જો ચાર્વાક દર્શન જેવું હોત તો શામાટે આરાધે? થોડો પણ જૈન દર્શનનો અનુભવ લીધો હોત તો આવા અજ્ઞાનતા ભર્યા શબ્દો તમારા સ્વામીજી કે, તમે ઉચ્ચારતેજ નહિ. અરે તમારા સ્વામીજીને તો વેદોના અને સ્મૃતિઓના અર્થનું પણ ક્યાં પૂર્ણ જ્ઞાન છે? કારણકે વેદોમાં જૈનોની ઇશ્વર માન્યતાની પુષ્ટિકારક અનેક યુક્તિઓની પંક્તિ છે. **चतुर्विंशति तीर्थंकरान्** વિગેરે વાક્યો જગત્ માન્ય તીર્થંકરોનો નિર્ઘોષ છે. બસ આ જવાબ સાંભળતાવેંતજ પ્રશ્નકાર ઉંડા સંતાપ સાગરમાં ઝોકાવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે, આપણા સ્વામીજીએ આપણને એમને એમ હંકાર્યા છે! જૈનોને નાસ્તિક કહી સ્વામીજીએ પોતાના અખૂટ જ્ઞાનની કીર્તિને કલંકિત કરી છે. મંડલીમાં આવેલ આર્યસમાજીસ્ટો ચિત્રાલેખ જેવા સ્તબ્ધ થયા. કેટલાક કહેવા લાગ્યા કે, જૈન દર્શનની સત્ય બીના જાણવાની સુંદર તક મલી. એક મહાશયે ઉમળકો આવતા ડહાપણ ભર્યો પ્રશ્ન કર્યો કે આપ જૈનદર્શનવાલા એક ઇશ્વિર માનો છો કે અનેક? અને તે સર્વ વ્યાપક છે કે દેશવ્યાપી છે? સૌમ્યભાવથી મહારાજશ્રીએ જણાવ્યું કે એક કાળચક્રમાં ૪૮ તીર્થંકરો થાય છે અને તેઓ તીર્થ સ્થાપી ત્રિકાલ અબાધિત જૈનદર્શનના અસંખ્ય અનુયાયીઓ બનાવે છે. ઇશ્વર એટલે અનન્ત શક્તિનો ધરાવનાર આત્મા. ઘાતીકર્મનો નાશ થવાથી તથાપ્રકારની પુણ્ય પ્રકૃતિના પ્રબલ પ્રાદુર્ભાવથી ચોત્રીશ અતિશયયુક્ત, મહાન્ પ્રભાવક અપૂર્વ તેજસ્વી અમારા તીર્થંકરો હોય છે. પુણ્યના વિપાકરૂપ તે અતિશયોના ઉદયકાલને પ્રસાર કર્યા પછી તે પ્રભાવકો અજરામર અક્ષય સ્થાનને પ્રાપ્ત કરે છે. જ્યાંથી પુનરાગમન કરવાનું રહેતું નથી. જો મોક્ષથી તેઓનું પુનરાગમન થતું હોય તો ત્યાં રહેલા મુક્તિના જીવોને પણ કર્મ સત્તાનો પાસ માનવો પડશે ત્યાં જો કર્મનો પાસ માનીએ તો પછી આત્માની

નિર્મલતા કેમ મનાય ? એ વાત ઉભયવાદીને સમ્મત છે વેદાદિ શાસ્ત્રો પણ મુક્તિના જીવોને નિર્લેપ અને નિર્મમ તરીકે સ્વીકારે છે જો એ ઘટના સમજાય તો પછી માનવુ પડશે કે, હરેક આત્માઓ કર્મનો લેપ નાશ થતા જલ-તુંબીકા-ન્યાયેન મુક્તિના સ્થાનને પ્રાપ્ત કરે છે ભવ્યાત્માઓ ઇશ્વરપદની યોગ્યતા ધરાવે છે દુધમા ઘી, કુસુમમા સૌરભ અદૃશ્યપણે રહેલી છે, એવી રીતે આત્મામા ઈશ્વરત્વ અગોચરપણે રહે છે સાચુ ઇશ્વરત્વ પ્રાપ્ત થયા પછી લોકાલોકના અખિલ પદાર્થોનુ દર્શન હસ્તામલકવત્ થાય છે જૈનો અનેક આત્માઓ માને છે અને અનેક ઈશ્વર પણ માને છે તેમજ દરેક આત્માઓમા ભિન્નભિન્નપણે ઈશ્વરત્વની સત્તા સ્વિકારે છે સર્વ વ્યાપક હાલી ચાલી કે ખસકી શકે નહિ એટલે અક્રિય થઈ જાય માટે ઈશ્વરનુ સર્વ વ્યાપકપણુ માનવુ પણ ઠીક નથી ઈશ્વરનુ જ્ઞાન સર્વ વ્યાપક માની શકાય છે આવી અનેક યુક્તિપુરસ્સરની દલીલો સાભળતા આગન્તુક મડલી ઘણી પ્રસન્ન બની અને જૈનો નાસ્તિક છે એ ભ્રમણાને દૂર કરી

વલી એક મહાશયજીએ હૃદયમા ગુચવાતો પ્રશ્ન પૂછયો કે આત્માને કર્મનો સબધ ક્યારથી અને કેવી રીતે થાય છે તો તે વિષયમા જૈનોની શી માન્યતા છે ? હમારી માન્યતા પ્રમાણે હમો માનીએ છીએ કે આત્મા અને કર્મના સબધને સાધનાર કોઇ સમર્થ વિલક્ષણ વ્યક્તિ હોવી જોઇએ એક ઘટ જેવુ સામાન્ય કાર્ય પણ વિના કર્તા એ ઉપજતુ નથી તો આવી વિજ્ઞાન તત્ત્વની સાધના સાધ્ય અગમ્ય આત્મા આપોઆપ કેમ બને ? અને એ આત્માને કર્મનો સબધ પણ અનાહત રૂપ જાલવનાર કોઇ શુદ્ધ પ્રેરક શક્તિ હોવી જોઇએ, સૃષ્ટા વિના આવી લાબી ચોડી સૃષ્ટિ સભવે કેમ ? જો સૃષ્ટિ ન સભવે તો પછી તેનુ સર્જન અને ધ્વસ ઉભય કર્તાને આધીન હોવા જોઇએ સર્વ દર્શન વેત્તાઓ સૃષ્ટિના સર્જન વિષયમા સહમતો છે

મહારાજશ્રીએ જૈનમાન્યતા પ્રમાણે પ્રશ્નકારને જણાવ્યુ કે, પ્રથમ

ઈશ્વર કોણ કહેવાય ? તે સમજે, એટલું સમજાયા પછી સૃષ્ટિના સ્રષ્ટાના કોયડાનો આપોઆપ ઉકેલ થઈ જશે. દુનિયાના રાગરંગથી પર હોય, જેમનામાં લીલા અને મોહાનંદ નષ્ટ થયા હોય, મલીન દોષોથી જે સર્વથા વિમુક્ત હોય, કદી પણ જન્મ મરણની વ્યથામાં વિંધાતા ન હોય, ભવબીજના અંકુરાને પ્રગટ કરનાર ન હોય, રાગ અને દ્વેષ જેમનામાંથી પલાયન થયા હોય, સૂક્ષ્મ અને બાદર ચરાચર લોકાલોકના નિખિલ રૂપી અને અરૂપી પ્રત્યેક પદાર્થોના જ્ઞાતા હોય, ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળના આદર્શ ચક્રમાં પ્રતિબિંબિત થયેલા થતા અને થનારા દરેક ભાવોને એકજ સમયમાં નિહાળતા હોય, સદાનંદમાં રમતા હોય એવા અનન્ત ગુણ સંપન્ન ઈશ્વર હોઈ શકે છે. ઈશ્વર અને જગસર્જન એ પરસ્પર અઘટિત છે. કારણ કે ઈશ્વરને દુનિયા પેદા કરવાનું કોઈ કારણજ હોતું નથી. દોષ મુક્ત પ્રભુ દોષમય માયાવી દુનિયાની ચળવળ કયા હેતુથી કરે ? જો દુનિયાને જોવાની તેઓમાં લીલા છે તો નિર્લેપ પ્રભુમાં લીલાપણું ને ઇશ્વરપણું અનનુસંગત છે. નિર્લેપત્વ કહેવું અને સંસારની આસક્તિ કલ્પવી એ જલમાંથી અગ્નિ પ્રગટ થવા જેવું પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. નિરીહ પરમાત્મા ઇચ્છા સાધ્ય કર્તૃત્વધર્મમાં કેમ પ્રેરાય ? ઈશ્વરને આપણે નિરીહ માનીએ અને આખી દુનિયાના સર્જનનો કાંઠલો પ્રભુના શીરે ડાલીએ એ બીલકુલ કલ્પના કે ઘટનાથી સેંકડો કોશ દૂર છે. જૈનો ઇશ્વરમાં કર્તૃત્વ માનતા નથી. અનાદિકાળથી જે સૃષ્ટિ છે તે છેજ અને અસદ્ભાવો છે તે નવા ઉદ્ભવતા નથી. છે એને બનવાની જરૂર નથી, નથી એ કદી ઉત્પન્ન થતા નથી. ખાલી ઇશ્વરને, દુનિયાને ડાકડમાલામાં નાંખી સુખદુઃખની વિવિધ રચનાઓના ઉત્પાદક કલ્પી રાગ અને દ્વેષ રૂપ દુષણોથી તેને દુષિત કરવા જેવું છે. તમો આર્યસમાજીસ્ટો જગતને અનાદિ માનો અને કર્તૃત્વરૂપ ધર્મનો રંગાટો અશરીરી ઇશ્વરના શરીર ઉપર ચઢાવો એ વદતો વ્યાઘાત જેવું છે.

એક ભાઇએ પૂછ્યું કે સંસારમાંથી જીવો મોક્ષે જતાં નવા

અને જીવાત્માઓને અનંત માનો તો કોઇ જાતની વિપત્તિ કે આક્ષેપને તમારે સહવો પડશે નહિ. આ પ્રમાણે ઇશ્વર કર્તૃત્વાવદની ચર્ચાનું પરિણામ એવું સુંદર આવ્યું કે તે સરલ આશયી પ્રશ્નકારો જૈનોની માન્યતાને પ્રસંશવા લાગ્યા અને મહારાજશ્રીના ઋણી બન્યા.

મનમાં રહી જતો અને શલ્યરૂપ હાલ તો મૌલીક પ્રશ્ન તો બાકીજ રહ્યો એમ બોલતા એક મહાશયજીએ પૂછ્યું કે મહાત્માજી સકૃપયા સમજાવશો કે પત્થરની બનાવેલી મૂર્તિને માનવાથી શો લાભ? જેમાં ચેતનતા નહિ હોવા છતાં મૂર્તિમંતની જેમ પૂજવાથી, પ્રણામ કરવાથી, જલતાડનની જેમ નિષ્ફળ ક્રિયા કરવાથી શો ફાયદો ?

વેદોમાં પણ મૂર્તિપૂજા નથી. હમે માનીએ છીએ કે, બ્રાહ્મણોએ પેટપૂર્તિ ખાતર આ એક ધતીંગ ચલાવ્યું છે. તેના જવાબમાં ચરિત્ર-નેતાએ એવો સચોટ જવાબ આપ્યો કે તેઓ નિરૂત્તર બન્યા. જવાબમાં જણાવ્યું કે મહાશયજી ? તમારા દયાનંદજીએ જે પુસ્તકો લખ્યા છે તે જડ છે કે ચેતનો ? જડ હોવા છતાં તમોને જ્ઞાન પ્રકાશ કરે છે કે કેમ ? ગ્રન્થાલેખનમાં જ્યાં જ્યાં યજ્ઞવેદિકાનું સ્વરૂપ વર્ણવે છે ત્યાં ત્યાં વેદિકા, ચમચો, પ્રોક્ષણીપાત્ર આદિની પ્રતિકૃતિઓ કેમ ચીતરી છે ? તે પણ જડ હોવા છતાં તેનું માપ તેની ક્રિયા અને તેના મૂળસ્વરૂપને અવબોધે છે. તમોએ વેદ રીતસર અવલોકયા નહિ હોય ? વેદમાં પણ મૂર્તિપૂજા માટે સેંકડો પુરાવા છે **अस्मानमर्चय** વિગેરે પાઠો છે; છતાં સ્વામીજીની દષ્ટિપથમાં કેમ ન આવ્યા હોય એ વિચારણીય છે. માનવોના માનસને જેવા ચિત્રો અને સંયોગોમાં હલાવીએ છીએ તેવા વિચારો, તેવી ભાવનાઓ, તેવા અવભાસો, સ્મૃતિઓ અને કલ્પનાઓ તે માનસસ્થલીમાં અંકુરીત થાય છે, મૂર્તિદર્શન એ મૂર્તિમંત પરમાત્માના ભૂતકાલીન અખીલ ઇતિહાસના મધુરા સ્મરણોની ઝાંખી કરાવે છે. તે ઐતિહાસિક મૂર્તિમંત તેજો વિભૂતિના અડગ અને અડોળ નિશ્ચલ ગુણોને ખીલવવાનો પુરૂષાર્થ ખેડવા દૈવીક પ્રેરણા કરે છે. માન્ય આગમ

## શ્રીમદ્ લબ્ધિવિજયજી મહારાજ



( ૧૯૬૭માં હુશીયારપુર ( પંજાબમાં ) લેવાયેલ ફોટો ).

શ્રી બહાદુરસિંહજી પ્રી. પ્રેસ-પાલીતાણા.

ગ્રન્થોના અનેક પાઠોદ્વારા તેમજ બુદ્ધિ દરીયાના તરંગરૂપ નીકળેલી અનેક દલીલો અને કલ્પનાથી સ્પષ્ટતયા સિદ્ધ અને સ્ફોટ થાય છે કે મૂર્તિપૂજા ખરેખર અખંડ આત્મા જ્યોતિને સહજાનંદને અને પૂર્ણ શાન્તિને પ્રાપ્ત કરવાનું અણુમોલ સાધન છે આગત મંડળી જૈનદર્શનની અકાટ્ય દલીલો સાંભળી તેમજ મહારાજશ્રીની અપૂર્વ તર્ક આદિની પ્રતિભાપ્રભાનો પરિચય થતા ભૂરિભૂરિ પ્રશંસા કરી ખુશી દર્શાવી, અનેક સ્થળોએ અનેક મતાનુયાયીઓનો ભેટો થતો વાદ જંગ મચતા પણ દરેક સ્થળે તે વાદ જંગની તરસી ભૂમિને જયરૂપી અમૃતબિન્દુ છાટી ચરિત્રનેતા શાન્ત્વન પમાડતા કોઈ સ્થળે વૈદિકો સાથે તો કોઇક સ્થળે આર્યસમાજીસ્ટ સાથે કોઇક વખત ચાર્વાકો સાથે કોઇ સમયે અદ્વૈતવાદીઓ સાથે અને કેટલીક વખત સ્થાનકવાસીઓ સાથે તો કોઈ વખત દિગંબરીઓ સાથે ચરિત્રનેતાએ વાદ સંગ્રામમા હામ બીડી યુક્તિ તીર, આગમ પાઠરૂપી ઢાલો, અને વિવિધ કલ્પનાઓ અને દૃષ્ટાંતરૂપ શસ્ત્રિદ્વારા જયલક્ષ્મી મેળવતા વાચક મહાશય સમજી શકશે કે કટોકટીના પ્રસંગોમા પણ શાસનસેવાની તમન્નાથી શાસન સુભટ ચરિત્રનેતાએ અજોડ શાસન પ્રભાવના પ્રસારી છે આ પ્રમાણે ગોપાકાળમા અનેક સ્થળે વીચરી મહારાજશ્રી ૧૯૬૭ ની સાલમા હોશિયારપુરના સંઘના આગ્રહથી સમતકાર ત્યા પધાર્યા ત્યા પણ મહારાજશ્રીના પ્રવચનથી જૈન જૈનેતરોમા ધર્મજાગૃતિ ઠીક પ્રમાણમા આવી, ખીતુમલજી તરફથી ત્યા ઉદ્યાપન કરવામા આવ્યુ હતુ





## પ્રકરણ ૧૫ મું.

**પુસ્તક પ્રકાશન—**



મહારાજ શ્રી સમજતા હતા કે, વિદ્વાન્ પુરૂષોના લખેલા તત્ત્વ ગ્રન્થાવલોકનો જ્ઞાન કલેવરને મજબુત બનાવવા માટે અસાધારણ વ્યાયામ છે. આ ઉદાર વિચારથી હિન્દિ-ભાષાનો કાબુ મેળવી અનેક વિષયસ્પર્શી ગ્રન્થો લખવા ચરિત્રનેતા પ્રેરાયા અને હોંશિયારપુરના ચોમાસાથી શરૂઆત કરી. નિઃસીમ પરોપકારી ચરિત્રનેતાએ પોતાની અખૂટ શક્તિઓને અને અસાધારણ અનુભવોને અનેક શાસ્ત્રોની સ્મૃતિઓને જાણે પ્રતિબિંબિત ન કરી હોય તેમ પ્રથમ

હોશિયારપુરમા "અવિદ્યાન્ધકાર માર્તંડ" નામક ગ્રન્થ આલેખ્યો અનેક વિદ્વાન તરફથી આ ગ્રન્થ જૈન જૈનેતર સર્વે તે માટે અતીવ ઉપયોગી છે એવા અભિપ્રાયો પણ મળ્યા હતા

જે ગ્રન્થમા અકાટય યુક્તિઓના ઝરમર ઝરતા ઝરણાઓ અજબ કળાથી દાખલ કરવામા આવ્યા છે આ ગ્રન્થ ચાર્વાક આદિના ઉદ્ધત અને કાલ્પનિક વિચારોનુ સારી પેઠે ખડન કરનારો છે, પ્રશ્નોત્તરનો અજબ ઢગ જેમા ઝગમગે છે જેઓ આત્મા, પુણ્ય, પાપ, બધ, મોક્ષ આદિતત્વો માનતાજ નથી, અને પચભૂતાત્મક જગત છે જળના પરપોટાની જેમ માનવ પ્રકૃતિ નાશ થવાથી આત્મ જેવુ તત્વ પરલોક ગામી છેજ નહિ આવી માન્યતાવાળાઓને અકાટય દલીલો, સિદ્ધાતના પુરાવા, પાઠો અને પાચે પ્રમાણોથી આત્માદિ તત્વોની જે ગ્રન્થમા અજબ સિદ્ધિ કરવામા આવી છે ચરિત્રનેતાના હસ્તકમલથી તેઓના જ્ઞાન સૌરભ ભર્યો પ્રાથમિક કૃતિનો આ ગ્રન્થ ઘણોજ પ્રકાર્યો અને ઉપકારક નીવડયો.

લુધિયાના શહેરમા ચરિત્રનેતાના ઘણાજ તાત્ત્વિક વ્યાખ્યાનો થયા હતા ત્યા દેવગુરૂ અને ધર્મના સ્વરૂપ ઉપર, "લુધુયાણા વ્યાખ્યાનો" એ નામક કિતાબ પણ ચરિત્રનેતા તરફથી આલેખવામા આવી ઘેર બેઠા ગગા જેવો પજાબીઓને એ પુસ્તકો હર્ષોત્પાદક નીવડયા પજાબના પ્રદેશમા જ્યા જુઓ ત્યા આર્ય સમાજીસ્ટોનો ગરબડાટ અને બબગોળો ગુજતો દેખાઇ આવતો હતો, અનેક વિપરીત દલીલોથી જૈનોને તેમજ મૂર્તિપૂજક અન્ય ધર્મીઓને છછેડતા અને મુઝવતા આ પરિસ્થિતિની ચરિત્રનેતાની જાણ થતા પોતે આર્ય સમાજીસ્ટના મૌલીક પુસ્તકો અવલોકન દૃષ્ટિએ નીહાળ્યા તે પુસ્તકોની કુયુક્તિઓને પરાસ્ત કરે એવી અનેક સુયુક્તિઓથી ભરપુર ગ્રન્થમા "દયાનદ કુતર્ક તિમિર તરણી" નામક ગ્રન્થ રચવામા આવ્યો, જે ગ્રન્થમા દયાનદ સરસ્વતીની જૈનધર્મ વિરૂદ્ધ આપેલી દલીલોનુ ખડન સારી પેઠે કર્યું છે તથા મુલતાનમાં

અનેકાન્તવાદ ઉપર પ્રતિપાદન શૈલીથી અપાયેલ વ્યાખ્યાન છપાવ્યું હતું. જેનાથી જૈનધર્મના સ્યાદ્વાદ સિદ્ધાન્તની પૂરેપુરી મહત્તા માલુમ પડે છે. વળી ચરિત્રનેતાના કરકમલથી આલેખાયલો "મૂર્તિમંડન" નામક ગ્રન્થ જૈનોમાંથી ઉદ્ભવેલા સ્થાનકપંથીઓની આર્યસમાજીસ્ટોની કુમતજાલને વીખેરવામાં જડબાતોડ જવાબ આપતો વાદી મુદ્ગર સમાન છે. ટુંકમાં સરસ ભાષામાં ઉપકારક ચરિત્રનેતાએ પ્રશ્નોત્તરની પદ્ધતિ ઘણી રોચક અને જનપ્રિય ગોઠવી છે. જૈનશાસનમાં મૂર્તિપૂજા આગમોક્ત છે, તેની સિદ્ધિના પાઠને સરીક કર્યાં છે.

ત્યાંથી મહારાજ શ્રી ફેર લુધીયાના પધાર્યા. ત્યાં દહેરાસરની ધામધૂમપૂર્વક પ્રતિષ્ઠા કરાવી અનુક્રમે ગુજરાનવાલા પધાર્યા. ત્યાંના સંઘે મહારાજશ્રીને ચાતુર્માસ કરવા માટે બેરીસ્ટર વિગેરે જૈન જૈનેતરોની લગભગ સો સહીવાલું એક મેમોરીયલ પાટણ પૂ. વિજયકમળસૂરિજી મહારાજ ઉપર મોકલ્યું. આ બાજુ મુલ્તાન નિવાસી તરફથી પણ ચાતુર્માસ માટે ટેલીગ્રાફ દ્વારા પાટણ મુકામે વિનતિ કરવામાં આવી.

ભાગ્ય તપ્યું—

મુલતાનવાસીઓનું ભાગ્ય તપવાથી મહારાજશ્રીએ મુલતાનમાં ૧૯૬૮ નું ચોમાસુ કરવાની આજ્ઞા આપી. મુલતાનમાં સેંકડો વર્ષો પછી સંવેગી સાધુઓમાંથી ચરિત્રનેતાનું પહેલું આગમન હતું, પંજાબથી આ પ્રદેશ દૂર અને વિકટ છે. દિગંબરોના કાકારવો પણ અત્રે ઘણોજ પૂર વેગથી થઇ રહ્યા છે. શ્વેતાંબર વર્ગ પર તેમના તરફથી ઘણી હેરાનગતિ કરવામાં આવતી. આર્ય સમાજીસ્ટ અને મોહોમેડન કોમ પણ ત્યાં વિશેષ પ્રમાણમાં વસે છે. પુનઃપુનઃ હિંદુઓમાં અને મુસલમાનોમાં ધર્મના ઝઘડાનો જવાલામુખી પ્રગટે છે. ત્યાંની ભૂમિ પણ કુદરતે એવી છે કે, દરેક કોમમાં ઝનુન અને ધર્મના માટે મરીફીટવાની મક્કમતા એક સરખી છે. ત્યાં કોઇપણ ધર્મનું ખંડન કરવું એટલે

સમજવું કે જીવન હોમવા જેવુંજ ગણાય ઘણા વર્ષોથી સંવિગ્નપક્ષના તપાગચ્છીય ત્યાગી સાધુઓના આગમનના અભાવથી અત્રેના શ્વેતામ્બર મૂર્તિપૂજકો ધર્મના આચાર વિચારોમા શિથિલ થતા જતા વિહારની વિકટતા ઉપકારી મહાત્માઓને વિષાદજન્ય હોતી નથી પરંતુ અખંડ ઉત્સાહને વૃદ્ધિ કરનાર હોય છે ધર્મ પ્રચારકોને કટોકટીના પ્રસંગો વિજય સૂચક જ્ઞાત થતા ધર્મ પ્રચારની ધગશ વધતી જાય છે મુલતાન શહેરની વિષમ પરિસ્થિતિ જાણી ઉપકાર સિન્ધુ ચરિત્રનેતા ઉગ્રવિહાર કરી સપરિવાર સિન્ધદેશની સરહદમા આવેલ મુલતાન શહેરમા ભવ્ય સત્કારથી પધાર્યા

વીજળીનો પાવર વાયર દ્વારા જેમ દૂર પહોચી વળે છે પાણીનુ પુર જોતજોતામા અગણિત ભૂમિ ઉપર દોડી જાય છે તેમ વાયુવેગે અણીક મુલતાનવાસીઓના કર્ણમા ચરિત્રનેતાની અમૃત વાણીનો પ્રભાવ અને પ્રકાશ પ્રસર્યો તત્ત્વ પિયૂષના નિર્ઝરણા ઝગવતા વ્યાખ્યાનો ભાવુક જનતાને પ્રશાન્તિ જનક નિવડ્યા શહેરનો વિદ્વાન્ વર્ગ ચરિત્રનેતાની મુલાકાતે આવવો શરૂ થયો કેટલાક મુસ્લીમો દિગમ્બરીઓ અને વૈષ્ણવ પંથીઓ પણ વ્યાખ્યાનનો અચુકપણે લાભ લેવા લાગ્યા વ્યાખ્યાનોમા અનેક ધર્મ ચર્ચાઓ ચાલતી, દરેક મજહબના ( Religion ) તાત્વિક પ્રશ્નોની પરંપરાઓ પણ ઉત્તરોત્તર શ્રોતૃવર્ગને સંતોષજનક નીવડી આત્મા, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ વિગેરે તત્ત્વો માટે ઇતરની માન્યતા અને જૈનોની માન્યતાઓની તુલનાત્મક શૈલીએ અનુપમ રીતે વિવેચન કરતા જૈનધર્મનુ મહત્ત્વ અને માન્યતા આદ [illegible] પડતી, એ બધુ ચરિત્રનેતાની અપૂર્વ બુદ્ધિને આભારી હતુ નામે મોટા બુદ્ધિશાળી સ્વતન્ત્ર પ્રકૃતિવાળા વાદીઓને પણ પક્ષ-[illegible] તેની સાખીની ઇતિહાસ સમાચારપત્રો News paper, પૂરી લેવા બસ છે આ સુવર્ણાક્ષર [illegible] અતિશયોક્તિ હમો [illegible] નથી પરંતુ જે ગુણો ગુરૂ મહાત્માઓમા વિદ્યમાન હોય એ ગુણોની [illegible] ગુણીએ [illegible] એમા વિઘ્નસન્તોષીઓનો વિરોધ

કેમ હોય ? ભલે પછી મૂર્ખ અને દ્રષ્ટિ દોષીઓને તો ઉજ્જવલ વિપુલ ગુણો પણ શ્યામ ભાસે તેમાં ઉજ્જવલ ગુણી મહાત્માઓનો કે તેના સુગુણોને ઉચ્ચારનાર પ્રશંસકોનો શું દોષ હોઈ શકે.

મુલ્તાનની જૈન જૈનેતર જનતા રસપૂર્વક ચરિત્રનેતાની ચમત્કારીણી વાણીનો લાભ લઈ ઘણા વ્યસનોથી મુક્ત બની સદાચારી જીવને જીવતા શીખી.

દ્વેષ અને ઇર્ષા એ બહુજ કટ્ટર શત્રુઓ છે. અજ્ઞાનીઓને એ શત્રુઓની દોસ્તી ઘણી પ્રિય લાગે છે. પોતે એ દુષ્ટ શત્રુઓની આક્રમણ ચક્કીમાં ક્યારે ચગદાશે તેની તેઓને ખબર પડતી નથી. એક વ્યક્તિ નિર્મલ સુગુણોથી અને વ્યાખ્યાનની છટાથી અજોડતા પ્રાપ્ત કરી ધર્મની પ્રચારણા કરે તો તે વ્યક્તિના અનેક દુશ્મનો ઉદ્‌ભવે છે અને ઉપર જણાવેલ બે શત્રુઓથી ધુંધવાઇ મહાત્માની ઉજ્જવલ કીર્તિને કલંકીત કરવા મથે છે; પણ સૂર્યના સામે નાખેલી રેતી પોતાની આંખમાં પડતા ક્ષેપકની દુર્દશા થાય છે. મુગ્ધભાવે જૈનેતરો જૈનધર્મની મહત્તા પ્રભાવના વધારવા પ્રયત્ન કરે ત્યારે પારકાગુણોને અને પારકી યશસ્વિતાને જોતાંજ આંખમાં અમી વરસાવવાને બદલે ઝેર વરસાવનાર દિગંબરોની છાતી કરંડીકાઓમાંથી અનેક ઇર્ષા ભુજંગીનીઓ ફુફાડા મારતી બહાર ધસી આવી અને તેમના કલેજાને ડંખ મારવા લાગી, એ ઝેરના કેફમાં તે દિગંબર વર્ગે ચરિત્રનેતાનો વિરોધ જાહેર કર્યો. તેઓના મનમાં વિચાર આવ્યો કે શ્વેતાંબર મૂર્તિપૂજકોના મહાત્મા આવા અતુલ વિદ્વાન્ છે એમ જાહેર છતાં હમારા અનુયાયીઓમાં જરૂર ફાટફુટ થશે. પણ ભલા એવો ખોટો વિકલ્પ ઉઠાવવાને બદલે એમ વિચારવું જોઇતું હતું કે ગમે તેમ હોય પણ જાહોજલાલી તો જૈનધર્મનીજ છે ને ? આવો ઉદાત્તવિચાર તેઓની શુષ્કભૂમિમાં કયાંથી ઉપજે ? તે પછી તેમણે ચરિત્રનેતા પર વાદ માટે હેન્ડબીલ દ્વારા જાહેર ચેલેન્જ મોકલી. સુતેલા સર્પને જગાડવો, સિંહના મુખમાં હાથ નાંખવો

અને આપણા ચરિત્રનેતાને વાદને માટે છેડવા એ મરણ જ હતુ તેઓને માલૂમ નહતુ કે આ પ્રતિભાપ્રપન્ન મહાત્માએ પંજાબમા જાહેર વાદરંગમા જય મેલવ્યો છે તેમજ બીજા અનેક વાદીઓની સાથે જાહેર વાદોમા જય મેલવી વાદિ મત્તગજોનો મદ ઉતાર્યો છે.

અલ્પ પરિબલવાલાઓને યુદ્ધની મીટ માંડતા પ્રસર્થી વર્ગના બલની પરીક્ષાનો વિચાર લક્ષ્ય બહાર રાખવો જોઈએ નહિ, ભાવિમા પોતાનો પરાજય મર્જાયેલ હોય તો પ્રતિવાદીના બલની પરીક્ષાનો વિચાર કે કલ્પના ક્યાથી સ્ફુરે ?

## ચેલેન્જ સ્વીકાર:—

દિગંબરોની સ્વચ્છંદતાથી બહાર પાડેલી ચેલેન્જને ચરિત્રનેતાએ નિક્ષોભતાથી તુરત જ સ્વીકારી અને વાદ માટે પોતે નિર્ભિકતાથી તૈયાર બન્યા યોગ્ય સ્થળ, વિષયો તેમજ ટાઇમનો નિર્ણય થતા જાહેર વાદનો રંગ મચ્યો

ઉત્સાહી ચરિત્રનેતાએ ખંતપૂર્વક વાદારંભ પહેલા અસરકારક જાહેરખબરો આપ્યા જે ભાષણોથી હજારો ઇતરધર્મવાળાઓ આકર્ષાયા, દિગંબરોના પંડિતો ત્રણ દિવસ સુધી નિર્ણીત સ્થળમા નિયત સમયે શાસ્ત્રાર્થ માટે આવ્યા નહિ નમાલુમ ચરિત્રનેતાની પ્રતિભા પ્રભામા અંજાઈ ગયા કે શું ? આપણા ચરિત્રનેતાનો પબ્લીક વાદમા જય થયો અને મુલતાન શાસ્ત્રાર્થ નામક ટ્રેક્ટ પણ છપાવી પ્રસિદ્ધ કરવામા આવી જૈનધર્મની અત્યંત પ્રભાવના મુલતાનીઓએ ફેલાવી અને ગુરુદેવના વાદ જય નિમિત્તે ખુશાલીમા ભવ્ય નગર જુલુસ કર્યો પરાસ્ત બનેલ દિગંબરોઓ નિસ્તેજ તારાઓની જેમ કંઈ હિમ જેવા મંદ પડ્યા, અનેક સ્થાનકપંથીઓ જૈનમુનિ લબ્ધિવિજયજી મહારાજનો વાદજય અને દિગંબરોની પરાજના તે પંથોના અધિપતિઓએ પદ્ધતિસર ગોઠી પોતાની કુશળતા દેખાડી

મુલતાનના ૧૯૬૭ ના ચાતુર્માસ દરમ્યાન ચરિત્રનેતાના અનેક વિષયો ઉપર જોરશોરથી વિશાળ મેદાનમાં જાહેર લેકચરો થયા. જેમાં વેદોક્ત દયા, પુરાણોની દયા, ઇસ્લામ મજહબ નિવૃત્તિપંથ વિગેરે વિષયો ખૂબ ચર્ચાયા. યુવાવસ્થાનો પાવર, અસાધારણ વિદ્વત્તાની છટા, બુલંદ અને મધુર ધ્વનિનો ટંકાર અને આકર્ષક ઓજસ્વી શાન્તમુદ્રા આ બધાયે સાધનો સહજ સ્વભાવે શ્રોતૃવર્ગને ખેંચનારા બનતા. શહેરનો મુખ્ય લત્તો અને વિશાળ સ્થાન, અને ઉચ્ચુ સ્ટુલ અને પ્રભાવક વ્યાખ્યાતા બેસે એટલે પૂછવુંજ શું? હજારોની સંખ્યામાં જનતા કીડીની માફક ઉભરાતી, વ્યાખ્યાનના શબ્દે શબ્દરૂપી કણોને ગ્રહણ કરતી, તેમજ હૃદય મંદિરમાં તે ધર્મ સારરૂપ શબ્દ કણોનો સંચય કરી, પુનઃ પુનઃ મનન કરતી. એમ પાંચ સાત જાહેરભાષણો થતાં સેંકડો માંસહારીઓએ માંસનો ( Meat ) અને દારૂડીઆઓ મદ્યપાનનો ( Wire ) ત્યાગ કર્યો, એટલુંજ નહિ બલ્કે એક માંસ નિષેધક મંડળની અત્રે સ્થાપના થઇ, જેમાં જૈન હિન્દુ અને મુસલમાન કોમના પણ યુવાનો જોડાયા. આ મંડળીના સભ્યો કોઇને ત્યાં માંસ પકાવાતું નજરે ચઢે તો તે સ્વયંસેવકો ત્યા જઈ રીતસર સત્યાગ્રહ કરતા અને ઉપદેશદ્વારા તેઓને માંસઆદિનો પરિત્યાગ કરાવતા. મુલતાન શહેરની પ્રજામાં માંસનો ત્યાગ એટલા પ્રમાણમાં વધ્યો કે જેના પરિણામે કસાઇઓને ત્યાં ( Meat seller ) છ આને શેરનું માંસ ત્રણ આને શેર થઈ ગયું. કોઇ વ્યક્તિ માંસનિષેધક મંડળીના કહેવાથી માંસ આહાર ન છોડે તો તેને તે મંડળવાળા ચરિત્રનેતા પાસે દર્શનાર્થે લાવતા. તેમને તેઓશ્રી સચોટ ઉપદેશદ્વારા તેનાથી થતા નુકશાનને સમજાવી માંસાહારને તીલાંજલી અપાવતા.

શહેરના કસાઈઓ ચીઢાયા, તેમના વ્યાપારો મૃતપ્રાયઃ થયા. તેઓની એક સભા ભરાઇ અને તેમાં નિર્ણય કર્યો કે આપણા વ્યાપારને પ્રતિબંધક અને નિરોધક ભાવડાઓના ગુરૂ આવ્યા છે. તેઓના ધર્મ ભાષણોના હિંદુઓ તો ઠીક પણ આપણીજાતના મુસ્લીમો પણ અહિંસા

ધર્મના હિમાયતી બન્યા છે આપણે એવુ તર્કટ રચો કે જેથી આ ભાવનાના ગુરૂનુ કાસળ નીકળે અને આપણો વ્યાપાર પુનઃ સજીવન થાય, પાપાત્માઓ પાપવૃત્તિઓના પરિત્યાગી બને તે પણ ક્રૂર અને દુર્ભાગી આત્માઓને પસદ નજ પડે, નીચ પ્રકૃતિ વ્યક્તિઓ પોતાનુ પાપી પેટ ભરવાને માટે મહાન્ પુરૂષોનો વિરોધ કરે છે, પણ શ્રેષ્ટ આશયથી સત્ય પ્રચાર કરનારને જરાપણ આચ કે ખાચ આવતી નથી

નિઃસ્વાર્થી ધર્મનો ઉપદેશ આપનાર મલેચ્છ જનતામા પણ અહિંસાધર્મની અજબ પ્રચારણા કરનાર ચરિત્રનેતાને તે ક્રૂર જનતાના નિષ્ઠુર પરિણામની જાણ થઈ પરન્તુ એ સમાચાર થી તેઓશ્રીના હૃદયમા ગ્લાનિને બદલે ઘણો ઉત્સાહ પેદા થયો અને એ ઉત્સાહે ભાવિ અભ્યુદયના ચિન્હો સૂચિત કર્યા, નીડરતા વધી, ધીરજતાથી પ્રાણોની પરવા કર્યા વિના પ્રથમથીજ વિશેષ સતેજ બની અહિંસાધર્મના પ્રચારમાટે જાહેરભાષણો આપતા ગયા પણ હા અહીંના શ્રાવક અને ભક્તવર્ગે ચરિત્રનેતાની નિર્દોષ પ્રવૃત્તિમા આચ ન આવે એ હેતુથી બે મજબૂત પહેલવાન જેવી વ્યક્તિઓ સાવધાનપૂર્વક રોકી હતી જોકે તેઓ સમજી ગયા હતા કે, આ મહાત્માશ્રીનો વિરોધ હમોને નરી ભય કરતા ઊભી કરશે, એટલે આપોઆપ શાત પડી ગયા ખરેખર જગના કલ્યાણના હેતુથીજ પથદર્શકોને વિઘ્નવાદળીઓ ઘેરે પરન્તુ તેઓના પુણ્ય વાયુના સપાટામા આપોઆપ તે વાદળીઓ વીખેરાઈ જાય છે સ ૧૯૬૮ ના મુલતાનના ચાતુર્માસમા અભૂતપૂર્વ ચીરસ્મરણીય ધર્મ મહોત્સવો, પૂજા પ્રભાવના, ધાર્મિક પાઠશાલાઓ વિગેરે ધર્મકાર્યો સારા પ્રમાણમા થયા અખીલ જનતાએ વ્રત પચ્ચખ્ખાણ પણ સારા પ્રમાણમા લીધા અહીં ॥ દેવવિમાન જેવા મદિરનુ કાર્ય પુરૂ થતા વિધિપૂર્વક ધામધૂમથી ચરિત્રનેતાના વરદહસ્તે વીતરાગ પ્રભુની મૂર્તિની પ્રતિષ્ટા કરવામા આવી પ્રતિષ્ટા મહોત્સવમા બીજા શહેરોના અને ગામોના ને દરા માનવોએ પધારી ધર્મની પ્રભાવના કરવામા ફાળો આપ્યો હતો મુલતાનનુ આખુ ચોમાસુ ઘણોજ પરિશ્રમ ઉઠાવી જૈનેતર વર્ગમા પણ જૈનધર્મની મહત્તા અને ગૌરવ સારાવી નિર્વિઘ્ને પરિપૂર્ણ કર્યું



## પ્રકરણ ૧૬ મું.

**અંબાલા ચાતુર્માસ—**



ચરિત્રનેતાની ખ્યાતિ કીર્તિ અને પ્રતિષ્ઠા આખાયે પંજાબમાં અજબ જામી. અપ્રતિમ પુણ્ય પ્રકૃતિ પૂજ્ય ચરિત્રનેતાની વાણીએ પંજાબીઓના સઘનપાપપુંજોને વેરાન સેરાન કર્યા. જ્યાં જ્યાં જૈનોની વસ્તી હતી ત્યાં ત્યાં સઘળે સ્થળે વિચર્યા. અનેકધા ઉપકારો કર્યા. જેઓના હૃદયમાં કેવળ ઉપકારનીજ ભાવના હરપળે રમી રહી હોય તે મહાત્માની કોઇપણ ધારણા પાર નપડે એમ બનતુંજ નથી. દરેક સ્થળોના વિહારોમાં ધર્મ વિમુખીઓ ધર્મ સન્મુખ બન્યા. હૃદયની વિશુદ્ધતા અને શાસ્ત્રોની વિદ્વત્તા એ ઉભયથી સંમિશ્રિત થયેલી વાણીસારણી જનતાને મુગ્ધ બનાવે એ તદ્દન સ્વભાવિક છે, જ્યાં

અગ્નિનેતાને ત્યા મખ્ખાબધ આવતે વાણી અને દર્શનનો લાભ લેવાના હેતુથી આવી વસતા જ્યા સુગધી પુષ્પરાશીનો વાસ હોય ત્યા ભ્રમરગણનો વાસો હોયજ છે વાણી વિચાર અને પ્રવૃત્તિ ત્રણેય જેમના એક સમાન રહેતા કારણકે **महतामेकरूपता** એ વાક્યને સારી પેઠે સમજ્યા હતા

વિહાર કરતા કરતા અગ્નિનેતા અગાલા પધાર્યા, અત્રેની જનતા આ મહાત્માના પુનિત નામથી અને ગૌરવભર્યા ગુણોના અતિશયોથી પરિચિત હોઈ સત્કારમા, સેવામા અને આજ્ઞાપાલનમા દત્તચિત્ત રહેતી, અત્રે જુદા જુદા વિષયો ઉપર પાચ ભાષણો થયા હતા જેમા મૂર્તિપૂજક, સ્થાનકવાસી, જૈનેતરો પણ પ્રતિદિન વ્યાખ્યાનમા હાજર રહેતા, જૈનેતર વર્ગોયો અનેકધા ગુચવાડા ભરેલા પ્રશ્નો પૂછતા જેમના જવાબનો બહુજ સુદર રીતે ઉકેલ કરતા મહારાજશ્રીના ભાષણમા મોરલીધર નામના વકીલને ઘણોજ રસ જામ્યો મહારાજશ્રીની મુલાકાતે વર્ણીવાર આવતા પોતે પરધર્મના હોઇ સ્વ-ધર્મના ગુરુ જેવો પ્રેમ અને શ્રદ્ધા રાખતા અને દરેક વિષયનુ ખડન આનદપૂર્વક સાભળતા

પજાબ કોન્ફરન્સ, પજાબના મોટા મોટા શહેરમા અવર નવર ભરાતી જેના સભાસદોમા મોટો ભાગ ( Majority ) જૈનેતરો નો હતો સમાજના સુધારા માટે તેમા વિચારણાઓ થતી આ સભામા શ્રીમતો, અને વિદ્વાનોનો વર્ગ આ કોન્ફરન્સમાં એકત્રિત થતા અને જુદા જુદા વિષયો ઉપર અસરકારક ભાષણો થતા

આ કાન્ફરન્સની પદ્ધતિ, નિયમો તેમજ ઉદ્દેશો તેમજ વિદ્વાન્ વક્તાઓના નામો તથા વિષયો પ્રથમથી પ્રગટ થતા

<u>લેકચરનો આગ્રહ</u>—

અગ્નિનેતાના વ્યાખ્યાનોથી આકર્ષિત અને પ્રભાવિત બનેલા મોરલીધરે મહારાજશ્રીને પબ્લીક લેકચર આપવા આગ્રહ કર્યો વિશેષ

લાભ જોઈ તે વિનંતિનો સ્વિકાર થયો. વકીલજીએ મહેનત ઉઠાવી અરજી વિગેરે કરી સમય અને વિષયની મંજુરી મેલવી. આ સભામાં ચરિત્રનેતાને લઈ જવા એટલે ક્યાં અને કેટલું ઉચ્ચસ્થાન, તેમજ ત્યાગી મહાત્માઓનું માનગૌરવ સચવાય અને સૌ કોઇ દેશનાનો લાભ સારીપેઠે ઉઠાવી શકે એ હેતુથી વકીલજીએ અને શ્રાવક વર્ગે પરિશ્રમ ઉઠાવી સારી વ્યવસ્થા કરી.

એક ઉંચી સુંદર પાટ અને જૈન સાધુના વ્યાખ્યાન પદ્ધતિ અનુસાર ચંદરવો પુઠીઉં વિગેરે ગોઠવવામાં આવ્યું. સભામાં દયા તેમજ શિક્ષણ એ બે વિષયો ઉપર ચરિત્રનેતાનાં ભાષણો નિર્ધાર થયાં. ચરિત્રનેતાનો સમય આવતાં બુલંદ અને મધુર અવાજથી સેંકડોની સભામાં છટાદાર ભાષામાં હૃદયસંથક વિવેચન શરૂ કર્યું, એક વ્યકિત અસરકારક ભાષણ થતું જોઈ હૃદયમાં ધુંધવાતી ઈર્ષ્યા જવાલાને તે સભામાં પ્રગટ કરતા જણાવ્યું કે આ સાભામાં પ્રમુખસ્થાન કોને આપવામાં આવ્યું છે તે સમજવું બીલકુલ અશક્ય છે. કારણકે જૈન મુનિ લબ્ધિ-વિજયજીનું સૌથી ઉંચુસ્થાન તેમજ મેજ ઉપર બાંધેલા ચમકતા ચંદરવા જોતાં ભલભલાને ભ્રાન્તિ થાય કે આ સભામાં પ્રમુખપદે કોણ છે? જેમને ધર્મધગશ કે શ્રદ્ધા ન હોય, સાચાસંતની ઓળખાણ ન હોય, તેવી વ્યક્તિનેજ આવી ઉદ્ધતાઈ અને ઇર્ષ્યાથી ભરેલો પ્રશ્ન પૂછવાની ધીઠાઇ કરવી પડે. તે પ્રશ્નકાર લાલા લચપતરાઇને પ્રમુખ સાહેબે જણાવ્યું કે હું તો અમુક સમયને માટે અને આ સભામાં પ્રમુખ તરીકે નિયત થયો છું. પરન્તુ હરેક સભાના હંમેશ માટેના સાચા પ્રમુખ જો કોઈ દુનિયામાં હોય તો તે ત્યાગી સંતોજ છે. એટલે એ પ્રશ્ન તમારો અસ્થાને છેઃ

વાંચક વર્ગ વિચારશે કે આપણા ચરિત્રનેતાનું કેવું અસાધારણ ઓજસ તે સભામાં પ્રસર્યું હશે. તેમજ પ્રમુખ પણ કેટલી ઉદાર વૃત્તિવાળા તથા ધર્મપ્રેમી હોવા જોઇએ ?

ચરિત્રનેતાજીએ અંતઃકરણની શુદ્ધ લાગણીથી હાર્દ વચન પ્રવાહને વહાવતા પ્રથમના દિવસના ભાષણમાં દયા કોની હોઇ શકે ? દયા એ આર્ય ધર્મોની ભૂમિકા છે દરેક દર્શનકારો દયાને પ્રશંસે છે માને છે અને દયાળુ બનવા સહુ કોઇને પ્રેરે છે પોતાના તુચ્છ સુખની ખાતર પ્રાણીઓની હિંસા કરવી કરાવવી એ અધમ આત્માઓનું કર્તવ્ય છે દયા ધર્મ પાળવા માટે જીવોની ખાસ જાતિ પણ જાણવાની જરૂર છે કારણ કે કહ્યું છે કે **दया दया मुखसे कहे दया न हाट बिकाय, जाति न जाणी जीवकी, कहो दया क्यों थाय ?** ॥ વિગેરે સરસ લંબાણ પૂર્વક વિવેચન કર્યું હતુ જે ભાષણમાં વૈદિક ગ્રન્થોથી પણ માંસ ભક્ષીયોની અધમતા વર્ણવી એવું રોચક વર્ણન કર્યું હતુ કે, તે પ્રથમ દિવસના ભાષણમાં સેંકડો હિંદુઓએ માંસાહારની પ્રતિજ્ઞા લઇ સ્વજીવનને કૃતાર્થ કર્યું હતુ

બીજે દિવસે શિક્ષણ (Education) ઉપર બોલતા મહારાજશ્રીએ જણાવ્યું કે, દરેક શિક્ષણોમાં સ્વપર કલ્યાણ સાધક આલોક અને પરલોકમાં સુખનેજ કરનાર જો કોઈ શિક્ષણ હોય તો તે ધાર્મિક શિક્ષણજ (Religions Instruction) છે

ધાર્મિક શિક્ષણથી માણસનું જીવન સાદુ અને સદાચારી બને છે, કેવળ પાશ્ચિમાત્ય વાતાવરણથી વાસિત બનેલુ વ્યવહારિક શિક્ષણ મનુષ્યોને ઉદ્ધત, અવિનયી, સ્વચ્છંદી, અને ધર્મ વિરોધી બનાવે છે જે વિદ્યાથી આત્માની ઓળખાણ થતી નથી, જે વિદ્યા નીતિ–ન્યાય વિવેક, વિનય, નમ્રતા અને ધર્મની શ્રદ્ધા જેવા અપૂર્વ ગુણોનુ નિકંદન કાઢે છે એનુ નામ વિદ્યાજ નથી કહ્યુ છે કે **सा विद्या या विमुक्तये ।** જે જે જ્ઞાન માત્ર આ લોકમાંજ ઉપયોગી હોઇ પરલોકમાં કાંઈપણ ઉપકાર કરતુ નથી તે સઘળુ મિથ્યા જ્ઞાન છે કહ્યુ છે કે–

**मिथ्याज्ञान समस्तं तत् । इह लोकोपयोगियत् ।**
**रागद्वेषादयो यस्मात् । प्रवर्धन्ते शरीरिणाम् ॥**

આજ દિન સુધી એ શિક્ષણ પાછળ લાખો રૂપીયા ખરચાયા છે અને ખરચાયે જાય છે. તેનું એકંદર પરિણામ જો વિચારીએ તો આજના યુવાનો જેમ જેમ એ કેળવણીમાં આગળ વધતા જાય છે, તેમ તેમ ધર્મોના અનુષ્ઠાનોથી હજારો કોસ દૂર થતા જાય છે. પરલોકનો ભય એમના હૃદયમાં રહ્યો નથી. માત્ર આ દુનિયામાંજ પૌદ્‌ગલિક સુખમાં કેમ આગળ વધવું એજ એમનું મુખ્ય ધ્યેય હોય છે. દેવગુરૂ અને ધર્મ જેવા તારક તત્ત્વો પ્રત્યે એમનો દિન પ્રતિદિન અણગમો વધતો જાય છે, માટેજ ધાર્મિક શિક્ષણની અનિવાર્ય આવશ્યકતા છે. વિગેરે લગભગ વીશ મિનિટનું ભાષણ પણ શ્રોતાઓને ઘણુંજ પ્રિય થઇ પડયું. એ ટુંક સમયના ભાષણમાં પણ એવી ઉંડી અસર અને રમુજ જનતાને અનુભવાઈ હતી કે, જેના પ્રભાવે કેટલાક સભાસદોએ ધર્મશિક્ષણ જીવનમાં ઉતારવાની કબૂલાત આપી.

ચરિત્રનેતાના ભાષણને વીશ મિનિટ થતા એક વ્યક્તિએ ચરિત્રનેતા ઉપર ચિઠ્ઠી મોકલી જેમાં લખ્યું હતું કે " ઘણા વક્તાઓને બોલવાનું છે અને સમય ટુંકો છે." ક્ષુદ્ર પ્રકૃતિવાલા માણસોની કુટ આશયથી આચરેલ પ્રવૃતિ નિરર્થક જાય છે એ સ્વભાવિક વિધિ ક્રમ છે. ચિઠ્ઠી ભેજનાર વ્યક્તિ ચરિત્રનેતાના ભાષણથી મુંઝાઈ ગઈ હતી. કારણકે પોતે સારા વક્તા હોવા છતાંએ તેમના ભાષણમાં અખીલ સભાસદોએ માત્ર બેજ ચેર આપી હતી. જ્યારે ચરિત્રનેતાના ભાષણમાં બાર ચેર થઇ એટલે ચીઠ્ઠીના બહાને માત્ર ઇર્ષ્યા જ્વાલા ભભૂકી ઉઠી હતી. ત્યાગી મહાત્માઓના વૈરાગ્ય રંગ મિશ્રિત અણમોલ વચન પિયૂષની અસર કયાં ? અને સંસાર આસક્ત વક્તાઓના ઉપર ટપકે બોલાતા વચનની અસર કયાં ?

## ચીઠ્ઠિ દ્વારા વિનતિ—

ચરિત્રનેતાના ભાષણથી સભાપર પડતો પ્રકાશ અને અસર અનુપમ પડ્યો છે. એમ જાણી ઉદારવૃત્તિ સન્ત પ્રેમી પ્રમુખ સાહેબે ચરિત્રનેતા

પર સહર્ષ જાણે ભાષણનો ઉપસંહાર જ ન હોય એવી એક ચિટ્ઠી મોકલી જેમા નીચે લખેલ ભાવાર્થવાળુ સૂચન કર્યું હતું કે "આપશ્રીનુ ભાષણ જનપ્રિય છે, ધર્મની ઉડી અસર કરનારૂ છે તેમજ અન્ય વકતા કરતા આપના ભાષણની અસર વિશેષ થઇ રહી છે, એટલે આપ દશ મિનિટ આપનુ ભાષણ આગળ વધારશો એવી મારી નમ્ર વિનતિ છે"

પ્રથમ આવેલ વ્યાખ્યાનરોધની ચિટ્ઠીનો ઇન્કાર થતા અને ભાષણ આગળ વધારવાની માગણી થતા ચરિત્રનેતાએ અખંડ ઉત્સાહી પરોપકારવૃત્તિથી આગળ ભાષણ વધાર્યું જેથી જનતા પર ઘણુજ વિશેષ ઓજસ પ્રસર્યું. અને જૈન ધર્મની મહત્તા વધી આ સભામા દરેક વિદ્વાન્ વકતાઓમાથી અધિકતર પ્રિય અને અસરકારક ભાષણ નીવડયુ હોય તો તે આપણા ચરિત્રનેતાનુજ નિવડયુ સભાસદોમા M A, B A આદિ અનેક વિદ્વાન વર્ગ ભાષણ આપનારો હોવા છતા બાર ચેરનો ચાન્સ મળ્યો હોય તો આપણા ચરિત્રનેતાનેજ મલ્યો જૈનેતરોની સભામા પણ જૈન મહાત્માઓ વિદ્વતા ભર્યું અને અસરકારક ભાષણ કરી શકે છે એવી ભૂરિ ભૂરિ પ્રશંસા થઇ

સભામા થયેલ ભાષણોનો રીપોર્ટ અનેક વર્તમાન પત્રોમા પ્રગટ થયો જેમા આપણા ચરિત્રનેતાના ભાષણનો રીપોર્ટ જુદો અને સ્પષ્ટ ટાઈપમા પ્રસિદ્ધ થયો હતો રીપોર્ટ પૂર્ણ થતા વર્તમાનપત્રના અધિપતિજીએ ખુશાલી દર્શાવતા પોતે જણાવ્યુ હતુ કે જૈન મુનિરાજ શ્રીમદ્ લબ્ધિવિજયજી મહારાજનુ ભાષણ આ સભામા ઘણુ પ્રશસાયુ છે અને જેમના ભાષણમા બાર ચેયરો થઇ હતી જે કોઇપણ વકતાના ભાષણમા થઈ નહતી ખુશીથી હુ પણ મારા તરફથી તેઓશ્રીના ભાષણને અનુમોદન રૂપ તેરમી ચેર આપી વીરમુ છુ જૈનેતરોની સભા, જૈનેતર વિદ્વાન્ વકતાઓ, અને તે પણ સુધારકો છતાયે જૈન મહાત્મા શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજનુ ધાર્મિક પ્રવચન સર્વાધિક બન્યુ એ જૈન જનતાને ઓછુ ગૌરવ લેવા જેવુ ન ગણાય

## દીલ્હીમાં પધરામણી —

પંજાબની જનતાને અપૂર્વ ધર્મ પ્રવૃત્તિમાં પ્રગતિશીલ બનાવી હમેશા સ્મરણપથમાં આવે એવા સુકૃત્યોની સુલતાઓ ભાવુક આત્માના હૃદયવૃક્ષ ઉપર આરોપી ચરિત્રનેતાએ પંજાબથી સપરિવાર વિહાર કર્યો. પંજાબથી પાછાવળતા ત્યાંની જિજ્ઞાસુ અને ઉપકૃત જનતાએ ગુરૂ-વિરહના અને ધર્મ સંગમથી ઉત્પન્ન થતા નિર્દોષ આનંદના અભાવના આંસુ ઢાલ્યાં. પાટનગર દીલ્હી શહેરમાં ભવ્ય સત્કારની સાથે ચરિત્ર નેતાની પધરામણી થઇ. અત્રેની જનતાનો ચતુર્માસ માટે અત્યંત આગ્રહ થતાં સંવત ૧૯૭૦ નું ચાતુર્માસ ચરિત્રનેતાએ દિલ્હી શહેરમાં કર્યુ. દિલ્હી શહેરની જનતા વિલાસપ્રેમી હોવા છતાં ધર્મ વ્યાખ્યાનનો લાભ નિયમિત લેતી. અંહીના કેટલાક જૈનેતર વિદ્વાનો ચરિત્રનેતાની મુલાકાતે આવતા અને તેઓશ્રી પણ જૈનધર્મના સિદ્ધાન્તોની સમજણ આપી સંતુષ્ટ કરતા. દીલ્હી શહેર એટલે એક વખતનું બાદશાહી-યતનું તખ્ત સ્થાન જ્યાં અનેક ખોપરીના માનવો વસે છે. દરેક માનવોને ઉત્પન્ન થતા સંશયોને ચરિત્ર નેતા અજબ યુકિતથી નિરાકરણ કરતા:

## રામા થીએટરમાં ભાષણ —

અનેક જૈનેતરોના આગ્રહથી અખિલ દિલ્હીવાસી જનતાને ગુરૂદેવની ધર્મ દેશનાનો લાભ મળે એ હેતુથી જાહેર ભાષણની ગોઠ-વણ થઇ. જે ભાષણોમાં હજારો માનવો લાભ લેવા ઉપરાંત અત્રેનો ઓફીસર વર્ગ પણ દુર્લભતક માની ભાષણનો લાભ લેતો. શહેરના દરેક વિશાલ મકાનોમાં પબ્લીક ભાષણ પ્રસંગે સ્થલ સંકોચતા સહેજે રહેતી. જેથી ચરિત્રનેતાના ભાષણનું સ્થળ સુપ્રસિદ્ધ રામા થિએટરમાં નિશ્ચિત થયું. વાંચક વિચારશે કે દિલ્હી શહેરની વિશાળ માનવમેદનિ ચરિત્રનેતાના મધુર પ્રવચનનોમા કેટલી મંત્ર મુગ્ધ બની ચુકી હશે?

જૈન મહાત્માના બોધક તાત્વિક પ્રવચનો હજારોને રોચક બન્યા હજારો દુર્વ્યસનની પાપ પ્રચારમાંથી અટક્યા અને ઉંચા આચાર વિચારોમાં યોજાયા

ભાષણો અલગ અલગ વિષયો ઉપર જનતાની પસંદગી ઉપર ગોઠવાતા માનવ ધર્મ, સાચું સુખ ઇષ્ટ સિદ્ધિ, મતભેદ જગત્ કર્તા ઈશ્વર નથી વિગેરે વિગેરે વિષયો ઉપર ચરિત્રનેતાએ ભાષણો આપ્યા હતા જેથી જનતામાં ઘણીજ જાગૃતિ થવા પામી હતી અવર નવર જૈનેતર પંડિતો પણ ધર્મ ચર્ચા કરવા આવતા, જેમની સાથે મહારાજશ્રી ઘણીજ દલીલોપૂર્વક વાત કરી જૈનધર્મની મહત્તા સમજાવતા ચરિત્રનેતાને અનેક પ્રશસ્ત પ્રવૃત્તિઓમાં અત્રે ગુંથાએલા રહેવું પડતું જેથી નિવૃત્તિનો સમય ભાગ્યેજ મળતો કાર્યોના વ્યવસાયથી પોતાની તરફ પ્રેમદૃષ્ટિથી દેખનારાઓ પણ પત્રોત્તર આપવાની ફુરસદ મળતી નહિ જે નીચે આલેખાયેલા પત્રથી વાચક વર્ગને માલુમ પડશે

પત્ર લખવાની ફુરસદ પણ નહિ મળે એ સ્વાભાવિક છે પઠન પાઠન વ્યાખ્યાન વાચન ભાષણ અને નવીન ગ્રન્થો રચવામાં તથા આવેલ વાદિઓ સાથે વાતચીત કરી તેમના પ્રશ્નોના ઉત્તરો આપવા વિગેરે કામમાં મશગૂલ હોવાથી ફુરસદ ક્યાંથી મળે ? ચરિત્ર નેતાની વિદ્વત્તાના યશોગાન ચોતરફ થવા લાગ્યા જૈનેતરો પણ મહારાજશ્રીની વિદ્વત્તાની ભૂરિ ભૂરિ પ્રશંસા કરવા લાગ્યા વર્તમાન પત્રકારોએ પણ પબ્લીક લેકચરોનો રીપોર્ટ પોતાના કોલમમાં લખાણથી છાપી કૃતજ્ઞતા દર્શાવી અનેક સજ્જન વર્ગના અભિનંદન પત્રો પણ આવવા લાગ્યા તે પૈકી ખાસ મુનિરાજ શ્રીમદ્ વલ્લભવિજયજીએ પણ હૃદયની અસ પ્રીતિથી ચરિત્રનેતાની વક્તૃત્વશક્તિ ઉપર હાર્દિક ઉદ્ગારો પત્ર દ્વારા પ્રદર્શિત કર્યા હતા તે અક્ષરસઃ અમો પ્રગટ કરીએ છીએ.

---

એક દિવસ નિવૃત્ત થઇ બેઠેલા ચરિત્રનેતાને તેઓએ પોતાના હૃદયગત વિચારો રજુ કરતાં કહ્યું કે, આપશ્રીની દેશનાથી મારા હૃદયમાં વિરકતભાવ ઉભરાયો છે. આપશ્રીના શિષ્ય બની જૈનધર્મની દીક્ષા સ્વીકારી આત્મ કલ્યાણ કરવા ઇચ્છું છું. મારા કુટુંબીઓ સ્થાનકવાસી પંથના છે. અને તેથી તેમની આજ્ઞા લેવા જતાં તેઓ અન્યપંથના હોઇ સંવેગી દીક્ષા અંગીકાર કરવાની આજ્ઞા નજ આપે. માટે આપ રજાવિના એ કાર્ય જલદી કરી સંસાર કારાગારમાંથી મને મુકત કરો:

ચરિત્રનેતાએ જવાબમાં જણાવ્યું કે દોલતરામજી? તમોને મારી દેશનાથી આત્મ કલ્યાણની ભાવના જાગૃત થઈ છે તે ખરેખર લઘુકર્મીની નિશાની છે. દેશના શ્રવણનું સાચું ફળ સર્વવિરતિ ગ્રહણ કરવાના પરિણામજ છે. વિગેરે કહી ચારિત્રમાં આવતા પરીપહોની સમજણ આપી. તેમાં મક્કમ રહેવા ભલામણ કરી. ત્યારબાદ તેઓશ્રીને સીકંદરાબાદમાં ધામધૂમ પૂર્વક ઠાઠમાઠથી સુમુહૂર્તે પ્રવ્રજ્યા પ્રદાન કર્યું. અને તેમનું નામ મુનિ શ્રી લક્ષ્મણવિજયજી રાખી પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા. આ દીક્ષા પ્રસંગે જનતાના હૃદયોમાં તે તરૂણ યુવકને ભૂરિ ભૂરિ અભિનંદનો અપાઈ રહ્યા હતા. આ દીક્ષાપ્રદાન મહોત્સવ પ્રસંગે શાસન પ્રભાવના કરવામાં સહુ કોઈ કટીબદ્ધ બન્યા હતા. ઠેઠ પંજાબ સુધીના જૈનોએ પણ ભાગ લીધો હતો. તેઓશ્રીને દીક્ષા આપી દીલ્હીમાં ચોમાસુ કર્યું. ત્યાંનાં ચોમાસામાં ધર્મ પ્રભાવનાઓ, પૂજાઓ, ધર્મ પર્વ દિવસોમાં જલસાઓ અને સમારોહો અજાયબી ભરેલા થયા. જીવદયામાં જીર્ણોદ્ધારમાં તેમજ અન્ય ધર્મ ક્ષેત્રોમાં અત્રેની જનતાએ ઉદારતાથી હાથ લંબાવી પોતાની ચંચળ લક્ષ્મીને ચિર સ્થાયી બનાવી હજુ સુધી ત્યાંની જનતા આવા મહાત્માને ઝંખી રહી છે:



ॐ नमो वीतरागाय ॥

नमः श्रीमद् विजयानंदसूरि पादपद्मेभ्योऽपि

मुम्बई गिरगांव-लालवाग

मुनि वल्लभविजयादि तर्फसे

मुनिवर्य श्री लब्धिविजयजी आदि योग्य वंदनानुवंदना सुखशाता के साथ मालूम होवे आपका प्रीति भरा पत्र मीला आनन्द प्राप्त हुआ वस इसी तरह हमेशहके लोग वना रहे यही श्री सद्गुरु महाराजसे प्रार्थना है. इसमें शक नहीं दील्हिका पुण्य आजकाल सतेज है. जहां गइ हुइ राजधानी वापीस लोट आई. वहां प्रीति न आवे यह रीति या नीति नहीं हो सकती अत एव सुनपत पानिपत व थनेसर की खुशकी नीकल गई. यमुनाके तटकी ठंडी ठंडी हवाने ठंड पादी इतना हि नहीं वल्कि प्रीतिको हराभराकर मनोवागको सरसव्ज कर दीया. आपके लेकचरोंकी धूम चारोंही तर्फ घूम रही है. इसमें शक नहि पंजावका पानी ही ऐसा है मगर अस्मदादिकोंकी तरह गुजरात के पानीको असर न लगे तवतक ही संभव भी है पंजाव गुरु महाराजका धाम है अत एव अपने लीए तीर्थभूमि है तीर्थ भूमि फरसनेसे आत्मवल वढता है तो शारीरिक बल वढे उसमे आश्चर्य ही क्या ? अन्यत्र गुरु निन्दकोंका स्थान होनेसे उसकी संगति आत्मवलकी हानि कर सकती है. यदि वो शारिरिक बलकी हानि करे उसमें तो कहना ही क्या ? मगर इस वातकी सत्यता अनुभव विना होनी दुर्लभ है. जव आप स्वयं अनुभव करेंगे स्वयं हि विदित हो जायगा अस्तु समयानुसार जो कुच्छ हुआ देखलिया, जो कुच्छ होगा देखा जायगा. मगर इतना

तो मुक्त कंठसे कहना हि पडेगा कि आपकी भाषण शक्ति व भाषण शैली चित्ताकर्षिका है गुरु महाराजके प्रतापसे आपको प्रतिदिन वो शक्ति बढे कि जिससे स्वर्गवासी श्री गुरुमहाराजका नाम अधिकसे अधिक फैले इस वक्तका प्रसंग दर्शनीय हुआ बडी ही खुशीकी बात है जबकी आप ही दर्शनीय है तो आपकी संगतिका प्रसग दर्शनीय क्यों न होवे ? कभी भाग्यमें होगा हमें भी एसा प्रसग मिलेगा आनन्द होगा हाल तो दूर होनेसे कर्ण ही तृप्त होते है जब नेत्र तृप्त होंगे तब अतीवानन्द प्राप्त होगा सब मण्डलको धर्मलाभ.

वदी ६ बुधवार
द व वि

## દીક્ષાની અભિલાષા—

વળી ચરિત્રના વિદ્વત્તા ભર્યા ભાષણ અને વ્યાખ્યાનથી દોલતગમના એક યુવક ચરિત્રનેતાપર ઘણાજ ભક્તિમંત બન્યા

હૃદયવેધક ઉપદેશની અમાપ ઉંડી અસર થતા તે યુવક પરમ પુનિત ભાગવતી દીક્ષા અંગીકાર કરવા સમુત્સુક થયા તે યુવકના હૃદયમા વૈરાગ્યના અંકુર ભાવનારૂપ જલથી સિંચિત થતા પ્રતિદિન વધતા ગયા સ્વ અને પરપદાર્થોની ક્ષણભંગુર સ્થિતિનુ સાચુ જ્ઞાન તેઓશ્રીએ મેળવ્યુ દુરગામી આત્માની પરમજ્યોતિમય દશા અને પરમપદ પ્રાપ્તિના સાધનભૂત સંજમની સાચી ઓળખાણ ચરિત્રનેતાની અમોઘ દેશનાએ તેઓના હૃદયમા નવપલ્લવિત કરી અસાર અને દુસ્તર વ્યામોહી સંસારની વૃત્તિઓ પ્રતિ તિરસ્કાર શરૂ થયો હૃદયવેધક તારક ગુરુદેવની દેશનાએ તે તરૂણ યુવકના હૃદયમા વૈરાગ્ય, સમભાવ, ધીરજ આદિ સુગુણોની સુવાસ પ્રસારી અને તેથીજ ક્ષણિક નશ્વર ધન મહેલાતો કુટુંબો વિગેરે ઉપરનો મોહ છુટતો ગયો

## પ્રકરણ ૧૭ મું.

**દર્શન ઉત્સુકતા —**



દિલ્હીથી અનુક્રમે વિહાર કરતા ચરિત્રનેતા પરમ તારક ગુરુદેવના દર્શન માટે ઉત્સુક બન્યા વિનીત શિષ્યો પોતાના ગુરુદેવની શુશ્રુષા માટે પ્રતિક્ષણ તૈયારજ હોય છે સદ્ગુરુની સેવા એજ જીવનની સાચી ધન્યપળ છે એ ભાવના પુરમા ઉત્રમિત થયેલા દિલ્હીથી તાબડતોબ વિહાર કરી ગામોગામ જાહેર ભાષણ દ્વારા જૈનધર્મની વિજયપતાકા ફરકાવતા રૂપાલ ગામમા તારક ગુરુદેવ શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજની શીતળછાયામા સહર્ષ આવી પહોચ્યા

ગુરુદેવના દર્શનની તીવ્ર અભિલાષા સફળ થતા ચરિત્રનેતા સ્વ

પરિશ્રમ અને જીવનને કૃતકૃત્ય માનવા લાગ્યા. ગુરૂદેવે પણ તેઓએ કરેલ ધર્મ પ્રભાવના, પ્રસારેલી ધર્મોન્નતિ અને વધારેલું ધર્મગૌરવ આદિ શુભ કાર્યોની મુક્તકંઠે પ્રશંસા કરી. ચરિત્રનેતાએ પણ વિનમ્રભાવે ગુરૂદેવની આજ્ઞાનું ફલ માનતા પોતાની લઘુતા દર્શાવી. મીઠીનજરે. સૂરિશેખરે ભાવિમાં વિશેષ ઉન્નતિ કરવાના આશિર્વાદો જાણે ન આપતા હોય તેવી રીતે ચરિત્રનેતા સામે ક્ષણભર જોયું. રૂપાલથી આચાર્ય દેવેશ તથા તેમની સેવામાં તાજેતર ઉપસ્થિત થએલ ચરિત્રનેતા ઇડર સંઘના આગ્રહથી સસત્કાર પધાર્યા.

આચાર્ય દેવેશ જ્યારથી ઇડર પધાર્યા ત્યારથી ઇડરની જનતાનો ઉત્સાહ, શ્રદ્ધા, અને ભક્તિ અજબ વધતી ગઇ ચરિત્રનેતાના વ્યાખ્યાનો તથા ભાષણોથી અત્રે જૈન જૈનેતરોમાં જાગૃતિ અને નવ ચૈતન્ય આવ્યું. અત્રે રાજદરબારી ઓફીસર વર્ગ જાહેર ભાષણમાં તેમજ મુલાકાતે પણ આવતા. ધર્મ ચર્ચામાં તાત્વિક વિચારણા અને મતાંતરોની માન્યતા વિગેરે ઉપર ચરિત્રનેતા બહુજ સપષ્ટતા પૂર્વક દલીલોથી સમજાવી સૌ કોઈને સંતોષતા, મિત્રમંડળમાં, ગૃહકુટુંબોમાં, જૈનોમાં અને જૈનેતરોમાં ચરિત્રનેતાની વાક્પટુતા, વિદ્વતા, નિખાલશ અને સમતોલ વૃત્તિ વિગેરે ગુણોની ખુબ પ્રશંસા થવા લાગી. આ ઉજ્જવલ ગુણોથી આકર્ષાઇ અત્રેના સંઘે કોઇ વિશિષ્ટપદ ઉપર આરૂઢ કરવાનો વિચાર કર્યો.

## વિજ્ઞપ્તિ —

ઇડરના સંઘે એકત્રિત થઈ પૂ૦ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ પાસે આવી વિનંતિ કરી કે શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજને કોઈ પણ વિશિષ્ટપદથી અલંકૃત કરવા જોઇએ પદાર્પણ સમયનો સઘળો મહોત્સવ અત્રેનો સંઘ કરવા ઇચ્છે છે. સુવર્ણ મુદ્રિકામાં હીરો જડવાથી વિશેષ શોભામય બને છે, તેમ શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજને

કોઇ પદથી અલંકૃત કરવામાં આવે તો સોનુ અને સુગંધ એ કહેવત ચરિતાર્થ થાય.

ચરિત્રનેતાની સુંદર વ્યાખ્યાન શક્તિ અને વિદ્વત્તાથી સૂરિશેખર અજાણતો ન હતા તેમના હૃદયમાં પણ એ વિચારણા ચાલતી હતી અને તેનો ટેકો મળતા વધુ દૃઢ થઈ અને ઉત્તમ મુહૂર્ત આવેથી જોઇ લેશુ એમ આચાર્યશ્રીએ ઉત્તર વાળ્યો, પદાર્પણના શુભ સમાચાર આખા સંઘમાં ફેલાતા સૌ કોઇના મુખ ઉપર હર્ષ અનુભવાતો હતો પદાર્પણના મહોત્સવ નિમિત્તે એક ભવ્ય મંડપ તૈયાર કરાવ્યો નિયત કરેલા શુભ દિવસે સંઘ સમક્ષ શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજને "જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ" નુ બીરૂદ આપ્યુ હતુ ઉપરોક્ત પ્રસંગે શ્રીમદ્ હર્ષવિજયજી મહારાજના પ્રશિષ્ય મુનિશ્રી માનવિજયજી મહારાજ આદિ હાજર હતા તે પ્રસંગે સાધવજી ભૈયાજી, મણીલાલ વીરચંદ તથા હેમચંદભાઇ છગનલાલ વિગેરે જુદા જુદા વક્તાઓએ શ્રી લબ્ધિવિજયજી મહારાજના જીવન ચરિત્ર ઉપર વિવેચન કર્યું હતુ મુનિરાજ ગંભીરવિજયજીએ પણ કેટલુક વિવેચન કર્યું હતુ

પદાર્પણની સઘળી ક્રિયા પૂ૦ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય-કમળસૂરીશ્વરજીના અધ્યક્ષપણામાં નિર્વિઘ્ને થયા બાદ સંઘ તરફથી હેમચંદભાઇ છગનલાલે મુનિરાજ શ્રીમદ્ લબ્ધિવિજયજીને અર્પવાનુ માનપત્ર વાંચી સંભળાવ્યુ હતુ જેની નકલ નીચે મુજબ છે

માનપત્ર—

ૐ શ્રી વીતરાગાય નમઃ

શ્રીમાન્ પૂજ્યપાદ્ અનેક સદ્‌ગુણાલંકૃત મુનિશ્રી લબ્ધિવિજયજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં

અમો ઇડર આદિ સ્થળોના શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ આપ સાહેબને અભ્યર્થના કરીએ છીએ કે—

આપે જૈન તથા અન્ય ધર્મોના પુસ્તકોનું અત્યંત પરિશ્રમ લઇ અધ્યયન કર્યું છે. અને તેના પરિણામે આપે અખિલ ભારતવર્ષના જુદા જુદા દેશોમાં જૈનધર્મનો પ્રચાર કર્યો છે. આપે ખાસ કરીને પંજાબ, મુલતાન, યુ. પી. માળવા આદિ દેશોને આપના પવિત્ર ચરણારવિંદથી વિભૂષિત કર્યા છે. અને તે દેશોની અંદર ઘણા લોકોના હૃદયમાં આપશ્રીએ જૈનધર્મ કે જે સાચો શુદ્ધ અને સનાતનધર્મ છે તે ધર્મ વિષે સારી અસર ઉત્પન્ન કરી તે દેશના લોકોને ઉપકૃત કર્યા છે.

આપનું ચરિત્ર ( Character ) જ્ઞાન, અને વાક્ચાતુર્યાદિ સદ્‌ગુણોએ લોકોના હૃદય જીતવાને વા આપ પ્રત્યે શુભ ભાવ જાગૃત કરવાને એટલી બધી સત્તા ચલાવી છે કે,

આપના એકેક ભાષણમાં પાંચસો શ્રોતાજનોએ માંસ ભક્ષણ નહિ કરવાની પ્રતિજ્ઞા કરેલી છે. આ દૈવીક સત્તા પોતાનો અસલ મહાન્ અધિકારી વર્ગ ઉપર પણ ચલાવતાં ચૂકી નથી. જે વખતે અંબાલા શહેરમાં, ‘ **पंचमोहिन्दुकोन्फरन्स** ’ ભરાઇ હતી તે વખતે આપના વ્યાખ્યાનો એ તે કોન્ફરન્સના પ્રમુખ મી. રાયનાથ કે જેઓ ડીસ્ટ્રીકટ જડજ હતા તે આદિ સભ્ય અધિકારીઓએ તથા શ્રોતાજનોએ આપ સાહેબના જ્ઞાન, ચારિત્ર અને વકતૃત્વ શક્તિના વખાણ કર્યા હતા.

દિલ્હી શહેરમાં ‘ રામા થીએટર ’ માં આપના અસરકારક અને સુબોધદાયી જાહેર ભાષણોએ સાક્ષર વર્ગ તેમજ સામાન્ય વર્ગના ચિત્ત એટલા બધા આકર્ષ્યા હતાં કે જે આકર્ષણને લઇને આપના ત્યાર પછીના જાહેર ભાષણોની અંદર તેજ થીએટરમાં એટલા બધા શ્રોતાજનો આપની અમૃતરૂપી વાણીનો લાભ લેવાને એકઠા થયા હતા કે કેટલાક માણસોને બેસવાની જગ્યા પણ મલી શકી નહતી.

પ્રતાપગઢ, માળવા વિગેરે નગરના લોકો આપની અસરકારક વકતૃત્વકળાની પ્રશંસા સાંભળી આપના વ્યાખ્યાનનો લાભ લેવા ચુકયા

નથી, અને તેથી કરીને આપના દરેક વ્યાખ્યાનને ઘણા થોડાજ પુરૂષો લાભ નહિ લેવા હતભાગી બન્યા હશે

આપે હાલમા અત્રે ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજ સાહેબના પટ્ટવિભૂષક શુદ્ધધર્મપ્રરૂપક આપના ગુરુવર્ય શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ સાહેબની સાથે ચાતુર્માસ કર્યું છે આપના અત્રે આપેલ બે જાહેર ભાષણોથી લોકોની આપના ઉપર અનહદ પ્રીતિ ઉત્પન્ન થઇ છે આ અમૂલ્ય તકનો લાભ લઈ અમો આજરોજ આપના ચારિત્ર, જ્ઞાન અને વાક્-પટુતા આદિ સદ્‌ગુણોથી આકર્ષાઇ 'જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ' ( Great Jain orator ) નું બીરૂદ ( પદવી ) અર્પીએ છીએ અને આશા રાખીએ છીએ કે તે બીરૂદ આપ સ્વીકારી અમારી અભિલાષા સંપૂર્ણ કરશો

વિદ્વાન્ સાધુજનોનુ યશોગાન કરવામા આવેતો પડિતપુરૂષોની લેખિની પાર વીરમી જાય ( થાકી જાય, ) એ વાક્યાનુસાર આપ સાહેબનુ અમો યથાશક્તિ યશોગાન કરી, ટુકમાં આ લેખની પૂર્ણાહુતિ કરીએ છીએ અને અત કરણથી ઇચ્છીએ છીએ કે આપ દીર્ઘાયુષી થાઓ અને આપની અમૃતરૂપી વાણીથી અખિલ જગતના પુરૂષોના મર્મરૂપી વૃક્ષોને સિંચન કરી તેજ તેના અમૃતમય ફળો અર્પી સમસ્ત વિશ્વજનોને કૃતાર્થ કરશો વીર સવત ૨૪૪૧, આત્મ સવત ૨૦ વિક્રમ સ. ૧૯૭૧ના આસો વદી એકમને તારીખ તા ૨૩ માહે ઓકટોબર સને ૧૯૧૫ના રાજ મુ ઘડગઢ.

ઉપરાક્ત માનપત્રની અત્રે સુપ્રસિદ્ધ ગૃહસ્થોની થએલી સહીઓ,

શ્રી પચમહાજન પોરવાડ નાત સહી,
દ ડાહ્યાલાલ મોહનલાલ વિગેરે
૧૯ સહીઓ છે
( જુઓ પરાર્ધનું પાનુ ૧૩ )

ત્યારબાદ ઉપરોક્ત મુનિશ્રીએ ઘણું અસરકારક ભાષણ કરી પોતાના ગુરૂવર્ય શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ સાહેબની આજ્ઞાથી માનપત્રનો સ્વીકાર કર્યો હતો.

આ કાર્ય થયા પછી આચાર્યનું સમયોચિત સંક્ષિપ્ત ભાષણ તેઓશ્રીની આજ્ઞાથી મુનિરાજ શ્રીમદ્ માનવિજયજી મહારાજે વાંચી સંભળાવ્યું હતું જે નીચે મુજબ આપવામાં આવે છે.

**मुनि लब्धिविजयजी! आज श्री जैन श्वेतांबर श्री संघने तुमको जो मानपत्र दिया है सो इन्होने गुणानुरागसे यह काम करके अपनी फर्ज अदा की है। योग्य श्रावकोंका कर्तव्य है कि हमेशह योग्य गुणीको देख भविष्यमें उन्नति-कारक बनाने के लीए उसकी कदर करें। जिस कोममें योग्य व्यक्ति की कदर नहीं होती वहकोम कभी उन्नतिके शिखर पर चढ नहि सक्ति है। इस लीए यहां उपस्थित श्री संघका कर्तव्य अति श्रेष्ठ है। परन्तु पदको लेनेवाला पदको प्राप्त करके पदानुकुल कार्य करता रहे तबही पदप्रदाताओं का परिश्रम सफल हो सकता है। इसलीए जैनरत्न व्या० वा० के पदारुढ मुनि लब्धिविजयजी! मैं तुमको यह हित और मित शब्दोसे कहता हुं कि तुमको यह पद श्री संघकी तर्फसे मिला है सो इसकी सफलताकी तर्फ हमेशह ध्यान रखना। शुद्ध मुनि मंडलमें तथा सुश्रावक वर्गमें जिस प्रकार प्रेमभाव वढे ऐसे काम करने। मांसाहारी जीवोंको मांसाहारसे जिस प्रकार असीम परिश्रम उठाकर पंजाबदेशमें तथा मुलतान आदि शहेरोमें हटाते रहे हो इसी प्रकार भविष्यमे भी जहां जहां तुम्हारा विहार होवे वहां वहां मांसाहारका खंडन करके शुद्ध दया धर्मका प्रचार करना। जैसी तुम्हारेमें इस समय विद्या तथा शान्ति देखनेमें आती है इससें भी अधिक**

इस पदवीको प्राप्तकर रखना योग्य है। मतलब अपने जीवनको ज्ञानकी उन्नति द्वारा पूर्ण शान्तिमय बनाकर अधर्म मार्गका निकंदन करनेमें तथा वीतरागके शासनकी उन्नति करनेमें हमेशह दत्तचित्त रहना। परन्तु जहापर धर्मसे विरुद्ध अर्थात् अधर्मकी पुष्टि होती होवे तथा धर्म शास्त्रसे विरुद्ध कोइ भी पुरुष प्ररूपणा करता होवे एसे स्थानोंमे शक्तिवान मनुष्यों को चुपकी पकडकर शान्तिको धारणकर बेठना अयोग्य है। क्यों कि शास्त्रकार भी लिखते है कि-

धर्मध्वंसे क्रियालोपे स्वसिद्धान्तार्थविप्लवे ।
अपृष्टेनापि शक्तेन वक्तव्य तन्निषेधकम् ॥ १ ॥

भावार्थ —कोइ पुरुष धर्मका नाशकर्ता होवे अर्थात् देवस्थान ज्ञानभंडार श्रीसंघ इत्यादि धर्मकारणोंका जो कोइ अधर्मीजन नाशकर्ता हो और कोइ दुष्टजन दयाधर्मका नाशकर्ता हो और कोइ दुष्ट जैन सिद्धान्तोंको अर्थोको उलटा प्ररूपता हो उस वख्त समर्थ पुरुषको उचित है कि बिना बोलाए भी उन पूर्वोक्त अधर्मीयोका खंडनकरना इनका नाम अशान्ति नही किन्तु अत्यन्तही शान्ति है एसा समजकरके पुरातन तथा आजकलके जमानेके मिथ्यात्वमतोंका खंडन करनेमें तत्पर रहना जिस्से कि हजारों जीवोंका भला होवे वास्ते हमेशह इस बातका ख्याल रखना

ઉપરોક્ત આચાર્યશ્રીના વક્તવ્યના અવસરમાં મુનિ શ્રી લબ્ધિવિજયજીએ સમયોચિત પોતાનું નીચે મુજબ વક્તવ્ય બહાર કર્યું હતું

पूज्यवर्यश्री गुरुजी महाराज तथा पूज्य मुनिमंडल और अन्य सद्गृहस्थो !

मेरे गुरुवर्यने आज मुजको जो उपदेश देकर कृतार्थ किया है। इस बातका मै अत्यन्त ऋणी हुं। और साथही

आप सर्व सज्जनोंके समक्ष यह प्रतिज्ञा करता हुं कि जो जो बातें शासनकी उन्नतिके विषयमें फरमाइ है उन बातोको यथाशक्ति पालन करनेके लिये जीवनपर्यंत तत्पर रहुंगा।

આટલું બોલી રહ્યા પછી મુનિરાજ શ્રીમદ્ માનવિજયજીએ પણ યોગ્ય શબ્દમાં અનુમોદન આપ્યું હતું તે પછી શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજે સભાને અપેક્ષીને નીચે મુજબ વક્તવ્ય જાહેર કર્યું હતું.

प्रिय सज्जनो !

मुझको आज मानपत्र देनेकेलीए आप लोगोने एक विराट सभा भरी है। जिसके अन्दर बहारके उत्साही नर तथा नगर निवासी जैन श्वेतांबर मूर्तिपूजक श्रीसंघ और दीगंबर जैन समाज व जैनेतर सभी समाजके मनुष्य प्रायः विद्यमान हैं।

सभाके प्रत्येक मनुष्यमें असीम उत्साह प्रकाशमान् हो रहा है. शा. हेमचंदभाइ छगनलालने तथा अन्य सद्‌गृहस्थोने मेरे विषयमें जिन शब्दोसे स्तुति कीहै तथा मानपत्रमें मेरे लिए जो शब्द लीखे गये है मै अपने आपको उन बातोंके योग्य नहीं देखता हुं परन्तु जिस संघरुप तीर्थको श्री तीर्थंकरदेव भी देशनाके समय 'नमो तित्थस्स' कहकर नमस्कार करते थे वह तीर्थरूप श्री संघ मानपत्रमें मिथ्या प्रशंसा भी नहींकर सक्ता। दीर्घ विचार करनेसे मालूम होता है कि शायद मानपत्रमें लिखे हुए गुणोंका मेरेमें अंश होगा और आप लेखक तथा अनुमोदक शुद्ध गुण श्रद्धालु और सदाचारी होनेसे अत्यन्त शुद्ध बुद्धिके धारक होंगे इस शुद्ध बुद्धिने आप लोगोके लीए उच्च जातिके सूक्ष्मदर्शक ( दुर्विन्द ) का काम दीया मालूम होता है अर्थात् मेरे परमाणु मात्र गुणोंको आपकी बुद्धिने पर्वत तुल्य देखा और झट जैन समाजमें जाहिर करदिया कि अमुक व्यक्ति अमुक गुणको रखती है

अत हम उसको अमुक पद देते हैं आपकी इस उद्‌घोषणामें मैं सर्वथा सहमत नहीं हुं तथापि गुरु आज्ञा और श्री संघके आग्रहको सादर स्वीकार कर्ता हु और शासनदेवसे प्रार्थना कर्ता हु कि कर्म क्षयोपशममें निमित्त कारण बनकर वह मुझको भविष्यमें इस पदके योग्य बनावे.

આ ક્રિયા થયા પછી આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયકમલ-સૂરીશ્વરજી તથા અન્ય મહારાજાઓની સાથે સર્વ સભાજનો શહેરના સર્વ દહેરાસરના દર્શન કરી ઉપાશ્રયમા પધાર્યા હતા ત્યારબાદ શ્રીમાન માનવિજયજી મહારાજે આજ્ઞાથી સુબોધદાયક વ્યાખ્યાન આપ્યુ હતુ. કેટલાક વ્રતપચ્ચખ્ખાણો પણ થયા હતા, પ્રભાવના તથા સ્વામિવાત્સલ્ય તે દિવસે થયા હતા આ પ્રમાણે ૧૯૭૧ નુ ચાતુર્માસ અનેક પ્રકારની ધર્મપ્રભાવના સાથે ઇડરમાંજ પસાર થયુ વળી જીવદયાના પોષણ અર્થે જનરલ પાંજરાપોળ ખોલવામા આવી

જેમા અનેક ગામોના હજારો અપંગ અને નિરાશ્રિત પશુઓનુ પોષણ થાય છે, અદ્યાવધિ તે સંસ્થા ઘણી સતેજ અને આકર્ષક બની ચુકી છે. આ ચાતુર્માસમા વિશિષ્ટ કાર્ય તરીકે સંપ્રતિ મહારાજના સમયમા ઉદ્ધાર કરાયેલ ગગનચુંબી શાન્તિનાથ ભગવાનના ભવ્ય મંદિરનો જીર્ણોદ્ધાર પ્રારંભાયો હતો, જેમા લગભગ બે લાખ રૂપી આથી અધિક ખર્ચ કરી અત્યારે સુંદર રીતે તૈયાર કરી દીધુ છે પૂ. વિજયકમળસૂરિજી મહારાજ અને તેમના શિષ્ય પરિવાર ઉપર ઇડરની જનતાને અનન્ય શ્રદ્ધા છે, ઉપકારી ગુરુદેવની ઉપકારતા અને ઋણીપણું સાચા ભક્તો કેમ ભૂલે ?






## ખંભાત તરફ પ્રયાણ—



ગુરૂદેવની સાથે વિહાર કરતા, વચમાં આવતા અનેક ગામોમાં ચરિત્રનેતાના જાહેરભાષણો થતાં. જેમાં અનેક કોલી, ઠાકરડાઓ, રજપુતો વિગેરે વિશાળ સંખ્યામાં માંસાહાર, મદ્યપાન નહિ કરવાની પ્રતિજ્ઞાઓ સ્વીકારતા અને પોતાના સલીન જીવનને પુનિત બનાવતા. ધર્મોપકાર રસીક અંતઃકરણવાળા ચરિત્રનેતા ગુરૂદેવની આજ્ઞા મેળવી અનેકોના આગ્રહથી નાના નાના ગામોમાં ફરી પોતે પબ્લીક લેક્ચરો આપતા, જેથી કેટલાક જૈનેતરો પણ જૈનઅનુષ્ઠાનોને આચરતાં શીખ્યા. સભાને ઓળખવાનું પરિજ્ઞાન ચરિત્રનેતાને કુદરતે સાંપડ્યું હતું, ગમે

તેવી અનપઢ જનતામા પણ પોતે સમર્થ વિદ્વાન્ હોવા છતા પોતાના પ્રવચનને જનપ્રિય અને ઉપકારક બનાવી શકતા એવી સભામા પણ જૈનસિદ્ધાન્તથી જરાપણ વિરૂદ્ધ ન બોલાય એની એઓશ્રી પુરેપુરી કાળજી રાખતા, ખભાતની જનતાના અત્યત આગ્રહથી ૧૯૭૨ નુ ચતુર્માસ ત્યાજ થયુ અત્રે પણ જૈનજનતાએ ચરિત્રનાયકની વ્યાખ્યાન-વાણીનો અપૂર્વ લાભ ઉઠાવ્યો બે ત્રણ જાહેરભાષણો પણ અત્રે થવાથી જૈનેતરો પણ ઘણાજ આકર્ષાયા, દરેક ધર્મના શાસ્ત્રોમાથી શ્લોકોના પુરાવા, દાખલા વિગેરે વ્યાખ્યાનમા આવતા હોવાથી વ્યાખ્યાનદાતા સમર્થ વિદ્વાન છે એમ શ્રોતૃવૃદને કબુલ કરવુ પડતુ

__રાયચદ મત —__

એજ અરસામા વિષવેલ સમો ખભાતની જનતામા રાયચદમત નામનો કપોળકલ્પિત મત વધતો જતો હતો કેટલાક તો તેના અનુયાયી પણ બનવા શરૂ થયા હતા

કેટલાક લાગતાવળગતામા, મિત્રમડળમા અને કુટુબીવર્ગમા આ ઝેરીવેલાનો પ્રચાર અને ચેપ ઉડો ઉતરતો ગયો આ મતમા ખાસ કરીને વર્તમાન ત્યાગી જૈનસાધુઓને ન માનતા ગૃહસ્થાશ્રમમા રહી સાવદ્યજીવન જીવી, ધનધાન્ય, હાટહવેલીમા આસક્તજીવન વીતાવનાર રાયચદ નામના શ્રાવકની પ્રતિકૃતિ વદનીય અને પૂજનીય મનાય છે આવશ્યક ક્રિયાઓ પ્રતિ અરૂચી અને વિમુખતા દર્શાવતા રાયચદજી કૃત ગ્રન્થાવલોકનમા એઓ આત્મકલ્યાણ માને છે ધિક્કાર હો અનત કાળ પછી પ્રાપ્ત થયેલી હુડા અવસર્પણીને ! કે જેના પ્રતાપે સ્થાનકવાસી, દીગબર, તેરાપથ તથા રાયચદમત વિગેરે મતો ઉત્પન્ન થવા પામ્યા, ભગવાન જાણે ! હજી પણ બાકી રહેલા સાડાઅઢાર હજાર વર્ષમા ખીમચદમત અગર નેમચદમત વિગેરે નામોના મતો કેટલાય નીકળશે ? શાસનદેવ સૌને એની જાળમાથી બચાવે આવા મતોમાથી પ્રવેશ કરતા

ભોળા જીવોને બચાવી લેવા એ સાચા મુનિવર્યોનું મુખ્ય કર્તવ્ય છે. કેવળ પરમાર્થ જીવન જીવનાર ધર્મપ્રચારક મહાપુરૂષો કોઈની પણ પરવા કર્યા વિના માનાપમાનની દરકાર કર્યા વિના શ્રદ્ધાળુવર્ગને ખરી બીના જાહેર કરતા બીલકુલ ખંચકાતા નથી. જે મહાપુરૂષો, ધર્મપ્રચાર કરતાં ધર્મવિમુખ આત્માઓ તરફથી આવતી મુશીબતોને મહોત્સવરૂપ માનતા હોય તેજ મહાપુરૂષો, દુનિયાને સત્યમાર્ગે વાળી શકે છે. હમેંશ ચાલતા વ્યાખ્યાનના પ્રવાહમાં આ મનસ્વીપણાથી ઉભા કરેલા જિનાજ્ઞા વિરૂદ્ધ ચાલતા રાયચંદપંથને સારી પેઠે ઓળખાવતા, જે સ્થળોએ વીતરાગ આજ્ઞા વિરૂદ્ધ વર્તણુંકો, લખાણો અને પ્રરૂપણા જે જે માલુમ પડતું તે તે બધુએ યુક્તિ પુરસ્સર ખંડન કરતા. સભામાં આ વિષયના જુદી જુદી વ્યક્તિઓ તરફથી અનેક પ્રશ્નો પુછાતા, દરેકને શાંત પ્રકૃતિથી શાસ્ત્રાજ્ઞા મુજબ ચરિત્રનેતા સમજાવી નિઃશંક બનાવતા.

અધર્મનો પ્રચાર ઉત્સૂત્રની પ્રરૂપણા અને કૃપાનો લોપ આદિ વિરૂદ્ધ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં થતી હોય ત્યાં ત્યાં જૈનમુનિઓની અદલ ફરજ છે કે ત્યાં જઇ કોઇના બોલાવ્યા વિના પણ તે વસ્તુનો નિષેધ પોતાના સામર્થ્ય પ્રમાણે કરવોજ જોઇએ.

પંજાબના વાદવિવાદોથી આ જોમ ચરિત્રનેતામાં સારી પેઠે કેળવાયલું હતું. કપોળ કલ્પિત કુમતોને નિર્મૂળ બનાવી જૈનધર્મની વિજયપતાકા ફરકાવવામાં એઓશ્રીની વાણીમાં કોઈ અનેરી દીવ્યપ્રભા ઝગમગે છે.

એ નવીન મતરૂપી વિષવેલડીથી અત્રેની જનતા બચે તે હેતુથી ચરિત્રનેતાના ગુરૂશ્રીએ ત્યાંની જનતાને શ્રદ્ધામાં મજબુત બનાવી સાચી જિનાજ્ઞાની પાલકતા શીખવાડી, જેથી તે ડોળઘાલું મતની વાગજાલથી જનતા ચેતી ગઈ. નિડરતાથી સત્ય વસ્તુને જાહેરમાં મૂકી કુમતના ઝેરી પવનથી અનેકોને બચાવી સન્માર્ગમાં યોજનાર પરમાર્થી ચરિત્ર-નેતાને તથા તેઓશ્રીના ગુરૂવર્યને હજારો ધન્યવાદ હો ?

નરસંડા તરફ પ્રયાણ—

ચાતુર્માસ બાદ ખંભાતથી ગુરુદેવની શીતલછાયામાં વિહાર કરી ચરિત્રનેતા સમ્વાગત નરસંડામાં પધાર્યા, આ પ્રદેશમાં ચરિત્રનેતાના ભાષણોની પ્રૌઢપ્રભા વિજળીવેગે અનેક ગામોમાં પ્રસરી ચૂકી હતી

પ્રાચીનકાળમાં જૈનધર્મની જાહોજલાલી, ધર્મનું ગૌરવ અને મહત્તા વધારવામાં આપણા ત્યાગી, જ્ઞાની ધુરંધર મહાત્માઓએ અગણિત જીવનનો ફાળો આપ્યો છે અગાધધર્મ તત્વોનું જ્ઞાન મેળવી કુતીર્થીઓના જૈન દર્શનપર આવતા આક્રમણોને તે વિશ્વતિલક પુણ્યપુરૂષોએ ખેરાન વેરાન કરી નાખ્યા છે, ગજ ગજેશ્વરોની સમક્ષ સામસામા વાદી અને પ્રતિવાદીઓના વાદજંગો મચતા તેમાં કુદર્શનીના કાલ્પનીક મતને તોડી ફોડી વાદીમુકુટહીરક જૈન મહાત્માઓ બન્યા છે જટીલવાદની સમસ્યાને ઉકેલવા પરસ્પર બનેલા વિરોધાસ્પદ ચર્ચ્ય વિષયોને સ્પષ્ટ કરવા વિપુલજ્ઞાની જૈન મહાત્માઓ તીક્ષ્ણમતિને યોગે જૈનધર્મનો વિજયવાવટો ફરકાવતા પ્રભુ મહાવીરદેવના તારક શાસનમાં યુગે યુગે એવા સમર્થ પુરૂષરત્નો ઉપજ્યા છે અને અદ્યાવધિ અવિચ્છિન્ન પ્રભાવસંપન્ન વીરશાસનને ટકાવી રાખ્યું છે જ્યારે જ્યારે ધર્મમાં ડખલગિરિ કરનાર વિધર્મીઓ થયા ત્યારે ત્યારે તેઓની સાથે ઝઝુમ્યા જ્યારે જ્યારે તીર્થસ્થળોનો વિચ્છેદ કરવા ક્ષુદ્ર અસુરો અને સત્તાના ઘમંડમાં છલકાઈ ગયેલા નરેશોએ હામ બીડી તૈયાર થયા, ત્યારે ત્યારે ચમત્કારી ત્યાગી વિદ્વાન્ મહાત્માઓએ તપતેજ, ત્યાગતેજ અને ધર્મ તેજની અનેરી પ્રભા જનતા પર પાડી, ધર્મનું અને તીર્થનું રક્ષણ કરી શાસનનાયક કહો કે શાસનરક્ષક કહો તે તે પુરૂષો બન્યા છે. જેમ જેમ તલ પીલાય છે તેમ તેમ સ્નિગ્ધ અને મીઠાશવાળું તેલ બને છે દધિને જેમ જેમ વલોવાય તેમ તેમ સ્નિગ્ધ અને ગાઢુ ધૃત પ્રાપ્ત થાય છે, તેમ તત્વોના વાદોથી, મંથનોથી, વિચારણાઓથી અને મનનથી પણ સત્ય અને આદરણીય તત્ત્વ તારવી શકાય છે

ગોલ્ડન પળ:—

વાદ, એ ક્લેશ નથી, ટંટો કે તોફાન નથી પણ તત્વ મંથનથી સત્ય તત્વ મેળવવાની સ્વર્ણ ( ગોલ્ડન ) પળ છે. વાદમાં પક્ષાન્ધતા અને કદાગ્રહતાની તિલાંજલી હોવી જોઇએ. મધ્યસ્થો પણ પક્ષપાતના ચસ્માથી વિહુણા હોવા જોઇએ, તો ખરેખર જ્ઞાનીઓના સત્ય જ્ઞાનની કસોટી થતાં તત્વ મંથન થાય. વાદોના શાસ્ત્રાર્થનો ફાંકો રાખી બણગા ફુંકનારા, શાસ્ત્રાર્થમાં કે વાદમાં પોતાના જ્ઞાનની વાસ્તવિક પ્રતીતિ ન હોવાથી વાદી સન્મુખ આવી શકતા નથી. પરન્તુ પોતાના જ્ઞાનના સાચા વિશ્વાસુ અને સ્વીકૃત દર્શનના સાચા શ્રદ્ધાળુ જ્ઞાનીઓ અટલ અને અડોલ રહી શાસ્ત્રાર્થમાં વિજયવંત બને છે.

ખોટો ડોળ:—

નરસંડાની જૈનજનતાએ વ્યાખ્યાન વાચસ્પતિજીના અત્રે જાહેર ભાષણો કરાવ્યાં. જેના પ્રભાવથી, નરસંડાની અખિલ જૈનેતર પ્રજા આકર્ષાઈ, આજુબાજુ ગામના પણ અનેક માણસો પ્રવચન સાંભળવા આવતા. જૈનોમાં જેમ સ્થાનકવાસીઓ અને તેરાપંથીઓ મૂર્તિપૂજાનો વિરોધ કરી પોતાના પંથને હંકારે રાખે છે તેમ વેદાનુયાયી આર્યસમાજીસ્ટો પણ મૂર્તિપૂજાનો વિરોધ કરી પોતાના પંથમાં ભોળા માનવોને સપડાવે છે. આર્યસમાજીસ્ટોની સંખ્યા નરસંડામાં પણ ઠીક ઠીક હસ્તિ ધરાવે છે. તેઓ પણ ચરિત્રનેતાના ભાષણમાં ઘણીજ ઉત્સુકતાથી આવતા, તેમજ મૂર્તિપૂજા શાસ્ત્રોક્ત અને યુક્તિ પુરસ્સર છે કે કેમ ? એ વિષયની ઘણી લાંબી ચોડી ચર્ચાઓ કરતા, અંતે હારતા એટલે તેઓ જણાવતા કે હમારા વિદ્વાન આર્યસમાજીસ્ટ મહાત્મા હોય તો તમોને નિરૂત્તર બનાવે. જો મૂર્તિપૂજા શાસ્ત્રોક્ત હોય તો હમારા મહાન્ વિદ્વાન દયાનંદ સરસ્વતીજી શા માટે તેનો નિષેધ કરે, બસ આટલો ઉત્તર આપી તે લોકો હર્ષ ગરકાવ બની પોતાની જીત થઇ એમ ડોળ કરતા

અને જૈનધર્મની અપભ્રાજના કરતા બીચારાઓને ખબર ન હતી કે આ સ્યાદ્વાદ શૈલીની ઢાલને ધારણ કરનાર વીતરાગના અનુયાયી મહાત્માની સાથે કોઈપણ યુક્તિથી ફાવવાના નથી, કેમકે આર્યસમાજીસ્ટના મોટા વિદ્વાનોને પણ જેઓએ સહેજમા છતી હાર ખવડાવી છે, તે તાર્કિક શિરોમણિ મહાત્માને છેડી ન્યુ કાદો કાઢવાના છે? પણ જેમની હાર સર્જાયલીજ હોય છે તેમને લાખો રુકો વિચાર કરવાની સમજ ક્યાથી પડે ?

ચરિત્રનેતાએ તે આર્યસમાજીસ્ટના મડળને એક દિવસના જાહેરભાષણમા સાફ સાફ શબ્દોમા જણાવ્યુ કે, તમો મારી પાસે આવો છો કોઈપણ સવાલ જવાબમા ફાવતા નથી, હમેશ દરેક રીતે તમારી હાર થાય છે, અને બહાર જીતના ખોટા નગારા વગડાવો છો, તે તમારે માટે યોગ્ય ન મનાય તેમજ જૈનધર્મની ખોટી નિંદા કરી કાગળ ફુલાવો છો તમાનમા જો સાચી તાકાત હોય, શાસ્ત્રાર્થ કરવાની તાલાવેલી હોય તો તમારા જબ્બરમા જબ્બર વિદ્વાનને બોલાવો, અને શાસ્ત્રાર્થનો સ્વાદ ચાખો જેથી દુનિયાને સાચુ અને વાસ્તવિક તત્વ શુ છે તે સમજાય આ પ્રમાણે તેમને ખુલ્લી ચેલેન્જ આપી અજબ નિડરતા બતાવી

આ સાભળી આર્યસમાજીસ્ટોએ પોતાના અનેક પડિતોમાથી અનન્તકૃષ્ણ નામના પડિતને તેડાવ્યા આપણા પડિત અનન્તકૃષ્ણજી જૈનમુનિ સાથે શાસ્ત્રાર્થ કરી જય મેળવશે એવા વિશ્વાસથી આર્યસમાજીસ્ટો હર્ષમા ગરકાવ બન્યા પણ ભવિષ્યમા હાર કોની સર્જાયેલી છે, તે નાદાનોને તેનો ક્યાથી ખ્યાલ આવે? ઘમડ, આદમીને આધળો બનાવે છે, મિથ્યાભિમાન માનવોના સદ્જ્ઞાનને આવરે છે

## શાસ્ત્રાર્થનો આરભ —

શાસ્ત્રાર્થનો નિર્ણય થયો, સમય અને સ્થાન મુકરર થયા, જોતજોતા પાડુ આજુબાજુના ગામોમા વાયુવેગે પ્રસરી આ સદીમા

અને ગુજરાતમાં આર્યસમાજીસ્ટો સાથેનો જાહેર શાસ્ત્રાર્થ પ્રથમજ હતો, એટલે સેંકડો માનવો તે સાંભળવા, જોવા અને કેટલાક કુતુહૂલથી જમા થયા. ચરિત્રનેતા પણ પોતાના ગુરૂવર્ય શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજ સાથે નિયત સમયે હાજર થયા, ચરિત્રનેતાની વાદીના વિકલ્પોને ખંડન કરવાની કળા જોવા અનેક વિદ્વાન સભ્યો પધાર્યાં હતા. અનન્ત-કૃષ્ણજી પણ ઘમંડથી છાતીને ફુલાવતા આ સભામાં પોતાના પક્ષ સાથે હાજર થયા; ગામના મુખી, પોલીસપાર્ટી જાહેર શાસ્ત્રાર્થમાં કેટલાક વિઘ્ન સંતોષીઓ તરફથી અશાન્તિ ન થાય એ હેતુથી હાજર રાખવામાં આવી હતી.

અનન્તકૃષ્ણ પંડિતે મૂર્તિપૂજા શાસ્ત્રોક્ત નથી તેમજ યુક્તિ સિદ્ધ પણ નથી તેમજ મોક્ષમાંથી આત્માઓનું સંસારમાં પુનરાગમન થાય છે એ પૂર્વ પક્ષ કરી તેનું યથામતિ મંડન પ્રારંભ્યું. વ્યાખ્યાન વાચસ્પતિજીએ પણ મૂર્તિપૂજા શાસ્ત્રોક્ત છે તેમજ યુક્તિથી પણ સિદ્ધ છે. એ બતાવવા માટે અનેક પાઠો તથા દલીલો આપી. મુક્ત આત્માઓ મુક્તિમાંથી કદાપિ પાછા આવતા નથી. તે વિષયમાં પણ શાસ્ત્ર પ્રમાણો અને યુક્તિઓ અનેક દૃષ્ટાંત દલીલોથી પામર જનતા પણ સ્પષ્ટ સમજી શકે તેવી રીતે પ્રતિપાદનની કોમળ શૈલીથી પૂર્વપક્ષનું ખંડન અને સ્વપક્ષનું મંડન કર્યું. શાસ્ત્રાર્થ લગભગ ત્રણ કલાક ચાલ્યો, હજુસુધી નરસંડાની તથા આસપાસની પ્રજા તે શાસ્ત્રાર્થને યાદ કરે છે, તે પ્રસંગે લોકોએ જૈનધર્મનો વિજય જાહેર કર્યો. અને અનન્તકૃષ્ણજીના નિખિલ વિકલ્પો શાસ્ત્રના પ્રમાણો નિરસ્ત કરી, ચરિત્રનેતાએ તેઓએ બીછાવેલી વાગ્જાળને જોતજોતામાં વીખેરી નાંખી. જેથી પંડિતજી પોતાના દમામમાં ઢીલા પડી ગયા. આર્યસમાજીસ્ટો શરમીંદા બની અધોમુખી બન્યા, શાસ્ત્રાર્થ શ્રવણ લીપ્સુ અખિલ જનતામાં ક્ષણભર હર્ષનો અતિરેક વ્યાપ્યો, કારણકે ચરિત્રનેતાના જાહેરભાષણોથી સહુકોઇ મંત્રમુગ્ધ થયા હતા, તેમજ સમાજીસ્ટો સિવાય બીજાઓ મૂર્તિપૂજામાં માનનાર હતા, વેદોક્ત પ્રમાણોથી મૂર્તિની સિદ્ધિ થાય એટલે અમાપ હર્ષ ઉપજે એ

સ્વભાવિક છે અને જયની ભૂરિ ભૂરિ પ્રશંસા થવા લાગી, જૈન જૈનેતર સ્ત્રીઓ ઝુકી ઝુકીને ગુરૂદેવના ચરણમાં નમનવંદન કર્યા.

**કપડવંજ તરફ પ્રયાણ —**

નરમડાથી ચરિત્રનેતા પોતાના ગુરૂદેવની સાથે વિહાર કરતા કપડવંજ પધાર્યા ત્યાંની જનતાએ ઘણું જ ભવ્ય સ્વાગત કર્યું હમેશ ધર્મદેશનાનો અચૂકપણે લાભ લેતી અત્રેની જનતા ધર્મપ્રેમ અને અટલ શ્રદ્ધાથી રંગાયેલી છે, અને તેથીજ ત્યાગી નિર્ગ્રન્થો ઉપર અસાધારણ પ્રીતિ અને ભક્તિ ધરાવે છે પ્રાયે કરીને પ્રતિવર્ષ વિદ્વાન મુનિવરોના ચાતુર્માસ થયા કરે છે, પ્રતિવર્ષ ધર્મદેશનાથી સીંચાતી જનતા કેમ ધર્મપ્રેમમાં તરબોળ કે દૃઢ ન હોય ? સૂરિશેખરની ત્યાગવૃત્તિ અને નિસ્પૃહતા ઉપર અત્રેની જનતામાં અજબ શ્રદ્ધા અને પ્રેમ જામ્યા હતો અત્રે વ્યાખ્યાનાદિનો પ્રસંગ ચરિત્રનેતાના શિર ઉપર રહેતો, નાના વિષયને અવગાહતું પ્રવચન અતિ પ્રિય થઇ પડયું અત્રે પણ જાહેરભાષણો થવાથી જૈનેતરો પણ ધર્મના ગૌરવને સમજતા થયા હતા, અત્રેના આગ્રહથી ૧૯૭૩ નું ચોમાસું કપડવંજમાં થયું ચોમાસામાં અનેક સુકૃત્ય ધર્મકાર્યો તથા શાસનપ્રભાવના ઠીક પ્રમાણમાં થઇ હતી

ચાતુર્માસ બાદ અનેક ગામોમાં ધર્મની ઉન્નતિ ફેલાવતા નિર્દોષ ગમનના પાલનથી જનતાપર અજબ છાપ પાડતા ધર્મ પ્રવચનોથી મોહની ગાઢનિદ્રામાં ઘોરતી પ્રજાને જાગૃત બનાવતા ધર્મ વિષયક ભ્રમણજાળોને ચીરતા, વિવેક વિનય, આદિ સદ્ગુણોને રોપતા અને ચરિત્રતેજથી ઓપતા ચરિત્રનાયક પોતાના ગુરૂદેવની આધિન વટાદરા મુકામે પધાર્યા, ચરિત્રનેતાના જીવનમાં નાના નાના ઘણાએ શાસ્ત્રાર્થના પ્રસંગો ઉદ્ભવ્યા છે, બધાની નોંધ લેતા સ્થળ બહોળું જોઇએ એવા પ્રસંગોની નોંધ અક્ષરવાર પુસ્તકમાં લેવામાં આવે તો જનતાપર અજબ પ્રભાવ પડે અને તેઓશ્રીની શાસ્ત્રાર્થ બાબતની વિશિષ્ટ શક્તિઓનો પરિચય થાય, [illegible] ઈચ્છીએ છીએ.

વ્યાખ્યાન વાચસ્પતિજી મહારાજે અત્રે પણ જાહેરભાષણો દ્વારા જનતાપર પ્રભાવિક છાપ પાડી. અને કેટલાક જૈનેતરો પણ જૈનધર્મના રાગી બન્યા હતા, તેમજ જૈનધર્મના અનુષ્ઠાનો પણ કરવા મંડ્યા હતા. કેટલાક વૈષ્ણવમતના અનુયાયિઓએ પોતાની કંઠીઓ તોડી જૈનધર્મનો સ્વીકાર કર્યો, તેમાં વિશેષ ભાગ રજપુતોનો હતો. પરન્તુ જેના જીવનમાં ઇર્ષ્યાની જવાલાઓ ભભૂકે છે તેઓનું જીવન તિરસ્કરણીય અને ફીટકારને પાત્ર છે. ઇર્ષ્યા બહુજ બુરી બલા છે, આત્મવિકાસને સાધવાની ઉદાત્ત ભાવના જેમના હૃદયમાં રમી રહી હોય છે, તે ઉત્તમ આત્માઓને ઇર્ષ્યાની જવાલા સ્પર્શ સરખો પણ કરતી નથી. જેઓ ઇર્ષ્યા અને દ્વેષમાં જવલ્યા કરે છે તેઓ કદી સુખી થતા નથી. ચરિત્રનેતાના તાત્વિક પ્રવચનોથી કેટલાક રજપુતો જૈનધર્મી બન્યા હતા, કેટલાક નવા જૈનો બનવા તૈયારી કરી રહ્યા હતા. તેઓને તેમ કરતા જોઈ કેટલાક મિથ્યાભિમાનીઓના પેટમાં તેલ રેડાયું, તેઓ નીચ પ્રકૃતિથી જૈનધર્મની હેલના કરવા લાગ્યા, તેમજ ગુરૂદેવના વ્યાખ્યાનમાં આવતા ઇતરવર્ગને રોકવાના પ્રયત્નો કરવા લાગ્યા પણ તેઓ તેમ કરવામાં નિષ્ફળ નીવડયા. જેઓએ પીયૂષનો એકવાર પણ સ્વાદ ચાખ્યો હોય તેઓ તેની મીઠાશને કેમ છોડે ? જૈનેતરો વિશેષ જીજ્ઞાસુ બની પહેલાની માફકજ લાભ લેવા સજ્જ રહેતા.

બ્રાહ્મણોએ એક દિવસ જાહેરભાષણમાં કેટલાક અપ્રાસંગિક પ્રશ્નો પૂછ્યા, જેવા કે વેદધર્મ અનાદિનો છે, દયામય છે, જૈનધર્મ અર્વાચીન છે અને વેદધર્મ જેવું તેમાં દયાનું પાલનનથી. વિગેરે ભાષણ ડોળાય અને જૈનમુનિ જૈનધર્મનું મહત્વ વધારવામાં પાછા પડે એવી મલીન ભાવનાઓ અને કુટ ઇરાદાઓ તે મંડળના વાણી કંટકથી જણાઇ આવતા હતા.

**શાસ્ત્રાર્થ—**

વટાદરામાં જૈનોની વસ્તી અલ્પ પ્રમાણમાં છે. તેઓ સૂરિજી મહારાજના ત્યાગ અને નિઃસ્પૃહતાદિ ગુણો પ્રતિ ઘણી વિશ્વાસુ અને

મંત્રમુગ્ધ બની હતી તેમજ ચરિત્રનેતાના વ્યાખ્યાનોએ પણ શ્રાવકગણને ખૂબ આકર્ષ્યા હતા

તે બ્રાહ્મણોએ ચરિત્રનેતાને વેદધર્મ અને જૈનધર્મના મુકાબલા વિષયક જાહેર શાસ્ત્રાર્થ કરવાનું આમંત્રણ મોકલ્યું તે આમંત્રણ સ્વીકારવામાં આવ્યું, બ્રાહ્મણોએ મુકુન્દાશ્રમ યતિ નામના વિદ્વાન્ સન્યાસીને વેદ વિષયક શાસ્ત્રાર્થ કરવા બોલાવ્યા હતા નરસંડાની માફક અત્રે પણ પદ્ધતિસર વિશાળ મેદની સમક્ષ પુરતા બંદોબસ્તથી વ્યાખ્યાન વાચસ્પતિજીએ શાસ્ત્રાર્થ પ્રારંભ્યો એક બાજુ પન્યાસજી શ્રીમદ્ દાનવિજયજી મહારાજ તથા ચરિત્રનેતા અને અન્ય મુનિગણ બીરાજ્યો હતો ત્રણેય દિવસના વ્યવસ્થિત શાસ્ત્રાર્થમાં સન્યાસી મુકુન્દાશ્રમ યતિ પરાસ્ત બન્યા, તેઓની કોઈપણ યુક્તિ કે તર્ક ચરિત્રનેતાના સન્મુખ વિદ્યુતરેખાની જેમ નભી શકતો ન હતો શાસ્ત્રાર્થમાં માત્ર વેદોમાં હિંસાના આદેશો છે અને જૈનધર્મમાં ભારોભાર દયા પોષાયલી છે, એ વિષય ચાલ્યો હતો વ્યાખ્યાનવાચસ્પતિજીએ વેદોની, સ્મૃતિઓની અને પુરાણો આદિની અનેક શાસ્ત્રોની સાક્ષીઓથી વેદો વિગેરેમાં ઠેર ઠેર હિંસાના આદેશો છે "અહિંસા પરમોધર્મ" નો ખોટો પોકાર કરી કેટલાક બ્રાહ્મણભાઈઓએ અસંખ્ય બગડા પાડતા મુગા જીવોની હિંસાઓ કરી છે અને કરાવી છે વિગેરેના દ્દષ્ટાંતો તથા પાઠો તાબડતોબ આપી આખી જનતા સમજી જાય એવી રીતે તેમને પરાસ્ત કર્યા હતા ત્રણેય દિવસના વાદમાં ચરિત્રનેતાની વાદવિવાદમાં જીત થઈ હતી, તેમજ વેદોની કહેલી હિંસા પ્રગટ થતા જૈનેતરો પણ જૈનધર્મની ઠેકઠેકાણે વખાણવા લાગ્યા સભા વચ્ચે તે સન્યાસીજીએ પરસ્પરનો ઝઘડો ન થવે તેમ કહી પોતાની હાર સ્વીકારી, જેથી જૈનધર્મની પ્રભાવના ફેલાઈ, નવીન બનેલા જૈનો પણ ધર્મદૃઢ બન્યા

આ વાતને સાંભળી ચરિત્રનેતાના ગુરુદેવે મુક્તકંઠે ભૂરિ ભૂરિ પ્રશંસા કરી ભવિષ્યના પાટ નાયકની ભાવના લાવી અનેક રીતે એવો ચરિત્રનેતાપર આશિર્વાદનો વરસાદ વરસાવ્યો

પૂ. પન્યાસજી મહારાજ શ્રીમદ્ દાનવિજયજી મહારાજની ધારણા તથા સ્મરણશક્તિ ઘણીજ ચમત્કારી હતી જેમણે ચરિત્રનેતાનો શાસ્ત્રાર્થ લગભગ કંઠસ્થ રાખ્યો હતો. જ્યાં જ્યાં પોતે જતા ત્યાં ત્યાં જીજ્ઞાસુ શ્રાવકોને તથા મુનિવરોને સંપૂર્ણ પૂર્વ પક્ષ તથા ઉત્તર પક્ષ સારીપેઠે સંભળાવતા. છેવટ પૂ. આચાર્યદેવ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજની પદવી ઉપર મહેસાણા પધારેલા ત્યાં પણ વટાદરાનો શાસ્ત્રાર્થ તેઓશ્રીએ શ્રમણ સંઘને સંભાળાવ્યો હતો નિઃસ્પૃહી અને ઉદારવૃત્ત જીવી પરમ તપસ્વીજી પૂજ્ય પં. દાનવિજયજી મહારાજ ( હાલમાં સ્વ૦ પૂ. વિજય-દાનસૂરીશ્વરજી મહારાજ ) પરના ગુણોને પોતાના ગુણો માની ઘણાજ હર્ષિત અને સંતુષ્ટ થતા.

ત્યારબાદ ચરિત્રનેતા સૂરિશેખરની છાયામાં વિહાર કરતા ચરોતર જીલ્લામાં વિચર્યા. આ જીલ્લામાં રજપુત, કોળી, ઠાકરડા પટેલ વિગેરેની વસ્તી ઘણા પ્રમાણમાં છે. એ લોકોમાં પરસ્પર વૈર, ઈર્ષ્યા, ખુન કરવા વિગેરે દુર્ગુણો ખાસ ઘર કરીને રહેલા હોય છે.

## ભાષણોની શ્રેણી—

આ પ્રદેશમાં વ્યાખ્યાન વાચસ્પતિજી મહારાજ પ્રત્યેક ગામોના ચોરામાં, બજારમાં, મેદાનમાં જાહેરભાષણો આપતા. ભાષણમાં ખાસ કરીને દયા, પ્રભુભજન, વેરનો અભાવ, ચોરી, જારીનો ત્યાગ વિગેરે વિષયો ઉપર ઉમદા ઉપદેશ આપી ભગીરથ પ્રયત્ન ઉઠાવી ચરિત્રનેતાએ દયાધર્મની અજબ છાપ પાડી. સેંકડો માંસાહારીઓએ માંસનો, દારૂડીઓએ દારૂનો પરિત્યાગ કર્યો. ઘણા જૈનેતરો ગુરૂદેવના દર્શનાર્થે આવતા તેમને પરોપકારી ચરિત્રનેતા હિંસાથી થતા ઘોર પાપો અને તેના પરિણામે ભોગવવા પડતા અસહ્ય દુઃખોનું ભાન કરાવતા. આશ્ચર્યની વાત એ છે કે આગન્તુક ગમે તેવો અનઘડ અને અનાડી હોવા છતાંયે થોડા પણ દિવ્ય વચનો એના હૃદયમાં સોંસરા ઉતરતા કે તેઓ

માસાહારના પાપને પાપ સમજી સૂર્યનારાયણની સાક્ષીએ હમેશને માટે તે મલીન આહારને તીલાંજલી આપતા

જેમનુ હૃદય પુણ્ય વિચારોથી ઉભરાતુ હોય, રાત અને દિવસ કેવળ જનકલ્યાણની ઉદાત્તભાવના જેમનામા રમી રહી હોય તેવા પરમ પુરુષાર્થી પુરુષનો દિવ્યઉપદેશ શ્રોતૃવૃન્દ ઉપર અજબ છાપ પાડે છે, સદ્‌ગુરુઓનો સમાગમ શુ શુ નથી કરતો પારસમણીના સગથી પણ સતપુરુષનો સગ અધિક હોય છે કહ્યુ છે કે—

પારસમણિના સગથી, કચનભઇ તરવાર,
તીનો ઇનિકા નવિ મીટે, ધાર માર આકાર
જ્ઞાન હથોડા હાથ લઇ, સદ્‌ગુરૂ મલે સોનાર,
તીનો ઝટપટ મીટત હૈ, ધાર માર આકાર,

સતોનો સમાગમ આત્મતત્ત્વને જગાવી, માયાવી તુચ્છ પદાર્થોના મોહને ફગાવી ડગમગતી મઝધારહેલી નૈયાને કિનારે પહોચાડે છે આ ચરોતર જીલ્લામા ચરિત્રનેતાની અપૂર્વ સગતની રગતથી બનેલ ભક્ત મડલીદ્વારા લગભગ ઘણા સ્થળોએ માસ અને મદિરાપાનની બદીઓ નાબુદ થવા પામી હતી,





# પ્રકરણ ૧૯ મું.



જગના ભૂષણ ગણો કે કલ્યાણપથના સાચા પ્રદર્શક ગણો તો તે માત્ર ત્યાગી સન્તોજ છે. જ્યાં ત્યાગી મહાત્માઓના પુણ્ય કદમોની પધરામણી થતી હોય, તે ભૂમિ પુનિતતમ મનાય છે. જે પુણ્ય વ્યક્તિઓના કર્ણકોટરમાં નિઃસ્પૃહી સંતોના, ત્યાગી નિર્ગ્રન્થોના વચન પીયૂષના ઝરણા ઝરતા હોય, તે વ્યક્તિઓના જન્મ કૃતકૃત્ય મનાય છે. જે જે જીવોના કાલમીંઢ જેવા કરડા હૃદયોમાં નિર્ગ્રન્થોના વચનતીરો આરપાર ઉતરેલાં હોય, તે ભાગ્યવંત ભવ્ય હૃદયોના ઓવારણા લેવા ઘટે છે. તે સુજન્મ સાધુ પુરૂષો છે કે, જેઓથી આ પૃથ્વી શુદ્ધ અને શોભનિક છે. પોતાનું બુરૂ કરવાવાલાઓનું પણ જેઓ હંમેશ ભલું ચિંતવે છે અને કરે છે. ત્યાગી મહાત્માઓ

આગણામાથી પસાર થતા હોય, પોતાના ગામમા આવી ધર્મ સુધા વરસાવતા હોય, અરે પોતાનામાં રહેલા દુરાચરણો ત્યાગવા ઉદેશીને જણાવતા હોય, છતાય નિષ્પુણ્યકોને તે ત્યાગી સંતોના દર્શન, વાણી, અને શ્રવણથી દુરાચરણ ત્યાગવાના ઇસારાનો સ્વીકાર કરવા જેટલી પણ ઉદારતા હોતી નથી કહ્યુ છે કે **अहर्निशं वर्षत्ति वारिवाहस्तथाऽपि पत्रत्रितयं पलाशे** ભલે મેઘ પૃથ્વીતલ ઉપર મુસલધાર વર્ષે, લીલી-છમ જેવી લીલોતરીની જાજમ જમીન પર બીછાવે દરેક જાતના વૃક્ષો સરસ ખીલે પરન્તુ પલાશના વૃક્ષને ત્રણજ પાદડા હોય ચોથુ નજ આવે અને જવાસો તો સુકાઇજ જાય તેમ પુણ્ય વિહુણાઓને ત્યાગી મહાત્માઓ અખૂટ ઉપકાર કરવા પ્રેરાય પણ તેઓના હૃદયોના દુર્વ્ય-સનોની જડ એટલી સજ્જડ હોય છે કે જરાપણ ખસતી નથી

ચરોતર છગ્સ્લામા પ્રત્યેક ગામમા વિચરી અહિંસા ધર્મના પ્રવ-ચનો આપી, સેંકડો જૈનેતર વ્યક્તિઓને અહિંસા ધર્મના અનુરાગી બનાવી, જૈન ધર્મની મહત્તા સમજાવી, અહિંસાના નિષ્ઠુર પાપોથી બચાવ્યા ફરતા ફરતા મહારાજશ્રી બોરસદ મુકામે પધાર્યા પ્રવેશ અવસરે જેટલી શાસનની શોભા વધે તેટલી અદ્‌ભુત સામગ્રીઓ મેળવી ભવ્ય સ્વાગત બોરસદના ધર્મપ્રેમી જૈન સંઘે કર્યું સંઘના અત્યત આગ્રહથી ૧૯૭૪ નું ચાતુર્માસ અત્રેજ થયુ ધર્મ પ્રભાવે દેશનાની વૃષ્ટિથી જનતામા અકલ્પ્ય જાગૃતિ આવી દેશનાની એવી અસર થવા પામી કે અનેક આત્માઓએ દુર્વ્યસનનો ત્યાગ કર્યો અને સદાચારની સુન્દર સૌરભ લેવા સવેગ ભાગ્યશાળી બન્યા

સસારના ભયાવહ તટોને તોડી ફોડી નાખતી, ચિત્તના અનુપમ પ્રહલાદ તરગોને વિસ્તારતી, કુમત અને મિથ્યા પ્રચારરૂપ તટ દ્રુમોને ઉન્મૂલન કરતી, વિરક્ત ભાવના અને આત્મિક ઉલ્લાસના અનેક વેગી-પુરોને ઉછાળતી, તત્વારગાહિની દેશના રૂપ જ્ઞાન ગગાના વિસ્તારવાલા વહેણો બોરસદ જનતાના હૃદય પ્રદેશ પર વહેવા લાગ્યા વ્યાખ્યાન વાચસ્પતિજી મહારાજે ખૂબજ આકર્ષક વ્યાખ્યાનો અને જાહેર ભાષ-

ણોની શ્રેણીઓનો ધોધ વરસાવ્યો. અત્રેનો અખિલ યુવકગણ તો પુષ્પ-રાશિમાં ભ્રમરગણની જેમ ધર્મકરણી કરવામાં ઉત્સુક બન્યો.

બોરસદના બજારમાં, મુખ્ય લત્તાઓમાં, ચરિત્રનેતાજીના ધર્મ-તત્વનો પ્રકાશ કરતા, ભિન્ન ભિન્ન વિષયો ઉપર, અનેક જાહેર ભાષણો થયા. જે ભાષણોથી જૈનેતર કોમ તો અભૂતપૂર્વ ખેંચાઇ જૈનો કરતા આ કોમની ધર્મતત્વ જાણવાની જિજ્ઞાસા અજબ હતી. વ્યાખ્યાનના આરંભમાં જૈનોની સંખ્યા કરતા જૈનેતરોની સંખ્યા ઘણાજ સારા પ્રમાણમાં એકઠી થઇ જતી, અત્રેની પાટીદાર કોમ તો ચરિત્ર-નાયકને તારક ગુરૂદેવ તરીકે સ્વીકારતી જાહેર ભાષણોમાં એવી અસરકારક શૈલીથી અત્રેની જનતાને સમજાવવામાં આવતું કે, જેના પરિણામે ખેડુતોએ ખેતરમાં દવ ન મુકવાની પ્રતિજ્ઞાઓ લીધી. લડાઇના અગર ઇર્ષ્યાના કારણે એક બીજાના ઘર, ઘાસની ગંજી દેવતાથી ભસ્મીભૂત કરતા જેમાં અસંખ્ય નિર્દોષ જીવોનો સંહાર થતો તે પણ ન કરવાની કેટલાકે પ્રતિજ્ઞાઓ સ્વીકારી. ગામડાઓમાં પગના જોડા ઘણા મજબુત અને કઠણ બનાવાય છે. વળી તેમાં જલદી ન ઘસાઈ જાય તે હેતુથી તેની નીચે લોઢાની ખરીઓ જડાવે છે. આ ખરીઓથી ચોમાસામાં ઉત્પન્ન થતા અલસીયા વિગેરે અસંખ્ય જન્તુઓનો નિરર્થક નાશ થાય છે. વિગેરે સચોટ ઉપદેશ આપવાથી ઘણાઓએ ત્યાં ને ત્યાં પ્રતિજ્ઞા લીધી અને કેટલાક તો ભર બજારમાં હાથમાં જોડા ઉપાડીને પોતાને ઘેર ગયા હતા. તદુપરાંત રાત્રિભોજન, બીડી, હોકો, કંદમૂળ વિગેરેની ઘણી પ્રતિજ્ઞાઓ થઇ હતી. આ પ્રમાણે બોરસદની પ્રજામાં અહિંસાનુ સૂત્ર ખૂબજ ઓતપ્રોત બન્યું. અત્રે અમદાવાદના રહીશ ભાઈ મણીલાલને ધામધૂમથી દીક્ષા આપી તેમનું નામ મુનિશ્રી નિપુણ-વિજયજી રાખી ચરિત્રનાયકના શિષ્ય તરીકે જાહેર કર્યાં હતા.

**ડભોઈ તરફ પ્રયાણ—**

સૂરિશેખરની સાથે બોરસદથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા ડભોઇની આજુબાજુના પ્રદેશમાં પધાર્યા. ડભોઇની ધર્મનિષ્ઠ જૈન જનતા

આચાર્યશ્રીના આગમનની રાહ જોતી હતી નજીકમા વડોદરે આવતા આમત્રણ માટે સૂરિશેખર પાસે આવી પહોચી જનતાના ભાવભીના સત્કારોને ઝીલતા, હજારો જૈનોના વદનોને ધર્મલાભની મધુરી વાણીથી સ્વીકારતા સૂરિશેખર અને ચરિત્ર નાયક બહોળા શિષ્યપ્રશિષ્ય સાથે પધાર્યા

દર્ભાવતીની જનતાની શ્રદ્ધાલુતા માટે શુ લખવુ ? જ્યા ન્યાયવિશારદ વાચકપ્રવર શ્રીમદ્ યશોવિજયજી મહારાજની છાયા પડેલી, જે ભૂમિને પોતાના પુનિત કદમોથી પાવન કરેલી હોય જેમના કુલ પરપરામા ઉપદેશની અસર વારસામા ઉતરી હોય એવી દર્ભાવતીની જૈન જનતામા અપૂર્વ ધર્મ ચૈતન્ય સૂરિશેખરના આગમનથી સર્જાયુ ૧૯૭૫ નુ ચાતુર્માસ લોકોના અત્યત આગ્રહથી અત્રેજ થયુ ચતુર્માસમા અત્રેની જનતાને ચરિત્રનાયક વ્યાખ્યાન વાચસ્પતિ મહારાજના અદ્દ્ભુત અને પ્રભાવિક વ્યાખ્યાનો સાભળવાનો પ્રસગ મળ્યો

જન કલ્યાણની કામનાથી નિ સ્વાર્થી પરોપકારી પૂજ્ય મુનિરાજો અસરકારક હૃદયદ્રાવી ઉપદેશો આપી જનતાને ધર્મમા અને શ્રદ્ધામા સુદૃઢ બનાવે છે ધર્મથી અસ્થિર થએલાઓને, આગમશાસ્ત્ર ઉપરની શ્રદ્ધામા ડામાડોલ સ્થિતિવાલાને પોતે ભગીરથ પ્રયત્ન કરી અમૂલ્ય સમયનો ભોગ આપી અજબ પલટો કરે છે જ્યારે મિથ્યાભિમાનીઓ ગુરૂગમ સિવાય આગમશાસ્ત્રના ટુક અભ્યાસમા અખડ અને અપૂર્ણ અભ્યાસી અને વિજ્ઞાની હોવાનો દાવો કરનાર જીનેશ્વર દેવોની આજ્ઞા વિરૂદ્ધ પ્રરૂપણા, વિચારણા અને મનવડત કલ્પનાઓ ઉભી કરે છે અને તે પ્રરૂપણાના પ્રતાપે હજારો ભદ્રિક આત્માઓને ઘોર પાપના ભાગીદાર બનાવી શ્રદ્ધાના અડગપણાથી હટાવી દુર્ગતિમા ધકેલી જાય છે થોડુ ભણેલા અધિકાર સિવાયની વસ્તુમા માથુ મારનારા અધુરો ઘડો ઘણો છલકાય ( Empty vessolles sound most )ની કહેવતને ચરિતાર્થ કરનારા ઉન્માર્ગ પ્રસારે એમા કાંઈ આશ્ચર્યની વાત નથી એવા અલ્પજ્ઞાનીઓનો આડબર-ધમડાક-ખોટો-ડોળ અને દભ અમાપ હોય છે સસ્કૃતિમા પણ કહ્યુ છે કે—

संपूर्णकुम्भो न करोति शब्दः, अर्द्धो घटोघोषमुपैति नूनम् ॥
विद्वान् कुलीनो न करोति गर्वं। गुणैर्विहीना वहु जल्पयन्ति ॥१॥

અર્થાત્ સંપૂર્ણ ઘડો શબ્દ કરતો નથી. પરન્તુ અધુરો ઘડો શબ્દ કરે છે (છલકાય છે) વિદ્વાન્ અને કુલીન ગર્વ કરતા નથી પણ ગુણથી વિહીન અલ્પજ્ઞો બહુ બકયા કરે છે.

વાગાંડબરતાની વાગ્જાલમાં વિવેકશૂન્યવ્યક્તિઓને ભોળવે છે. ઉન્માર્ગે દોરે છે અને વિશ્વાસ વૃક્ષને કુઠારાઘાત કરે છે.

દેવદ્રવ્ય ભક્ષકો—

જૈન સમાજમાં પણ કેટલાક અર્ધદગ્ધો અને શ્રદ્ધાહીનો ઉત્પન્ન થયા છે કે, જેઓ મનસ્વી કલ્પનાઓના ઘોડા દોડાવી જિન આજ્ઞારૂપ પુલ્યા ફાલ્યા બાગના સૌરભ ભર્યા કુસુમને કરમાવી પોતાનું ખોટું તુત હંકારે જાય છે. ગુરૂ આજ્ઞા વિહીન શાસ્ત્ર અવલોકવાથીજ આ ભયંકર દયાજનક દશા અનુભવાય છે. કેટલાકો જૈન સમાજથી હડધૂત થયેલા કહે છે કે વીતરાગ પ્રભુ અને તેમનું દ્રવ્ય એ બે વાત કેમ ઘટી શકે? પિતાનું દ્રવ્ય પુત્ર પરિવાર ખાય છે તો; ભગવાન તો પિતાના પિતા થાય તો તેમનું દ્રવ્ય સમાજ કે જ્ઞાતિના ઉદ્ધાર માટે વપરાય તો તેમાં બાધકતા શું? વિગેરે કુદલીલો કરી દેવદ્રવ્ય ભક્ષણ કરવાની કુબુદ્ધિવાલા પાખંડીઓ અને શ્રદ્ધા દુર્વિદગ્ધો પ્રાચીનકાળમાં પણ પાકયા હતા અને વર્તમાનકાળમાં પણ પાકેલા આપણી નરી આંખે જોઇએ છીએ.

પરન્તુ એ લોકોને ક્યાં ખબર છે કે દેવદ્રવ્ય ભક્ષકની જૈન શાસ્ત્રોમાં કેવી કફોડી દશા જણાવે છે. સો કાંકણીની દેવદ્રવ્યમાં ગફલત કરવાથી સાગર શેઠે અસંખ્યાતા ભવો સુધી નીચગતિઓના અસહ્ય દુઃખોને વેઠયાં અને અંતે કેવળજ્ઞાનીના ઉપદેશથી તે દેવું ચુકાવી મુક્ત થયા. આવા અનેક સૂત્ર સિદ્ધાન્તના પાઠો શ્રાદ્ધવિધિ સંબોધસત્તરિ વિગેરે ગ્રન્થોમાં હોવા છતાં મિથ્યાત્વના ઘોર ઉદયથી

દેવદ્રવ્ય ભક્ષણની દુરાત્માઓને દુર્ભાવના જાગૃત થાય છે કહ્યું પણ છે કે **भक्खतो जिणदव्वं अनतसंसारीओ होइ** દેવદ્રવ્યનું ભક્ષણ કરનારો અનંત સંસારી થાય છે ડભોઇમાં ૧૯૭૫ ના ચાતુર્માસમાં વળા નિવાસી બેચરદાસ નામના જૈન નામ ધારી વણિકે પોતાના પૂર્ણ પાપોદયથી જૈન સિદ્ધાન્ત વિરૂદ્ધ દેવદ્રવ્યનો ઉન્માર્ગમાં વ્યય કરી નાશ કરવાના વેવલા વિચારો જનતા સમક્ષ જાહેર કરેલા અને એ કુવિચારોને જનતામાં ઠસાવવા યત્ન આદરેલા, ચરિત્રનાયકે વિચાર્યું કે આવા પાપી વિચારોને જો અટકાવવામાં ન આવે તો આ દેવદ્રવ્ય ભક્ષકો, જિનાજ્ઞાથી વિરૂદ્ધ પ્રચાર કરી પોતે અનંત સંસારી બનવા સાથે અનેકોને બનાવશે

**मोत्तु जिणाणमाण जीवाण बहु दुक्खदव्वग्गितवियाण ॥**
**नहु अन्नो पडियारो, कोउ इह भववणे जेण ॥**

ઘણા દુઃખરૂપી અગ્નિથી તપેલા જીવોને જીનેશ્વરોની આજ્ઞા સિવાય આ ભવરૂપી જંગલમાં બીજો કોઇ પણ પ્રતિકાર નથી બેચરદાસના ઝેરીલા વિચારોના પ્રચાર જૈન જનતામાં ન પ્રસરે એ હેતુથી ચરિત્રનાયકે "**देवद्रव्य सिद्धि**" નામક પુસ્તક રચી છપાવી પ્રસિદ્ધ કરાવ્યું જે હિન્દિ ભાષામાં લખાયું છે જેમાં દલીલો દાખલાઓ, શાસ્ત્રના પાઠો સરલ ભાષામાં આપવામાં આવ્યા છે કે સૌ કોઈ સહેલાઇથી સમજી શકે આ ગ્રન્થમાં બૃહત્કલ્પ નીશીથ ચૂ૦ સંબોધ સપ્તતિ વિગેરેના પાઠો ટાંકવામાં આવ્યા છે જે વાચકવર્ગને એકવખત વાચવા ભલામણ છે ચરિત્રનેતાના હાથે આ પુસ્તક બહાર પાડવામાં મુખ્યત્વે બે કારણ હતા એક તો પોતાના હૃદયમાં ઓતપ્રોત થયેલી જિનાજ્ઞાનો પ્રેમ અને બીજું તેઓશ્રીના તારક ગુરૂદેવની સતત પ્રેરણા

આ પુસ્તક જાહેરમાં આવવાથી અનેક જિજ્ઞાસુએ વાચી મનન કરી સત્ય રહસ્ય શું છે તેનું ભાન કર્યું ઘણા બાલ જીવો બેચરદાસના કુવિચારોના પાશથી બચ્યા જેઓના હૃદયમાં અને રોમરોમમાં શાસન

પ્રભાવનાની જ્વલંત ભાવનાઓ પુર વેગે ઉભરાતી હોય તે પરમ કલ્યાણક માર્ગદર્શક મહાત્માઓ શાસન સેવાનો સમય સંલબ્ધ થતા કટિબદ્ધ રહેજ છે. વિપુલજ્ઞાન, બળ અને ઓજસ્વિતાના બળને ફેરવી શાસનદ્રોહીઓને શાસનરાગી બનાવે છે. ડભોઈના ચાતુર્માસમાં સૂરિશેખરની સેવામાં રહેલ અનેક મુનિમહારાજાઓએ પણ આ ગ્રન્થ પ્રકાશનથી ચરિત્રનેતાની અપૂર્વ શકિત જોઈ પ્રશંસાનો વરસાદ વરસાવ્યો. અત્રેથી ગુરૂદેવની સુશ્રુષા અને આજ્ઞાને પાલન કરતા, અનેક દુરાગ્રહી આત્માઓને ઉપદેશદ્વારા સરલાશયી અને ધર્માનુરાગી બનાવતા, ચરિત્રનેતા ડભોઈની આસપાસ ગામડાઓમાં વિચર્યા. દરેક સ્થળે જાહેર ભાષણ આપવા માટે ગુરૂદેવની આજ્ઞા થતા ઉત્સાહી રહેતા.

નડા ગામમાં વૈદિક લોકોની સભામાં જઈ જૈન ધર્મની સત્યતાનું ડિંડીમ વગાડી જૈન ધર્મની વિજયપતાકા ફરકાવી હતી. ગ્રામાનુગ્રામ વિહાર કરી ઉપદેશ મેઘથી ભવ્ય કૃષિવલોને સંતુષ્ટ કરતા, સૂરિશેખર સહ ચરિત્રનેતા ખંભાત શહેરની જૈન જનતાના અત્યાગ્રહથી ભવ્ય સ્વાગત પૂર્વક ત્યાં પધાર્યા. અને ૧૯૭૬ નું ચાતુર્માસ ખંભાતમાંજ કર્યું.

પૂર્વની આસ્વાદાયલી ખાદ્યચીજ પુનઃ સ્મરણપથમાં આવે છે વીસરતી નથી પણ તેમ પહેલાના ચાતુર્માસમાં સૂરિશેખરના પરિચયમાં તેમની શાન્ત અને નિર્દોષ પ્રકૃતિના પ્રભાવમાં અત્રેની જનતા આકર્ષાયેલીજ હતી. એટલે વ્યાખ્યાનોમાં જનતા ઉભરાય અને ધર્મપ્રભાવનાઓ કરવામાં ઉત્સાહી રહે એ સ્વભાવિક છે.

વિશ્વોપકારી ચરિત્રનાયક પણ અત્રે ગુરૂઆજ્ઞાને શિરસાવંદ્ય રાખી વ્યાખ્યાનોમાં બોધક શૈલીથી જૈન ધર્મના તત્વોને વિવેચી જનતાને હૃદયવેધક ઉપદેશ આપી દૃઢ મૂલ બનાવતા. ખંભાત આખુંયે વ્યા૦ વાચસ્પતિજી મહારાજના વ્યાખ્યાનમાં તરબોળ બન્યું. અનેક પ્રકારની ધર્મ પ્રતિજ્ઞાઓથી જનતા ઉપર અસાધારણ ઉપકાર કર્યો. ચરિત્રનેતાને અનેક સ્થળોથી ચાતુર્માસ માટે વિનતિઓ હતી, પરન્તુ ગુરૂદેવની વૃદ્ધા-

વસ્થાના કારણે તેમની સેવાની ખાસ ઉત્કૃષ્ટ અભિલાષાથી પોતે જુદુ ચોમાસુ નહિ કરતા ગુરૂ નિશ્રામાજ નિવાસ ઇચ્છતા ગુણી અને વિનીત શિષ્યો તારક અને અગણ્ય ઉપકારી ગુરૂદેવની નિશ્રામાજ નિવાસ ઝખે છે તેમાજ પોતાના આત્મગુણોનીજ ઉન્નતિ અને વિકાસ માને છે ખભાતના ચાતુર્માસમા ચરિત્રનાયકે શાસનધગશથી શાસનની અજબ પ્રભાવના જાહેર ભાષણોથી ફેલાવી જૈનેતરો ઉપર પણ ઘણો પ્રકાશ પાડયો

આચાર્ય દેવેશે ચાતુર્માસ બાદ અત્રેથી વિહાર કર્યો, જનતાને આવા અણમોલ મહાત્માના દર્શન અને વાણીનો વિરહ ઘણોજ સાલ્યો પરન્તુ સાધુ મહારાજે પોતાનો આચાર ચૂકતા નથી અને શ્રદ્ધાલુ ભક્તો પોતાની ફરજ અદા કરવાનુ ચુકતા નથી કારણ કે કહ્યુ છે કે

વહેતા પાણી નિર્મળા, બધા ગંદા હોય,
સાધુ તો રમતા ભલા, ડાઘ ન લાગે કોય

ઉપરના દુહાને ધ્યાનમા રાખનાર સુવિહિત મુનિવરો ખાસ અનિવાર્ય કારણો સિવાય એક ઠેકાણે વધુ રહેતા નથી એ હેતુથી સાથી વિહાર કરી આચાર્ય મહારાજશ્રીની સાથે ચરિત્રનેતા અનેકાને વાણી સુધા પીલાવતા વતરા, વડોદરા, બોરસદ આદિ ગામોમાં વિચર્યા આ પ્રદેશની જનતાને પ્રથમ ધર્મ ઉપદેશના સિંચનથી જે જાગૃત બનાવી હતી, કારણે આ પ્રદેશની તે પાછી સુષુપ્તિ અવસ્થામા ન આવી ગઇ હોય તે ઉપદેશધારાથી સેવાભાવી જનતાને ઉન્નિદ્ર બનાવી. ખેતરમા ધાન્ય વાવ્યા પછી ખેડુતો તેની પુન પુન તપાસ કરે છે કે ખેતીની મહેનત નિષ્ફળતો નથી ગઇ ને ? તેમ ચરિત્રનેતા ચરોતર જીલ્લાના ગામોમા વીચરી પ્રથમ વાવેલ ધર્મબીજની ફળભૂત ખેતી નિહાળવા લાગ્યા જાહેર પ્રવચનથી સતત પ્રવૃત્તિથી કાઈક આવેલી મન્દતાને નિરસન કરી પ્રજામા નવચૈતન્ય સરજ્યુ

સૂરિશેખર આદિ વિહાર કરતા વડોદરા શહેરની નજદીકમાં પધાર્યા વડોદરાના અગ્રગણ્ય શેઠીઆઓએ આવી વડોદરા પધારવા આગ્રહભરી વિનતિ કરી ઉપકારનું કારણ સમજી આચાર્યદેવેશ પોતાના વિદ્વાન્ શિષ્ય વ્યાખ્યાનવાચસ્પતિ મહારાજ આદિ બહોળા મુનિગણ સહિત ત્યાં પધાર્યા. ધર્મોત્સુક વડોદરાના સંઘે સ્વાંગણમાં કલ્પવૃક્ષ સમા ત્યાગીશ નિઃસ્પૃહ ચૂડામણિ સદ્ધર્મરક્ષક આચાર્ય દેવેશની પ્રશસ્ય આકર્ષક પધરામણી કરી.

વડોદરાની જનતા આ સમયે અનેરી ધર્મ રંગતામાં રંગાઈ. આ સમયની વૃદ્ધ જનતા શ્રીમંત અને ઉદાર તેમજ ત્યાગી સાધુઓની સેવામાં પરાયણ અહર્નિશ રહેતી. રાજ્યકારોબારીમાં જૈન જનતાની લાગવગ મોટા પ્રમાણમાં આગળ પડતી હતી. તેમ કેટલાકો તો રાજતંત્રમાં યોજાયેલા પણ હતા. એટલે અનેકોની પ્રેરણાથી ધર્મ પ્રવચનોનો અને આચાર્યવર્યના પુનિત દર્શનનો લાભ રાજવર્ગ પણ મોટા પ્રમાણમાં લાભ લેતો.

ચરિત્ર નાયક વાચસ્પતિજી મહારાજના પ્રભાવિક વ્યાખ્યાનોનો લાભ અત્રેની જનતાને મળતો ગયો. તે સમયના વ્યાખ્યાનોની અલભ્ય લ્હેરીઓમાં મહાલેલી અને ઝુલેલી જનતા તેના અપૂર્વ સ્વાદને સ્મૃતિ-પથથી હજુપણ ભૂલી નથી. બુલંદ ધ્વનિ, છટાદાર આકર્ષક ભાષા, નંદિસૂત્રના તત્વોનું અગાધજ્ઞાન અને માધુર્ય રસનું નિર્જરણું વિગેરે આકર્ષકગુણકલીતદેશના પ્રવાહમાં અપૂર્વ રસથી જનતા સોત્સાહ યોજાઈ. "**कंठे सुधा वसति वै भगवज्जनानां**" એ વાક્યને ચરિત્રનાયકે અત્રેની જનતામાં યથાર્થ રૂપ કરી બતાવ્યું.

સૂરિ શેખરના પુણ્ય પ્રભાવથી સં. ૧૯૭૭નાં ચતુર્માસ દરમ્યાન ધર્મ પ્રભાવનાના અનેક સ્તુત્ય કાર્યો થયાં. વાંચક વર્ગે કમલ પ્રબંધ-માંથી તે જોઇ લેવા. અત્રે અસામાયિક હોવાથી પુનરૂક્ત દોષના ભયે અત્રે ન લંબાવતા વીરમીએ છીએ.

સાહિત્ય પ્રકાશન કરવુ તે જનતાને ઘેર બેઠા અપૂર્વ તત્ત્વ જ્ઞાનની ઉદારતાથી પરબ ખોલવા જેવુ છે જ્ઞાનીપુરુષો પોતાના જીવનમા પરિશ્રમથી મેળવેલા અનેક દાર્શનિક જ્ઞાનોનુ પ્રતિબિંબ કહો કે ઉપકારક વિપુલ અને સમૃદ્ધ સાહિત્ય કહો જે જનતાને વારસામા સુપ્રત કરે છે હમેશના માટે જ્ઞાન રસીક જનતાને તે અપૂર્વ જ્ઞાનનો આસ્વાદ ચખાડી ઋણી બનાવે છે અને તત્ત્વલીપ્સુ જનતા આવા જ્ઞાનને પ્રતિક્ષણ ઝંખે છે

આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજને દરેક દર્શનગ્રન્થો અવલોકવાનો અને તે ગ્રન્થોમાથી રહસ્ય મનન કરવાનો અજબ શોખ હતો વળી એટલેથી સંતોષ ન માનતા પોતે અવલોકેલા ગ્રન્થનો સારભૂત ઉપયોગી વિષય પોતે નોધતા અને અત્યાવશ્યક વિષય સાથે સાથે કંઠસ્થ પણ કરતા હજારો શ્લોકો પ્રમાણ જનતા ઉપયોગી અલભ્ય સાહિત્ય આચાર્યદેવેશની પાસે એકઠુ થયુ હતું પોતે વૃદ્ધ હોઇ તેને છપાવવાનુ ઓછુ પસદ કરતા, પણ ચરિત્રનેતાની પ્રેરણાથી સતત ઉદ્યોગથી સગ્રહ કરેલ તે સાહિત્યને પ્રસિદ્ધિમા લાવવા ચરિત્રનેતાને સુપ્રત કર્યું, વેદો, પુરાણો, ભાષ્યો, ઉપનિષદો, ભગવદ્ ગીતા તેમજ અન્ય દર્શાન્તરીય બહોળા ગ્રન્થોની સૂરિશેખરે પદ્યબદ્ધ અને ગદ્યબદ્ધ નોધ કરી હતી તે વિકીર્ણ સાહિત્યને જુદા જુદા ટીપ્પણો કરી હિન્દિ ભાષામા વીવેચન કરી વિષયોને ક્રમબદ્ધ અનુસંગત ગોઠવી અખિલ સંગ્રહને બહાર પાડવા ચરિત્રનેતાનો ઉત્સાહ વધ્યો યજ્ઞાદિમા થતી હિસા અનુચીતજ છે વિગેરે અનેક વિષયો અને તેના યુક્તિ પુરસ્સર ખુલાસાઓ આ ગ્રન્થમા આલેખ્યા છે વળી સ્પષ્ટ ટીપ્પણ અને સરલ ભાષામા સમજુતી આપવામા ચરિત્રનેતાની મતિએ અને કલમે અજબ પ્રકાશ પાડયો છે ટુકમા આ ગ્રન્થ એવો આલેખાયો છે કે અલ્પજ્ઞ વાચક પણ વૈદિક દર્શનના અપૂર્વ જ્ઞાતા બને અને તેમા રહેલી ત્રુટીઓ અને જૈનધર્મની મહત્તા તુલનાત્મક દૃષ્ટિથી સમજ્યા સિવાય રહે નહિ આ ગ્રન્થનુ નામ "મત મીમાસા"

રાખી પ્રથમ ભાગ તરીકે બ્હાર પડયો છે. વ્યા૦ વા૦ શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજમાં વક્તૃત્વ શક્તિ જેવી અજોડ હતી તેવીજ જુદી જુદી ભાષામાં જુદા જુદા વિષયો પર સંગીન લેખન કળા પણ અનન્ય સંપાદિત કરેલી છે તે તેઓશ્રીના બ્હાર પડેલ અનેક ગ્રન્થોના અવલોકનથી પુરવાર થાય છે.

## વિશેષણની સાર્થકતા—

કવિત્વ શક્તિ તેઓશ્રીમાં અજોડ ખીલેલી છે અને તેથીજ તેમનું કવિકુલકીરિટ વિશેષણ અત્યંત સાર્થકજ છે.

પોતે અનેક આનંદના પ્રસંગોમાં આત્મિક સદ્‌ભાવનાના તરંગોને જીનેશ્વર દેવોની પરમભક્તિમાં યોજી જુદા જુદા ચાલુ ઢબના રાગોમાં સુંદર પ્રાસો, શબ્દ લાલિત્યવાલા સ્તવનો વૈરાગ્યમય સજઝાયો, અને ગુરૂદેવના સદ્‌ગુણોથી આકર્ષાઇ ઉપકાર દર્શક અને ગુંહલીઓ પદ્યબદ્ધ બનાવતા.

તેઓશ્રીના કવિત્વપ્રેમ અને કવિત્વકલાના પ્રથમ ફલરૂપ “ આત્મ લબ્ધિવિકાશ સ્તવનાવલિ ” નામક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું. ભાવવાહિતા અને રમણીયતામય જેઓશ્રીની હૃદયસરથી ઉછળેલી ઉર્મીઓ સમી આ કૃતિઓ ઘણીજ આકર્ષક અને ભાવ-વર્ધક નીવડી. જેઓશ્રીની પુનિત અને ભવિષ્યમાં ખીલનાર કવિત્વ શક્તિને આ નીચે ઉલ્લેખિત થતો એકજ પત્ર સ્પષ્ટપણે નિર્ધાર કરે છે.

જ્યારે ચરિત્રનેતા દીલ્હી શહેરમાં ચાતુર્માસ બીરાજમાન હતા. તે સમયે સિકન્દરાબાદ નિવાસી શ્રાવક ઝવાહીરલાલને મુનિરાજ શ્રીમદ્ વલ્લભવિજયજી ( હાલમાં વિજયવલ્લભસૂરિજી ) મહારાજ લખે છે કે—

**जवाहिरलाल को धर्मलाभके साथ—तुम्हारे पत्र और भजन पहुंचे है परन्तु यह भाषा व चालीयें अपरिचित**

**होनेसे यहां बनेगा नहीं. दिल्लीमें कवि श्री लब्धिविजयजी महाराजके पास बैठकर करलेंगे तो शीघ्र बनजायगी.**

આ ઉલ્લેખથી સ્પષ્ટ જ્ઞાત થાય છે કે, શ્રીમદ્ વલ્લભવિજયજી મહારાજ તે વખતે કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હોવા છતાંયે તેઓશ્રીએ પોતાની હીંમત ન ચાલવાથી લબ્ધિવિજયજી મહારાજ પાસે બેસી ટીક કરાવી લેવા લખ્યુ, તે તેઓશ્રીની ભાવિમા ખીલનાર કવિત્વ શક્તિનુ સૂચન શું ન કહી શકાય? આથી એટલુંજ જણાવીએ છીએ કે ચરિત્રનાયક જેમ ધાર્મિક વ્યાખ્યાનો, જાહેર ભાષણો તેમજ તાત્વીક ચર્ચાઓ, વાદવિવાદો, ગ્રન્થ રચના વિગેરે તરફ જેવી અભિરૂચી ધરાવતા તેવીજ સંગીત પ્રતિ પોતે અભિરૂચી ધરાવતા હતા મુનિરાજ શ્રીમદ્ વલ્લભવિજયજી મહારાજે પ્રથમથી કરેલો કવિ શબ્દનો ઉલ્લેખ આ સ્તવનાલિ બહાર પડવાથી તે કવિ શબ્દ યથાર્થ ગુણરૂપ નીવડ્યો





## પ્રકરણ ૨૦ મું.

### છાયાપુરીમાં પ્રવેશ—



**પ્ર**ત્યેક પ્રાણીના સાચા ધર્મ પ્રાણ આત્મિક તત્વના સાચા પોષક ધર્મ પિયૂષની સુંદર પ્રપા, બ્રહ્મપ્રતાપી ગુણગરિષ્ટ પ્રાતઃ સ્મરણીય સૂરિશેખર ગ્રામાનુગામ વિહાર કરતા અનેક નાપાક આત્માઓને પુનિત બનાવતા છાણી તરફ પ્રયાણ કરી રહ્યા હતા. છાણીની જનતાને વિદિત થયું કે પૂજ્યપાદ વિજયકમળસૂરિજી મહારાજ ગજરાજની જેમ મોટા શિષ્ય મંડળના યૂથ સહ વિચરતા આ તરફ પધારી રહ્યા છે. અખિલ ગામની જનતામાં ભાવનાની જાગૃતિ થઈ. પ્રવેશ ઉત્સવ કરવા સૌ કોઇ પ્રેરાયા. કેટલાક આગેવાનો તેઓશ્રીના વન્દનાર્થે તથા વિનતિ માટે ગયા. આ ત્યાગમૂર્તિનું આગમન હોઇ ત્યાંની ભૂમિ પણ તેઓશ્રીના પાદસ્પર્શથી પુનિત થવા

તલસી રહી હતી. જૈનો શું કે જૈનેતર શું ? સૌ કોઈ ભવ્ય સ્વાગતની તૈયારીમા શુ થાયા હતા ભાતભાતના માંડવાથી, વાજીંત્રોથી જુદીજુદી જાતના તોરણો અને ધ્વજાથી સુદર ઓપવચનને આપનાગ બોર્ડોથી આખુયે છાણી ગામ અજબ કુશલતાથી ઉત્સાહી યુવકોએ શણગાર્યું હતું પુરપ્રવેશ ઘણાજ ઠાઠથી થયો વ્યાખ્યાનપીઠ સૂરિશેખરે શોભાવ્યુ મેદની જામી, મંગલાચરણ થયુ શ્રોતાજનોએ આનદથી ધર્મ દેશનાને શ્રવણ કરી બીજે દિવસે આપણા ચરિત્રનાયકને ત્યાની જનતાના આગ્રહથી ગુરૂદેવની આજ્ઞા થતા બીરાજવુ પડ્યુ

છાણી ગામના શ્રોતાઓ એટલે તત્વજ્ઞાનના શોખીન યુક્તિ તર્ક અને બુદ્ધિમાતાના અનુરાગી, સાધુ મહાત્માઓના ઘણા પરિચિતો એટલે અહીંના શ્રોતાઓને ખેચવા રોચકતા જગાવવી એ પણ સહેજ ન હતું પણ આપણા ચરિત્રનાયકની પ્રવચન પ્રવીણતા, અને દક્ષતા આગળ અહીંની જનતા મુગ્ધ બને એ દુસાધ્ય તો ન હતુ

પ્રતિદિન વ્યાખ્યાનોમા તત્વજ્ઞાનની ચર્ચા ચાલતી બધા એ પ્રશ્નોનો ઉકેલ ચરિત્રનાયક સહેલાઇથી કરતા, જનતા ખૂબજ આકર્ષાઇ સૌ કોઇ બાલ અને વૃદ્ધ મુક્ત સ્વરે બોલતા કે વ્યાખ્યાન વાચસ્પતિ પદને આપે યથાર્થ કર્યું છે છાણી ગામમા જનતાની નિગળી ભક્તિભાવ પૂર્વક સેવા ત્યાગમૂર્તિ એ જોડપ્રેમ ધર્મ ક્રિયાની પ્રવૃત્તિમા લીનતા આ બધુયે જોતા સૂરિશેખરની મનોવૃત્તિ ગામ પ્રતિ આકર્ષાઇ ચૂકી હતી તેમજ આચાર્યદેવની નિસ્પૃહતા નિડરતા સત્યપ્રરૂપકતા નિષ્કલક બ્રહ્મચર્ય પ્રતાપ તેમજ આપણા ચરિત્રનાયકના અનેક તત્વ વિષય અવગાહી અદ્ભુત બોધપ્રદ પ્રવચન પ્રવાહે અખિલ જનતાને મંત્ર મુગ્ધ બનાવી હતી-જ જનતાનો અત્રે ચાતુર્માસ માટે આગ્રહ થતા સ ૧૯૭૮નુ ચાતુર્માસ અત્રેજ થયુ

વિરક્ત બે યુવકો—

ચરિત્રનાયકનો પ્રવચન પ્રવાહ અવિરત વહેતો હતો વ્યાખ્યાનમા વૈરાગ્યભાવ સંસારની કારમી અવસ્થા અને પુણ્ય પાપના ફ્લો બહુજ

અજબ રીતિથી સ્પષ્ટ કરવામાં આવતા હતા કે જે સાંભળતા ચરિત્ર-નાયકના વરદ હસ્તે સંસારથી વિરક્ત ભાવને પામેલા બે યુવકો પ્રવ્રજિત થવાના અંતઃકરણવાલા બન્યા ચરિત્રનાયકનું છાણી જ્ઞાન મંદિરના વિશાલ મેદાનમાં એક જાહેર પ્રવચન થયું. જે પ્રવચનમાં અત્રેના સમસ્ત આગેવાનોએ ભાગ લીધો હતો. કેટલાક પ્રશ્નોત્તર પણ થયા હતા. જેનો તીક્ષ્ણમતિ ગુરૂદેવે સુંદર રીતે સ્ફોટ કર્યો હતો. જૈનેતરો આ પ્રવચનથી જૈવધર્મની ઉચ્ચતા અને આદરણીયતા સમજતા થયા પ્રવચનના અંતે એક દક્ષણી માસ્તરે જણાવ્યું હતું કે “આપણા ભારતવર્ષના સાચા ભૂષણ હોય તો આવા ત્યાગી મૂર્તિ સાચા મહાત્માઓજ છે. માર્ગ ભૂલેલાને, પાપવૃત્તિ પરાયણ બનેલાને અને કુકર્મોના કાતીલ ઘાથી ઘવાયેલાઓને, માર્ગદર્શક, શુભપ્રવૃત્તિ યોજક, અને કર્મોના ઘાને રૂઝવનાર આ વ્યાખ્યાન વાચસ્પતિજી જેવા સંતો બહુ અલ્પ હોય છે. આવા પ્રવચનો જો સ્થળે સ્થળે થાય તો ઘણા ગુરૂદેવના ઉપદેશથી હૃદયમાં દયા વસાવીને તેનો આજથી ત્યાગ કરૂં છું.

હમેંશ વ્યાખ્યાનમાં નવાનવા જૈનેતરો ધર્મ શ્રવણ માટે આવતા હૃદયગત અનેક સંશયોને ઉચ્છેદતા. જૈનધર્મના નિયમો પાલન કરતા થયા, એક સોની તો અજબ જૈનધર્મનો રાગી બન્યો પ્રભુપૂજા, ગુરૂવંદન તેમજ નવકારમંત્રનું સ્મરણ વિગેરે ધર્માનુષ્ઠાનો આચરતો થયો. કેટલાક મોઢવણીકો, કચ્છીઆઓ પણ જૈનધર્મના રંગથી રંગાયા.

## પ્રતિષ્ઠા મહોત્સવ—

છાણી ગામથી સાત ગાઉ દૂર ઉમેટા ગામ છે. જે પ્રથમ તીર્થ મનાતું હતું. અનેકાનેક ગામોના સંઘ ત્યાં આવતા. અનેક પ્રકારની ધર્મક્રિયાઓ આ પુનિત ભૂમિમાં થતી હતી. હાલ એ ગામ બાજુ ઉપર આવેલ હોઇ અને બીજા નવીન તીર્થો બનતા ત્યાં સંઘો તો અટક્યા પણ તેની પ્રસિદ્ધિ પણ ન્યુન થઈ. ઉમેટામાં ધ્વજાદંડ તથા

પદ્માવતિદેવીની પ્રતિષ્ઠા માટે અનેક અગ્રગણ્ય ગૃહસ્થો વિનંતિ માટે આવ્યા આ કામ ચરિત્રનાયકના હાથે થાય તો સારૂ એવી તેઓની ભાવના હતી આચાર્ય દેવની આજ્ઞાથી ચરિત્રનાયક પોતાના શિષ્ય મુનિ શ્રી લક્ષણવિજયજી સાથે સન્વાગત પધાર્યા, સૌ કોઇ જનતા હર્ષઘેલી બની પ્રવચન શ્રવણનો લાભ લેવા લાગી પ્રતિષ્ઠા માટેની તૈયારીયો ચાલી સૌ કોઇ આ મહોત્સવ ઉજવવા ઉત્સાહી બન્યા જિનમંદિર શણગારાયુ, પૂજાઓ ઠાઠમાઠથી ભણાવા લાગી બહાર ગામની જનતા આવવા લાગી

મસાગની કર્મ જન્ય કાગ્મી વાસનાઓ માનવોના મનની ચંચલતા ઊભી કરે છે મનને સ્થિર રાખવુ એ દુસાધ્ય છે સ્થિર મનવાલા, નિયતવિચારોવાળા, મહાપુરૂષો અલ્પજ હોય છે આજે જે ભાવના હૃદયમા ઉત્પન્ન થઈ તે ભાવનાઓને સફળ કરો, વિલંબ ન કરો સુભાવનાનો વિલંબ તે ભાવનાના પુરનો રોધક છે

## ભાવદીપકની મંદતા—

ચરિત્રનાયક ઉમેટા પધાર્યા હતા જેમના ઉપદેશથી વિરક્ત બનેલા બે યુવકોનો, સંસારને ત્યાગી મોક્ષમાર્ગના સોપાન સમી દીક્ષાને સ્વીકારવા આ ઉમેટામા આવવાનો નિર્ણય હતો તેલ ખૂટે એટલે બત્તી બુઝાય છે પ્રકાશ નાશ થાય છે એટલે અંધારૂ છવાય છે પછી અડવડીયા ખાવા પડે એ સ્વભાવિક છે ઉપદેશ તૈલનો અભાવ થતા તે વિરક્ત બનેલા યુવકોના હૃદયમા ભાવદીપક મંદ થયો, ચરિત્રનાયકને આ સમાચાર મળતા પોતાના શિષ્ય મુનિ શ્રી લક્ષણવિજયજીને ત્યાંજી મોકલવામા આવ્યા ધન્ય છે તારક ગુરુઓને જેઓ પોતે તકલીફ વેઠીને ભાવુંકોને સંસારથી તારવા પુરૂષાર્થ ખેડે છે વૃદ્ધ આચાર્યદેવે પણ બન્ને યુવકને બોલાવી તેઓની મંદ બનેલી ભાવનાને ઉત્તેજિત કરવા ઘણોજ અસરકારક ઉપદેશ આપ્યો હતો.

<u>ઉપદેશ ધારા—</u>

હે યુવકો ? સંસારના કલ્પનાજન્ય સુખો પરિણામે ઘોર દુઃખ જનક બને છે. આજે જે પદાર્થોને ઇષ્ટ માનો છો તેજ પદાર્થો પરિણામંતર થતાં અનિષ્ટતા ઉપજાવે છે. ક્ષણિક સુખને ખાતર જીવનને વેડફી નાખવું એ સજ્જનનું કર્તવ્ય નથી. વળી દુન્યવી તુચ્છ સુખો કદીએ તૃપ્તિ કરતાં નથી. પરન્તુ અભિલાષાને વધારે જાયે છે. કહ્યું છે કે,

**धनेषु जिवितव्येषु स्त्रीषु चाहारकर्मसु ।**
**अतृप्ताः प्राणिनः सर्वे, याता यास्यन्ति यान्तिच्च ॥ १ ॥**

અર્થાત્ ધનમાં, જીવનમાં, સ્ત્રીમાં, આહાર કર્મમાં પ્રાણીઓ અતૃપ્ત ગયા, જશે. અને જાય છે. માટે મહાનુભાવો ? ત્યાગ સિવાય વાસ્તવિક તૃપ્તિ થવાની નથી માટે તુચ્છ ભોગોમાં ન મુંઝાતા શાશ્વત સુખને દેનાર ચારિત્રમાં મક્કમ બનો વિગેરે ઉપદેશ આપ્યો પણ એ યુવકોમાંથી એકને તો બીલકુલ અસર ન થઇ પણ શા ખીમચંદભાઈ પારેખના પુત્ર છબીલદાસને તો પૂર્વનો વૈરાગ્ય નવ પલ્લવિત બન્યો. સંસારને ત્યાગી સંયમી બનવા હૃદયથી તૈયારીઓ કરવા પ્રેરાયા. પૂજ્ય લક્ષ્મણવિજયજી મહારાજના ઉમેટાથી આવતા પહેલા છબીલલાલનું હૃદય વૈરાગ્યથી રંગાયું હતું. એટલે તેઓશ્રી બીજે દિવસે ઉગ્ર વિહાર કરી ચરિત્ર નાયકની સેવામાં પહોંચી ગયા.

શ્રીયુત્ ખીમચંદભાઇ નાની ઉંમરથીજ ધર્મસંસ્કારથી રંગાએલા હતા. સંયમ લેવાની ભાવના તેઓના હૃદયમાં ઓતપ્રોત હતી. જે શ્રાવકના હૃદયમાં સંયમની ભાવના રમી રહી નથી તેની દેશવિરતિ એ સમ્યક્ દેશવિરતીજ નથી. પૂજ્ય હેમચંદ્રાચાર્ય મહારાજ ફરમાવે છે કે,

**सर्वविरतिलालसारहितानां मनुष्याणां देशविरतिरपि न सम्यक् ।**

આ સોનેરીવાક્યને ખીમચંદભાઇએ હૃદયપટ ઉપર કોતરી રાખ્યું હતું. પરન્તુ શારિરીક સ્થિતિને લઇને એ ભાવનાને અમલમાં

મૂકી શકતા ન હતા પણ પોતાના પુત્ર છબીલદાસને પોતે હમેશા સંસારની વિકટ પરિસ્થિતિનું ભાન કરાવતા સંયમ માર્ગે વળવાની પ્રેરણા કરતા પોતે ન લઈ શકયા તે માટે હતભાગ્યતા બતાવતા, સંયમ સિવાય કોઇપણ આત્માનું કલ્યાણ થયું નથી મનુષ્ય જન્મની સાચી સાર્થકતા સંયમના સ્વીકારથીજ છે દુન્યવી વિષય વિલાસોને ભોગવવામા મનુષ્ય જન્મની વાસ્તવીક સાર્થકતા હોત તો તીર્થંકરો, ચક્રવર્તીઓ, રાજા મહારાજાને રાજરિદ્ધિ, સ્ત્રીપરિવાર વિગેરે સાહીબી છોડી સંયમ અંગીકાર કરવાની જરૂરજ શી હતી? વિગેરે ઉપદેશ હમેશ આપતા હોવાથી છબીલદાસના પણ ધર્મસંસ્કારો મજબુત બનતા ગયા એટલે પોતેજ સંયમની માગણી કરી તે માગણીને ખીમચંદભાઇએ વિના આનાકાનીએ સ્વીકારી ધન્ય છે આવા ધર્મી પિતાઓને કે જેમના કુળમા અવતરેલ પુત્રને નાનપણથીજ ધર્મના સંસ્કાર પાડી અનાદિ કાળની રખડપટ્ટી પછી મળેલ માનવ જીવનની સાચી સાર્થકતા કરનાર સંયમી જીવને જીવવાની સતત પ્રેરણા કરી સદ્દગતિના ભાગી બનાવે છે આવા માત પિતાઓ ભાગ્યેજ જન્મ્યાર પુણ્યના ઉદયથી કોઈ ભાગ્યશાલીનેજ મળે છે, બાકી ખાલી જન્મ આપનાર માતાઓ તથા સત્તરપંચા પંચાણ બે મૂકયા છુટના, લાવો પટેલ સત્તાણું મો મા બે ઓછા આવા હિસાબો કરી પાંચ પચાસ હજાર રૂપીઆનો વારસો આપી, અન્યાય, કપટ અને દગાથી મેળવેલા પાપનો પોટલો પોતાને શીર ઉપાડી દુર્ગતિના મેમાન થનાર પિતાઓ નો તેરોતેર અને સ્થળે સ્થળે છે પરન્તુ ધર્મનો વારસો આપી શાશ્વત સુખના ભાગી બનાવનાર પિતા તો ભાગ્યેજ સાપડે છે

**દીક્ષા માટે પ્રયાણ—**

સંયમ લેવાની આજ્ઞા આપવા સાથે સંયમની કઠીનતા વ્રત પાલનની દુષ્કરતા અને બાવીસ પરિસહોની સમજણ પણ આપી પિતાની ચોખ્ખિ આજ્ઞા લઇ તે છબીલદાસ કેટલાક પોતાના મિત્રો

કેશરીચંદ અને દીપચંદ આદિની સાથે પ્રતિષ્ઠાના માંગલીક દિવસે ઉમેટા આવી પહોંચ્યા.

## પ્રવ્રજ્યાપ્રદાન—

પ્રાતઃકાલનો શાન્ત વાતાવરણમય સમય હતો. જનતા દેવીપ્રતિષ્ઠાના વ્યવસાયમાં હર્ષભેર ઘેલી બની હતી. તેજ સમયે છબીલદાસનું આગમન થયું. વીજળીવેગે આખાયે ગામમાં એ શુભ સમાચાર વ્યાપ્યા. આ ગામમાં દીક્ષાનો અવસર પ્રથમજ હતો. અખિલજનતા ધર્મ મહોત્સવના સુઅવસરને વધાવવા, નીરખવા અને અનુમોદવા ઘણાજ હર્ષથી સજ્જ બની, વિશાળ ચોગાનમાં સમવસરણ રચાયું. પૂજ્ય ચરિત્રનાયક ના વરદ હસ્તે પ્રવ્રજ્યાપ્રદાન કરવામાં આવ્યું. તેમનું નામ શ્રી ભુવનવિજયજી રાખી ચરિત્રનાયકના શિષ્ય તરીકે જાહેર કર્યા દીક્ષાના અવસરે અત્રેની જનતાનો હર્ષ અમાપ હતો. નવીન મુનિ શ્રી ભુવનવિજયજીને ઉપધિ વહોરાવવા માટે ઘી બોલતા રજોહરણ ઓઘો–૧૨૦ રૂપીઆ બોલી અર્પણ કર્યો હતો. એવીજરીતે બીજી ઉપધિની પણ ઉપજ સારી થઇ હતી. અંતે સંયમપાલનમાં દઢતા થાય એવી હૃદયભેદિની દેશના આપી હતી. દીક્ષાબાદ પ્રભાવના તેમજ ભવ્ય સમારોહથી વરઘોડો ચઢ્યો હતો.

## પુનઃ છાણીમાં—

એટલામાં છાણી સંઘના આગેવાનોની વિનતિથી સસ્વાગત ચરિત્રનાયક પૂજ્ય ગુરૂદેવની સેવામાં પધાર્યા. વ્યાખ્યાનમાં વિશેષ આવશ્યકમાંથી ગણધરવાદ શરૂ કરવામાં આવ્યો, ગણધરવાદની યુક્તિ પ્રયુક્તિને આદરરૂપમાં બનાવી કેટલીક તદનુકૂલ તર્કવાદની દલીલો ઉભી કરી પ્રકૃત વિષયને એવો ચર્ચતા, કે સૌ કોઈ સહેલાઇથી સમજી શકતા હતા. વળી આપણા ચરિત્રનાયકના ઉપદેશબળથી ઘણા યુવાનો પ્રતિક્રમણ, પૂજા આદિ ધર્મ અનુષ્ઠાનોમાં ખૂબ ભાવનાપૂર્વક રસ લેતા થયા, સંપ્રતિરાજાના



ઉપાધ્યાયજી શ્રીમન્ ભુવનવિજયજી ગણીવર

બી પી પ્રેસ-પાલીતાણા

કેશરીચંદ અને દીપચંદ આદિની સાથે પ્રતિષ્ટાના માંગલીક દિવસે ઉમેટા આવી પહોંચ્યા.

**પ્રવ્રજ્યાપ્રદાન—**

પ્રાતઃકાલનો શાન્ત વાતાવરણમય સમય હતો. જનતા દેવીપ્રતિષ્ઠાના વ્યવસાયમાં હર્ષભેર ઘેલી બની હતી. તેજ સમયે છબીલદાસનું આગમન થયું. વીજળીવેગે આખાયે ગામમાં એ શુભ સમાચાર વ્યાપ્યા. આ ગામમાં દીક્ષાનો અવસર પ્રથમજ હતો. અખિલજનતા ધર્મ મહોત્સવના સુઅવસરને વધાવવા, નીરખવા અને અનુમોદવા ઘણાજ હર્ષથી સજ્જ બની, વિશાળ ચોગાનમાં સમવસરણ રચાયું. પૂજ્ય ચરિત્રનાયક ના વરદ હસ્તે પ્રવ્રજ્યાપ્રદાન કરવામાં આવ્યું. તેમનું નામ શ્રી ભુવનવિજયજી રાખી ચરિત્રનાયકના શિષ્ય તરીકે જાહેર કર્યાં દીક્ષાના અવસરે અત્રેની જનતાનો હર્ષ અમાપ હતો. નવીન મુનિ શ્રી ભુવનવિજયજીને ઉપધિ વહોરાવવા માટે ઘી બોલતા રજોહરણ ઓઘો–૧૨૦ રૂપીઆ બોલી અર્પણ કર્યો હતો. એવીજરીતે બીજી ઉપધિની પણ ઉપજ સારી થઇ હતી. અંતે સંયમપાલનમાં દઢતા થાય એવી હૃદયભેદિની દેશના આપી હતી. દીક્ષાબાદ પ્રભાવના તેમજ ભવ્ય સમારોહથી વરઘોડો ચઢ્યો હતો.

**પુનઃ છાણીમાં—**

એટલામાં છાણી સંઘના આગેવાનોની વિનતિથી સસ્વાગત ચરિત્રનાયક પૂજ્ય ગુરૂદેવની સેવામાં પધાર્યા. વ્યાખ્યાનમાં વિશેષ આવશ્યકમાંથી ગણધરવાદ શરૂ કરવામાં આવ્યો, ગણધરવાદની યુક્તિ પ્રયુક્તિને બાદરરૂપમાં બનાવી કેટલીક તદનુકૂલ તર્કવાદની દલીલો ઉભી કરી પ્રકૃત વિષયને એવો ચર્ચતા, કે સૌ કોઈ સહેલાઇથી સમજી શકતા હતા. વળી આપણા ચરિત્રનાયકના ઉપદેશબળથી ઘણા યુવાનો પ્રતિક્રમણ, પૂજા આદિ ધર્મ અનુષ્ટાનોમાં ખૂબ ભાવનાપૂર્વક રસ લેતા થયા, સંપ્રતિરાજાના

સમયમા ભગયેલા શાન્તિનાથ ભગવાન અત્રે બિરાજમાન છે તેઓના ગુણાત્મક નવીન રાગના સ્તવનો બનાવતા જે અત્રેની મંડળીવાળા ઓત્સાહ ગાતા આ પ્રમાણે છાણીનુ ચાતુર્માસ, પઠન, પાઠન અને ધર્મક્રિયાઓથી આનંદપૂર્વક પસાર થયુ

## તીર્થયાત્રા માટે પ્રયાણ—

ચાતુર્માસબાદ પુનિત તીર્થતિલક ભવતારક શ્રી સિદ્ધાચલજીની તીર્થયાત્રા કરવાની ભાવના આપણા ચરિત્રનાયકના હૃદયમા ઉદ્‌ભવી, જે તીર્થના સ્મરણમાત્રથી માનવગણ તરે તો તેના દર્શન અને સ્પર્શનથી જલ્દી ઉદ્ધાર થાય એમા શંકાજ શી ? નાનો બાળક, કે વૃદ્ધ એ તીર્થને ભેટવાની ભાવનાવાળો હોયજ પ્રાતઃકાળમા એ પુનિત તીર્થની ભજના ધર્મિષ્ઠ પુરુષના રોમ હમેશ થાય છે જેના શરણે અનંતા આત્માઓએ મુક્તિ મેળવી છે જેનુ મહાત્મ્ય લાખો શ્લોક પ્રમાણમા ગ્યાય પણ પૂર્ણાહુતિ થતીજ નથી, જે તીર્થના પરમાણુએ પરમાણુ પવિત્ર મનાય છે જેનુ વાતાવરણ અધમોને પણ ઉદ્ધારનારૂ છે, જે તીર્થનો ઉદ્ધાર ક્રોડો રૂપીયાના અઢળક ખર્ચે ઉદાર શ્રાવકોએ કરાવ્યો છે એવા પવિત્ર તીર્થને ભેટવાની ભાવના કોને ન થાય ? અર્થાત્ સૌ કોઇ ભવ્યાત્માને થાયજ

## દીક્ષા અને વિઘ્ન—

ગુરુદેવની આજ્ઞા મળતા પાલીતાણા તરફ પ્રયાણ થયુ, ઉમેટા, આકલાવ થઇ બોરસદ પધાર્યા દરેક સ્થળે જાહેર પ્રવચનદ્વારા અનેકોને સદાચારી જીવનવાલા બનાવતા અત્રે ડભોઇના ધર્મપ્રેમી જીવણભાઈ પુલચંદ વર્ષોથી દીક્ષા લેવાના ઉમેદવાર હતા ડભોઇમા આચાર્ય મહારાજશ્રીના ચાતુર્માસ સમયે, ચરિત્રનાયકના વ્યાખ્યાનોએ તેમજ તેઓશ્રીની નિખાલસ વૃત્તિએ, અને અપૂર્વ ત્યાગપાલનતાએ તેમના હૃદયને ખેંચ્યુ હતુ અને વૈરાગ્યથી ભીંજાવ્યુ હતુ તે જીવણભાઇએ

સમયમા ભગયેલા શાન્તિનાથ ભગવાન અગે બિરાજમાન છે તેઓના ગુણાત્મક નવીન રાગના સ્તવનો બનાવતા જે અગ્રેની મંડળીવાળા ઓસ્વાદ ગાતા આ પ્રમાણે છાણીનુ ચાતુર્માસ, પઠન, પાઠન અને ધર્મક્રિયાઓથી આનંદપૂર્વક પસાર થયુ.

## તીર્થયાત્રા માટે પ્રયાણ—

ચાતુર્માસબાદ પુનિત તીર્થતિલક ભવતારક શ્રી સિદ્ધાચલજીની તીર્થયાત્રા કરવાની ભાવના આપણા ચરિત્રનાયકના હૃદયમા ઉદ્ભવી, જે તીર્થના સ્મરણમાત્રથી માનવગણ તરે તો તેના દર્શન અને સ્પર્શનથી જલ્દી ઉદ્ધાર થાય એમા શંકાજ શી? નાનો બાળક, કે વૃદ્ધ એ તીર્થને ભેટવાની ભાવનાવાળો હોયજ પ્રાતઃકાળમા એ પુનિત તીર્થની ભજના ધર્મિષ્ઠ પુરુષના ઘેર હમેશ થાય છે જેના રાગથી અનંતા આત્માઓએ મુક્તિ મેળવી છે જેનુ મહાત્મ્ય લાખો શ્લોક પ્રમાણમા ગાય પણ પૂર્ણાહુતિ થતીજ નથી, જે તીર્થના પરમાણુઓ પરમાણુ પવિત્ર મનાય છે જેનુ નાનામોટા અધમોને પણ ઉદ્ધારનાર છે, જે તીર્થનો ઉદ્ધાર ક્રોડો રૂપીયાના અઢળક ખર્ચે ઉદાર શ્રાવકોએ કરાવ્યા છે એવા પવિત્ર તીર્થને ભેટવાની ભાવના કોને ન થાય? અર્થાત્ સૌ કોઈ ભવ્યાત્માને થાયજ

## દીક્ષા અને વિઘ્ન—

ગુરુદેવની આજ્ઞા મળતા પાલીતાણા તરફ પ્રયાણ થયુ. ઉમેટા, બોરસદ થઈ ખંભાત પધાર્યા જ્યાં સ્વજે ... પ્રવચ્ચન અનેકને સન્માર્ગી જીવનવાળા બનાવતા અને ડભોઈના ધર્મપ્રેમી જમનાભાઈ ફુલચંદ શેઠના દાદા સેવાના ઉમેદવાર હતા ડભોઈના આચાર્ય મહારાજશ્રીના ચાતુર્માસ અર્થે, ચરિત્રનાયકના વ્યાખ્યાનોએ તેમજ તેઓશ્રીની નિષ્પાદસ દૃષ્ટિએ, ઓર અપૂર્વ આત્મભાવનાએ તેમના હૃદયને જીત્યુ હતુ. અને તેમાંથી ભીનાશ હતુ તે જાણવા જેવુ

સંઘ વચ્ચે પોતે દીક્ષા લેવાની ભાવના પ્રગટ કરી અને પહેલા થયેલ સગપણનો નિષેધ કર્યો. કહો કે ભર યુવાનીમાં પરણવાની તૈયારીમાં સ્ત્રીનો ત્યાગ કર્યો. તેમની માતુશ્રી બહુ વૃદ્ધ અને ધર્મ ધ્યાનમાં પરાયણ હતા, પિતાજી બાલવયમાં સ્વર્ગસ્થ બન્યા હતા. ધર્મ પરાયણ માતાજીની દીક્ષા લેવાની આજ્ઞા થઈ ચુકી હતી. વલી જીવણભાઇ પણ બાહોશ હોઈ અનેકોને ધર્મનું સ્વરૂપ સમજાવી શકતા હતા. કૌટુંબીક વર્ગની આજ્ઞા પણ પોતે દક્ષતાથી મેળવી લીધી હતી. એટલે બોર-સદમાં દીક્ષા લેવાની શુભ ભાવનાથી ચરિત્રનાયક પાસે આવ્યા. અને પોતાની મનોકામના પ્રગટ કરી. ગુરૂદેવને નિશ્ચય પણ હતો કે જીવણ-ભાઈનું કુટુંબ ધર્મપરાયણ છે એટલે દીક્ષા અર્પણમાં કોઇ જાતનું વિઘ્ન આવે એમ નથી. ગામના કેટલાક ધર્મપ્રેમી આગેવાનોએ સંયમની શુભ ક્રિયાઓ માટે તૈયારી કરી. આ સમયે ચરિત્રનાયક પાસે મુનિ શ્રી લક્ષ્મણવિજયજી મહારાજ તથા મુનિ શ્રી ભુવનવિજયજી હતા.

દુનિયામાં એવો સાધારણ નિયમ હોય છે કે ધર્મમાં નહોય તો પણ ગમે ત્યાંથી વિઘ્નો અચાનક આવીને ખડા થાય છે. આવા પ્રસંગે અબોલતા બોલતા થાય છે, અસંબંધીઓ સંબંધી થઇને આવે છે. વલી કોની ગાય કોનું ખાય હાંકે તેનું નખ્ખોદ જાય એ કહેવતને ચરિતાર્થ કરનારા કેટલાક વિઘ્નસંતોષીઓએ અત્રે એવું ખોટું વાતાવરણ ફેલાવ્યુ કે જેથી જૈન જૈનેતરો તમામ અપૂર્વ સંયમની ક્રિયાને અટકાવવા કટીબદ્ધ બન્યા. પૂજ્ય ચરિત્રનાયક શાન્ત પ્રકૃતિના હતા, સરલ આશયી અને સમયસૂચકતા વાપરવામાં કુશળ હતા. હમણા વિશેષ તોફાનનો સંભવ જાણી તે કાર્ય મોકુફ રાખ્યું.

વાંચક વિચારે કે માતા તથા કૌટુંબી વર્ગની રજા હોવા છતાં વિના લેવા દેવાએ ધાંધળ કરવામાં ટેવાયલા કેવા અંતરાય પહાડો ઉભા કરે છે. આવા અજ્ઞાનીઓથી જગત ભરેલું છે અને તે બીચારા આવા ધર્મ કાર્યમાં અંતરાય કરી ભવો ભવને વિષે દુર્ગતિમાં રખડવાનું હાથે વ્હોરી લે છે.

## આશાભાઇ પટેલ—

ચરિત્રનાયકના હૃદયંગમ પ્રવચનોથી બોધિત થયેલા પટેલ જ્ઞાતિના આશાભાઇ બકોરભાઇને આ બધા નિરર્થક ધાંધલના સમાચાર મળ્યા તેઓ ગુરુદેવ પાસે આવી સંપૂર્ણરીતે સાચી વસ્તુસ્થિતિના વાકેફગાર બન્યા એટલે આશાભાઇને માલૂમ પડ્યું કે આ બીનપાયાદાર સંયમ વિરોધીઓનું તોફાન માત્ર છે આશાભાઈ પટેલ મહારાજશ્રીની વિનંતિ કરી ગામ બહાર આવેલ પોતાના બંગલામાં લઇ ગયા કોઇપણ તોફાન ન કરે એ હેતુથી પોતાના આદમીઓને ત્યાં રોક્યા આશાભાઇના પુત્ર ગોવિંદભાઇ પેરીસમાં (ફ્રાન્સ દેશનું મુખ્ય શહેર) રહેતા હતા અને તેઓ મોતીના વ્હેપારી હતા અને તત્ત્વવસ્તુને સમજવાવાળા હતા તેમને પણ મહારાજશ્રીએ અગત્યની બીનાથી માહિતગાર કર્યા તેઓએ જણાવ્યું કે ડભોઇ એક તાર કર્યો છે અને જો કાંઈ ન આવે તો કાલે દીક્ષા આપી દેવી ડભોઇ સંઘ પર તાર કરવામાં આવ્યો પણ ત્યાંથી કાંઈ આવ્યું નહિ એટલે છગનભાઇને બંગલામાં દીક્ષા આપી તેમનું નામ મુનિશ્રી જયંતવિજયજી રાખી પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા દીક્ષાબાદ આશાભાઈ અને તેમની પાર્ટીના માણસો સાથે મહારાજશ્રીએ બોરસદથી વિહાર કર્યો નજીકના ગામમાં નિવાસ હતો ત્યાં છગનભાઇના માતુશ્રી આવી પહોંચ્યા એટલે બોરસદના બધા જૈન જૈનેતરો ભેગા થઇને પાછા તોફાન માટે આવી પહોંચ્યા

## નૂતન મુનિની પ્રતિજ્ઞા—

અને નવીન મુનિને પાછા લઇ જવા પ્રયત્ન એઓ નકામા. મુનિશ્રી જયંતવિજયજીના સંસારી માતુશ્રી દિવાળીબેન ધર્મપરાયણ તથા સંયમના રાગી હતા પોતે પ્રથમથીજ આજ્ઞા આપી હતી પણ લોકોને શાન્તિ થાય એ હેતુથી પોતાની સાથે બોરસદના જયંતવિજયજીને સાધુના વેષમાં લઇ ગયા પણ તેમણે સ્પર્શ કર્યો ન હતો જેમણે ગાઢોવીથી અને પોતાની સાચી ભાવનાથી સંયમને નક્કી કર્યું છે.

તેઓ કદાપિ કાલે ગમે તેવા વિઘ્નના સમૂહોથી ડરતા નથી. અનુકુળ અગર પ્રતિકૂળ ઉપસર્ગોનો સામનો કરી શકે છે. મુનિશ્રી જયંતવિજયજી ત્યાંની જનતા સાથે ગામમાં ગયા પણ તેમણે ચારે આહારનો ત્યાગ કર્યો, અને તેઓને જણાવ્યું કે મને મારા ગુરૂદેવની પાસે મુકી આવશો ત્યારેજ મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે. એક દિવસ તે તોફાની વર્ગની હાજરીમાં રહ્યા, તેમની આવા પ્રકારની મક્કમતાથી તેઓને ખાત્રી થઇ કે આ ભાઇએ દૃઢ વૈરાગ્યપૂર્વક આત્મકલ્યાણ સમજીનેજ દીક્ષા લીધી છે. સર્વેમળી વાજતે ગાજતે ગુરૂદેવની નિશ્રામાં મૂકી ગયા. ધન્ય હો! ધર્મ માટે કટીબદ્ધ થયેલા એ તારક ગુરૂદેવને ધન્ય હો! એ નૂતન મુનિની આત્મ દૃઢતાને! અભિનંદન છે એ જૈનેતરજ્ઞાતિના આશાભાઈ પટેલની હીંમત અને ધર્મભાવનાને! મહાવીર પરમાત્માના અનુયાયી કહેવડાવનારા એ નામધારી જૈનો, આશાભાઈ પટેલનો દાખલો હૃદયમાં ઉતારશે ખરા કે?

**બોરસદથી વિહાર—**

ચરિત્રનાયક બોરસદથી પેટલાદ, તારાપુર, સાયમા થઈ સસ્વાગત ખંભાત પધાર્યા. અત્રેથી બોરૂ થઇ હિમ્મતપુર પધાર્યા. જ્યાં એક જાહેરભાષણ રાખવામાં આવ્યું હતું, જેમાં ત્યાંના ઠાકોરસાહેબે તથા અન્ય રાજ્યના અમલદાર વર્ગે પણ હાજરી આપી હતી. અનેક પ્રકારની ધર્મચર્ચા થયા પછી ઠાકોરસાહેબે સંતોષ જાહેર કર્યો હતો અને હિંસા ન કરવી એવી પ્રતિજ્ઞા લીધી હતી, ત્યાંથી ધોલેરા પધાર્યા હતા. જ્યાં મધ્ય બજારમાં માનવધર્મ વિષયક જાહેરભાષણ રાખવામાં આવ્યું હતું. જેમાં અનેક જૈન જૈનેતરોએ લાભ લીધો હતો. એક સન્યાસી સાથે ધર્મચર્ચા થતાં મહારાજશ્રીની તર્કશક્તિ અને તત્વ સમજાવવાની પદ્ધતિ જોઈ ખુશ થયા હતા, અને જૈનધર્મના અબાધિત તત્વોની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા હતા. અત્રેથી વિહાર કરી વેળાવદર, રતનપુર થઇ વળા થઈ સીહોર પધાર્યા. દરેક ઠેકાણે ચરિત્રનાયકના

સુંદર પ્રવચનો થતા હતા અત્રે પન્યાસજી શ્રી ઉમંગવિજયજીગણી આદિ મુનિવરો પણ ચરિત્રનાયકની સાથે સસ્વાગત ગોવા પધાર્યા

નૂતનમુનિના યોગ વહનની ક્રિયા તથા વડી દીક્ષા પન્યાસજીના વરદ હસ્તેજ થઈ હતી, અત્રેથી મહારાજશ્રી, કુંવરજીભાઈ આણંદજી વિગેરેની વિનતિથી ભવ્ય સત્કાર સહિત ભાવનગર પધાર્યા અત્રે સ્થિરતા દરમ્યાન શાતિસ્નાત્ર આદિ ધર્મક્રિયાઓ થઇ હતી ટુંક સમયના સહવાસમા પણ પન્યાસજી મહારાજે ચરિત્રનાયકની પાસે જ્યોતિષ શાસ્રનો અભ્યાસ કરી લીધો હતો તથા અન્ય પણ ઘણા અનુભવોથી જ્ઞાત થયા અત્રેથી વિહાર કરી મહારાજશ્રીએ પાલીતાણા તરફ વિહાર કર્યો

## ધ્યેયની સફળતા—

જે ધ્યેય હૃદયમા હતુ તે સફળ થવાનો સમય નજીક આવતો ગયો તીર્થરાજની પ્રભાવિક છાયાના આઠ દર્શન થતા ગયા, હૃદયમા હર્ષમાનનોજ અનુભવ થતો ગયો તીર્થરાજની યાત્રા સમયે ગાવાના ચરિત્રનાયકે હૃદયની ઉદ્ભવેલી ભાવનાની વેગવતી પ્રેરણાથી સ્તવનો રચવા શરૂ કર્યા "મે ભેટ્યા આદિનાથજી હર્ષ અપાર" ઇત્યાદિ સ્તવનો જોતજોતામા રચાઇ ગયા નિર્નિજપર વાણીજ ભાવથી ચઢયા પતિતને પાવન કરનાર ભસાટવીસાર્થવાહ તીર્થપતિઆદિનાથ ભગવતના દર્શન કરી પોતાના જન્મને કૃતકૃત્ય માનવા લાગ્યા ચરિત્રનાયક અત્રેથી દુખના દર્ય વિહાર કરી રૈવતગિરિજીની યાત્રા માટે જુનાગઢ પધાર્યા જુનાગઢનો સઘ ગુરુદેવની વક્તૃત્વ શક્તિથી વાકેફગાર હતો, તેથી પ્રવચનો સાભળવા તલસી રહે એ સ્વભાવિક હતુ ગીરનારજીની ભવ્ય યાત્રાનો લાભ ઉઠાવ્યો, અત્રે પણ પોતે નીરિ કવિત્વશક્તિથી નેમનાથજી ભગવાનના સ્તવનો રચ્યા આ વખતે આચાર્ય શ્રીમદ્ વિજયનિતિસૂરિજી મહારાજ તથા પન્યાસજી શ્રી અંઢનમાનજી આદિ કેટલાક મુનિઓ જુનાગઢના બિરાજમાન હતા, પણ પ્રવચનનુ કાર્ય તો

જનપ્રિય હોઈ ચરિત્રનાયકનેજ સોંપાયું હતું. ચરમ તીર્થંકર મહાવીરપ્રભુનું જન્મ કલ્યાણક ઉજવવાના અવદાત અવસર અત્રે આવતા સેંકડોની મેદનીમાં આપણા ચરિત્રનાયકે ખૂબ અસરકારક પ્રવચન આપ્યું હતું. જુનાગઢમાં જાહેરભાષણ ગોઠવાતા મુખ્યવક્તા ચરિત્રનાયકજ હતા, જે ભાષણમાં દિવાનસાહેબ આદિ અમલદાર વર્ગે ઉત્સાહથી લાભ ઉઠાવી સંતોષ જાહેર કર્યો હતો.

## શંખેશ્વરતીર્થના ભેટો—

જુનાગઢથી વિહાર કરી જેતપુર, રાજકોટ આદિક્ષેત્રોમાં જાહેર ભાષણોથી અસીમ લાભ આપી, જૈનદર્શનની મહત્તા વધારી ટુંક સમયમાં અનલ્પ ઉપકાર કરી કાઠીયાવાડ પ્રદેશમાં ખૂબ ખ્યાતિ મેળવી શંખેશ્વરજી તરફ પધાર્યા, અત્રે ગતચોવીશીની દામોદર તીર્થંકરના તીર્થમાં અષાઢા શ્રાવકે ભરાવેલી દેવલોકમાં અસંખ્યાતા વર્ષ સુધી પૂજાયેલી શ્રી શંખેશ્વરપાર્શ્વનાથના નામથી પ્રખ્યાતિ પામેલી મૂર્તિ બીરાજમાન છે. આ બિંબે ચરિત્રનાયકને ખૂબ મંત્રમુગ્ધ બનાવ્યા ખરેખર તીર્થયાત્રાઓ પાપરાશિઓનો ચૂરો કરવામાં મુદ્ગર છે આવા તીર્થની યાત્રા કરતા જે આનંદ અને ભાવવૃદ્ધિ અનુભવાઇ તે અવાચ્ય છે.

## રાધનપુર પ્રવેશ—

આ પુનિત તીર્થની યાત્રા કરી રાધનપુર તરફ વિહાર કર્યો. શ્રાવકોની નગરી કહો કે જાણકાર શ્રોતાઓની ખાણ કહો, શ્રાવકોના આચાર વિચારોનો રત્નદ્વીપ કહો. ધર્મ ભક્તિ અને ઉત્સાહનું ધામ કહો, વિવેક અને વિનયનું નિકેતન કહો, એવું અનેક જિનબિંબોથી પરિશોભિત યાત્રાના ધામરૂપ રાધનપુર શહેર વખણાય છે. જૈન સિદ્ધાંતને શ્રવણ કરવાને અત્રેના શ્રાવકો આતુર રહે છે. પૃથ્વીતલને પાવન કરતા ચરિત્રનેતા શિષ્ય મંડળ સહ એ કલીયુગી તુંગીયાનગરીસમા રાધનપુર શહેરમાં

પધાર્યા પ્રાયે કરી ચરિત્રનેતાનો વિહાર પ જાબ, મારવાડ અને દક્ષિણ ગુજરાત તરફ વિશેષ થયેલો હોઇ અત્રેની જનતા તેઓશ્રીથી અપરિચિત હતી તેઓશ્રીના એકજ દિવસના હૃદય ગમ તાત્વિક પ્રવચને સૌ કોઇને આકર્ષ્યા જૈન જનતા કીડીની માફક ઉભરાવા લાગી કદીપણ ઉપાશ્રયમા નહિ આવનાર યુવક વર્ગ પણ ખૂબ ઉત્સાહપૂર્વક વ્યાખ્યાનમા આવવા લાગ્યો ત્યાનો વકીલ અમલદાર વર્ગ પણ વ્યાખ્યાનનો લાભ લેવાથી વ ચિત ન રહ્યો, વ્યાખ્યાનોની ધુમમચતા જૈનેતરો પણ આવવા લાગ્યા ચરિત્રમહર્ષીની વ્યાખ્યાનકલાની નિપુણતા, સમયોચિત હિતવાહી વાણી વહેવરાવવાની દક્ષતા એટલે વ્યાખ્યાનો અત્ય ત લાભપ્રદ થયા મોહમેડન વર્ગ આવતો તો તેમને ઉર્દૂ શરીફ અને કાયદથી દયા આદિના સિદ્ધાતને સમજાવતા, વેદાન્તિક અને વૈષ્ણવોને ભગવદ્ગીતા મનુસ્મૃતિ, પુરાણ વિગેરેના શ્લોકો તથા દૃષ્ટાતો આપી જૈનધર્મની ઉચ્ચતા સમજાવતા

એક દિવસ પ્રવચનની શ્રેણી ભિન્ન ભિન્ન વિષયો ઉપર ગોઠવવામા આવતા વ્યાખ્યાન વાચસ્પતિજીના વ્યાખ્યાનનો ઘણા જૈન જૈનેતરોએ લાભ લીધો રવિવારના દિવસે લોકોની માગણીથી હિ દી ભાષામા પ્રવચન કરવામા આવતુ હતુ અત્રેના દિવાન સાહેબ આ ત્યાગ મૂર્તિના દર્શનાર્થે આવ્યા હતા તેઓશ્રીએ કરેલ સર્વ પ્રશ્નોના સચોટ ઉત્તર આપવાથી તેમણે મુક્તક ઠે કહ્યુ હતુ કે મારા જીવન પ્રવાહમા આવા વિદ્વાન મહાત્માઓનો પ્રથમ પ્રસગ થયો છે અત્રેની જનતાને વાચસ્પતિજીના પ્રકૃષ્ટ પ્રવચન અને નિ સ્પૃહતાએ અજબ રીતે ખે ચી હતી ચાતુર્માસ અત્રેજ થાય એવો સૌનો વિચાર થયો અને અત્ય ત આગ્રહ કર્યા ઉમેટામા બીનજરૂરી આવ્યા બાદ સૂરિજીની આજ્ઞા આવતા સવત ૧૯૭૯ નુ ચાતુર્માસ રાધનપુરમાજ થયુ

## નન્દીસૂત્રની વાંચના—

વ્યાખ્યાનમા કયો ગ્રન્થ વ ચાવવો એ વિચાર જનતામા ઘણો

સુંચાયો. કેટલાક અનુભવી શ્રોતાઓ કહેવા લાગ્યા કે આપણે એવો ગ્રન્થ વંચાવવો જોઇએ કે અહીં કદિ વંચાયો નહિ હોય અને તત્વજ્ઞાનથી ભરેલો હોવો જોઇએ. સૌ કોઇએ વિચારની આપ લે કરી નન્દીસૂત્ર વંચાવવાના નિર્ણય ઉપર આવ્યા. વ્યાખ્યાનમાં એવો રસ જામ્યો કે શ્રોતાજન ઝુલતો ડોલતો અને હર્ષ પામતો. આ સભામાં જૈન તત્વજ્ઞાનને સારી પેઠે સમજી શકે એવા શેઠ કકલભાઈ જેટા, ભુદરભાઈ વકીલ, હરજીવનદાસ પ્રભુલાલ વકીલ વિગેરે દસ શ્રોતાઓ હતા. વ્યાખ્યાનમાં ચાલતા દરેક વિષયની નોંધ લેતા. પૂછાતા અનેક પ્રશ્નોને એવી સુંદર અને સંગીત શૈલીથી સમજાવતા કે ન્યાયની કઠીન પંક્તિઓને ઓછા જ્ઞાનવાલો પણ સમજી શકે, કેટલાક વૃદ્ધ અનુભવી કહેતા કે આટલા આટલા આચાર્યો પધાર્યાં પણ આવા વિદ્વત્તાપૂર્ણ અને આબાલગોપાલ પ્રિયતમ પ્રવચનો હમોએ કદિ સાંભળ્યા નથી. ખરેખર વિજયાનંદસૂરિજી મહારાજના વ્યાખ્યાનમાં જે ઠઠ જામતી હતી તેવીજ આ ચાતુર્માસમાં અનુભવાય છે.

વયોવૃદ્ધ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી જેઓ જૈન શાળામાં ચાતુર્માસ રહ્યા હતા. ચરિત્રનાયક પાસે જીવાભિગમ સૂત્ર વાંચતા હતા. તેઓ કહેતા કે આપની જીવાભિગમ સૂત્ર વંચાવવાની પદ્ધતિ થોડા ભણેલાને પણ જ્ઞાન ઉપજાવનારી છે. તંબોલી શેરીમાં પન્યાસજી શ્રીમદ્ રંગવિજયજી મહારાજનું ચાતુર્માસ હોવા છતાં ઘણી જનતા ચરિત્રનાયકના વ્યાખ્યાનનો લાભ લેતી.

પન્યાસજી શ્રીમદ્ રંગવિજયજી પાસે ચરિત્ર નાયકે મહાનિશિથસૂત્રના યોગોદ્વહનની ક્રિયા કરી સૂત્રની આરાધના કરી. આ યોગમાં એકી સાથે ઓગણ સાઇઠ આયંબિલની લાંબી તપશ્ચર્યા હોવા છતાં ચરિત્રનાયકે હંમેશ વ્યાખ્યાન, પઠન–પાઠનનો સઘળો પરિશ્રમ ચાલુ રાખ્યો હતો.

**પૂજાની રચના—**

આદિનાથપ્રભુના મંદિરમાં અઠ્ઠાઇ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર આદિ મહોત્સવ શરૂ થતા શ્રી સંઘના આગેવાનોના તથા માસ્તર જીવ-

રાજના આગ્રહથી વ્યાખ્યાન વાચસ્પતિજીએ ઘણીજ રસપૂર્ણ રાગરાગણી મય રચેલી તત્વત્રયી અને નવતત્વની પૂજાઓ ભણાવવામા આવી હતી જનતાને પરિચય થયો કે જેવા અસરકારક વક્તા છે તેવાજ શિઘ્ર કવિ પણ છે અનેક ધર્મપ્રવૃત્તિઓ ચાલુ હોવાછતા દોઢ પખવાડીયામા પચજ્ઞાન તત્વત્રયી અને નવતત્વની વિસ્તૃત પૂજાઓ રચી પોતાની અદમ્ય શક્તિનો ઉપયોગ કરી જનતા ઉપર નિ સીમ ઉપકાર કર્યો છે દીક્ષાના સુપ્રસગ ઉપર ભણાવવા પચ મહાવ્રતની પૂજા પણ જેમણે ત્રણ દિવસના ટૂક સમયમા રચી હતી અષ્ટપ્રકારી પૂજાની પણ રચના આ ચાતુર્માસમા થઈ આ સિવાય મહાવીર સ્નાત્રપૂજા પણ આજ અરસામા રચી હતી

ચતુર્માસ દરમ્યાન ચૈત્યપરિપાટી, પદ્દર્શન અનેક ધર્માદાખાતાની ટીપો આદિ અભૂતપૂર્વ કાર્યો થયા હતા વિહાર સમયે રાધનપુરની અખીલ જનતા શોકાતુર બની હતી વિહાર વખતના મ ગળાચરણ વખતે માછલાઓની રક્ષાની વ્યવસ્થા માટે સચોટ ઉપદેશ આપતા એક કમીટી તથા સારી રકમ થવા પામી હતી, જનતા હજી પણ એ સમયને યાદ કરે છે ચક્રવર્તીના ભોજનનો સ્વાદ પુન પુન સ્મરણ પથમા આવે તેનાથી પણ અધિક શ્રી શખેશ્વરપાર્શ્વનાથ ભગવાનની ચમત્કારી મૂર્તિના દર્શન કરવા ચરિત્ર નાયકના હૃદય પટ ઉપરથી ખસતી ન હતી તે આકાક્ષા પરિપૂર્ણ કરવા રાધનપુરથી વિહાર કરી તે તીર્થમા પાછા પધાર્યા વ્યાખ્યાન વાચસ્પતિજીના દર્શન અને વ્યાખ્યાન શ્રવણ માટે રાધનપુરનો મોટો જૈન સઘ અને મહારાજશ્રીના પધારવા પહેલા આવી પહોચ્યો હતો આ સમયે નાતાલની રજાઓ હોઇ મુબઇથી શેઠ જીવાભાઇ પ્રતાપસી વિગેરે સદ્‌ગૃહસ્થો મુબઇથી તીર્થયાત્રા તથા મહારાજશ્રીના દર્શનાર્થે આવ્યા હતા વળી આ પ્રસગે ખાસ સુરતના પ્રખ્યાત ગવૈયા શ્રાદ્ધરત્ન મોહનભાઈ સાથમા આવેલ હોઈ ત્રીકાળ ભાવનામા અપૂર્વ ર ગ જામતો હતો વ્યાખ્યાનમા પ્રભ-ભક્તિ ઉપર સચોટ ઉપદેશ આપવામા આવ્યો હતો.

ટુંક સમયમાં રચના—

મુજપુર, હારીજ, કંબોઇ આદિ સ્થળે ધર્મવૃષ્ટિને વરસાવતા સસ્વાગત ચાણસ્મા પધાર્યા. અત્રે બીરાજતા ભટેવાપાર્શ્વનાથના દર્શન કરી અપૂર્વ આનંદ મેળવ્યો. હંમેશાં પ્રભાવિક પ્રવચનો ચાલતા. અત્રે શ્રી લબ્ધિવિજયજી સંગીત મંડળની સ્થાપના કરવામાં આવી. જે મંડળ અદ્યાપિ પ્રતિવાસર પ્રભુ સન્મુખ ભાવવાહી સ્તવનો બોલી, આત્મભાવને ખોલી, ભજન ધુનમાં ડોલી, પ્રભુ ભક્તિરસના રંગમાં રોલી, જીવન સાર્થક કરી રહ્યા છે. અત્રે પણ એક જાહેર ભાષણ આપવામાં આવ્યું હતું જેમાં અનેકોએ ધર્મપ્રતિજ્ઞાઓ કરી જીવનને સદાચારી બનાવ્યું હતું. પાટણ (ગુજરાત) પધારતાં કુણઘેર નિવાસ કર્યો. જે ગામ પહેલા પાટણના પરારૂપે ગણાતું હતું. અત્રે પંચાસરા પાર્શ્વનાથના ગુણગાનમય રાગરાગણીથી ભરપુર બાર ભાવનાની પૂજા વ્યાખ્યાન વાચસ્પતિજીએ ટુંક વખતમાં તૈયાર કરી. છતાંયે પ્રાસો ભાવવાહિતા અને શબ્દ લાલિત્ય અસાધારણ ઝગમગે છે.

પાટણનિવાસીઓને ચરિત્રનાયકનું આગમન ઘણાજ હર્ષને કરનારૂં થયું. કેટલાક ધર્મીવર્ગ કુણઘેરમાં બીરાજતા ચરિત્રનાયકના સન્મુખ આવી પહોંચ્યા, પાટણ પધારવાની વિનતિનો સ્વીકાર થયા પછી સ્વાગતની શોભા કરવા તે આવેલ સજ્જનો પાટણપ્રતિ પાછા વળ્યા.

દેવવિમાન માનો કે મનોરમ શૃંગારગૃહ માનો, પાટણનિવાસીઓએ શહેરના મુખ્ય લત્તાઓને કોઈ અજબ કળા કૌશલ્યથી શણગાર્યાં. જાણે અલકાપુરી સ્વર્ગથી ન ઉતરી હોય એમ ક્ષણભર પ્રેક્ષકવર્ગને શંકા પડતી. ઘણી મોટી સંખ્યામાં પાટણવાસીઓએ દૂર સુધી જઈ પહોંચ્યા અને બેન્ડ આદિ ઘણી સુશોભીત સામગ્રીઓથી સામૈયું કર્યું.

વ્યાખ્યાન પીઠ ઉપર બીરાજતાં પહેલા માનવગણ વ્યાખ્યાન

મંડપમાં જમા થઈ ગયો હતો બુલંદ અવાજથી મંગલાચરણ કરી **भक्ति' तीर्थकृता नति प्रशमिर्ना** એ શ્લોક ઉપર ઘણું જ અસરકારક પ્રવચન આપ્યું પ્રતિદિન વ્યાખ્યાનની માળા તો એવી આકર્ષક બની કે વૃદ્ધો કહેતા કે આવી વ્યાખ્યાનની રસીકતા પૂ૦ વિજયાનંદ સૂરિજી મહારાજના સમયે અનુભવાતી તેવી રસીકતા વ્યા૦ વાચસ્પતિજીના પ્રવચનમાં અનુભવાય છે જ્યારે ચરિત્રપ્રધાન ભવ્યમૂર્તિના દર્શન માટે નીકળતા ત્યારે ઘણા લોકો છોટા આત્મારામજી મહારાજની ઉપમા આપતા

## ઝઘડાની પતાવટ—

કેટલાક વર્ષોથી પાટણમાં નાતિય ઝઘડા ચાલતા જેના કારણથી પાંજરાપોળનું અને કેટલાક ધાર્મિક ખાતાઓનું કામ ઘણું જ શીથીલ બન્યું હતું ચરિત્રનાયકને આ વાતની જાણ થતા એક દિવસ વ્યાખ્યાનમાં કુસંપ અને ઝઘડા રગડાથી ધાર્મિક ખાતાને થતા નુકસાનો ઉપર સચોટ વ્યાખ્યાન કર્યું આ વ્યાખ્યાનની અસર એટલી બધી થઈ કે બન્ને પક્ષોના હૃદયો હચમચી ગયા ઝઘડો પતાવવાનું કાર્ય ચરિત્રનાયકને ઉભયપક્ષે સુપ્રત કર્યું ઘણી દક્ષતાથી બન્ને પક્ષના વિરોધનો પરિચય કરી પોતે બન્નેને સંતોષકારક સમાધાન આપ્યું બન્ને પક્ષમાં આનંદની ઉર્મીઓ ઉભરાઈ અને તે ફેંસલો સૌએ કબુલ રાખ્યો એની ખુશાલીમાં એક સંઘ જમણ થયું હતું

ઐક્યભાવ ટકી રહે એ હેતુથી પંચાસરજીના વિશાલ ચોકમાં સંપના સુફલો ઉપર ભાષણ આપ્યું હતું આ ભાષણની અને થયેલા સંપની તમામ જૈન જૈનેતરોએ જૈનધર્મની તથા તેમના ધર્મગુરૂઓની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી

પંચાસર પાર્શ્વનાથની પુણ્ય પ્રતિમાપ્રભુત પ્રાચીનકાળથી ભક્તોના મનોરથો પરિપૂર્ણ કરવામાં પ્રખ્યાત છે જેની ભવ્યતા, ચમત્કારિતા

અને ભાવોત્પાદકતા ભલભલા દર્શનાભિલુષોકોને અસાધારણ આનંદ ઉપજાવવા સાથે સોહાસણી સંપત્તિનો સંચય સર્જે છે. પ્રભાવક પંચાસરા પાર્શ્વનાથ પ્રભુના ગુણ ગૌરવથી ભરપુર ચરિત્રનાયકે રચેલી બાર ભાવનાની પૂજા ઘણાજ ઠાઠથી પ્રભુ સન્મુખ ભણાવવામાં આવી હતી.

## ભોયણી તીર્થ—

ત્યાંથી વિહાર કરતા ભોયણી તીર્થમાં પધાર્યા. જે તીર્થની યાત્રા કરતા અનન્યાનંદનો અનુભવ મલ્યો. આ તીર્થનો સ્પર્શ કરતાવેંતજ બાલવયમાં તીર્થ સ્પર્શનાની મધુરી સ્મૃતિના મૃદુ અંકુરાઓ હૃદય-ક્ષેત્રમાં સ્ફુર્યા. " અઢી વર્ષની બાલઉંમરમાં દરબાર તુમ પાયો રે, મલ્લીજીન સ્વામી આવ્યો તુમારા દરબારમા " એવી સ્વકૃત સ્તવનાઓ સ્વમુખથી ઝરતી. કારણકે ચરિત્રનાયકની જન્મભૂમિ બાલશાસન ગામ આ પુનિત તીર્થથી ફક્ત ત્રણજ ગાઉ દૂર છે. એટલે બાલ્યાવસ્થાથીજ આ તીર્થની અપૂર્વ યાત્રાનો અણમોલ સમય અનેકશઃ મળેલો. પૂર્વાનુભૂત તીર્થની સ્પર્શના માનવોને અપૂર્વ આલ્હાદ કેમ ન ઉપજાવે ? ભગવાનની સાલગીરીનો પવિત્ર દિવસ નજીક આવતો હોઈ પુણ્ય ભૂમિમાં વિશેષ રોકાયા. સાલગિરિનો અજબ મેળો જામ્યો. હજારો માનવોના ટોળેટોળા ઉભરાયા. આ સમયે પૂજ્ય અમીવિજયજી મહારાજ સપરિવાર અત્રે પધાર્યા હતા. બન્ને વિદ્વાનો પરસ્પર મળી ઘણા સંતુષ્ટ થયા.



## કટોસણ નરેશની ઇચ્છા—

કટોસણ નરેશને પોતાના કારભારીઓદ્વારા તે સમાચાર પ્રાપ્ત થયા. આવા અપૂર્વ વિદ્વાન્ મહાત્મા અત્રે આવી ચાલ્યા જાય! અને હું એમના દર્શન અને વાણીથી વંચીત રહું એતો ઉત્તમ રસવતી તૈયાર હોવા છતાં ક્ષુધાતુર રહેવા જેવું ગણાય. કારભારીજીએ જણાવ્યું કે હાલ મહારાજશ્રી સુરજમાં છે. નરેશ તખ્તસિંહજી ધર્મપ્રેમી, દયાળુ અને સંતસંગના પ્રેમી હોઇ મહારાજશ્રીના મુખપર્વતમાંથી ઝરતી ધર્મ નિર્ઝરણાની મધુરી લહેરીઓનો આસ્વાદ કરવાની ઉર્મીઓ પ્રગટી. રાજવૈભવ અને મનમોહક લહેજતો પ્રતિપલ સ્પર્શતી હોવા છતાં આવા નરેશને જૈન મહાત્માનો મેળાપ અને ધર્મશ્રવણની ઇચ્છા થાય એ કોના ચિત્તને આશ્ચર્યચકિત ન કરે?

## કટોસણનરેશનો પત્ર—

પોતાનાજ હાથે વ્યાખ્યાન વાચસ્પતિજીને અત્રે પધારવા વિનતિ પત્ર લખેલો તેની અક્ષરશઃ નકલ આલેખવામાં આવે છે.

શ્રી. શ્રી. શ્રી. જૈન મુનિ મહારાજ શ્રી લબ્ધિવિજયજી

મહારાજની સેવામાં.

કટોસણથી લી. ઠાકોર તખ્તસિંહજીની વંદના પુરસદે સ્વીકારશો. બાદ આપને તસ્દી આપવાની કે હું લાંબા વખતથી આપના દર્શનનો અભિલાષી છું અને આપે કટોસણ મુકામ કર્યો ત્યારે હું બહારગામ હોવાથી આપના દર્શનનો લાભ લઇ શકેલ નથી અને તેથી મારી પોતાની ઇચ્છાને અનુસરી કટોસણનું મહાજન આપને વિનતિ કરવા આવેલ છે. તો કૃપા કરી મહાજનના માણસો સાથે મારૂં આ આમંત્રણ સ્વીકારી દર્શનનો લાભ આપવા તસ્દી લેશોજી. હાલ એજ.

તખ્તસિંહજી ઠાકોરશ્રી

તાલુકે—કટોસણ.

## ધર્મનું મૂળ દયા—

દયા એજ ધર્મનું સાચું રહસ્ય છે. દયા દેવીની સોડમાં દુનિયાના અખિલ ધર્મનું ઓજસ ઓતપ્રોત થાય છે. જ્યાં દયા છે, પ્રાણીઓના રક્ષણની સદ્‌ભાવનાઓ છે, ત્યાં સંપત્તિઓ અને આરોગ્યતા પરસ્પર સાહેલીઓ બની દયાવંતની સેવિકાઓ બની રહે છે. જે માનવોના રક્ત બિન્દુઓમાં પ્રાણી માત્રની દયા ક્ષણે ક્ષણે વહે છે. તેજ સાચા માનવો છે. જ્યારે અનેક પ્રાણીઓના પ્રાણને પોતાના પાપી પેટના ખાતર અને જીવ્હાના તુચ્છ સ્વાદની પરિપૂર્તિ માટે ધ્વંસ કરનારા માનવો નહિ પરન્તુ દાનવો છે. જંગલના નિર્ઝરણાના પાણી પીનારા અને તૃણ ખાનારા કાતરનેત્રોવાલા મૃગલાઓના ઉપર ક્રૂર હૃદયના શિકારીઓના તીક્ષ્ણ તીરો કેવી અગમ્ય વ્યથા ઉત્પન્ન કરતા હશે તે તો બિચારા એ તીરોની વેદનાને સહન કરનારાજ જાણે? એ બીચારા જંગલી શ્વાપદો કયા ન્યાયાધીશ પાસે આ ફરીયાદનો પોકાર કરે! અન્યના પ્રાણને હરનારા પોતે પોતાની જાતને શું અમર સમજતા હશે? શાસ્ત્રકાર કહે છે કે:—

**ददाति दुःखं योऽन्यस्य ध्रुवं दुःखं स विन्दते ।**
**तस्मान्न कस्यचिद् दुःखं, दातव्यं दुःखभीरुणा ॥ १ ॥**

જે માણસ બીજાને દુઃખ આપે છે તે પોતે જરૂર દુઃખનેજ મેળવે છે. માટે દુઃખથી ડરનારાઓ બીજાને કદિ પણ દુઃખ આપવું જોઇએ નહિ. સ્કન્દાદિ પુરાણમાં પણ જીવદયાની પુષ્ટી કરનારા શ્લોકો છેઃ—

**धर्मो जीवदया तुल्यो, न क्वापि जगति तले ।**
**तस्मात् सर्वप्रयत्नेन, कार्या जीवदया नृभिः ॥ २ ॥**

જીવદયા તુલ્ય બીજો કોઇપણ જગતમાં ધર્મ નથી, માટે સર્વ પ્રયત્નથી માણસોએ જીવદયા કરવી જોઇએ,

यो दद्यात् काञ्चनं मेरुं, कृत्स्ना चैव वसुंधरा ।
एकस्य जीवितं दद्यात्, न तत् तुल्यं युधिष्ठिर! ॥ ३ ॥

જે માણસ સોનાના મેરુ પર્વતનું અને આખી પૃથ્વીનું દાન કરે અને એક માણસ એકને જીવિતદાન આપે તોપણ કૃષ્ણજી કહે છે કે હે યુધિષ્ઠિર તે બન્ને સરખા નથી અર્થાત્ જીવદયા કરનારો ચઢીયાતો છે

हेमधेनुधरादीनां दातारः सुलभा भुवि ।
दुर्लभः पुरुषो लोके, यः प्राणिष्वभयप्रदः ॥ ४ ॥

સોનું, ગાય અને પૃથ્વીનું દાન કરનારા મનુષ્યો પૃથ્વીમાં સહેલાઈથી મળે છે પણ પ્રાણીઓને અભયદાન આપનાર પુરૂષની જગતમાં દુર્લભતા હોય છે

यावन्ति पशुरोमाणि, पशुगात्रेषु भारत ?
तावद्वर्षसहस्राणि पच्यन्ते पशुघातकाः ॥ ५ ॥

હે ભારત! પશુના શરીરમાં જેટલા રૂંવાટા હોય છે તેટલા હજારો વર્ષસુધી પશુનો ઘાત કરનાર નરકમાં પકાવાય છે

ઉપરના શ્લોક ઉપરથી જણાશે કે, જૈનધર્મમાં તો નાનામાં નાના જીવોની દયાનું સ્વરૂપ વીતરાગ પરમાત્માએ બહુજ સારી પેઠે બતાવ્યું છે પણ બીજા ધર્મોમાં પણ દયા ધર્મના પાલન માટે કહેવામાં આવ્યું છે કોઈ પણ ધર્મ દયાનો વિરોધી નથી જે શાસ્ત્રમાં દયાનું વિધાન નથી તે શાસ્ત્ર નહિ પણ અનેક ભવોને વધારનાર એ ભાવ શસ્ત્ર છે આજકાલ કેટલાક સ્વાર્થવૃત્તિવાળા પેટ પોપકોએ રાજા મહારાજાઓની ખુશામત કરવા અને તેઓની લોલુપતાને પોષવા ધર્મમાં પણ હિંસાને ઘુસાડી છે કોઈપણ જીવને મરવાનું ગમતું નથી ભલે પછી ગમે તે યોનિમાં ઉત્પન્ન થયો હોય તોપણ ત્યાંથી તેનું મરવાનું મન થતું નથી કહ્યું છે કે—

यो यत्र जायते जन्तुः स तत्र रमते चिरम् ।
अतः सर्वेषु जीवेषु दयां कुर्वन्ति साधवः ॥ ६ ॥

જે જન્તુ જ્યાં ઉત્પન્ન થાય છે તે ત્યાંજ લાંબાકાળસુધી આનંદ માને છે અને તેથીજ સાધુપુરૂષો સર્વે જીવોની દયા કરે છે.

વળી મૃત્યુનો ભય તથા જીવવાની આકાંક્ષા સ્વર્ગમાં રહેલા ઇંદ્રને અને વિષ્ટામાં રહેલા કીડાને સમાનજ હોય છે એ ભાવાર્થને પુષ્ટ કરતો નીચેનો શ્લોક છેઃ—

अमेध्यमध्ये कीटस्य सुरेन्द्रस्य सुरालये ।
समाना जीविताकांक्षा, समं मृत्युर्भयं द्वयोः ॥ ७ ॥

ઉપરોક્ત દરેક ધર્મશાસ્ત્રમાં કહેલા શ્લોકોનો જો રાજા મહારાજા ક્ષણભર વિચાર કરે તો અનાયાસે હજારો જીવોને અભયદાન મળી શકે છે. અને પ્રજા પણ તે માર્ગે સહેલાઇથી વળી શકે છે કારણ કે **यथा राजा तथा प्रजा ।** પ્રથમ કુમારપાળરાજા જેવા ઘણા નરેશોએ પોતાના દેશોમાં જીવદયાનાં ઝરણાં વહાવ્યા છે. મ્લેચ્છોને પણ શામ, દામ, દંડ ને ભેદની નીતિનો ઉપયોગ કરી જીવદયાના પાઠો શીખવ્યા છે.

પ્રચંડ દયાના દ્વેષીઓને પણ પોતાના ભુજાબળથી નિરપરાધી પ્રાણીઓની દયા પાળતા કર્યા છે. પોતાના પ્રાણના વ્યયમાં પણ હિંસાની ક્રૂર વૃત્તિને ધર્મી પુરૂષો કદિ પણ સ્વીકારતા નથી. જંગલના ગહન-ઝુંડમાં આનંદપૂર્વક રમતા ઝુલતા નિર્દોષ મૃગલાપર પોતાની તીખ્ખી અને ક્રૂર મનોવૃત્તિ સમા શસ્ત્રો ફેંકી પોતાની બહાદુરી કે વીરતા સાચો ક્ષત્રિય રાજા કદિ પણ બતાવતો નથી. સુખી થવાની ઇચ્છા હોય તો તેણે દરેકને સુખ આપવું જોઇએ. કોઈ પણ પ્રાણીની લાગણી ન દુભાય એની એણે ખાસ કાળજી રાખવી જોઇએ. જે નિરપરાધી જંતુઓને પોતાની ક્ષણિક તૃપ્તિ ખાતર ઘંટીના પડીયામાં રહેલ કણની માફક કચરે છે.—પીસે છે.—પીડે છે. તેઓ અહીંયા શરીરોના ભયંકર દર્દોથી પીડાય છે અને ઘોર પાપી બની રૌરવ નરકાદિની અસહ્ય પી-

કાઓ અશરણ પણે સહે છે, હણનાર, હણાવનાર, ખાનાર, પકાવનાર, વેચનાર અને લાવનાર તમામ સરખા પાપના ભાગીદાર થાય છે

સુખ એ પુણ્ય વૃક્ષના મનોહર પુષ્પથી નીપજેલુ ફળ છે અને દુ ખ પાપતરૂના દુર્ગંધીમય કુપુષ્પોથી ઉત્પન્ન થયેલુ કટુક ફળ છે દીર્ઘદષ્ટિથી વિચારવામા આવે તો આપોઆપ જણાઈ આવશે કે સુખી થનારે પુણ્યજ ઉપાર્જન કરવુ જોઇએ આત્માની સાચી ઓળખાણ થયા પછી, આત્મ તત્વ પૂર્ણ સમજ્યા પછી તેનો ક્રમિક વિકાસ અને તેમા રહેલી જ્યોતિને મેળવવાની પ્રગતિ સહેજ સ્વભાવે થાય છે

પ્રત્યેક પ્રાણીગણ સુખને ઝખે છે પાપાચરણમા રક્ત બનેલો પાપાત્મા પણ સ્વર્ગની સુન્દર શય્યામા લેટવાની ભાવના રાખે છે. પરન્તુ ભાવના માત્રથી સુખની પ્રાપ્તિ થતી નથી વાસ્તવિક સુખના સાચા સાધનો હાથ લાગ્યા સિવાય કદાપિ કાળે સુખ પ્રાપ્ત થવાનુ નથી સાચુ સુખ કોને કહેવાય, સાચા સુખની પ્રાપ્તિ પછી આત્માની કેવી ઉન્નત દશા હોય આ બધુ જેઓને સત્પુરુષોની શીતલ છાયા મળી છે, જેઓએ ત્યાગી મહાત્માઓની વાણી સાભળી છે, તેઓજ સાચા સુખની વ્યાખ્યા સમજી શક્યા છે સાચુ સુખ તેજ કહેવાય કે જે આવ્યા પછી કદાપિ કાળે પાછુ ન જાય જે સુખમા દુ ખનો લેશ પણ ન હોય જે સુખના પછી દુ ખની ઘોર ખોદાતી ન હોય એવા સાચા સુખને મેળવવા માટે હે ચેતન ! તુ વિચારી લે કે પાણીના પરપોટા સમાન ક્ષણ ભંગી જીવન છે, દીપકના પ્રકપ જેવી આયુષ્યની દોરી છે, તરૂણીના તરલ નેત્ર સમ તારૂણ્ય અવસ્થા છે, હાથીના કાનના જેવીજ ચપળ લક્ષ્મી છે, શરીર વિગેરે તમામ અનિત્ય છે આ મકરણનો વિચાર કરશો તો જરૂર સાચા સુખને મેળવવા આત્મા ઉદ્યમશીલ બની જશે ટુકાણમા એટલુજ સમજવાની જરૂર છે કે આપણા આત્માને જે વસ્તુ પ્રતિકૂળ હોય, ( ન ગમતી હોય ) તે વસ્તુ બીજા પ્રત્યે ન આચરવી જોઇએ વિગેરે સચોટ ઉપદેશ સાભ-

જાનાથી તખ્તસિંહજીના હૃદયમાં અજબ પલટો થયો. તેમના કેટલાક અનુચારીઓ પણ ચરિત્રનાયકનાં ભક્તો બની ચૂકયા. અને ઘણાઓ પ્રતિજ્ઞા સ્વીકારી સ્વજીવનને કૃતાર્થ અમુક અંશે કરવા ભાગ્યશાળી બન્યા.

## હિંસાબંધ

કટોસણમાં ચરિત્રનાયકના પંદર દિવસના નિવાસ દરમ્યાન ઠાકોર તખ્તસિંહનું હૃદય દયાભાવથી આર્દ્ર બન્યું. પ્રતિવર્ષ દશેરાના દિવસે એક બકરૂં લટકાવી તોપના ગોળાથી ઉડાવી મૂકવામાં આવતું હતું તે બંધ કરવામાં આવ્યું. વળી ઉનાળાની પાર્ટીમાં એવી ઘાતક પ્રવૃત્તિ હતી કે ગામના તમામ ઠાકરડાઓ અણીદાર શસ્ત્રો સહિત જંગલમાં જાય અને હજારો મુંગા પ્રાણીઓનો વધ કરે. જે પ્રાણીઓને વધારે સંખ્યામાં હણે તે બહાદુર અને વીર કહેવાય. અને તેને ઠાકોર સાહેબ તરફથી સરપાવ ( ઇનામ ) આપવામાં આવતો. આવા દિવસોમાં બીચારા કુંભારોનો જંગલમાં પાણીના માટલા ભરી ભરીને ડુચો નીકળી જતો. તેઓ પણ ચાહતા કે આ પાપ મહારાજશ્રી બંધ કરાવે તો ઘણુંજ સારૂં. રમત ગમત ખાતર, ક્ષણિક વિલાસો ખાતર હજારો મુંગા પ્રાણીઓને મારવાની ઘાતક પ્રવૃત્તિનો ચરિત્રનાયકના ઉપદેશથી ઠાકોર સાહેબે પ્રતિરોધ કર્યો. જેથી હજારો મુંગા પ્રાણીઓ તથા કુંભારો સુખી થયા.

## અજબ છાપ

વ્યાખ્યાન વાચસ્પતિજીનું વ્યાખ્યાન પ્રતિદિન સાંભળવું એ તો ઠાકોર સાહેબની રોજીંદી આવશ્યક ક્રિયા જેવું બની ગયું હતું. એ હૃદયંગમ વ્યાખ્યાનો શ્રવણ કરવા જૈન જૈનેતરોની મોટી મેદની જામતી. દરેક મતના અનુયાયીઓને ધર્મનું રહસ્ય જાણવાનું મલતું. ધર્મનો સ્વીકાર અને પાપનો પરિહાર સહુ કોઇ સહેલાઇથી કરી દે એવો વ્યાખ્યાનપ્રવાહ અવિરત ચાલતો. વ્યાખ્યાનમાં ખાસ કરીને સર્વ

પ્રાણીઓના પ્રાણની રક્ષા, ધર્મના નામે, પર્વના નામે, કુળ રિવાજોના નામે થતી ઘાતકી હિંસાના પાપો અને તેના કટુક ફલો વિગેરે વિષયો ગણ્યા હતા. રાજા અને પ્રજા બન્નેનો પરસ્પર કેવો સબંધ હોય, સત્તાધીશોનો પ્રજા સાથે કેવો વ્યવહાર હોય ? નિર્દોષ અને નિરપરાધી પ્રાણીઓનુ પીડન થતુ હોય ત્યા સાચા ક્ષત્રિયોની ક્ષત્રિયવટ કેવી ઝળકે ? દયાપાલન માટે વેદો, સ્મૃતિઓ, અને ઉપનિષદો શુ ઉપદેશે છે ? ધર્મના-પર્વના નામે ઘાતકી પ્રવૃત્તિ કયારથી આરંભાઈ ? રાજા મહારાજાઓ આ પ્રવૃત્તિમા વિશેષ રસવાલા કયારથી બન્યા ? સત્તાધીશોના સ્નેહીઓ અને સલાહકારો કેવા હોવા જોઇએ ? વિગેરે અસરકારક રીતે સર્વે પોઈન્ટ ઉપર એવુ તો વિવેચન કર્યું કે ઠાકોર સાહેબ તથા તેમના અનુયાયીઓ પર અજબ છાપ પડી

## અનેરો ઈસારો

સૂર્યોદય પહેલા જનમેલી લાલીમા સૂર્યોદયની સૂચિકા બને છે ધૂમાડાના ગોટેગોટથી છવાઈ ગયેલુ શ્યામ ગગન સમીપમા અગ્નિનુ અનુમાન કરાવે છે ગગનમા ચઉદિશિ ફરકતી ઝુલવાલી ધ્વજા ચૈત્યનુ પરિજ્ઞાન પેદા કરાવે છે ઝુલરીના અને ઘંટાના રણકાર અને ટકોરાની મંજુલધ્વનિ ગજગણ અથવા તુરગ વર્ગની કલ્પના કરાવે છે તેમ આજના ચરિત્રનાયકના શ્રીમુખથી અમૃતમય દયાના બિન્દુને ઝરાવતો ઉપદેશ વરસાદ ઠાકોરસાહેબને અનેરો ઈસારો અને અસર કરનારો નીવડયો.

## ઠાકોરશ્રીનુ નિવેદન—

ખૂદ ઠાકોર સાહેબે ઉભા થઇ વિનમ્રભાવે ગુરુદેવને જણાવ્યુ કે આપના ઉપદેશનો ઉદ્દેશ હુ સંપૂર્ણ સમજ્યો છુ આજે હમારો હિંસામય કુલપર્વનો દિવસ હતો હજારો મુગા પ્રાણીઓની હિંસા કરી હમો ઘોરપાપના ભાગીદાર બનતે પરન્તુ આપશ્રીના દયામય ઉપદેશથી હમોએ તે પાપ પ્રવૃત્તિનો નિષેધ કર્યો છે અને વધુમાં

જણાવ્યું કે પ્રતિવર્ષને માટે સદંતર આ ઘાતક પ્રવૃત્તિને મારી સત્તાના ગામોમાં નાબુદ કરીશ. આ સમાચાર સાંભળી આખી સભા ખુશ થઇ. અહાહા ? હજારો પ્રાણીઓની રક્ષાનું અનર્ગલ પુણ્ય ચરિત્ર વિભુના ઉપદેશથી ઉપાર્જન કર્યું.

## જાહેર નામું—

તખ્તસિંહજીની હૃદય ભૂમિકા કોમળ, દયાળુ અને સરલ હતી. ફક્ત સદ્‌ગુરૂનો જોગ અને ઉપદેશ વૃષ્ટિનીજ જરૂર હતી. જે ચરિત્ર-નાયકની ઉપદેશ વૃષ્ટિ થતાં તેઓના હૃદયમાં ધર્મના સુંદર વૃક્ષો ઉદ્‌ભવ્યા. ઉપદેશની ઉંડી અસર થવાથી ઠાકોરશ્રીજીએ પરસ્ત્રી સહોદરતા તેમજ દયા પાલનતા વિગેરેની પ્રતિજ્ઞાઓ સ્વીકારી. એટલુંજ નહિ પણ પોતાના રાજ્યમાં હિંસા આદિ પાપોને અટકાવવા કોશિષ કરી પ્રતિવર્ષ દશેરાના દિવસોમાં, અને પર્યુષણપર્વના દિવસોમાં ધર્મના નામે અગર કુલાચારથી કોઇપણ પ્રકારે પોતાના સત્તાના ગામોમાં કોઇપણ વ્યક્તિ પ્રાણી વધ ન કરે તેવું જાહેરનામું પ્રગટ કર્યું. તેની અક્ષરશઃ નકલ નીચે પ્રમાણે છે.

### જાહેર નામું

### શ્રી દરબાર તાલુકા કટોસણ

આથી આ તાલુકાના તમામ લોકોને ખબર આપવામાં આવે છે કે આ તાલુકામાં દેવીના નામથી દરેક વર્ષે દશેરા ( વિજયાદશમી ) ના દિને કેટલાક નિરપરાધી પ્રાણીઓનો પ્રયોજન વિના વધ કરવામાં આવે છે. એ રિવાજ કોઇપણ રીતે પસંદ કરવા લાયક નથી. આનાથી ઉલ્ટું નુકશાન થાય છે. અને એવું કરવાથી દરેક ધર્મનો મૂળ સિદ્ધાંત જે દયા છે તે કોઇપણ રીતે પાલન થતો નથી. તેથી હરસાલ દશેરાને દિને અને શ્રાવણ વદ ૧૧ થી ભાદરવા સુદ ૪ સુધી અર્થાત્ જૈનોના

પર્યુપણપર્વના તહેવારના દિન હોવાથી જૈન મુનિ મહારાજ જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ મુનિ મહારાજશ્રી લબ્ધિવિજયજીના સદુપદેશથી ખુશ થઇને એ દિવસોમા પણ હમારા તાલુકામા પ્રાણી વધ બધ કરવામા આવે છે

અર્થાત્ ઉપર જણાવેલ દિવસોમા આ તાલુકાના કોઇપણ ગામની હદમા કોઇપણ શખ્સ કોઇપણ પ્રાણીનો વધ ન કરે એવુ ફરમાવવામા આવે છે જો કોઈ એવુ કરશે અને જાહેરમા આવશે તો તે માણસ શિક્ષાને પાત્ર થશે એ જાણવુ આજ તા ૧ માહે માર્ચ સને ૧૯૨૪ ના દિને મારી સહી તથા કોર્ટના સીલ સાથે એ પ્રસિદ્ધ કરવામા આવે છે

| | |
|---|---|
| કટોસણ તાલુકા ઓફીસમાથી તા ૧-૨-૨૪ મુ કટોસણ. | SHRI TAKHATSINGHJI<br>ઠાકોરશ્રી તા. કટોસણ<br>LALCHAND M SHAH<br>કામદાર તાલુકા કટોસણ |



હતા. તેમના દર્શનાર્થે અમદાવાદ વિદ્યાશાળામાં ઉપાશ્રયે પધાર્યા. શાન્તમુદ્રાભિરામ બાપજી મહારાજને વંદન કરી જીવનની કૃતકૃત્યતા માનવા લાગ્યા.

## ગુણગ્રહિતા—

ગુણગ્રાહી વયોવૃદ્ધ આચાર્ય મહારાજે પણ ચરિત્રનાયકની વાદ-વિવાદોથી મેળવેલ નિષ્કંટક વિપુલ કીર્તિની જાહેર લેકચરોદ્વારા હજારો જીવોને અર્પેલ સદાચારી જીવનની મુક્તકંઠે ભૂરિ ભૂરિ પ્રશંસા કરી, અને ભાવિમાં વિદ્યમાન શક્તિઓ અતીવ ઉજ્જવલ બને એવા આશિર્વચનો કાઢ્યા. બસ આ સમયના મેલાપથી ચરિત્રનાયકના પ્રતિ પૂ૦ બાપજી મહારાજની નિર્દોષ ધર્મપ્રીતિ અવિહડ બંધાણી. જે અદ્યાવધિ જેવીને તેવીજ નહિ બલ્કે વૃદ્ધિગત થતી આવે છે. ચરિત્ર નાયકનો પણ તેઓશ્રી પ્રત્યે પૂજ્યભાવ વધતો ગયો.

## એક માસની સ્થિરતા—

અમદાવાદની જનતાના અતીવ આગ્રહથી લગભગ એક માસની સ્થિરતા કરી. અત્રેની જનતાને ચરિત્ર નાયકનો પ્રથમજ પરિચય હતો હંમેશ વ્યાખ્યાનો થતા જનતા વિશાળ સંખ્યામાં આવવા લાગી. કેટલોક સમય વિદ્યાશાળાનો વિશાળ હોલ હોવા છતાં જનતાને બેસવાની સંકોચતા રહેતી. વ્યાખ્યાનની એવી અજબ પ્રભા પડી કે સૌ કોઇ દુન્યવી આવશ્યક વ્યવસાય મૂકી મૂકીને વ્યાખ્યાન સાંભળવા આવતા હતા. ચરિત્ર નાયકની ભર યુવાનીની અજબ શક્તિ બુલંદ અને મધુર ધ્વનિ અગાધ શાસ્ત્રનું તત્ત્વ જ્ઞાન તથા લલિત વિસ્તારનું વાંચન એટલે જનતા મુગ્ધ બને એ સ્વાભાવિક હતું.

## વીરવિભુનું જન્મ કલ્યાણક—

સંવત ૧૯૮૦ ના ચૈત્રમાસની ત્રયોદશીના દિવસે વીરજન્મ કલ્યાણક ઉજવવાનો પ્રસંગ પણ આવી લાગ્યો. પ્રથમથીજ એ બાબ-

તની જાહેર ખબર પહોચી ચૂકી હતી હમેશ કરતા આજે તો માનવ મેદની મોટા પ્રમાણમા ચરિત્ર નાયકના મુખથી વીર ચરિત્ર શ્રવણ કરવા આવવા લાગી વયોવૃદ્ધ આચાર્ય દેવ શ્રીમદ્ વિજય સિદ્ધિસૂરિશ્વરજી મહારાજ અધ્યક્ષતામા બીરાજ્યા શરૂઆતમા પ્રભુ સ્તુતિ કર્યા બાદ ચરિત્ર નાયકે વીરપ્રભુનુ જન્મ કલ્યાણક ઉજવવાનો હેતુ શો ? ક્યા ઉત્તમ આત્માઓનુ જન્મ કલ્યાણક ઉજવાય! વીરપ્રભુએ કેવળ જ્ઞાનની પ્રાપ્તિ કરી લોકોને ત્યાગનો સદેશો પાઠવી ચારગતિમા સબડતી દુનિયાને કવી રીતે ઉદ્ધરી ? તેઓએ કેવા પ્રકારની ઘોર તપશ્ચર્યા કરી ? માતાના ગર્ભમા પ્રતિજ્ઞા લેવાનો મુખ્ય હેતુ શો ? કપિલ અહીયાં ધર્મ છે અને ત્યા પણ ધર્મ છે એ ઉત્સૂત્ર પ્રરૂપણાથી કેટલો સસાર ભમ્યા ? વિગેરે પોઈન્ટો ઉપર લગભગ અઢી કલાક સુધી યુક્તિ પ્રયુક્તિ આપી સુદર વિવેચન કર્યું હતુ

## વિનતિનો અસ્વીકાર

અમદાવાદની જનતાએ ચરિત્ર વિભુને ચાતુર્માસ કરવા ઘણી આગ્રહ ભરી વિનતિ કરી પરન્તુ પૂજ્ય આચાર્ય દેવની છાયામા જવાનુ હોવાથી વિનતિનો અસ્વીકાર કરી ત્યાથી વિહાર કરી ખેડા માતર વિગેરે તીર્થોની યાત્રા કરતા ધાયાપુરીમા પધાર્યા ચરિત્ર નાયકના પધારવાથી પ્રાણીના મનને અતીવ આનદ થયો ગુરુદેવના દર્શન થતા ચરિત્ર નાયકના રોમરોમ પ્રફુલ્લિત થયા તેમજ ગુરુદેવની ક્ષણભર સ્થિર બનેલી ભાળી અને દિવ્ય નજર માનો કે ચરિત્ર નાયક પર ભાવીમા શાસનના રક્ષક બનવાના આશિર્વાદજ ન વર્ષાવતી હોય ?

## દીક્ષાની ઠેકડી—

દીક્ષા નામ એટલે શ્રમણ ધર્મનુ એક પાયાજ છે ત્યા અનેક ભવ્ય આત્માઓની પ્રવજ્યા ધામધૂમ સાથી થઇ છે અને થય છે ત્યારે આ ત્યાગપ્રતિ અતીવ દ્વેષ કે ત્યાગીઓના

નકલની જાણ માટે જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ મુનિ મહારાજ શ્રી લબ્ધિવિજયજી મહારાજ તરફ વંદના સાથે રવાના.

Lalchand M. Shah.

આ પ્રમાણે વિદ્વાન્ મુનિવરો ઠાકોર વિગેરેને પ્રતિબોધ કરવાનું પણ લે અને દયા પાલનનું રહસ્ય સમજાવે તો ભારત વર્ષમાં મુંગા પશુ પંખીઓની નાહક થતી હિંસા ઘણીજ અટકી જાય.






## અમદાવાદ પ્રયાણ—




ત્રેથી નવ સાધુઓની સાથે વિહાર કરી ગામોમાં વીર વાણીનો સંદેશ પાઠવતા ઓગણજ પધાર્યા અમદાવાદ શહેર અત્રેથી ઘણું નજીકમાં હતું જે જૈનપુરીના નામે ઓળખાય છે જ્યાં અનેકાનેક ગગનચુંબી જૈન ચૈત્યોની હારમાળા છે જેમાં પ્રાચીન-ભવ્ય અને વિશાળ જિનબિંબો દર્શનીય છે જેના દર્શન કરવાની અભિલાષાને ઉપ આગમ થઈ વળી વયોવૃદ્ધ તપોમૂર્તિ પ્રશાંતમૂર્તિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ અત્રે વિદ્યમાન

પ્રતિ આદર ભક્તિ અને શ્રદ્ધા આ ગામમાં અપૂર્વ તરી આવે છે. અરે દીક્ષાની ફેક્ટરી તરીકે આ ગામ પંકાયેલું છે. અત્રેના ભવ્ય મંદિરમાં સંપ્રતિ રાજાના વખતની પ્રાચીન અને દર્શનીય શાન્તિનાથ ભગવાનની પ્રતિમા છે. અત્રે એક આલીશાન જૈન જ્ઞાનમંદિર હજા-રોના ખર્ચે બનાવેલ છે જેની ખુલ્લી મૂકવાની ક્રિયા ( Opening ceremoney ) શ્રીમંત ગાયકવાડ સરકારના હસ્તે કરવામાં આવી હતી. આ જ્ઞાન મંદિરમાં પ્રાચીન અર્વાચીન લભ્ય અને અલભ્ય પુસ્તકો અને :પ્રતોનો સંગ્રહ સારા પ્રમાણમાં છે. જેનું રક્ષણ અત્રેનો સંઘ કાળજી પૂર્વક કરે છે.

## પન્યાસજીનું આગમન—

અમદાવાદથી પૂન્યપાદ શાસન પ્રભાવક ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ વીરવિજયજી મહારાજના વિદ્વાન્ સકલાગમ રહસ્યવેદી શિષ્ય રત્ન પૂ. પન્યાસજી મહારાજ શ્રીમદ્ દાનવિજયજી મહારાજ અત્રસ્થ આચાર્ય દેવેશ શ્રી વિજય કમળસૂરીશ્વરજી મહારાજના દર્શન અને સેવાભિલાષાના મહત્ હેતુથી વિહાર કરી છાણી મુકામે તેઓશ્રીની છત્ર છાયામાં પધાર્યા. નિઃસ્પૃહ શીરોમણિ સૂરિશેખરના દર્શન વંદન કરી અત્યંત કૃતકૃત્ય થયા.

## સૂયડાંગ સૂત્રની વાંચના—

અત્રે પહેલાના ચાતુર્માસમાં આગેવાન શ્રાવકોના આગ્રહથી વ્યાખ્યાનમાં વિશેષ આવશ્યક સૂત્રમાં આવતા અગીઆર ગણધરોનો વિષય શરૂ કર્યો હતો જેમાં રહેલી ન્યાયની પંક્તિઓ અને તત્વની ઝીણવટને સારી પેઠે સમજાવતા લગભગ છ માસના વ્યાખ્યાનમાં પણ પુરો થયો ન હતો. હજુ પણ તે વ્યાખ્યાનને લોકો યાદ કરે છે. આ ચોમાસામાં સૂયડાંગ સૂત્રની વાંચના શરૂ કરવામાં આવી હતી,

## અવિરત પરિશ્રમ—

પન્યાસજી મહારાજના અતિ આગ્રહથી અને સૂરિશેખરની પ્રેરણાથી આ ચાતુર્માસમા ભગવતીસૂત્રના યોગોદ્વહનની ક્રિયા પન્યાસજી શ્રીમદ્ દાનવિજયજી મહારાજ પાસે શરૂ કરી યોગની ક્રિયા તથા તપશ્ચર્યા કાલ ગ્રહણ આદિનો પરિશ્રમ ચાલુ હોવા છતા જીજ્ઞાસુ શ્રોતૃજનને વ્યાખ્યાન સંભળાવવામા અને સ્વશિષ્ય મુનિરાજ શ્રી લક્ષણ વિજયજી મહારાજ આદિ સાધુ સમુદાયને અનુયોગદ્વાર પન્નવણા તથા જૈન જ્યોતિષનો અપૂર્વ ગ્રંથ આરંભસિદ્ધિની વાચના આપવામા બહુજ અપ્રમત્ત રહેતા, ચરિત્ર વિભુની અપ્રમત્તતા, સંયમપાલનની અપૂર્વ ભાવના, જ્ઞાન ધ્યાનની પરાયણતા અને શાસન પ્રભાવના કરવાની ધગશ વિગેરે ઉજ્જ્વલ ગુણો જોઇ છાણીની જનતા ઘણી અજાયબી પામી હતી સૌ કોઇ ઇચ્છતા કે પન્યાસપદવીની સાથે આચાર્યપદાર્પણ થાય તો કેવુ સારૂ ?

## આદર્શ જીવન—

આ વખતે પન્યાસજી શ્રીમદ્ દાનવિજયજી મહારાજ પણ હાજર હતા તેઓ પોતે અત્યંત ગુણી હોવા સાથે નિર્દોષ અને આદર્શ જીવન વાટિકામા અનેક ઉપકાર કુસુમોની સૌરભ પ્રસારી રહ્યા હતા હજારોને ધર્મ સન્મુખ બનાવી ધર્મનુ રહસ્ય સમજાવી, સુદૃઢ રીતે ધર્મ ભાવના જગાવી રહ્યા હતા. જૈન સિદ્ધાન્તના જેઓ અગાધ અને અભેદ પન્ડિતાની હતા નિઃસ્પૃહી અને નિરાડંબર જીવનથી અનેકોપર ત્યાગની છાપ પાડતા ગમે તેવા સંયોગોમા સાથે આવુ કરી દેવાની નિડરતા અને વી ના તેઓમા ઝળકતી હતી અપ્રમત્તતાથી જ્ઞાન ધ્યાનમા અને આવશ્યક ક્રિયાની આરાધનામા સમય વ્યતીત કરવો એ જેઓનુ જીવન ધ્યેય હતુ શિષ્યવર્ગને તત્ત્વનો બોધ કરાવવો, સંયમની નિર્મલતા રાખવી વિગેરે વિષયોનો પણ ઘણો રસ અને આકર્ષીય હતો નાસ્તિક આત્મ સામેના પણ સમન્વ પણમાં લાવી પ્રશ્નોના ઉત્તર

આપવામાં જેઓની વિશદ અને તીક્ષ્ણમતિ અતિ પ્રસિદ્ધ હતી. જ્યોતિષના ગ્રન્થોના પણ જેઓ ઊંડા અભ્યાસી હતા. શ્રીમંત્ સરકાર ગાયકવાડ મહારાજાને પણ જેઓએ પોતાના વિદ્વત્તા ભર્યાં વ્યાખ્યાનનો લાભ આપ્યો હતો. જ્ઞાન ધ્યાનની સાથે તપશ્ચર્યામાં પણ પોતે રક્ત હતા. આચાર્યદેવેશ પ્રતિ તેઓશ્રીની ભક્તિ પ્રેમ અને વિનય કોઇ અજબ હતો. શાન્તમૂર્તિ શ્રીમદ્ હંસવિજયજી મહારાજ તથા શ્રીમદ્ વલ્લભવિજયજી મહારાજ ( હાલ વિજય વલ્લભસૂરિજી ) તેમજ અનેક નિપુણ અને અનુભવી મુનિગણ અને શ્રાદ્ધગણ સિદ્ધાન્ત, જ્યોતિષ, પ્રકરણ, વિધિવિધાન સંબંધી પ્રશ્નોના અનેક પત્રો જેઓના ઉપર મોકલતા. જેના ઉત્તરો પન્યાસજી મહારાજ એવી સ્પષ્ટ સમજુતી પૂર્વક આપતાં કે જે જવાબોથી પુછનારાઓ પ્રસન્ન થઇ અમાપ સ્મરણ શક્તિ પર ધન્યવાદ આપી ગૌરવ લેતા. સાસન પ્રભાવનામાં શાસન સંરક્ષણમાં જેઓ કટીબદ્ધ રહી પોતાની શાસન ધગશ જાહેર કરતા.

## સૂરિશેખરે જણાવ્યું—

ઉપરોક્ત ગુણકલિત પન્યાસજી મહારાજ શ્રીમદ્ દાનવિજયજી મહારાજ તથા ન્યાયશાસ્ત્રાદિમાં નિપુણ, તર્કવાદમાં કુશાગ્રમતિમંત, વ્યાખ્યાન વાચસ્પતિ શ્રીમદ્ લબ્ધિવિજયજી મહારાજને સૂરિશેખરે મધુર ધ્વનિએ જણાવ્યું કે દિન પ્રતિદિન મારી વૃદ્ધાવસ્થા છવાતી જતી હોઈ તમો બન્નેને હું આચાર્યપદ સમર્પણ કરવા ઇચ્છું છું. ભલે તમો ઇચ્છો કે ન ઇચ્છો. બન્ને મહાત્માઓએ હાથ જોડીને જણાવ્યું કે, આપશ્રી આ મહાન્ પદનું જોખમ હમોને આપવા ઇચ્છો છો તે હમો પૂર્ણતયા શોભાવી શકીશું કે કેમ ? તે વિચારણીય છે. ' હીરા મુખસે ન કહે લાખ હમારા મોલ ' એ કહેવત મુજબ ખરેખર બન્ને મહાત્માઓ આ પદને સુશોભિત કરી શકે એવા હોવા છતાંય પણ પોતે તે વસ્તુ માટે અનિચ્છા જાહેર કરે છે. કહ્યું છે કે—

गुणाः सर्वत्र पूज्यन्ते आटोपैः किं प्रयोजनम् ।
विक्रियन्ते न घण्टाभिः गावः क्षीरविवर्जिताः ॥ १ ॥

સર્વત્ર ગુણો પૂજાય છે આટોપનું શું પ્રયોજન છે દુધવગરની ગાય માત્ર ઘંટાથી વેચાતી નથી

જેઓ ગુણ ગરિષ્ઠ છે જેઓ પરોપકારમાં પરાયણ છે જેઓ શાસનના હજારો કાર્યો પ્રતિકૂલતાને વિપુલ સંપત્તિઓ માની કરવા સમર્થ છે તેઓને પદવી મળે તોયે શું અને ન મળે તોય શું ? મહાપુરુષોને સ્વમાન ગૌરવની આકાંક્ષા હોતી નથી પરન્તુ શાસન પ્રભાવના કરવાની તે પૂજ્ય પુરૂષોના હૃદયમાં લાગણી હોય છે

## વિચારની મક્કમતા—

ઉભય મહાત્માઓને આચાર્યપદ અર્પણ કરવું તે મણીઓને શાણાવીડ કરવા જેવું હતું ગુણી જનોને સ્વગુણ પ્રકાશવાની નોબત બજાવવી પડતી નથી नहि कस्तूरिकामोदः शपथेन विभाव्यते । બાગ સમ આ કસ્તુરીની ગંધ છે એમ સોગનખાઇ એની ગંધ જાહેર કરવી પડતી નથી તેની સૌરભજ એવી છે કે વિના કહે પ્રસરે તેમ ગુણવાનોના ગુણ કુસુમોની સૌરભ આપોઆપ પ્રસરે છે પન્યાસજી શ્રીમદ્ દાનવિજયજી મહારાજ તથા વ્યાખ્યાન વાચસ્પતિ શ્રીમદ્ લબ્ધિવિજયજી મહારાજનો અજબ પ્રભાવ અને શાસનસેવા તથા વિદ્વત્તા વિના પદાર્પણે જગ જાહેર હતી આચાર્યદેવેના તેઓની ઇચ્છા નહિ હોવા છતા પણ પોતાના વિચારની મક્કમતાથી જાપણ કર્યા નહિ

## સંમત રહેવું પડયું—

અનેક શહેરના આગેવાન શ્રાવક વર્ગે પણ તે બન્ને મહાત્માઓને તે પદ અંગીકાર કરવા અતીવ આગ્રહ કર્યો. ગુરૂ આજ્ઞાથી અને સંઘના આગ્રહથી ઇચ્છા નહિ હોવા છતાંય બન્નેને સંમત રહેવું પડયું.

માનવ પ્રકૃતિ એવી છે કે ઉચ્ચ સ્થાન ઉપર આરૂઢ થવા કુદરતેજ પ્રેરાય છે; પરન્તુ ઉચ્ચ સ્થાનની મહત્તા અને જોખમદારી સમજદાર પોતે તે સ્થાનથી અલગો રહી બને તેટલી સેવા બજાવવા ઇચ્છે છે. કેવળ સ્વમાનના પૂજારીઓ પોતાની સ્તવના અને ગૌરવની આસુરી ભાવના વમળમાં ગુંચવાઈ પોતાનું જીવન તે તે અભિલાષાના અગ્નિ-કુંડમાં હોમે છે. નિઃસ્પૃહી મહાત્માઓ તો ગુણગ્રાહી બની ગુણ પ્રાપ્તિની ઝંખનામાં જીવન ઉજ્જવલ અને આદર્શ બનાવે છે. સ્પૃહીજનો સ્વમહત્તા કે ગૌરવખાતર ધમપછાડા કરી અન્યના ગુણોત્કર્ષનો અપકર્ષ દર્શાવી પોતેજ સુગુણી છે. એવો ડોળ કરે છે યોગીશ્વરો તો પર ગુણોની વૃદ્ધિમાં પોતાની ઉન્નતિજ માને છે. ત્યાગે ઉસકી આગે એ કહેવત મુજબ જેને જે નથી જોઇતું તે અનાયાસે આવી મળે છે.

## વફાદારીની દુર્લભતા—

પોતાના શિષ્ય પોતાની પાટને શોભાવે તેવા વિદ્વાન્ અને ચારિત્રપાત્ર હોય તો તેઓને યોગ્યપદથી વિભૂષિત કરવા એ ઉદાર અને અવસરજ્ઞ ગુરૂવર્યોનું પરમ કર્તવ્ય છે. પરંપરાગત આદરણીય પ્રથા છે. જૈનશાસના સ્તંભ કહો, જૈનશાસનના રખેવાલ કહો કે જૈનધર્મના દ્યોતક કહો તો તે વર્તમાનકાળમાં આચાર્ય ભગવંતો મનાય છે. આ મહત્વ પૂર્ણપદ ગ્રહણ કરવામાં જેટલી દુષ્કરતા નથી તેનાથી કઇગણી એ પદને વફાદાર રહી એને દીપાવવામાં છે. યોગ્યતા-હીનો આ મહાન્ પદને લઇને શાસનની ઉફાહના—અપભ્રાજના ફેલાવી સ્વયં દુર્ગતિના ભાગી થઈ ભોળા ભક્તોને પણ ભાગી બનાવે છે. જ્યારે સ્વપર સિદ્ધાંતના પારંગત, પોતાના ગચ્છમાં સારણા વારણા અને ચોયણા દ્વારા પોતાના શિષ્યોને સંયમની આરાધનામાં તત્પર રાખવાવાલા, શાસન ઉપર આવતી આફતોને પોતાની શક્તિ ગોપવ્યા વિના દૂર કરનારા, અધર્મના પ્રચાર વખતે પોતાના માનને ખાતર ખોટી શાંતિને નહિ પકડનારાઓ આ પદને દીપાવી શકે છે. આથી

વિરુદ્ધ વર્તન કરનાર એ પદની ઠેકડી ઉડાવે છે અને લજાવે છે માલી આગમને અને તેમા રહેલા નૈસર્ગિક નાજુક નાજુક મનોરમ છોડવાને પુન પુન સીંચે તપાસે કેળવે તોજ તે આગમની વિવિધ વર્ણી શોભા પ્રેક્ષકોના નેત્રને કમનીય બને છે તેમ ગચ્છાધિપતિઓ પોતાની ગચ્છની અને ગચ્છમા રહેલા સાધુઓની ઉન્નત દશા માટે સાવધગિરિ પુરી રાખે કે જેથી અન્ય ગચ્છના સયમ ક્રિયામા શિથિલ થયેલા તે આદર્શ ગચ્છનુ અનુકરણ કરતા શીખે પદ લેનાર કરતા પદ અર્પણ કરનાર દીર્ઘ લક્ષ્યથી પૂર્ણ પરીક્ષા કરી યોગ્યનેજ તે પદથી વિભૂષિત કરે એ હિતાવહ છે આ પદ જેને તેને વિચાર કર્યા વિના આપનાર ઘોર પાપના, શાસનહેલનાના ભાગીદાર થાય છે

અહીં કહેવાનો મતલબ એ છે કે નિસ્પૃહી ચૂડામણિ શ્રીમદ્ વિજય કમળસૂરીશ્વરજી મહારાજ એક મહાન્ ત્યાગી અને શાસનના વફાદાર હતા તેમ પોતે માણસની પરીક્ષા પણ કરી જાણતા હતા અને તેથીજ ઉભય મહાત્માઓને આચાર્યપદ આપી શાસનના ધોરી બનાવવા ઇચ્છતા હતા તે ઉભય મહાત્માઓ વિશદ ચારિત્રશાલી તથા જૈન જૈનેતર શાસ્ત્રના જ્ઞાતા હતા તેમ એ પદને દીપાવવા સમર્થ હતા



# પ્રકરણ ૨૩ મું.

## પદને કોણ દીપાવે—

ખરેખર આચાર્યપદ એ જૈનશાસનમાં થોડા મહત્વનો પ્રશ્ન નથી. જૈનશાસનના સંચાલક, કટોકટીના પ્રસંગે જૈન શાસનને અબાધિત રાખવામાં કટીબદ્ધ રહેનાર, દેવગુરૂ અને ધર્મ ઉપર આવતા આક્રમણોને અટકાવવા, સત્વશાલી આચાર્યદેવોજ તે પદને દીપાવી શકે છે. સુભટ પદવીમાં અને રાજપદવીમાં જોખમદારીનો જેટલો ફરક છે. તેટલોજ નહિ પણ આચાર્યપદમાં અને મુનિપદમાં તેથી અધિક ફરક છે. જ્યારે જ્યારે ધર્મનો હ્રાસ થતો હોય, જ્યારે જ્યારે ઉન્માર્ગ વૃદ્ધિગત થતો હોય, જ્યારે જ્યારે પાખંડીઓ પોતાના નિરંકુશ જાળથી ભદ્રિક આત્માને ફસાવતા હોય ત્યારે ત્યારે શાસનની સેવા માટે સન્માર્ગની વૃદ્ધિ માટે આચાર્યવર્યોને ભગીરથ પ્રયત્ન કરવો પડે છે.

## મહોત્સવની શરૂઆત—

આ અપૂર્વ પ્રસંગે છાણી ગામના સંઘે જ્ઞાનમંદિરના વિશાળ ચોગાનમાં મંડપ તૈયાર કર્યો હતો. પદાર્પણ નિમિત્તે અઠ્ઠાઈમહોત્સવ દહેરાસરમાં શરૂ કરવામાં આવ્યો હતો. આખાયે સંઘમાં આનંદ આનંદની ઊર્મિઓ પ્રેક્ષકની નજરે પડતી હતી. ધનાઢ્યો ધનથી બળવાનો શક્તિથી અને અન્યો અનુમોદનાથી પદ–પ્રદાન–મહોત્સવમાં ભક્તિ બજાવી રહ્યા હતા.

પદવી–પ્રદાનના નિયત મુહૂર્તે કંકોત્રીદ્વારા આમંત્રિત કરેલ પંજાબ, મારવાડ, માળવા, ગુજરાત, દક્ષિણ અને કાઠીઆવાડ આદિ દેશોના અનેક શહેર અને ગામોમાંથી આગેવાન સદ્દગૃહસ્થોની સંખ્યા સારા પ્રમાણમાં એકત્રિત થઈ હતી. પૂજ્ય આચાર્યદેવેશ અનેક દેશોમાં પોતાના નિર્મળ ચારિત્રથી સુપ્રસિદ્ધ વ્યક્તિ હતી, એટલે તેઓના સુહસ્તે થતા આચાર્યપદ મહોત્સવમાં હજારો માણસો આવે એ સ્વાભાવિક હતું. આ પ્રસંગે ભિન્નભિન્ન દેશના વેષને ધારણ કરનારી લગભગ પાંચહજાર પ્રમાણમાં જન સંખ્યા એકત્રિત થઈ હતી.

## ભવ્ય વરઘોડો—

આચાર્યપદારોપણના હર્ષનો અને માલારોપણ મહોત્સવનો એક ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. જે વરઘોડામાં નજીકના વડોદરા શહેરથી રાજકીય સામગ્રી અત્રેના સંઘે મંગાવી હતી. સાત હાથીઓ, ઘોડાગાડીઓ, ડંકા, નિશાનો તથા ચાંદીના રથો આદિ સમગ્ર સામગ્રીઓથી યુક્ત સુશોભિત વરઘોડો આખાયે છાણી ગામમાં ફર્યો હતો. દશ દશ કોસ દૂરથી આ ભવ્ય વરઘોડો તથા મહોત્સવ જોવા માટે જૈનેતરો પણ મોટી સંખ્યામાં આવી પહોંચ્યા હતા. સોના ચાંદીની અંબાડીમાં તથા રથોમાં બીરાજમાન ભવ્ય જિનપડિમાઓને સૌ કોઈ ભેદભાવરહિત સદર્શનમના હતા. જૈન જૈનેતરોના મુખ ઉપરની

હર્ષની ઉર્મીઓ જાણે બોધિબીજને ન અર્પતી હોય એમ લાગતું હતું. આ પ્રમાણે શાસનની પ્રભાવના ફેલાવતો મોટો વરઘોડો લગભગ માઈલની લંબાઇમાં બે કલાક સુધી ફર્યો હતો. અને ઉપાશ્રય પાસે ઉતરતાં વિશાળ સમૂહમાં લ્હાણી વહેંચવામાં આવી હતી.

## પદાર્પણની શુભક્રિયા—

વિશાળ અને ભવ્ય મંડપમા ઉત્તર દિશા તરફ મુખ કરી જયનાદની સાથે એક પાટ ઉપર આચાર્યદેવેશ શ્રીમદ્ વિજયકમળ-સૂરીશ્વરજી મહારાજ બીરાજમાન થતાં હજારો માનવોનો સાગર તે ભવ્ય મંડપમાં ઉભરાયો. સાધુવૃન્દ પાટ ઉપર તથા સાધ્વીવૃન્દ નીચે બાજુ પર બીરાજમાન થયો. તે પહેલા પન્યાસજી મહારાજે પ્રાતઃકાલના પ્રથમ મુહૂર્તમાં વ્યાખ્યાન વાચસ્પતિજી મહારાજને સહર્ષ સ્વકરકમલથી જયનાદની સાથે શ્રી ગણિપદ તથા પન્યાસપદ અર્પણ કર્યું હતું. ત્યારબાદ બીજા મુહૂર્તમાં સંવત ૧૯૮૧ ના માગશર સુદ પાંચમના દિવસે સિદ્ધાન્ત રહસ્ય વેદી પન્યાસજી શ્રીમદ્ દાનવિજયજી મહારાજને તથા આગમરહસ્ય વ્યાખ્યાન વાચસ્પતિજી શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજને આચાર્ય મહારાજે રોમાચિંત થઈ સવિધિ આચાર્યપદનો વાસક્ષેપ તેઓ-શ્રીના મસ્તક ઉપર વાસ દવી, સૂરિમંત્ર શ્રવણ કરાવવા પૂર્વક આચાર્યપદ અર્પણ કર્યું. તે સમયે ચતુર્વિધ સંઘે જયનાદના શબ્દો કર્યાં અને આચાર્યવર્યોને અક્ષતથી વધાવી સૌ કોઇ હર્ષિત થયા. તે ક્ષણ જેઓએ જોયો છે તેઓને તો હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે કોતરાયેલ છે. પદ મહોત્સવ પૂર્ણ થયાબાદ શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. અને આખાયે ગામના જૈનેતરોને શેર શેર સાકરના પડાઓ તે અપૂર્વ મહોત્સવની યાદગિરિ માટે વહેંચવામાં આવ્યા હતા.

પ્રથમ થયેલ મહાન્ ઉપધાન તપ નિમિત્તનો માલારોપણ મહોત્સવ પણ આ અવસરમાં નિયત થયો હતો. એટલે પૂજ્ય આચાર્યવર્યના સુહસ્તે અનેક ભવ્યાત્માઓના સુકંઠમાં જાણે મુક્તિ રમણીનીજ માલા

ન હોય એમ માળો પહેરાવવામા આવી હતી. જેમા દેવદ્રવ્યની, જ્ઞાનદ્રવ્યની તથા સાધારણદ્રવ્યની આવક અભૂત પૂર્વ થવા પામી

## રસીક પ્રવચન—

માલારોપણ મહોત્સવ બાદ આચાર્યવર્યની આજ્ઞાથી અને સંઘના આગ્રહથી નૂતન આચાર્યવર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજે તત્ત્વમય લઢાણથી રસીક પ્રવચન સભળાવ્યુ હતુ જે પ્રવચને શ્રોતૃવૃન્દ ઉપર અનેરી અસર ઉપજાવી હતી ઉક્તમહોત્સવના નિમિત્તે જિનમ દિરમા અષ્ટાન્હિકા મહોત્સવ આડ બરથી ચાલતો હતો તેમા વિવિધ પ્રકારની પૂજાઓ વડોદરાના પ્રસિદ્ધ વૈદરાજ જૈન ગવૈયા સ્વર્ગસ્થ બાલુભાઇ, ડભોઇના મુળજીભાઇ અને અત્રેની મ ડલીવાલાઓ રાગ રાગણીમય પૂજાઓ પ્રેમથી ભણાવી ચતુર્વિધ સંઘમા પ્રભુ ભક્તિરસની વૃદ્ધિ કરી હતી અને છેલ્લા દિવસે શાન્તિસ્નાત્ર ઘણાજ આડ બરથી શુદ્ધ વિધિપૂર્વક ભણાવવામા આવ્યુ હતુ, જેથી સ ઘમા શાન્તિ શાન્તિ અને શાન્તિ છવાઇ રહી હતી.

## અભિન દન પત્રો—

ધર્મસ્થાપનાપણુ આ બન્ને લાયક મહાત્માઓને સૂરિપદ પ્રદાનના દર્શાવનાર સત્કૃત્યથી આન દિત થયેલા સ્વપર સમુદાયના અનેક મુનિરાજો ધર્મપ્રિય શ્રાવકવર્ગ, તેમજ સ સ્થાઓના અભિન દનના તારો અને અનેક પત્રો આવ્યા હતા તે તારો અને પત્રનો થોકડો તેમજ સુરતના ચોમાસામા આવેલા સમસ્ત જૈન પ જાબ મહાસભાના સર્વાનુમતે પસાર કરેલા અભિન દન પત્રો આવેલા તે અમે અમારી દૃષ્ટિથી દેખેલા છે પરન્તુ ખોટા આડ બરને આરોપને નહિ ચાહના આ સૂરિવરોએ તેની પ્રસિદ્ધિ કરવાનો નિષેધ કર્યો






## સૂર્યપુરની વીનતિ—

જ્યારે આચાર્યવર્ય છાણી ગામમાં બીરાજમાન હતા ત્યારે સુરત સંઘના આગેવાનો પોતના આંગણે પધારવાની વિનતિ કરવા આવ્યા હતા. મહાપુરૂષોની યશોકીર્તિ એવી હોય છે કે કોઇપણ દિવસ નહિ જોયા હોવા છતાં તેઓશ્રીના પુણ્યદર્શનની ઉગ્ર અભિલાષા અનેક ભક્તોજનોને થાય છે, જેને લીધે પાંચ પાંચ વર્ષોથી સુર્યપુરના ઓસવાળ આગેવાનો દરેક સ્થળે સૂરીશ્વરજીને વંદનાર્થે આવી વિજ્ઞપ્તિ કરતા વારંવાર નિષેધ કરવા છતાંય તેઓએ માત્ર આત્મ શ્રદ્ધાથી અને ધર્મભાવનાથી કામ જારી રાખ્યું હતું. અરે એક વખત તો મોટર ઉંધી વળી જવાથી ઘણાઓને હાથે પગે નુકસાન થયું હતું છતાં પણ તરતજ પાછા પાટા બાંધીને વિનતિ કરવા આવ્યા હતા. આટલી બધી પરા-

કરાની વિજ્ઞપ્તિને ધ્યાનમાં લઈ અંતે પૂ૦ વિજયકમળસૂરીશ્વરજી મહારાજને પોતાના પ્રતિભાસંપન્ન બે પટ્ટધરો આદિ બહોળા સમુદાય સહિત સુરત તરફ પધારવું પડ્યું

## અપૂર્વ સત્કાર—

માર્ગમાં આવતા દરેક ગામોમાં સત્કારને પામતા અને વીરવિભુની વાણી વિસ્તારતા સુરત નજીક આવી પહોંચ્યા જો કે માર્ગમાં વૃદ્ધાવસ્થાના કારણે સૂરિશેખરને અસામાન્ય પરિશ્રમ પડતો પરન્તુ તેઓશ્રીનું લક્ષ્ય પરોપકાર કરવામાં એકબદ્ધ હોવાથી પ્રતિકુળતાઓને પણ આનંદનું આસ્પદ માનતા સુરત નજીક સૂરિજી પધાર્યાં છે એવા સમાચાર મળતા સુરતથી ઘણા લોકો દર્શનાર્થે ઉભરાવવા માંડ્યા ઘણા લાંબા સમય પછી અને તનતોડ પ્રયત્નથી આ ત્રણે આચાર્યો જેણે જ્ઞાન દર્શન અને ચારિત્ર રત્નત્રયીએ ત્રણ રૂપ ન ધારણ કર્યાં હોય વા પોતાના આંગણે પધારતા હોઈ ધર્મપ્રેમી સુરતી પ્રજાએ પૂજ્યપાદ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના સુરતમાં થયેલ પ્રવેશ મહોત્સવની ઝાંખી કરાવનારો અપૂર્વ પ્રવેશ મહોત્સવ કર્યો હતો

## સ્તુત્ય કાર્યમાળા—

સૂરિશેખરની આજ્ઞાથી ચરિત્રનાયકજી વ્યાખ્યાન આપતા હતા જેમાં સુરતના વડાચૌટા ગોપીપુરા, નવાપુરા, હરિપુરા, છાપરીયાશેરી, મોટા રસ્તા વિગેરે તમામ લત્તાઓના ભાઈઓ ભાગ લેતા હતા કે જેથી નેમુભાઈની વાડીનો વિશાળ ઉપાશ્રય ચીકાર ભરાઈ જતો હતો આચાર્યશ્રીના વિદ્વત્તાથી ભરપુર અને તાત્વિક વ્યાખ્યાનો ચાલતા હોવાથી અનેક સ્તુત્ય કાર્યો થવા પામ્યા હતા

પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબે સૂરિવરોના બે વખત દર્શનનો તથા પ્રવચનનો લાભ લીધો હતો જેના પરિણામે તાપીનદીમાં લગભગ એક ૪ માઈલ જેટલા પ્રદેશમાં કાયમને માટે જાળ નાંખવા નહિ પકડવાનો તથા

જાળ નહિ નાંખવાનો અને સૂરીશ્વરજી મહારાજ જ્યાંસુધી સુરત જીલ્લામાં બીરાજે ત્યાંસુધી કુતરાઓને ઝેર નહિ આપવાનો હુકમ બહાર પાડ્યો. શ્રી જૈન નિરાશ્રિત ફંડમાં રૂપીયા લગભગ ચાલીશહજાર અને પચ્ચીશ હજારની શ્રી વિજયકમળસૂરીશ્વરજી પ્રાચીન હસ્ત લેખિત જૈનપુસ્તકોદ્ધાર ફંડ ખાતે રકમ એકઠી થઈ હતી.

## ઉપધાન તપ—

આ ચાતુર્માસમાં ઉપધાન તપની પણ અપૂર્વ આરાધના લગભગ ૪૧ પુરૂષ અને ૨૫૯ સ્ત્રી મલી ૩૦૦ જણે કરી હતી. જેમાં ઘણાખરા સુખી શ્રીમંત્ અને યુવાન તેમ બાળવયનાઓ પણ હતા. ઘણી સામગ્રીયુક્ત માળનો એક ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. માળની ઉપજ પણ સુરતમાં કોઇ વખત પ્રાયે નહિ થએલી એવી પચ્ચીશહજાર જેટલી થવા પામી હતી. તદુપરાંત ઉદ્યાપન, સ્વામિવાત્સલ્ય, પ્રભાવના, બહાર ગામથી આવેલ દહેરાસર તથા ઉપાશ્રયોની ટીપ વિગેરે અનેક પ્રકારના સત્કાર્યો થયા હતા.

## ભરયુવાનીમાં સંસાર ત્યાગ—

ઉપધાન તપનું આરાધન કરનારાઓ બહારગામથી પણ આવ્યા હતા. આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજની પ્રતિદિન ચાલતી સચોટ વૈરાગ્યવાહિની દેશનાના પ્રભાવે ઘણા માણસોએ દીક્ષા ન લેવાય ત્યાં સુધી પોતાના ઇષ્ટ પદાર્થોનો ત્યાગ કર્યો હતો. તેમાં છાણીના રહીશ શ્રાદ્ધ ગુણસંપન્ન ધર્મનિષ્ટ શ્રીયુત્ છોટાલાલ હરગોવિંદભાઈના સુપુત્ર નગીનભાઈ ૧૯ વર્ષની ભરયુવાનીમાં સંસાર ત્યાગ કરવાની ઉગ્રભાવનાવાલા બન્યા હતા. જેમણે ઉપધાન તપની કઠીન ક્રિયા આચાર્યવર્યની શીતળ છાયા નીચે નિર્વિઘ્ને સંપૂર્ણ કરી માલા પણ પહેરી હતી. તેમની ઉગ્રભાવના અને વૈરાગ્ય જોઇ તેઓશ્રીને સુરતમાંજ પ્રવ્રજ્યા પ્રદાન કરવાનો નિશ્ચય થયો. શુભ દિવસે ચતુર્વિધ

સંઘ સમક્ષ નગીનભાઈને દીક્ષિત કરવામાં આવ્યા હતા. જેમનું નામ મુનિ શ્રી નવીનવિજયજી ગણી ચરિત્રનાયકના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા.

## બે ગામોની વિનતિ—

સંવત ૧૯૮૧ નું ચાતુર્માસ સુરતમાં ઘણીજ ધામધુમથી પસાર થયા બાદ આચાર્યદેવેશે બન્ને પટ્ટધરો સાથે વિહાર કર્યો. પ્રથમ દિને કતાર ગામમાં નિવાસ કર્યો. ત્યાં સુધી વીગટ જૈનજનતા હજારોની સંખ્યામાં વળાવવા આવી હતી. ત્યાં સાધર્મિક વાત્સલ્ય તથા આંગી પૂજા કરવામાં આવ્યા હતા. અત્રેની સ્થિરતા દરમ્યાન એક તરફ ભરૂચના આગેવાનો તથા બીજી તરફ બુહારીથી શેઠ ઝવેરચંદ પન્નાજી વિગેરે ચતુર્માસની વિનતિ કરવા આવ્યા. સૂરીશ્વરે બન્ને ગામોની વિનતિ સાંભળી દીર્ઘદ્રષ્ટિથી લાભાલાભને વીચારી બુહારી તરફ જવાનો નિર્ણય કર્યો, અને આચાર્યશ્રીની આજ્ઞા લઈ પૂ. વિજયદાનસૂરિજી મહારાજે અમદાવાદ તરફ પ્રયાણ કર્યું.

## બુહારી તરફ પ્રયાણ—

આપણા ચરિત્રનાયકે પોતાના ગુરુદેવ સાથે બુહારી તરફ વિહાર કર્યો. આચાર્યશ્રી સપરિવાર વાઠ ડાભેલ થઈ જલાલપુરના સંઘની વિનતિને માન આપી ત્યાં પધાર્યાં. ત્યાંના ગુરૂભક્ત રમીક શ્રાવકોએ વાજાંજ ઠાઠથી પ્રવેશ મહોત્સવ કરાવ્યો. ઓચ્છવ આઠ ભાયો નવી નવી આપણા ચરિત્રનાયકની બનાવેલી પૂજાઓ ભણાવાતી. જેના શ્રવણથી જનતાને અપૂર્વ આનંદ આવતો. ત્યાંના કેટલાક ભાવિકજનોએ પોતાના જિનાલયમાં બીરાજતા શ્રી શાંતિનાથ પ્રભુની પૂજા બનાવી આપવા વિનંતિ કરી. ઉપકારી આચાર્યશ્રીએ તેમની વિનતિને ધ્યાનમાં લઈ શ્રી શાંતિનાથ પંચકલ્યાણકની પૂજા વિવિધ રાગ રાગણીમય શીઘ્ર બનાવી આપી. જે પૂજા ત્યાંના સંઘે ઘણાંજ ઠાઠમાઠથી ભણાવી. જે સાંભળી શ્રોતૃવર્ગને અનહદ આનંદ થયો.

ત્યાંથી વિહાર કરી નવસારી, કાલીયાવાડી, સાસોદ્રા, અષ્ટગામ, સાતમ, કરચેલીયા આદિ ગામોમાં ભાવ ભીના સત્કારથી પધારતા જૈન જૈનેતરોને છટાદાર વ્યાખ્યાન શૈલીથી સુંદર બોધ આપતા દુર્વ્યસનોની દુર્ભેદ્ય ભેખડોના ભુક્કેભુક્કા ઉડાવતા, ધર્મ વિમુખ પ્રજાને ધર્મમાં સ્થિર કરતા. સૂરિશેખર પોતાના પટ્ટ પ્રભાવક સાથે બુહારી પધાર્યા. દરેક ગામમાં થોડા થોડા દિવસની સ્થિરતા હોવાથી દરેક ઠેકાણે પૂજા, પ્રભાવના સાધર્મિક વાત્સલ્ય આદિ અનેક પ્રકારના ધર્મકાર્યો થતા હતા. પોતાની આશા ઘણી મહેનતે ફલીભૂત થએલી હોઈ બુહારીના સંઘે પ્રવેશોત્સવ ઘણો ભવ્ય અને દર્શનીય કર્યો હતો. શ્રાદ્ધગુણ સંપન્ન ધર્મનિષ્ટ શેઠ ઝવેરભાઇ પન્નાજીના મુખથી વાંસદાનરેશે સૂરિવરોની સાધુવૃત્તિનું સ્વરૂપ પ્રથમથીજ સાંભળેલું હોઇ પ્રવેશ મહોત્સવમાં ડંકો નિશાન, ઘોડેસ્વાર, પાયદળ આદિ સામગ્રી સહર્ષ પોતાના તરફથી મોકલાવેલ, જેથી સામૈયાની શોભામાં ઓરજ વધારો થયો હતો.

## વૈરાગ્ય રસમંજરી—

આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજે ગુરુવર્યની આજ્ઞાથી ભવ્યજીવોના ઉપકારાર્થે પદ્ય બંધ લગભગ સાતસો શ્લોક પ્રમાણમાં વૈરાગ્ય રસની છોળોથી ભરપુર "વૈરાગ્ય રસ મંજરી" નામનો સંસ્કૃત ગ્રન્થ માત્ર પંદર દિવસમાં રચ્યો હતો. જે ગ્રન્થ પહેલા વ્યાખ્યાનમાં વાંચી શકાય એવો અને તત્વથી ભરપુર છે. જેનું ગુજરાતી ભાષાંતર વિવેચન સહિત ઝ. નગીનભાઈ મંચ્છુભાઇ સરીઝ તરીકે હીરાલાલ રસીકદાસ પ્રોફેસરે બનાવ્યું છે.

## ભગવતીજીની વાંચના—

સંવત ૧૯૮૨ નું ચાતુર્માસ બુહારીમાં સૂરીશ્વરજીની છાયામાં આપણા ચરિત્રનાયકે કર્યું. સંઘના આગ્રહથી ત્યાં ભગવતી સૂત્ર વાંચવાનું શરૂ કર્યું હતું. ભગવતીજી જેવો ચારે અનુયોગોથી ભરપુર તત્ત્વમય ગ્રન્થ અને તેવાજ તેના વિદ્વાન્ વ્યાખ્યાતા એટલે ત્યાંની સુસુપ્તિ અવસ્થામાં

ઘોગતી જૈનજનતા એકદમ જાગ્રત થઈ, સહુના હૃદય ઉપર નવ ચૈતન્યના પુર પથરાયા સુશળધારાએ વરસતા વૈરાગ્ય વરસાદે કેઇ જીવોના વજ્ર ભેદી કાગમા હૃદયોને પણ પીગાળ્યા, દીર્ઘકાળથી ઘર કરી બેઠેલ ખોટા રીવાજો અને વ્યસનપાષાણો કડડ કડડ તુટવા લાગ્યા, વળી વીજ્ઞક્ત સુવિહિત સાગ સાધુઓના અભાવે અત્રે મિથ્યાત્વના રીવાજો અને કુલપર્વની સેવનાઓ જે ધુમી ગઇ હતી તે દેશનાના પ્રભાવે નાબુદ બની સુદેવ, સુગુરૂ અને સુધર્મ એ તત્વત્રયીની શ્રદ્ધા હૃદય પ્રદેશમા કુટીકુટીને જમા થઇ

## તીર્થોની રચના—

સૂરિશેખરની છત્રછાયામા અનેક અભૂત પૂર્વ સ્તુત્ય કાર્યો થયા ધર્મપ્રેમી શેઠ ઝવેરચંદ પન્નાજી તથા મોતીચંદ સુન્દરચંદે સમહોત્સવ ઉપધાનતપનો આરંભ કરાવ્યો. અત્રે પહેલાજ ઉપધાન થતા હોવાથી અત્રેના યુવાનો, વૃદ્ધો અને બાળો ઉપરાંત આજુબાજુના ગામોમાથી પણ સારી સંખ્યાએ આવી લાભ લીધો હતો માળારોપણના મહોત્સવ નિમિત્તે એક ભવ્ય મંડપ રચી તેમા ચંપાપુરી, શત્રુંજય તીર્થોની સુશોભિત રચના કરવામા આવી હતી નિયત કરેલા શુભ મુહૂર્તે ઉપધાનતપ વહન કરનારાઓના કંઠમા જયનાદના ગુંજારવ સાથે સુશોભિત માળાઓ આરોપણ કરવામા આવી હતી વળી અત્રે અષ્ટાન્હિકા મહોત્સવ તથા શાંતિસ્નાત્ર હોઇ સુરતથી પ્રખ્યાત ગવૈયા મોહનભાઈ, ચંદુભાઇ–તથા ડભોઇની રસીક સંગીત મંડલી પણ આવી હતી જેથી માળારોપણમા બહુજ ઠાઠ જામ્યો હતો અત્રે ચરિત્ર નાયકે વાસુપુજ્ય પંચકલ્યાણકની પૂજા રચી, જે અત્યંત ઠાઠમાઠથી ભણાવાઇ હતી






## કર્મની કારમી સત્તા—



સંસારની સપાટી પર સીકંદર બાદશાહે કર્મની કારમી સત્તાથી પોતાની ક્રુરતાભરી પ્રવૃત્તિ જુલ્મી સામ્રાજ્ય ભોગવ્યું છે. ચક્રવર્તીઓને રાજામહારાજાઓને, ઇન્દ્રોને અને યોગીશ્વરોને અને સામાન્યવર્ગની જનતાને એ કર્મની કારમી સત્તા ક્ષણક્ષણમાં રંગ-બેરંગી ખેલો ભજવાવે છે. એ દુર્જય કર્મ સત્તા કયા સમયે કોને ફસાવશે એ મનસ્વીઓને કલ્પવું અશક્ય છે. કર્મ સત્તા અને માનવબળ એ બન્નેના પરસ્પર યુદ્ધમાં જય કર્મબળનો દેખાય છે. પરન્તુ તે કર્મ ખેલાડીની સન્મુખ હામભીડી પોતાની સિદ્ધસાધનામાં નિયમિત રહેનાર સહજાનંદી યોગીશ્વરો તે કર્મના પરિબળની તમા રાખતા નથી. તેની વિચિત્ર રંગી બેરંગીતામાં, અકળલીલામાં અને રમુજી રમતોમાં જરાપણ ન મુંઝાતા સાવધગિરિ રાખી આત્મદશામાં અને તેની વિશદ વિચારણામાં

તન્મયતા મેળવે છે અને અંતે તે કર્મની સત્તાને ઠોકરે મારી માનવબળનો વિજય વાવટો ફરકાવે છે

એજ કર્મની સત્તાના બળે પૂ. વિજયકમળસૂરીશ્વરજી મહારાજનું સ્વાસ્થ્ય એકાએક ના તંદુરસ્ત બન્યું. અને રોજનો જ્વર ચાલુ થયો શરીરબળ ઘટવા માંડયું પરન્તુ ખરેખર મજબુત મનોબલવાલા અને સહજાનંદી મહાત્મા આવા સમયે તો શ્રેયની પ્રચુરતર પ્રવૃત્તિમાં દઢતાથી વિશેષ સતેજ બને છે એક બાજુ વ્યાધિ વધતી જાય છે જ્યારે બીજી બાજુ આત્મસમાધિ પુરવેગે વધે છે. અંતર દશાના વિચારમાં મગ્ન મહાન્ સતત્ પુરૂષાર્થી પુરૂષો વ્યામોહ જન્ય બહિરાત્મદશાનો ત્યાગ કરી આત્મ જગતની અનુપમ રંગતમાં જ્ઞાન દર્શન ચારિત્ર આદિ અનુપમ રત્નોની આરાધનમાં એક્કા બને છે

આ સમયે આપણા ચરિત્રનેતાએ ગાભરા હૃદયે પણ તારક ગુરૂદેવની સેવા, ભક્તિ અને સુશ્રૂષા અજોડ બજાવી પૂર્ણ સમાધિ આચરવામાં અવર્ણનીય પરિશ્રમ ઉઠાવ્યો સંસારની દશાના પુરેપુરા અનુભવી પુણ્ય પુરૂષો પોતાના આદર્શ જીવનથી હજારો માનવીઓના હૃદયક્ષેત્રોમાં નવ ચૈતન્યનું ઓજસ પ્રસારે છે હજારોને ધર્મની શુભ ધગશમાં તરબોળ બનાવે છે, મોહની જાજ્વલ્યમાન ભઠ્ઠીમાં સળગી રહેલાઓને દેશનામૃત સિંચી પૂર્ણ આત્મશાંતિનો અનુભવ કરાવે છે પુણ્ય નિધાનોનું જીવન હજારોને અનુકરણીય બને છે

દવાના ઉપચારોથી પૂર્ણ પુણ્યના પ્રતાપથી આચાર્યવર્યનું સ્વાસ્થ્ય જેવું ને તેવુંજ બન્યું પણ જરૂર એટલુંતો ચોક્કસ થયું કે, હવે હું આ સંસારની સપાટીમાં ચિરંજીવી તો નથી રહેવાનો. પોતાના પટ્ટધર ચરિત્રનેતાને, અન્ય મુનિવરોને પોતે સ્પષ્ટ જણાવી દીધું હતું કે, હું આ જન્મની મુસાફરીને સ્વલ્પ સમયમાં સમેટી લઈશ ધર્મપ્રભાવના શાસનઉન્નતિ આત્મધ્યાનની જાગૃતિ અને સમાધિ જગાવનાર વાતાવરણ

સિવાય બીજી કોઈપણ ખટપટમાં મને યોજશો નહિ. આત્માર્થી ત્યાગના શિખરે મ્હાલતા મહાત્માઓને દુનિયાદારીનો આડંબર કે પૂજા, માન પ્રતિષ્ઠા મેળવવાની તમન્ના હોતીજ નથી. ધન્યપલજીવી તે યોગીશ્વરોના ત્યાગને કોણ ન પ્રશંસે? સંવત ૧૯૮૨ ના ગુહારીના ચાતુર્માસમાં અન્યપણ ધર્મપ્રભાવનાના કાર્યો થયા હતા.

## વિહાર—

આ ચાતુર્માસબાદ આચાર્યવર્ય પોતાના પટ્ટધર સાથે વિહાર કરી કરચેલીયા, અષ્ટગામ, સાનમ, સીસોદ્રા વિગેરે ગામોમાં ધર્મ-પ્રભાવના ફેલાવતા ભવ્ય સત્કારથી નવસારી પધાર્યા. નવસારીમાં સાધર્મિક વાત્સલ્ય વિગેરે ધર્મકાર્યો થયાં. પારસી વિગેરે અન્ય કોમ ઉપર પણ ચરિત્રનેતાના ધાર્મિક પ્રવચનોની અજબ અસર થઈ.

## જલાલપુરની વિનતિ—

પૂ૦ આચાર્યશ્રી આદિ નવસારીમાં બીરાજમાન છે એ સમાચાર મળતાં જલાલપુરનો સંઘ વિનતિ માટે આવી લાગ્યો. જલાલપુરના સંઘની ભાવભીની ભક્તિ અને ત્યાંનુ શાન્ત વાતાવરણ આચાર્યશ્રીને ઘણુંજ પસંદ હતુ. એથી નવસારીથી વિહાર કરી તે ભાવિક સંઘની વિનતિને સ્વીકારી ભવ્યસ્વાગતથી જલાલપુર પધાર્યા.

સૂરિશેખરના આગમનથી અને ચરિત્રનેતાના અજબ વ્યાખ્યા-નોથી ત્યાંની જનતામાં અપૂર્વ જાગૃતિ આવી. જો કે જલાલપુર ગામ નાનું છે. જૈનોની સંખ્યા બહુ અલ્પ છે છતાંયે સમૃદ્ધિમાં, ઉદારતામાં અને ભક્તિભાવનામાં અગ્રગણ્ય છે.

## શારીરિક શક્તિની ક્ષીણતા—

સૂરિશેખરની શારીરિક શક્તિ ક્ષીણ થવા લાગી હતી. આ સમયે તેઓશ્રીની ભક્તિમાં પૂ૦ ચરિત્રનેતા તથા પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્

વિજયદાનસૂરિજી મહારાજના વિદ્વાન્ અને અનુભવી શિષ્ય રત્ન મુનિરાજ શ્રી મંગળવિજયજી મહારાજ તથા મુનિરાજ શ્રી મેરૂવિજયજી મહારાજ તથા ચરિત્રનેતાનો બહોળો શિષ્ય પરિવાર તત્પર હતો.

આત્મદશાની પરિણતિ, આવશ્યકક્રિયાની આરાધનામાં અપ્રમત્તતા ગુણોને ગ્રહણ કરવાની સરળતા ગમે તેવા સંજોગોમાં સ્પષ્ટ અને સત્યવચન વદવાની વીરતા જળહળતી હતી. વિરોધીઓના આક્રમણ સમયે ધર્મ સંરક્ષણની ધીરતા અને સહિષ્ણુતા આદિ ગુણો સૂરિશેખરમાં વૃદ્ધાવસ્થા અને શરીરશક્તિની ક્ષીણતામાં પણ મંદ નહોતા થયા.

## દીપક બુઝાયો—

સંવત ૧૯૮૩ ના મહા વદી ૬ ના પ્રાતઃકાલે સૂરિશેખરના પુણ્ય દેહે વ્યાધિ વધવા લાગ્યો. હલનચલનની શક્તિ મંદ પડી. પરન્તુ સમાધિ અને આત્મચિંતન વધતું ગયું. નિકટવર્તી સાધુવૃન્દ ચિંતાતુર બન્યો. પણ સૂરિશેખરનું વદન વિકસ્વર અને સતેજ જણાવવા લાગ્યું. ધર્મ નિધાન નાશ થતું હોય એ પુણ્ય મહાત્માનો હમેશને માટે વિયોગ થતો હોય ત્યારે કોને ખેદ ન થાય? તે પુણ્યમૂર્તિઓના આશ્રિતોને શોકસાગરમાં ડુબકી મારવી પડે છે. પરન્તુ નિધાન ઉચ્ચ અર્ઘ અને પવિત્ર હોઈ જ્યાં જાય ત્યાં પૂજાવાનું સ્તવાવાનું અને અમૂલ્ય મનાવાનું એટલે ગુમ થતા ધર્મ નિધાનને પોતાને શાનો ખેદ હોય?

સૂરિશેખર આત્મસાધના સાધક ધર્મપ્રવૃત્તિમાં પરાયણ બન્યા. જગતનો દીપક આજે ઝાંખો પડે છે. પ્રકાશમાન ઉદિત ભાનુને કાળા કાળા વાદળા ઘેરી લાવી કીલાબધીમાં સપડાવે છે. ઓજસ્વી ચન્દ્રકાન્તમણિ પોતાના પ્રકાશને સમેટે છે. અહાહા કાળની અકળ ઘટમાળા કોને મુકે છે? એશરમ અને નિષ્ઠુર બની યોગીશ્વર સૂરિશેખરને રાતના આઠ વાગે તે કાળની અઘટ માળાએ નામશેષ કર્યા. મહાત્માની જ્વલંત પ્રભાથી અધર્મીઓ અને શાસનદ્રોહી પોતાની મનઘડંત કલ્પનાઓને

પ્રકાશી શકતા ન હતા. તે હવે ફાવી જશે, પણ શું થાય? આયુબળથી ક્ષીણ થનારને કોણ રોકી શકે છે? બાળવાનો કે નિર્ધનોને શ્રીમંતોને કે કંગાળોને રાજેશ્વરોને કે મંત્રીશ્વરોને. યોગીશ્વરોને કે ભોગીશ્વરોને કાળનો બેલ ( ઘંટ ) વાગતા તૈયાર થવુંજ પડે છે.

## અગ્નિસંસ્કારની ક્રિયા—

આ કારમા સમયે તારદ્વારા, માણસોદ્વારા આ દુઃખદ સમાચાર સાંભળી આજુબાજુના ગામોના તથા મુંબઈ, સુરત વિગેરે દૂરદૂરથી હજારો શ્રાવકો આવી લાગ્યા હતા. ઉપસ્થિત મુનિમંડળ યા શ્રાવકોના મુખ ઉપર અને હૃદયમાં ક્ષણભર અવાચ્ય દુઃખનો અનુભવ થયો. સૌ સૌ પોતપોતાની ક્રિયામાં ગુંથાયા. પ્રાતઃકાળ થતાં પૂજ્યશ્રીના પવિત્ર દેહને સ્નાન વિલેપન કરી રાતોરાત કરેલી પાલખીમાં પધરાવવામાં આવ્યા હતા.

ભારે ઠાઠમાઠથી હજારો માનવસાગરની મેદની વચ્ચે સહુ કોઈ મનને દૃઢ કરી સૂરિશેખરના પુણ્ય દેહનો ચંદનના કાષ્ટોથી અગ્નિ સંસ્કાર કર્યો. અને તે સમયે પણ તેઓના પુણ્યની અજબ પ્રભા ફેલાણી.

## નિર્ણય કર્યો—

તેઓશ્રીના કાળધર્મ બાદ ઘણાઓએ તપશ્ચર્યા કરવાની, શુભ કાર્યોમાં અમુક દ્રવ્યો વાપરવાની, સામાયિકોની વિગેરે ભિન્ન ભિન્ન પ્રતિજ્ઞાઓ લીધી. જલાલપુરના ધર્મનિષ્ટ સંઘે મહારાજશ્રીના અગ્નિ સંસ્કારનાં સ્થાને ચિરસ્મરણતા માટે સ્તુપ તથા પગલાં અને ગામમાં દેરાસર પાસે છત્રી તથા મૂર્તિ બનાવવાનો નિર્ણય કર્યો.

## જીવતી જાગતી કીર્તિ—

સૂરિશેખર જગની મુસાફરીથી સીધાયા પરન્તુ તેઓશ્રીની ઉજ્જવલ કીર્તિ અને નિર્મલ યશોદેહતા જીવતી જાગતી છે. સુગંધીવાળું પુષ્પ પુલ્યું ફાલ્યું અને ખીલ્યું. ચારે તરફ સૌરભ પ્રસારી, જનતાની ઘ્રાણેન્દ્રિયને

તૃપ્ત કરી ક્રમાણુ પડયું પરન્તુ જનતાને તે સુવાસનાનો અખૂટ લુટેલો આનંદ સ્મરણમાં અવશેષરૂપ રહી ગયો. ગગનમંડલમાંથી મોટી ગર્જનાઓથી ગાજ્યો મેઘ માગ્યો વરસ્યો. તપ્ત ભૂમિને શીતલતાનો આનંદ કરાવ્યો અને ચાલ્યો ગયો, પણ અનેક કૃષિવલોને તેની પ્રસાદીરૂપ અર્પી ગયેલ ધાન્ય કાયમી આનન્દનો હેતુ બન્યો. જોકે ચરિત્રનાયક પરલોક પંથે પોતાની પંચોત્તેર વર્ષની પરિપકવ ઉમ્મરે પ્રયાણ કરી ગયા પરન્તુ તેઓના ઉજ્જવલ જીવનદ્વારાએ જનતા ઉપર કરેલ અસાધારણ ઉપકારો, ઉચ્ચ કોટિની ત્યાગવૃત્તિથી પાડેલી અજબ છાપ, શાસનની અડગ રીતે બજાવેલ સેવા, ક્રોધના કટુક પ્રસંગોમાં પણ અપૂર્વ શાન્તિ જાળવી ધર્મોન્નતિ સાધવાની પુરેપુરી દક્ષતા આદિ અપૂર્વ ગુણો અને તે દ્વારા પ્રસરેલી અપૂર્વ કીર્તિ ચિર સ્મરણીય રહેશે.

## અસાધારણ આઘાત—

જે ઘટાદાર ફાલ્યા ફુલ્યા વૃક્ષોની શિતલડી છાયામાં પક્ષીવૃન્દ નિર્દોષ આનંદ લુટતો હોય, સુંદર ફલોનો આસ્વાદ લેતો હોય તે વૃક્ષનો અચાનક પાત થતા તે નિરાધાર બનેલા પક્ષીગણને વજ્રાઘાત જેવું કેમ ન લાગે? નિર્મલ સરોવરના કાંઠડે મનમોજ્યું સલિલ પીને રમતા અને ઝુલતા પક્ષીઓના યુથને તે જલાશય જલવિહીન બનતા ભારે શોકનું કારણ કેમ ન બને? તેમ ચરિત્રનાયકનો સ્વર્ગવાસ ચરિત્રનેતાને અસાધારણ આઘાત અને ખેદ ઉપજાવનારો બન્યો. પરન્તુ જ્ઞાની પુરૂષો તત્વ ચિન્તનના અભ્યાસી હોઇ ક્રુર કર્મોની લીલાને વિચારી મનને મજબુત બનાવી આવા પ્રસંગથી આત્મ ધ્યાનની શ્રેણીમાં વિશેષ જોડાય છે. આપણા ચરિત્રનેતા આ પ્રસંગથી વધારે અધ્યાત્માનન્દની વિચારણામાં વિશેષ પ્રેરણાવંત બન્યા અને પોતાના તારક ગુરૂદેવની ઉપકાર પરંપરાને સ્મરતા અને તેઓશ્રીના પુનિત પગલે ચાલી તેઓશ્રીની ઉજ્જવલ કીર્તિમાં ઔર વધારો કરી રહ્યા છે. શિષ્ય હોનો આવા હો?

## સુરતની વિનતિનો સ્વીકાર—

સુરત શહેરનો સંઘ ચરિત્ર નાયકની દેશનાઓ, આદર્શ અને વિશુદ્ધ ત્યાગવૃત્તિ અને પૂર્ણ નિઃસ્પૃહતા આદિગુણોમાં સુરતજ (અત્યંતરક્ત) હતો. પ્રથમ ૧૯૮૧ ના ચાતુર્માસમાં તેઓશ્રીની છાયામાં થએલ અનેકાનેક સ્તુત્ય કૃત્યોને વીસર્યો ન હતો. પુનઃ ચાતુર્માસ કરાવવાની ભાવના અખિલ સુરતવાસી પ્રજાને સ્ફુરતી હતી. જલાલપુરનો દુઃખદ પ્રસંગ તાજેતરમાં બનેલો હજીતો ગુરૂદેવના વિરહનો ઘા રૂઝાયો ન હતો એટલામાં તો જલાલપુરથી વિહાર કરી સસત્કાર પોતાના શિષ્ય સમુદાય સાથે નવસારી પધાર્યા. જલાલપુરની ભૂમિ સૂરિશેખરના સ્વર્ગવાસ પછી અતીવ કારમી ભાસતી, ગુરૂદેવના સંસ્મરણો પ્રત્યક્ષતાના અનુભવો કરાવતા જાણે હમણા પોતે બોલશેજ નહિ ? એવા આછા આછા ભણકારાની આભા હૃદયપટ ઉપર અંકાતી. ખરેખર ગુરૂદેવની સાચી ભક્તિ વિનીત શિષ્યોના હૃદયમાં અને રગેરગમાં ઉભરાતી હોય તો એવા પરમ ગુરૂદેવની અવસાન ભૂમિ એકાએક ભયાવહ કારમી ભાસે એ સ્વાભાવિક છે. સુરત શહેરના આગેવાન ગૃહસ્થો ચરિત્ર વિભુની ચાતુર્માસની વિનતિ માટે આવતા તેમજ જનતાનો પ્રેમ અને ભક્તિ અતીવ જોઈ ત્યાં જવાનો નિર્ણય કર્યો.

## અપૂર્વ સત્કાર—

આ સમાચાર વાયુવેગે પ્રસરતા આખા શહેરમાં અપૂર્વ હર્ષ ફેલાયો. નજીક આવતા અનેક સ્ત્રી પુરૂષો વન્દનાર્થે ગયા હતા. સુરતની અતીવ વિલાસી અને શોખીન પ્રજા હોવા છતાં ઘણી ઉલ્લાસી બની આચાર્ય વર્યની સુંદર સ્વાગતની તૈયારીઓ કરવા લાગી. પધારવાના દિવસે શહેરના ભવ્ય લત્તાને ધ્વજા, તોરણ, કમાન વિગેરેથી શણગારવામાં આવ્યા હતા. પ્રાતઃકાલના સુરમ્ય સમયમાં સુરતની ભૂમિને આચાર્યશ્રીએ પાદકમલથી સ્પર્શી હજારોનો માનવ સમુદ્ર ઉભરાતો

એક માઇલ દૂર ભવ્ય સામૈયુ લઈ આવી લાગ્યો પ્રથમ હરિપુરા સંઘ તરફથી શેઠ નાનચંદ ફીકાભાઇ સામૈયુ લઈ આવ્યા હતા તે પછી ગોપીપુરાથી અનેક સાજેલાઓથી શોભતુ સામૈયુ આવી પહોચ્યુ હતુ તે શહેરના ભવ્ય લત્તામા ફરી ગોપીપુરા નેમુભાઈની વાડીના ઉપાશ્રયે આવ્યુ હતુ ત્યા વિશાળ હોલમા પૂ આચાર્યશ્રીએ લગભગ બે કલાક સુધી લાગુ પ્રવચન આપ્યુ હતુ

## આજ્ઞા કેમ આપે ?—

જે પુણ્ય વ્યક્તિઓને કારમા સસારથી વિરક્તતા જાગૃત થઇ હોય, સસાર ત્યાગી બની આત્મકલ્યાણ સાધવાની સુપળ ઝખતી હોય તેવી વૈરાગી વ્યક્તિને સસારનિવાસના દિવસ પસાર કરવા વ્યર્થ જેવા અને કલાકો દિવસ જેવા લાગા તેમજ ભયાનક ભાસે છે જેમ ડૉકટરનુ દક્ષતાથી અપાયેલ એકજ ઈન્જકશન નસેનસમા લોહીના બિન્દુઓમા વ્યાપક બની ઝટ કમર કાઢી અસર કરે છે તેમ સુ-ગુરુના સુવચન અને સુબોધ જેઓના આત્મામા પ્રતિબિબિત થયા હોય તે પુણ્યવતોને સસાર ત્યાગવાની ભાવના ઉગ્ર અને વેગવતી બને છે સુરતના પ્રથમ ચાતુર્માસમા આચાર્યદેવની વૈરાગ્યમય વાણી સાંભળી સસારવિમુખ બનેલા માસ્તર છગનલાલ વૈરાગ્યરસથી વણાજ ભીજાયેલા હતા અપુર્વ સયમની આરાધના હુ ક્યારે કરીશ ? આ કારમો સસાર ક્યારે ત્યાગીશ ? આ ભાવનામા લગભગ એકવર્ષ વ્યતીત થયુ પરન્તુ તેઓના દાદી ( બાપનીમા ) વૃદ્ધ હતા અને કમાઉ પુત્ર એટલે તેનો એકાએક મોહ છોડી સયમ સ્વીકારવાની આજ્ઞા કેમજ આપે ? જો કે પૂ૦ વિજયકમળસૂરિજી મહારાજ વૈશાખ માસ પહેલા દીક્ષા ન લેવાય તો ત્રણ વિગયનો ત્યાગ તથા ચચોટ વૈરાગ્યનો ઉપદેશ સ્વર્ગે સીધાવ્યા પહેલા આપીજ ગયા હતા

## ટૂંક પરિચય—

માસ્તર છગનલાલ ગુલાબચદ બાલવયથી સુસંસ્કારથી ગોપા

યશા તેમજ શાસનપ્રભાવનાની ધગશવાલા હતા. પૂજ્ય મુનિવર્યોની સેવામાં અને તેઓશ્રીની પાસે નવીન તત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં તેઓ રસીકચિત્ત હતા. ગુર્જરભાષાનું, ઇંગ્લીશભાષાનું તેમજ પ્રકરણ વિગેરેનું જ્ઞાન તેઓએ સામાન્ય રીતે મેળવી લીધું હતું. રત્નસાગર જૈન બોર્ડીંગમાં તેને લગતી સ્કુલમાં કેટલાક વર્ષો ગૃહપતિ તરીકે તથા માસ્તર તરીકે રહ્યા હતા. જેઓના અસ્તિત્વ દરમ્યાન કુમળી વયના કાગળ જેવા કોરા હૃદયવાલા બાલકોના જીવનમાં સુધર્મના સંસ્કારોની સુંદર રેખાઓ દોરી. તેમજ સુરતની જૈનપ્રજાને તેમને માટે સારૂં માન હતું. તે પછી શેઠ નગીનભાઈ ભાણાભાઇ કસ્તુરચંદ જરીવાલાની પેઢીમાં મુનિમ તરીકે થોડાકવર્ષ કામ કર્યું હતું. ધર્મીઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં ધર્મના સંસ્કારો રોપે. ત્યાંપણ કેટલાક ધર્મ શંસયવાલાઓને મુમુક્ષુ છગનલાલે શંકાવિહીન બનાવ્યા હતા.

## ધન્યહો :આવી માતાને—

પોતે દીક્ષા સ્વીકારવાની તૈયારી કરી રહ્યા હતા, જે પોતાની દાદીમા માટે અટક્યા હતા તે કાળધર્મને પામ્યા હતા. એટલે હવે પોતાની માતુશ્રી મણીબેન તથા ભાઇનેજ મનાવવાના હતા. માતુશ્રીનો દઢ રાગ હોવાછતાં પોતે અનેક યુક્તિઓથી તે રાગને મંદ બનાવ્યો અને એમના બીજાભાઇ માસ્તર હીરાલાલ સારા ધાર્મિક શિક્ષક હતા એટલે માતાએ હીંમત રાખી રાજીખુશીથી દીક્ષા સ્વીકારવાની આજ્ઞા આપી. ધન્યહો આવી ધર્મ સંસ્કારિત જનનીઓના પવિત્ર હૃદયને કે જે પોતાના પુત્ર રત્નને વીરધર્મની સેવા માટે પોતાનાજ હાથે સુપરત કરવા તૈયાર થાય છે.

## દીક્ષા નિમિત્તે વરઘોડો—

માસ્તર છગનલાલે સંસાર ત્યાગવાના વિચાર મક્કમ બનાવ્યા. આજ્ઞા પણ મેળવી, સૂર્યપુરની જનતામાં આ વાત જાહેર થઇ ગઈ.

નેમુભાઈની વાડીના કાર્ય કર્તાઓ આ પ્રસગને ઉજવવા ઉત્સાહી બન્યા આગલે દિવસે સાજના નેમુભાઈની વાડીના ઉપાશ્રયેથી એક ભવ્ય વરઘોડો ચઢાવ્યો હતો જેમા દીક્ષાભિલાષી માસ્તર છગનભાઈ દુનિયાના મોહજનક પદાર્થોને તુચ્છ ગણતા હસતાવદને છૂટા હસ્તે જગના મોહી જન્તુઓને જાણે ત્યાગનો સદેશજ ન પાઠવતા હોય તેમ વરસીદાન આપી રહ્યા હતા વૈશાખ સુદ ત્રીજ ( દીક્ષાના દિવસે ) ના સવારના શેઠ ભાણાભાઈ કસ્તુરચદ એન્ડ સન્સને ત્યાથી પુન વરઘોડો ચઢયો હતો. જે છાપરીયા શેરી, નવાપુરા વિગેરે લત્તામા ફરી દીક્ષાના મડપમા ઉતર્યો હતો આગલે દિવસે સુરચદભાઇ પુરૂષોત્તમદાસ બદામી જડજના પ્રમુખપણા નીચે ઝવેરી નવલચદ ખીમચદના મકાનમા આનદવર્ધક સભા તરફથી માનપત્ર એનાયત કરવામા આવ્યુ હતુ

દીક્ષાપ્રદાન—

ભવ્ય મંડપમા પૂજ્ય ચરિત્રનેતા આચાર્ય મહારાજ આદિ વિશાળ મુનિમડળ બીરાજમાન હતુ દીક્ષાભિલાષી છગનભાઇ પ્રતિ અતિ પ્રીતિને ધરાવતી સુરતી જનતા મોટી મેદનીમાં જમા થઇ ચુકી હતી સુમુહૂર્તમા તેઓને પૂ૦ આચાર્યશ્રીના વરદહસ્તે દીક્ષા પ્રદાનની ક્રિયા કરાવવામાં આવી હતી તેમનુ નામ મુનિ શ્રી પ્રવીણુવિજયજી રાખી તેમને આચાર્યશ્રીના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા તે પછી આચાર્યશ્રીની આજ્ઞાથી નૂતન મુનિએ સંયમ સ્વીકાર્યા સિવાય આત્મ વિકાસ નથી વિગેરે પોઇન્ટ ઉપર થોડુંક પ્રવચન આપ્યુ હતું તે પછી પૂ૦ આચાર્યશ્રીએ **चत्तारि परमगाणि** એ શ્લોક ઉપર લબાણથી વિવેચન કરી દીક્ષીતને તથા શ્રોતાજનોને અવસરોચિત સુંદર બોધ આપ્યો હતો અંતે સૌ પ્રભાવના લઇ વીખેરાયા હતા. શેઠ ભાણાભાઇ કસ્તુરચદ તરફથી પણ શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી આ પ્રવીણુવિજયજી અત્યારે પન્યાસ પદ પર બિરાજે છે

શ્રીમદ્‌વિજયકમલસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક સકલાગમરહસ્યવેદી આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયદાનસૂરિજી મહારાજ તથા પન્યાસજી મહારાજ શ્રીમદ્ પ્રેમવિજયજી મહારાજ (હાલમાં આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયપ્રેમસૂરિજી મહારાજ) મુનિશ્રી મંગલવિજયજી તથા પ્રસિદ્ધવક્તા શ્રીમદ્ રામવિજયજી મહારાજ (હાલમાં આચાર્ય શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરિજી મહારાજ) આદિ વિશાળ મુનિમંડળ તારક ગુરૂદેવની મૂર્તિ પ્રતિષ્ઠાનો મહોત્સવ ઉજવવા સસત્કાર પધાર્યા.

આમંત્રણ પત્રિકાદ્વારા ચારે તરફ આ મહોત્સવની જાણ થતાં પંજાબ, મારવાડ, માલવા, ગુજરાત, કાઠિઆવાડ આદિ દેશોમાંથી ગુરૂદેવની ઉપકૃત જનતા ભાવભીના હૃદયોથી આ પ્રસંગે મોટી સંખ્યામાં આવી પહોંચી.

આ પ્રતિષ્ઠા મહોત્સવ નિમિત્તે એક ભવ્યમંડપ વિશાળ મેદાનમાં તૈયાર કરાવવામાં આવ્યો હતો. તે સુશોભીત ઓર્ડોથી, ધ્વજા, તોરણ, હાંડી-જુમ્મર આદિની સામગ્રીઓથી શોભતો મહાન્ વિમાનની ભ્રાન્તિને ઉત્પન્ન કરતો હતો. જે મંડપમાં શત્રુંજય આદિ તીર્થોની રચનાઓ કરવામાં આવી હતી. સમવસરણમાં વીતરાગદેવની ભવ્ય પ્રતિમાઓ પધરાવી હતી. આઠે દિવસ ડભોઇથી, છાણીથી, સુરતથી આવેલ ગવૈયાઓ ચરિત્રનેતાની રચેલી નૂતનપૂજાઓ તથા પ્રાચીન-પૂજાઓ રાગરાગણીમય ભણાવી જનતાને ભક્તિરસમાં તરબોળ બનાવતા. છેલ્લે દિવસે શાન્તિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું.

સંવત ૧૯૮૪ ના માગસર વદી ૬ ના શુભદિને સુમુહૂર્તમાં સેંકડો માણસોની હાજરીમાં સ્વ૦ ગુરૂદેવનાજ પટ્ટપ્રભાવકોના વરદહસ્તે ગુરૂમંદિરમાં મૂર્તિની તથા અગ્નિસંસ્કારના સ્થાને-પાદુકાની સવિધિ પ્રતિષ્ઠા કરાવવામાં આવી. શાન્તિસ્નાત્ર તથા પ્રતિષ્ઠાનું વિધિવિધાન સુરતના બાલુભાઈ તથા છાણીના તપસ્વી વયોવૃધ્ધ શા. જમનાદાસ (હાલમાં મુનિરાજ શ્રી જશવિજયજી) હીરાચંદ હસ્તે શુધ્ધિપૂર્વક

કરવામાં આવ્યું હતુ. આઠે દિવસ બહારગામથી આવેલ સાધર્મિક-ભાઇઓની ભક્તિમાટે જલાલપુરના સંઘે સ્મરણીય મહેનત ઉઠાવી સ્વામિવાત્સલ્ય કર્યા હતા.

પૂ૦ સ્વર્ગસ્થ ગુરૂદેવની મૂર્તિ સ્વ૦ શા અમરચંદ લખમાજી તથા તેમના ધર્મપત્નિ મણીબેન તરફથી દ્હેરી બંધાવી પધરાવવામા આવી હતી પૂ૦ સ્વર્ગસ્થ ગુરૂદેવના અગ્નિસંસ્કાર માટે જલાલપુરના શેઠ જીવણજી ગોવીંદજીના શ્રેયાર્થે તેમના પુત્ર મોતીચંદભાઈએ જમીન આપી હતી અને ત્યા દહેરી તૈયાર કરાવી પગલા પણ તેમણેજ પધરાવી શ્રીસંઘને અર્પણ કરી છે

## વિનતિનો સ્વીકાર—

મોહમયી મુંબઈ નગરીમાં આપણા ચરિત્ર નાયકની વિમલ કીર્તિ અને યશોવાદ વાયુવેગે પ્રસર્યા હતા દૂર રહેલી પુષ્પ આમોદ ભ્રમરોને આકર્ષે છે તેવીરીતે દૂર હોવા છતા ચરિત્રનેતાના પ્રવચનો સાંભળવા મુંબઈની જનતા તલસી રહી હતી કેટલાક સદગૃહસ્થો સુરતના ચાતુર્માસમા વિનતિ કરવા આવ્યા હતા વિશેષ લાભનુ કારણ જાણી શાસન પ્રભાવક ચરિત્ર નેતાએ તેનો સ્વીકાર કર્યો. પ્રતિષ્ઠા મહોત્સવ બાદ સપરિવાર ચરિત્રનેતાએ મુંબઈ તરફ પ્રયાણ કર્યું

વચમા આવતા અનેક શહેરો અને ગામોમા જાહેર વ્યાખ્યાનો દ્વારા અપૂર્વ ધર્મ જાગૃતિ ફેલાવતા સુંદર સ્વાગતસહ દમણ પધાર્યા ત્યાનાસંઘના આગ્રહથી થોડા દિવસ સ્થિરતા કરી વ્યાખ્યાનનો હમેશાં જનતા આનંદ પૂર્વક લાભ લેતી ત્યાથી અનુક્રમે વિહાર કરતા મલાડ મુકામે પધાર્યા જ્યા ઝવેરી બાબુભાઇ મંગુભાઇ તરફથી અઠ્ઠાઈ મહોત્સવ તથા સ્વામિવાત્સલ્ય થયા હતા દેશનાના ધોધ વરસાદથી જનતા ધર્મ પ્રવૃત્તિમા અજબ યોજાઇ ત્યાથી ધર્મપ્રેમી અને શાસન પ્રભાવનામા સારો ભાગ આપનાર ધર્મરાગી દાનવીર સંઘવી શેઠ નગીનદાસ કરમચંદ

## ભગવતીસૂત્રની વાંચના—

સુરતમાં ચતુર્માસ બેસતાં જનતાના અતીવ આગ્રહથી પરમપવિત્ર શ્રી ભગવતીસૂત્રની વાંચના ચરિત્રનેતાએ વ્યાખ્યાનમાં શરૂ કરી હતી. હૃદય સ્પર્શિની તે દેશના અત્રેની જનતાને ઘણી પ્રિયતમ થઇ પડી. ભગવતીસૂત્ર જેવું ગહન અર્થવાળું સૂત્ર, આચાર્ય દેવ જેવા વિવેચનકાર અને જીજ્ઞાસુ સુરતીપ્રજા એ ત્રણેયનો મેળો કોઇ અજબજ જામ્યો હતો. કેટલીક દુસ્ત્યાજ્ય કુપ્રવૃત્તિઓની પ્રથાને વિલાસી સુરતીપ્રજાએ તીલાંજલી આપી. દેશના શ્રવણની સફલતા કરી. અત્રે સુરતીઓ લગ્ન પ્રસંગે પણ્યસ્ત્રીઓને ( વેશ્યા ) બોલાવી વ્યર્થ ખર્ચ કરી કર્મની બંધણી કરતા હતા. એ પ્રવૃત્તિને છોડવા ચરિત્રનેતાએ સચોટ ઉપદેશ આપ્યો હતો. જેના પ્રતાપે આ પાપ પ્રવૃત્તિ સુરતી જનતાએ ત્યાગી, પાપથી બચી જવા પામ્યા.

## તેરાપંથીનો પ્રચાર—

સુરતમાં થોડા સમયથી મહાન્ પાપના ઉદયથી તેરાપંથનો પ્રચાર થવા લાગ્યો હતો, કે જેઓ સ્થાનકવાસીઓના મોમાં થું કે એવા છે. સ્થાનકવાસી મૂર્તિને નથી માનતા પણ આતો દયા અને દાન બન્ને દદ્દાને ઉડાવે છે, પણ બીચારાઓને ખબર નથી, કે એ બે દદ્દાને ઉડાવનારાઓને ભવાંતરમાં ગદ્ધા થઇ અસહ્ય દુઃખો સહન કરવા પડશે. આ ધર્મમાં કેટલાક ઓસવાળો ફસ્યા હતા એ કુમતમાં ભોળા જીવો ન ફસે એ શુભ આશયથી એ પંથના ખોટા પ્રચારથી વાકેફ કરી તેઓ બન્ને વચ્ચે સંસારી વ્યવહાર અટકાવ્યો હતો. એ પંથમાં આજકાલ પૈસાની લાલચ આપી અનેક પ્રલોભનો આપી ઘણા જીવોને ફસાવતા હોવાથી સાંભળ્યું છે કે વિશાઓસવાળ જૈન-મૂર્તિપૂજકની અલગ નાતની સ્થાપના કરી છે. અને સઘળાઓની સહી લઇ તેરાપંથીઓ સાથે સઘળો વ્યવહાર બંધ કરવામાં આવ્યો છે. જો આ પ્રમાણે સખ્ત પગલા લેવામાં ન આવ્યા હોત તો ઘણા ઘરો

તેરાપથમા પેસી જાત ધર્મની ફરજ હવે ગણી આ ચળવળ કરનાર આત્મોઓને ધન્ય છે કે પ્રભુ મૂર્તિના નિંદકો સાથેનો વ્યવહાર બધ કરવાની અજબ હિમત વાપરી

## શિષ્યોને મોકલ્યા—

પર્યુષણપર્વ આવતા હરિપુરના સઘના આગ્રહથી આચાર્યદેવે મુનિશ્રી ભુવનવિજયજીને તથા નવાપુરના સઘના આગ્રહથી મુનિશ્રી પ્રવીણવિજયજીને પર્યુષણપર્વ ઉજવવા માટે મોકલ્યા હતા, તેઓએ જનતામા અપૂર્વ આનદ અને સદ્ભાવ પેદા કર્યો હતો

## પરાઓમાં જાગૃતિ—

પર્યુષણબાદ હરિપુર તથા નવાપુરના સઘના આગ્રહથી આચાર્યદેવ ભવ્ય સત્કારથી પધાર્યા હતા દરેક સ્થળે થોડા થોડા દિવસોની સ્થિરતા દરમ્યાન વ્યાખ્યાનોથી અપૂર્વ જાગૃતિ થઇ. તેમજ અષ્ટાન્હિકા મહોત્સવ, સ્વામિવાત્સલ્યો વિગેરે શાસન પ્રભાવનાના કાર્યો સારા પ્રમાણમા થયા હતા વડાચૌટાના સઘના આગ્રહથી ત્યા પણ પધાર્યા હતા ત્યા લગભગ પદર દિવસની સ્થિરતા દરમ્યાન અઠ્ઠાઇ મહોત્સવ તથા શાન્તિસ્નાત્ર ભણાવવામા આવ્યુ હતુ. ત્યાની જૈન જનતામા પણ અજબ ચૈતન્ય પ્રસર્યુ ગોપીપુરામા પણ વિજયકમળસૂરીશ્વરજી મહારાજના સ્વર્ગવાસ નિમિત્તે અષ્ટાન્હિકા મહોત્સવ તથા શાતિસ્નાત્ર ભણાવવામા આવ્યુ હતુ ચાતુર્માસમા એકદર અનેક ધર્મ પ્રભાવનાઓ થવા પામી હતી

## મૂર્તિ પ્રતિષ્ઠાદિ—

ચતુર્માસબાદ વિશાળ મુનિમડલ સાથે ચરિત્રનેતાએ તારક ગુરૂદેવની સ્વર્ગભૂમિ જલાલપુર પ્રતિ ભાવભીની ભક્તિથી પ્રયાણ કર્યુ ત્યા ચરિત્ર નેતાનું સુદર સ્વાગત થયુ તેમજ અમદાવાદથી સ્વર્ગસ્થ આચાર્યદેવ

તથા બહાદુર શાસન ઉન્નતિમાં દત્તચિત્ત સંઘવી જીવાભાઇ પ્રતાપસી આદિ પ્રતિષ્ઠિત ગૃહસ્થો અંધેરીથી ગુરૂદેવની અપૂર્વ વાણી સાંભળવા અત્રે આવતા. ચરિત્ર વિભુના છટાદાર પ્રવચનો સાંભળી આનંદ પામતા. તેઓએ અંધેરી પધારવા વિનતિ કરી તેથી પોતાના બહોળા શિષ્ય સમુદાય સાથે અદ્દ્ભૂત સ્વાગતથી અંધેરીમાં ગુરૂદેવનો પ્રવેશ થયો. હમેંશા વ્યાખ્યાનો ચાલુ થયા. અંધેરીમાં રહેલું મિથ્યાત્વ અંધકાર દૂર કરી અજવાળી પુરી કહેવાય તેવું બનાવ્યું.

## મહાન્ ઉપકારી કોણ ?—

શેઠ જીવાભાઇ પ્રતાપસીને તો સાચા સુવિહિત અને શાસ્ત્રાનુસારી ઉપદેશક ગુરૂનો જોગ અનેરો પ્રકાશ પાડનારો નીવડયો. નિઃસ્પૃહી અને ત્યાગોપદેશક ગુરૂઓની પ્રભા છાયા અને છાપ જનતાને વૈરાગ્યભાવ પ્રતિ ખેંચે છે. ચરિત્ર નાયકના રાધનપુર થએલ ચાતુર્માસ વખતે થોડા પરિચયથી પણ તેઓની વિદ્વતા આદિ ગુણોથી અનુભવી બન્યા હતા, પણ અંધેરીમાં ચાલતા પ્રવચનોથી વિશેષ ધર્મચુસ્ત અને શ્રદ્ધાળુ બન્યા. ત્યાગ માર્ગ પ્રતિ આદર થાય, જીવન આદર્શ બને એ હેતુથી અનેક ધર્મ પ્રતિજ્ઞાઓ સ્વીકારી. ચરિત્રવિભુના ઉપદેશથી સાચા ત્યાગીઓ પ્રતિ ઘણાજ આદરવાળા બન્યા. સંયમ એ આરાધ્યતમ અનુષ્ઠાન છે. જ્યાં સંયમનો આદર નથી, ત્યાગની ભાવના નથી અને ત્યાગીઓ પ્રત્યે બહુમાન નથી ત્યાં જૈનત્વ પણ કેમ ટકી શકે ? પોતે કર્મની પ્રાબલ્યતાથી સંયમ લેવાને અસમર્થ હોઈ સંયમ લીપ્સુઓને ભૂરિભૂરિ વંદન અનુમોદન અને અભિનંદન આપવુંજ જોઈએ. સંસાર વિરક્ત બનેલાઓના ત્યાગ પંથમાં આવતા વિઘ્ન કંટકોને વિદારવા સમર્થોએ અને ધર્મનિષ્ઠોએ મદદ આપવી, પ્રાપ્ત સંયમનું રક્ષણ કરવું એ વિગેરે તેઓ સારીપેઠે સમજ્યા. ધર્મચુસ્ત બન્યા. ચરિત્રનેતાનો અમાપ ઉપકાર માનવા લાગ્યા. ખરેખર જીવનને ઉજ્જવલ બનાવવા સાથે ઉન્માર્ગથી અટકાવી સન્માર્ગમાં સંયોજે તેના જેવા

મહાન્ ઉપકારી બીજા કોણ હોઇ શકે? તે વખતના કરેલ ઉપકારને અદ્યાવધિ તેઓ ભૂલ્યા નથી પોતાના તરફથી બહાર પડેલી બારનતની ચોપડીમા પોતાના હૃદયમા રહેલા ઉપકારના પ્રતિબિંબ તરીકે ચરિત્રનેતાની સુંદર પ્રતિકૃતિ મૂકી કૃત ઉપકારને સ્મર્યો છે

## કરડી પ્રતિજ્ઞા—

મુબઇથી ચરિત્રનેતાના વ્યાખ્યાનો સાંભળવા જૈનો ઘણી સંખ્યામા આવતા શેઠ નગીનભાઇ સૌની ભાવભીના હૃદયથી ભક્તિ બજાવતા આ રસમય પ્રવચનો શ્રવણ કરી મુબઇ જતી જનતા અન્ય જનોને તે વ્યાખ્યાનોનો અપૂર્વ લાભ લેવા ખેચી લાવતી આ વૈરાગ્યમય પ્રવચનથી એક સમૃદ્ધ સદ્‌ગૃહસ્થ શ્રીયુત્ મોહનભાઈનુ હૃદય રગાયુ અને પૂર્ણ શ્રદ્ધાથી અને ભાવ ભર્યા હૃદયથી દુનિયાના ક્ષણિક અને તુચ્છ પદાર્થોનો મોહ ઉતારી પોતે લગભગ ૫૫ વર્ષની ઉમ્મર હોવા છતાય સયમ ગ્રહણ કરવાની કામનાવાળા બન્યા અમુક સમયમા સયમ ગ્રહણ ન કરૂ તો છએ વિગયનો ત્યાગ એવી કરડી પ્રતિજ્ઞા સ્વીકારી ચરિત્રનેતાને જણાવ્યુ કે મને સસારથી ઉદ્ધરી સયમ અર્પો એવી વિનતિ કરી ચરિત્ર વિભુએ ઉદાર વૃત્તિથી તેઓને જણાવ્યુ કે જ્યા તમારી મનોદઢતા રહેતી હોય જ્યા સયમ સમતા પૂર્વક પળશે એવી ખાત્રી હોય અને સયમ નિર્વાહમા જરાપણ પ્રતિકુલતા ઉભી ન થાય એવી નિશ્ચલતા હોયતો ભલે તમે સંયમ સ્વીકારો પરન્તુ ત્યાગનો અભ્યાસ કરી તમારી શારીરિક સ્થિતિ તપાસો

## અપૂર્વ સત્કાર—

ત્યારપછી સાથી આચાર્ય દેવેશ સપરિવાર શાન્તાક્રુઝ, વીરલાપારલા, માહિમ વિગેરે થઇ ભાયખાલા પધાર્યા, સેંકડોની સખ્યામા દેશદેશના લોકો રગબેરગી પાઘડીઓ પહેરી આવવા લાગ્યા, યોગ્ય સમયે ત્યાંથી એક ભવ્ય સામૈયુ નીકળી ઝવેરીબજાર, કાલબાદેવી, પાયધુની,

ભુલેશ્વર વિગેરે ભવ્ય લત્તાઓમાં ફરી ગોડીજી ઉતર્યું હતું. રસ્તામાં ચરિત્રવિભુનો સાચા મોતીથી, અક્ષતથી અને ગુંહલીઓથી સ્થળે સ્થળે અપૂર્વ સત્કાર કરવામાં આવતો હતો. ચરિત્રનેતા પણ ગંભીર વદનથી નમતા ઝુંકતા ભક્તગણને ધર્મલાભના અપૂર્વ આશિર્વાદ આપતા. મુંબઇની મોજીલી, વિલાસી અને આનંદઘેલી જનતામાં આચાર્યશ્રીના આગમનથી હર્ષનો પાર રહ્યો ન હતો. સ્થળે સ્થળે ધ્વજા, તોરણ, લખેલ બોર્ડોથી શહેરના લત્તાને શણગારવામાં પણ આવ્યા હતા. સામૈયુ આવતા પહેલા ઉપાશ્રય ચીકાર ભરાઇ ગયો હતો. મહારાજશ્રીએ બુલંદ અવાજથી મંગલાચરણ કરી લગભગ બે કલાક સુધી લાંબુ પ્રવચન કર્યું હતું. ત્યારબાદ હમેંશ ચરિત્રનેતાની અવિચ્છિન્ન પ્રભાવિક દેશના વહેવા લાગી. ઘણા માણસોએ વિવિધ પ્રશ્નો કરી પોતાના સંશય ટાળ્યા. અનેકોએ ધર્મ પ્રતિજ્ઞા સ્વીકારી, દેશના સાંભળવા વિરાટ જનતા જામતી, ગોડીજીનો વિશાળ હોલ હોવા છતાં મોડા આવનારને દાદર પકડી ઉભા રહેવું પડતું. ટુંકમાં સૂરિપ્રવરની સૌમ્ય રસ પોષક દેશના, શાંત પ્રકૃતિ સૌને અત્યંત રૂચીકર બની.

## કર્મનો કડવો અનુભવ—

કર્મો અખિલ જગજંતુઓને અવનવા ખેલો અનુભવાવે છે. કયા સમયે કોને કેવો મીઠો અગર કડવો અનુભવ કરાવશે એ અકલ્પ્ય છે. ભલે ત્યાગાશ્રમની પરાકાષ્ટાએ પહોંચી નિર્દોષ જીવન ગુજારનાર મહાત્મા હોય કે દુન્યવી પદાર્થોના વ્યામોહની જાજવલ્યમાન ભઠ્ઠિમાં બળતો-જળતો ભલે સામાન્ય મનુષ્ય હોય. સૌ કોઇને તે પોતાનો અજબ પ્રભાવ ચખાડેજ છે. પરન્તુ મહાત્માની મનોવૃત્તિ અજબ સહિષ્ણુતા અને તે કર્મોનો સામનો કરવાની જાદુઇ શક્તિ અકલિત હોય છે. એટલે તેઓ આવી વિપત્તિઓને સંપત્તિ માની આનંદપૂર્વક ભેટે છે,

મુંબઈમા કોટના કેટલાક જૈન આગેવાનોની આદર ભરી વિનતિને માન આપી, ચતુર્માસ પહેલા ચરિત્રનાયક સપરિવાર ભવ્ય સત્કારથી ત્યા પધાર્યા, પોરબંદર, માગરોલ, વેરાવળ જામનગર આદિ સ્થળોની પ્રજા અહીં વિશેષ પ્રમાણમા રહે છે અખંડ આનંદથી અને ઉત્સાહથી ચરિત્ર વિભુની દેશના સાંભળવા તે ભવિક જનતા ઘણીજ ઉત્સુક બની, પૂજા, પ્રભાવના વિગેરે શાસન પ્રભાવનાના સુકાર્યો પણ થતા હતા

આ સમયે ચરિત્રનેતાના નાકમાં કેટલાક સમયથી હાડકી વધતી હતી જેથી હમેશા વ્યાખ્યાનોમા અને ધર્મ ચર્ચામાં ઘણી મુશ્કેલી વેઠવી પડતી હતી ડૉક્ટર ટી એ શાહે કાળજીપૂર્વક તપાસ કરી ઓપરેશનની સલાહ આપી કોટના સદ્‌ભાવિ સદ્‌ગૃહસ્થોના આગ્રહથી સાંજ ઓપરેશન કરાવવાનુ સ્વીકાર્યું જૈન ડૉક્ટર ટી એ શાહે કોટના ઉપાશ્રયમાજ સાવધાનપૂર્વક ઓપરેશન કર્યું બે ત્રણ દિવસ સુધી અસહ્ય વેદના રહી આ પ્રસગે ચરિત્રનેતાની શાંતિ અને સહિષ્ણુતા અજબ હતી, કોટના ભાવિ શ્રાવકોની તથા ડૉક્ટર ટી એ શાહની ભક્તિ અતિ પ્રશસનીય હતી

## વિહાર

કોટમાંથી વિહાર કરી પૂજ્ય આચાર્યશ્રી સપરિવાર લાલબાગના ટ્રસ્ટીઓની વિનતિથી ત્યાં પધાર્યા લગભગ ૫ દરેક દિવસ ત્યાં સ્થિરતા કરી સેંકડો માણસો વ્યાખ્યાનનો લાભ હમેશા લેતા લાલબાગથી ચતુર્માસ માટે ચરિત્રનેતા સસત્કાર પાછા ગોડીજીના ઉપાશ્રયે પધાર્યા એક સુંદર લતા ચોફેર વિસ્તરી પોતાના કુસુમોદ્વારા ચારે દિશાને સુવાસિત બનાવે છે તેમ સૂરીશ્વરજીની દેશનાલતા મુંબઈના અનેક પરાઓમા વીસ્તરી અને ધર્મના સૌરભભર્યા કુસુમોદ્વારા ભવ્ય આત્માઓને સુવાસિત બનાવ્યા,

## જુદે જુદે ઠેકાણે મોકલ્યા

અંધેરીના સદ્‌ગૃહસ્થોની ચતુર્માસ માટે અત્યંત વિનતિ હોવાથી મુનિ શ્રી લક્ષ્મણવિજયજી મહારાજને તથા મુનિશ્રી નવીનવિજયજીને ચરિત્રનેતાએ ત્યાં મોકલ્યા, લાલબાગના ટ્રસ્ટીઓની વિનતિથી મુનિ શ્રી ભુવનવિજયજી આદિ ચરિત્રનેતાની આજ્ઞા થતાં લાલબાગના ઉપાશ્રયે પધાર્યા હતા અને કોટના સદ્‌ગૃહસ્થોના આગ્રહથી મુનિ શ્રી પ્રવીણ-વિજયજીને પર્યુષણમાં વ્યાખ્યાન વાંચવા મોકલવામાં આવ્યા હતા.

## મુંબઈમાં સૂત્ર વાંચના

કેટલાક તત્વપિપાસુ શ્રાવકોના આગ્રહથી પ્રથમ વ્યાખ્યાનમાં આવશ્યકસૂત્ર અને બીજા વ્યાખ્યાનમાં વાસુપૂજ્ય ચરિત્ર વાંચવાનું શરૂ કર્યું. જેનો લાભ શ્રોતાઓ નિયમસર લેતા. ચરિત્રવિભુ, આ જમાનાને અનુકુળ અનેક પ્રાસંગીક પ્રશ્નોને એવા ચર્ચતા હતા કે, ઘણાઓની શંકાનું નિરસન કુદરતે થઇ જતું હતું. વ્યાખ્યાનમાં પૂછાતા પ્રશ્નોનું સમાધાન પણ મહારાજશ્રી શાન્તપ્રકૃતિથી કરતા હતા; જેથી શ્રોતાજનો અત્યંત ખુશ થતા હતા.

## તે ત્યાગીની દેશનાજ નથી

ત્યાગીઓની દેશનામાં હંમેશ વૈરાગ્યજ પોષાતો હોય છે; કારણકે જે ત્યાગીની દેશનામાં ત્યાગ ન ઝરતો હોય તે ત્યાગીની દેશનાજ નથી. ઝવેરીની દુકાને મોતી, હીરા, પન્ના, પરવાળા વિગેરે કીમતી ચીજો ન વેચાતી હોય તો તે ઝવેરીની દુકાનજ નથી. ત્યાગી મહાત્માઓ સંસારની પાપમય વૃત્તિનો ત્યાગ કરી ત્યાગી બન્યા અને તે માર્ગે જનતાને ઝુકાવવી તે તેઓનું પરમ કર્તવ્ય છે. ચરિત્રવિભુના હૃદયં-ગમ થતા પ્રવચનોએ કેટલાક ભાવુક આત્માઓના હૃદય પ્રદેશમાં વૈરાગ્યની ઉંડી છાપ પાડી. કેટલાકો સંસાર ત્યાગવાની ઉગ્રભાવનાવાળા બન્યા અને કેટલાકો ત્યાગ માર્ગની આદરણીયતા સમજી અનુમોદક

બન્યા. વળી જમાનાના ઝંઝાવાતથી ઝંપલાયેલા, ત્યાગીઓથી અને ત્યાગ માર્ગથી ઉભગી ગયેલા, ત્યાગ માર્ગનો દ્રોહ કરવામાં આગેવાની ભાગ ભજવનાર આત્માઓ પણ પોતાની કરેલી ભૂલનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

## એકીસાથે ૭

ચરિત્રવિજયની દેશનાથી કેટલાક સંસારવિમુખ બનેલા ભાગ્યવંતોએ ૭ વિગયના ત્યાગ વિગેરેની કરડી પ્રતિજ્ઞાઓ સંયમ જલદી પ્રાપ્ત થાય એ હેતુથી ગ્રહણ કરી હતી. અત્રેની ટોળીના આગેવાન શા. શામજીભાઈ જેઓ તલાજાના રહીશ છે. તેમને પોતાને પોતાની સ્ત્રી તથા બે પુત્રો પરિવારમાં છે. ઇશ્વરલાલ જેઓ ઘોઘાના રહીશ છે તેમને પણ પોતાની માતુશ્રી, યુવાન સ્ત્રી તથા બે પુત્રો પરિવારમાં છે. શા. પ્રેમચંદ મોહનલાલ જેઓ મહેસાણા તાલુકામાં આવેલ વડાસણ ગામના રહેવાસી છે. જેમની સગાઈ પણ થઈ ગઈ હતી. એમના મોટાભાઈ તથા માતુશ્રી લગ્ન કરવાની તૈયારીમાં હતા, એવામાં તેમણે ચતુર્થવ્રતની બાધા ગ્રહણ કરી લીધી હતી. મહાસુખભાઈ તથા છવાભાઈ વચ્ચેનો કેસ પણ એમના નિમિત્તે જ મંડાયો હતો. સગાવ્હાલાનો સખત જાપતો હોવાછતાં અને ઘણી મુશ્કેલીઓ ઉભી કરતા હોવાછતાં પોતે પોતાના વૈરાગ્યમાં મક્કમ રહ્યા હતા. જામનગરનિવાસી ગુલાબચંદભાઈ પણ ધર્મારાધનમાં હંમેશ તત્પર રહેતા હતા, તેમને પણ આ સંસાર છોડવાની અત્યંત તાલાવેલી લાગી હતી, તેમની સ્ત્રી સુશીલ અને સમજુ હોવાથી તેમના ચારિત્ર માર્ગમાં કોઈપણ જાતની મુશ્કેલી તેણીએ ઉભી કરી ન હતી. ઘોઘાવાસી અમૃતલાલ જેઓ બેવાર સંસારની મોહજાળમાં ફસાયા હતા અને ત્રીજીવાર લગ્ન કરવાની તૈયારીઓ કરતા હતા, પણ સૂરિજીનો વૈરાગ્યમય ઉપદેશ એ કામમાં અંતરાયભૂત થયો હતો. પાટણનિવાસી મોહનભાઈએ પણ પોતાની પરિપક્વ ઉમરમાં સંસારથી વિમુખ બનવાની ભાવનાઓ જગાવી હતી. તેમને પણ એકપુત્ર નામે નાનીલાલ હયાત છે,

ચરિત્રવિજીની વૈરાગ્યમય સુધાસ્યન્દિની દેશનાથી રંગાયેલા વૈરાગ્ય વાસિત બનેલા આ છ મુમુક્ષુ આત્માઓએ પોતાની માતા, યુવાન સ્ત્રીઓ, તથા પુત્ર પરિવાર વિગેરે સ્વજનોનો મોહ છોડી જ્યાં સુધી સંયમ ન લેવાય ત્યાં સુધી કોઇએ છ વિગયનો, કોઇએ અમુક એમ ભિન્ન ભિન્ન અભિગ્રહો ધારણ કર્યા અને સંસાર છોડવાની તૈયારીઓ કરવા લાગ્યા. આ છએ મુમુક્ષુઓમાં કેટલાક યુવાનો અને કેટલાક આધેડ ઉમ્મરના પણ છે. પોતાના કુટુંબીક વર્ગને સમજાવી અનુમતિ મેળવી ક્યારે સંસાર ત્યાગી બનીએ અને આત્મકલ્યાણ સાધીએ એજ ઝંખના સૌના હૃદયમાં સ્ફુરતી.

## સંસારની ભયંકરતા સમજાયતો

ખરેખર! સંસારની ભયંકરતા અને દુર્દશા જેઓના હૃદયમાં સાચી સમજાઈ ગઇ હોય અને ભોગવાતા વિલાસ વૈભવોથી ભાવિમાં થનાર વિવિધ વ્યથાઓનો જેઓને સંપૂર્ણ બોધ થયો હોય, જેમના હૃદયો ત્યાગી મહાત્માના ત્યાગમય ઉપદેશના ઝરણાઓથી ભીંજાયા હોય તેવા સંસાર વિમુખ ભાગ્યવંતોને ભલે યુવાની હોય કે બાલ્યાવસ્થા હોય છતાંય તેમને સંસારનો નિવાસ કારમો ભાસે છે. ભોગ ભોગવવાની સુંદર સામગ્રીઓ હયાત હોવા છતાં વૈરાગ્યભીના ત્યાગાભિલાષુકોને તે ભોગો રોગો સમાન અને સંસારના લ્હાવા લ્હાળા સમાન લાગે છે. જો કે માતા પિતાના અવગાઢ સ્નેહ, રૂપવતી યુવતિઓના ચપલનેત્રોના કારમા તીરો, ખૂબસુરતપુત્રોનો સ્નેહ, મિત્ર મંડલીઓ કુટુંબીઓનો સ્વાર્થાંધ પ્રેમ, જન્મભૂમિ આ બધા સંસારના ત્યાગી બનનારને, માટે પોતાની જીવન નૌકાના ભુકકા કરી નાંખનાર સંસાર સમુદ્રમાં મોટા ખડકો છે; પણ જેઓના હૃદયમાં સાચો વૈરાગ્ય ઉદ્દ્ભવ્યો હોય તેવા વિરક્ત આત્માઓને એ ખડકો કશું પણ નુકસાન પહોંચાડી શક્તા નથી.

આ આત્માને એક એક જીવ સાથે અનેક પ્રકારના સંબંધો

થઈ ચૂક્યા છે વૈભવ વિલાસો પણ અનેક વખત મળી ચૂક્યા છે માનવ જીવનની ખરી મહત્તા ચારિત્ર સાધના કરી મુક્તિ મેળવવામાજ છે વૈરાગી મનુષ્યોને ત્યાગ સ્વીકારવામા જેમ જેમ વિઘ્નો આવે છે તેમ તેમ હૃદયની મક્કમતા વધતી જાય છે આ બન્ને ભાગ્યશાલી પોતાની ભાવનામા મક્કમ રહી તે ભાગ્યશાલી દિવસની રાહ જોતા ધર્મારાધનમા તત્પર રહેતા

## જલ્દી વિહાર

સવત ૧૯૮૪ના ચાતુર્માસમા અઠ્ઠાઇ ઉત્સવો, સ્વામીવાત્સલ્યો તથા દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય વિગેરેની અપૂર્વ આવકો, શાસન પ્રભાવના પ્રચારક ભવ્ય વરઘોડાઓ વિગેરે સુકૃત્યોથી શાસન ઉન્નતિ અપૂર્વ થવા પામી હતી કાર્તિક સુદ ૧૫ને દિવસેજ ચરિત્રનેતાનો વિહાર થયો જનતાનો રોકાવા માટે અતીવ આગ્રહ થયો, પરન્તુ મહાત્માઓ જગમ-તીર્થ છે જ્યા પુણ્ય પુરૂષોને વિશેષ ઉપકારની દૃષ્ટિ લાગે ત્યા તેઓ વિચરે એ સ્વાભાવિક છે વળી રાધનપુરનિવાસી શેઠ જીવાભાઇ પ્રતાપમી પરમપુનિત શ્રી સિદ્ધાચલજીનો છરીપાલતો સઘ કાઢનાર હોઇ અને તેમા આચાર્યશ્રીને લઇ જવાનો અસત આગ્રહ હોવાના કારણે પણ વિહાર જલદી કરવો પડયો હતો

## છમાથી એકની દીક્ષા

અધેરી પધારતા ત્યા લગભગ ૫ દશેક દિવસની સ્થિરતા થઇ તે દરમ્યાન ઘોવાનિવાસી શા ઇશ્વરલાલ ચરિત્રનેતાની પાસે સયમ ગ્રહણ કરવા આવ્યા હતા આ વાત જાહેર થતા શેઠ જીવાભાઇ પોતે ધર્મનિષ્ટ તથા ચારિત્રના રાગી હોઈ આગલે દિવસે ઘણીજ ધામધૂમથી દીક્ષાનો ભવ્ય વરઘોડો ચઢાવ્યો હતો મુબઇથી સેકડો ધર્મપ્રેમીઓએ આ દીક્ષામા ભાગ લીધો હતો ભવ્યલત્તામા ફરી વરઘોડા શેઠ જીવાભાઈ પ્રતાપસીના બગલામા ઉતર્યો હતો તૈયાર કરેલા ભવ્યમડપમા

## તાબડતોબ વિહાર

આ પ્રસંગે ઉપરાઉપરી શેઠ જીવાભાઇના તરફથી સંઘમાં જલદી પધારો એવા તારો તથા પત્રો વારંવાર આવવા લાગ્યા. એટલે લાભાલાભનું કારણ સમજી એકદમ ઉગ્ર વિહારથી લીમડી મુકામે શેઠ જીવાભાઇના સંઘમાં આવી પહોંચ્યા. આચાર્યશ્રીના આગમનના સમાચાર મળતા જીવાભાઈ વિગેરે સદ્‌ગૃહસ્થો ઘણે દૂર સામે આવી પહોંચ્યા હતા. લીમડીમાં ભવ્ય સામૈયાથી આચાર્યશ્રીનો સત્કાર કરવામાં આવ્યો હતો લીમડીમાં સંઘની બે દિવસ સ્થિરતા થઇ તે દરમ્યાન લીમડીના ઠાકોર સાહેબે ચરિત્ર નેતાના દીવ્ય અને હૃદય વેધક બોધપ્રદ ઉપદેશ સાંભળવા હાજરી આપી હતી. આ પ્રવચન લીમડી ઠાકોર સાહેબને અત્યંત રૂચિકર નીવડયું; અને પુનઃ શ્રવણ કરવાની ઇચ્છા જાહેર કરી હતી. આચાર્ય મહારાજશ્રીના જલદી આગમનથી જીવાભાઇને પણ પૂર્ણ સંતોષ થયો હતો.

## પાલીતાણામાં પ્રવેશ

શ્રી શત્રુંજય સંઘની સાથે આચાર્ય દેવેશ પોતાના પરિવાર સાથે ઘણાજ હર્ષથી અનેક ગામોમાં ધર્મને વિસ્તારતા શ્રી શત્રુંજયની પવિત્ર છાયામાં આવી પહોંચ્યા. આણંદજી કલ્યાણજીની પેઢીના મુનિમ તેમજ સ્થાનિક સદ્‌ગૃહસ્થો સંઘના સન્મુખ આગલા મુકામે આવી પહોંચ્યા હતા. પૂજ્ય આચાર્યશ્રી આદિ મુનિપુંગવોને વંદન કરી પાલીતાણા પધારવા વિનતિ કરી. સંઘવી જીવાભાઇને પૂછીને પ્રવેશ સમય નિર્ણય કર્યો, 'સંવત ૧૯૮૫ ના મહાવદ ૧૦ ના મંગલમય પ્રભાત કાલે શ્રી તરણ તારક શ્રી શત્રુંજય તીર્થની પુનિત છાયામાં સકલ ચતુર્વિધ સંઘ આવી પહોંચતાં દીગંબરની ધર્મશાલાથી દબદબા ભર્યું એક ભવ્ય સામૈયુ નીકળ્યું. જેમાં પૂજ્ય આચાર્ય મહારાજ પન્યાસજી શ્રીમદ્ ભક્તિવિજયજી મહારાજ (હાલમાં આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય ભદ્રસૂરિજી) શ્રીમદ્ ભક્તિવિજયજી મહારાજ

( હાલમા આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય ભક્તિસૂરિજી ) પન્યાસજી શ્રીમદ્ ખાન્તિવિજયજી મહારાજ આદિ અનેક મુનિપુગવો સુશીલ સાધ્વીઓ તથા રગબેરગી પાઘડી વાલો શ્રાવક વર્ગ તથા મધુરગીતોને લલકારતો શ્રાવિકાગણ શાસન શોભામા અત્યત વધારો કરી રહ્યો હતો શ્રી સિદ્ધાચલજીની અનેકધા યાત્રા કરી ઋષભદેવ ભગવાનની સ્તવનામા અખૂટ આનદ લૂટયો પૂજ્ય ચરિત્રનાયકની અત્રે દશબાર દિવસની સ્થિરતા દરમ્યાન મોતીશાની ધર્મશાળામા જાહેર પ્રવચન થયુ હતુ, જેનો લાભ જૈન જૈનેતરોએ વિશાળ સખ્યામા લીધો હતો

## મુમુક્ષુ ત્રિક

વળી આ સિદ્ધાચલજીની પુનિત ભૂમિમા તળાજા નિવાસી શા શામજીભાઈ તેજાજી વડાસણ નિવાસી પ્રેમચદ મોહનલાલ તથા જામનગર નિવાસી શા ગુલાબચદ શામજીભાઈએ ત્રણે મુમુક્ષુઓ, પોતે સર્વે સ્વજન સબધીઓને સમજાવીને અત્રે ભાગવતી દીક્ષા ગ્રહણ કરવાના હેતુથી આવી પહોચ્યા હતા વૈરાગ્ય ભાવનાથી તેઓના હૃદય તરબોળ બન્યા હતા જે ભાગ્યવતોના હૃદયોમા ગુરૂદેવની વાણી અને વૈરાગ્ય ઓતપ્રોત થયો હોય તેવા મુમુક્ષુઓને સસારમા એક ક્ષણનો પણ નિવાસ દુખકર લાગે છે તેથી આ ત્રણેય આત્માઓ વૈરાગ્યભાવનાથી ઉભરાતા અનગાર બનવા સજ્જ થયા

મઘવી જીવાભાઇ પ્રતાપસી આદિ સદ્‌ગૃહસ્થોને ચરિત્રનેતા તરફથી આ વાતની જાણ થતા ઘણાજ હર્ષિત થયા કારણકે પોતે સયમની સાધના અને આરાધના આત્મકલ્યાણના સાધનરૂપ માનતા પોતે સયમ ન ગ્રહી શકે પરન્તુ તેના ગ્રાહકોને અનુમોદન આપવુ અને તે દીક્ષા પ્રસગને બની શકે તેટલા ઠાઠમાઠથી ઉજવવો એ પણ આવતા ભવમા જલદી દીક્ષા પામવાનુ મુખ્ય સાધન છે આ બધી વાત પોતે સારીપેઠે સમજતા હોવાથી એ પ્રસગને અત્યત ઠાઠથી ઉજવવા સજ્જ થયા હાથી, ડકા, નિશાન, રાજરસાલો વગેરેથી સુશોભિત

૧૯૮૫ ના કારતક વદ પાંચમના શુભદિને ભાઇ ઇશ્વરલાલને દીક્ષાપ્રદાન કરી તેમનું નામ મુનિશ્રી યોગીન્દ્રવિજયજી રાખી, પૂજ્ય આચાર્યશ્રીના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા. છવાભાઇ તરફથી સંઘજમણ પણ થયું હતું. સંયમના અપૂર્વ મહોત્સવો પોતાને આંગણે ધન વ્યય કરી ઉજવનારા કેવા પ્રકારનું પુણ્ય બાંધી, આવતા ભવ માટે ચારિત્રને નિકટ ખેંચી લાવે છે વિગેરે પ્રશ્નોને ઉકેલતું સુંદર પ્રવચન આપ્યું હતું. આ પ્રસંગે જામનગરનિવાસી ગુલાબચંદ રામજીભાઇએ તેમના ધર્મપત્નિ લક્ષ્મીબાઇ સાથે ચતુર્થવ્રત લીધું હતું. તથા અગ્રામાવાળા મણીલાલ મૂળચંદે પૂજ્યશ્રીને પ્રાર્થના કરીને કહ્યું કે આપશ્રી સીસોદરે પધારો અને હું દીક્ષા ન લઉં તો ૭ વિગયનો ત્યાગ એ નિયમ તથા ૧૯ વર્ષની નાની ઉમ્મરમાં યાવજ્જીવનું બ્રહ્મચર્ય ઉચર્યું હતું.

## સીધા સીસોદ્રા

અંધેરીથી વિહાર કરી શાસન પ્રભાવક આચાર્યદેવ સપરિવાર ભીલાડ, અચ્છેરી, વાપી, દમણ, વલસાડ, બીલીમોરા, અમલસાડ, કછોલી વિગેરે સ્થળે સુંદર પ્રવચનદ્વારા અનેક જીવોને પ્રતિબોધતા નવસારી પાસે આવેલ સીસોદ્રા મુકામે સસત્કાર પધાર્યા. અત્રે શા. ગાંડાભાઈ મકનજીના ભાણેજ ભાઈ મણીલાલ સંસાર ત્યાગવાની ભાવનાવાલા બન્યા હતા. જેઓ બાલ્યવયથી સુસંસ્કારિત હતા. તેમનાં સગાવ્હાલાં પણ ધર્મના સંસ્કારવાળાં હોઇ આવા પવિત્ર કાર્યમાં અંતરાય નાખે એવાં ન હતાં એટલે ગૃહાંગણેજ દીક્ષા મહોત્સવ કરવામાં આવ્યો હતો. દીક્ષાનિમિત્તે એક ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો જેમાં બે ઘોડાની બગી બેંડ સાજન માજનની સારી સામગ્રી હતી. જે ગામમાં ફરી તૈયાર કરેલા મંડપમાં ઉતર્યો હતો. એ ભવ્ય મંડપમાં ચરિત્રનેતાના વરદ હસ્તે મણીલાલને સંવત ૧૯૮૫ના પોસ સુદ ૬ ના શુભ દિને દીક્ષાપ્રદાન કરી તેમનું નામ મુનિશ્રી હેમેન્દ્રવિજયજી રાખી તેમને મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજના શિષ્ય

તરીકે જાહેર કર્યા હતા તે દિવસે પૂજા-પ્રભાવના તથા સઘ જમણ વિગેરે કરવામા આવ્યા હતા

## ત્યાંથી ભરૂચ

ચરિત્રનાયક પોતાના બહોળા શિષ્ય પરિવાર સાથે વિહાર કરી કાલીયાવાડી નવસારી આદિ ઠેકાણે સસત્કાર પધારી જલાલપુરમા ગુરૂ મૂર્તિના દર્શન કરી, ધામધૂમથી પ્રવેશ મહોત્સવ પૂર્વક સુરત પધાર્યા ત્યા એ વ્યાખ્યાનો આપી પૂ વિજય દાનસૂરિજી મહારાજના દર્શન કરી અનુક્રમે વિહાર કરતા ભરૂચ શહેરમા સસત્કાર પધાર્યા થોડાક દિવસની સ્થિરતા દરમ્યાન ત્યાની જનતાએ ત્યાગ માર્ગ વર્ધક ઉપદેશ સાભળ્યો ત્યાના કેટલાક યુવકોના હૃદયોમા જે જમાનાનુ વિષમ વિષ વ્યાપ્યુ હતુ તે ચરિત્ર નાયકના અસરકારક ઉપદેશથી અને પ્રશાન્ત પ્રકૃતિથી તે થોડેક અ શે વીખરાવા પામ્યુ હતુ

## બીજા મુમુક્ષુ

આચાર્યદેવની શીતલછાયામા સદ્ભાવનાથી પ્રેરાઇ મુ બઇથી કેટલાક ભાઇઓ વ દનાર્થે આવ્યા હતા જેમા અમૃતલાલ ખૂબચ દ સંસાર ત્યાગવાની લાલસા વાલા હતા તેમણે પોતાના આ વિચારો આચાર્યશ્રીને જણાવ્યા આચાર્યશ્રીને તેમનો પરિચય મુ બઇના ચાતુર્માસમા થયો હતો એટલે યોગ્ય જાણી આવા શુભ કાર્યમા વિલ બ ન કરવા જણાવ્યુ ભરૂચ શહેરની જૈન જનતાએ આ દીક્ષાના અપૂર્વ પ્રસ ગને આન દથી વધાવ્યો તે નિમિત્તે એક ભવ્ય વરઘોડો શહેરના ભવ્ય લત્તાઓમા ફરી મુનિસુવ્રત સ્વામિના દહેરાસરના ભવ્ય મ ડપમા ઉતર્યો હતો ત્યા આચાર્યશ્રીના વરદ હસ્તે સ વત ૧૯૮૫ ના પોસ વદ ૬ ના શુભ દિને અમૃતલાલને દીક્ષા આપી તેમનુ નામ મુનિશ્રી અમરેન્દ્રવિજયજી રાખી મુનિરાજ શ્રીમદ્ ગ ભીરવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા.

એક ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. ત્રણે મુમુક્ષુ હાથી ઉપર બીરાજમાન થયા હતા. અને છુટે હાથે લક્ષ્મીની ચંચળતાને સુચવતા વર્ષીદાન આપી રહ્યા હતા, વરઘોડો ગામમાં ફરીને તળેટી ઉતર્યો હતો, તળેટી ઉપર બાંધેલા ભવ્ય મંડપમાં ત્રણે મુમુક્ષોઓને ચતુર્વિધ સંઘ સમક્ષ આચાર્ય દેવના વરદ હસ્તે સંવત ૧૯૮૫ના માહ વદ ૧૩ ના શુભ દિવસે દીક્ષાપ્રદાન કરવામાં આવી હતી, શામજીભાઈનું નામ મુનિશ્રી સુરેન્દ્રવિજયજી રાખી, પ્રેમચંદભાઈનું નામ મુનિશ્રી પદ્મવિજયજી રાખી, અને ગુલાબચંદભાઈનું નામ મુનિશ્રી સત્યવિજયજી રાખી અનુક્રમે તેમને મુનિરાજ શ્રીમદ્ ગંભીરવિજયજી મહારાજના ચરિત્રવિભુના અને મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા; ખરેખરા આ ત્રણેય મુમુક્ષુ પૂર્ણ ભાગ્યવંતતો ગણાય કારણ કે, તરણતારણ મહાપ્રભાવક શ્રી શત્રુંજય તીર્થ શાન્તમૂર્તિ સદ્ધર્મોપદેશક બ્યા. વા. આચાર્યદેવ શ્રીમદ્‌વિજયલબ્ધિસૂરિશ્વરજી મહારાજ જેવા ઉપકારી ગુરૂદેવ, અને પતિતપાવની શ્રેય પન્થ પ્રદર્શિની શ્રીમતી ભાગવતી દીક્ષાનો સ્વીકાર એ ત્રિવેણીનો સંગમ અજબ સુરવેલ જેવો સહુના દિલને આકર્ષી રહ્યો હતો. વરઘોડામાં શામજીભાઈના ધર્મપત્નિ સાંકળીબેને તથા ગુલાબચંદભાઈના ધર્મપત્નિ લક્ષ્મીબેને દીક્ષાના ઉપકરણની છાબ ઉપાડી પોતાના પતિને સંયમ પંથેવાળી ચારિત્રરાગની અજબ છાપપાડી હતી. મુંબઈથી ભગવાનદાસ હાલાભાઇ તથા તે ત્રણે મહાનુભાવોના સગાસબંધીઓએ આ દીક્ષામાં હર્ષથી ભાગ લીધો હતો.



## પ્રકરણ ૨૬ મું.

### વિહાર અને વડીદીક્ષા



પાલીતાણાથી વિહાર કરી ચરિત્રનાયક આદિ મુનિમંડળ સીહોર સંઘના અત્યંત આગ્રહથી ત્યાં સસત્કાર પધાર્યા સાત દીક્ષિતોની યોગોદ્વહનની ક્રિયાઓ અત્રે શરૂ થઈ. વડીદીક્ષા આચાર્યશ્રીના વરદહસ્તે અત્રે આપવામા આવી સીહોરના જૈનસંઘે આ પ્રસંગે સમોવસરણની રચના, વાસણના માંડવા વિગેરેની સુંદર રચના કરી અઠ્ઠાઈ મહોત્સવ પૂજા, પ્રભાવના ઘણીજ ધામધૂમપૂર્વક કરી, શાસન શોભામાં અત્યંત વધારો કર્યો હતો

### કુંડલાની વિનતિ

અત્રેથી વિહાર કરી ચરિત્રનાયક સપરિવાર ઉના, દીવ, અજારા વિગેરે તીર્થને જુહારવાની ભાવનાથી તે દિશા તરફ પ્રયાણ કર્યું. પ્રથમ

મહારાજશ્રી દાઠા, ટાણા, મહુવા વિગેરે ગામોમાં ચૈત્યોને જુહારતાં, જાહેર પ્રવચનોદ્વારા અનેક જૈનજૈનેતરોના જીવનને સુધારતા રાજુલા ગામમાં પધાર્યા. આ સમયે સાવરકુંડલાના સંઘને જાણ થતાં તેઓ એકત્રીત થઇ ચતુર્માસની વિનતિ માટે આવી પહોંચ્યા. આવેલ ગૃહસ્થોએ કુંડલાની ધાર્મિક પરિસ્થિતિ ચરિત્રનાયકને જણાવી. અને સાથે જણાવ્યું કે, એકબાજુ ઉપર આવેલા કુંડલા જેવા ગામમાં આપજેવા નિઃસ્પૃહી અને વિદ્વાન્ મહાત્મા પધારે તો જરૂર હમારો ઉદ્ધાર થાય, કુંડલાની જૈનજનતા ત્રણ ફીરકામાં વહેંચાયલી છે. કેટલાક લોંકાગચ્છના કેટલાક અંચલગચ્છના અને માત્ર ગણ્યાગાંઠ્યા તપગચ્છના અનુયાયીઓ છે. જો કે આ બધી જનતા મૂર્તિપૂજકજ છે. સૌ એક ઠેકાણે ક્રિયા કરવાવાલા છે. માત્ર પર્વના દિવસોમાં પોતાના ગચ્છની ક્રિયા સાચવી લેછે. આ ત્રણે ફીરકામાં ખાસ કોઇ કદાગ્રહી નથી.

## વિનતિનો સ્વીકાર

આ સંઘની પરિસ્થિતિથી ગુરૂદેવને વાકેફ કર્યા. વિનતિ કરવામાં ત્રણેય ફીરકાના આગેવાનો હતા. ત્રણેય ફીરકાનો ઉત્સાહ અમંદ હતો. ઘણી જોરશોરથી વિનતિ ચાલી. જ્યાંસુધી વિનતિનો સ્વીકાર ન થાય ત્યાંસુધી ખાવું પણ નહિ એવો સત્યાગ્રહ કર્યો. આ બધું જોઇ અને લાભાલાભનો વિચાર કરી ચાતુર્માસની હા પાડી. અને જણાવ્યું કે, હાલતો ઉના, દીવની યાત્રા માટે હમો જઇએ છીએ. કેટલાક ભાવુકોએ ઉનાસુધી સાથે રહેવાનો નિર્ણય કર્યો. રાજુલાથી ત્રણકોશ દૂર ગયા કે અકસ્માત્ વિશાળ વ્યોમ મંડલમાં મેઘરાજાનીસ્વારી ગર્જના સાથે ચઢી આવી. રાત્રે ઝરમર ઝરમર વર્ષાદ પણ શરૂ થયો. ચરિત્રનેતાએ વિચાર કર્યો કે, વર્ષાદ પડવાથી નદીનાળાઓ ભરાઈ જશે. જીવાકુલ ભૂમિ થઈ જશે. આ વિચારો સાંજના પ્રતિક્રમણ બાદ ચાલતા હતા તેટલામાં રાજુલામાં રહેલા કુંડલાનો શ્રાવક વર્ગ આવી લાગ્યો. તેઓનાં અત્યંત આગ્રહથી તેમજ ક્ષેત્ર સ્પર્શના

બલવતી હોઇ ચરિત્રનેતાએ સાવરકુંડલા તરફ વિહાર લંબાવ્યો ભાવ-ભીના અભ્યંતર સત્કારપૂર્વક પ્રવેશ થયો સત્તર સાધુઓનો બહોળો પરિવાર વિશાળ ઉપાશ્રયના અભાવે સગવડતાથી એક ઠેકાણે રહી ન શકે તેથી વારૈયા છોટાલાલ કુંવરજીના આગ્રહથી ચરિત્રનેતા આદિ કેટલાક ઠાણાએ ચાતુર્માસમા તેમના મકાનમા નિવાસ કર્યો હતો. વ્યાખ્યાન અત્રેની વિશાળ ધર્મશાળામા વંચાતું હતુ સવત ૧૯૮૫નુ ચાતુર્માસ થતા અખિલ ગામની જૈન જનતા વ્યાખ્યાનરસમા તરબોળ બની ત્રણેય ફીરકાના બાળ યુવાન અને વૃદ્ધો કોઇપણ ભિન્નભાવ વિના અડગ શ્રદ્ધા અને ભક્તિથી ચરિત્રનેતાના વ્યાખ્યાનો સાભળવા આવતા

## વ્રતોચ્ચારણ

કેટલાક ભાગ્યશાલીઓને આ વૈરાગ્યમય વાણીની ઉડી અસર થવાથી બાર્વ્રત, ચતુર્થવ્રત, જ્ઞાન પંચમી વિગેરે વ્રતો ઉચ્ચર્યાં હતા. ઘણાએએ કંદમૂળનો, વાસીભોજનનો, રાત્રિભોજનનો વિગેરેનો ત્યાગ કર્યો હતો. કેટલાક બીલકુલ ઉપાશ્રયે પણ નહિ આવનાર હમેશ આવતા થયા હતા, અને આનન્દપૂર્વક પ્રતિક્રમણ વિગેરે ક્રિયામા ભાગ લેતા થયા હતા, કેટલાકોને મૂર્તિ વિષયની શકાઓ હતી તે શકાઓનુ શાસ્ત્રના પાઠ અને યુક્તિદ્વારા નિરસન કરી ઘણાઓને પૂજામાં પણ જોડ્યા હતા.

## ચિરસ્મરણીય બન્યું

કુંડલાના ચાતુર્માસમા તપશ્ચર્યા પૂજા પ્રભાવના અને સ્વામિ-વાત્સલ્યો આદિ ધર્મ પ્રભાવનાના ઘણા કાર્યો થયા દર રવિવારે પબ્લીક સ્થાનોમા જુદા જુદા વિષયો ઉપર ભાષણ થતા હોવાથી જૈનેતર વર્ગને પણ પણોજ લાભ થયો હતો સ્થાનકવાસીઓ પણ ભાષણમાં અપૂર્વ લાભ લેતા હતા. સાવર કુંડલાની જનતાને સાચા ત્યાગી સાધુ-

ઓની પીછાણ થઇ એકંદર આ ચોમાસું હમેંશને માટે ચીર સ્મરણીય બન્યું. સુદેવ સુગુરૂ અને સુધર્મની ઓળખાણ આપી ઘણા અર્ધદગ્ધોને સમકીત દાન કર્યું. રાયચંદ મત ઉપર તથા મૂર્તિ નિષેધકો ઉપર વારંવાર શાસ્ત્રના પાઠો તથા અકાટ્ય યુક્તિ દ્વારા એવું સિંચન કરવામાં આવ્યું કે ઘણાઓ મૂર્તિપૂજામાં મક્કમ બન્યા. ખરેખર ! ચરિત્ર નેતાના પ્રભાવક પ્રવચનોએ કેઈક આત્માઓના હૃદયમાં રહેલ ગાઢ મિથ્યાન્ધકાર નાબુદ કર્યો. હજી સુધી ત્યાંની જનતા આ ઉપકારને ભૂલી નથી.

## કચ્છી માવજીભાઇ

સાવર કૂંડલામાં મુંબઇના ચાતુર્માસમાં ગુણાકૃષ્ટ થયેલ કચ્છી શા. માવજીભાઇ વંદનાર્થે આવ્યા. સંસારની અસારતા બતાવતી આત્મ જ્ઞાનને વિકસિત કરતી ચરિત્રવિભુની દેશના સાંભળી તેઓ લક્ષ્મીની ચંચળતા સમજ્યા. પાપરંભથી મેળવેલ લક્ષ્મીનો સારા ક્ષેત્રમાં વ્યય કરાયતો તે પુણ્યનો હેતુ છે. ધર્મ બેન્કમાં જમા કરાયેલી લક્ષ્મી દશગુણી વીશગુણી આવતા ભવમાં પાછી સાંપડે છે. માવજીભાઈ ધર્મપરાયણ તો હતાજ તેમણે પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરવાની પોતાની ભાવના દર્શાવી.

## સાચી સલાહ

કુંડલાથી ત્રીસેક કોશ દૂર પ્રાચીન અને ચમત્કારી ઉના અજારા દીવ દેલવાડા આદિ પુનિત તીર્થો આવેલા છે જેનો મહિમા અપરંપાર છે; જે તીર્થોમાં પ્રાચીન સમયમાં પૂજ્ય મહર્ષિઓ વિચરેલ છે. સામ્રાટ અકબર બાદશાહને દયાનો પાઠ ભણાવનાર જગદ્ ગુરૂ શ્રીમદ્ વિજય હીરસૂરિજી મહારાજનું ઉના સ્વર્ગવાસ ક્ષેત્ર છે. જ્યાં હજરા હજુર અનેક પ્રકારના ચમત્કારો ખ્યાતિ પામેલા છે. આવા અનુપમ તીર્થોની યાત્રા કરવા ચરિત્રનેતા ઉત્સાહી હતા એટલે ચરિત્રવિભુએ માવજી-

ભાઈને તે તીર્થોનો સંઘ કાઢી પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરવા સલાહ આપી

## સંઘ પ્રયાણ

લક્ષ્મીનો સદ્વ્યય કરવાના અનેક સુક્ષેત્રો છે, પરન્તુ જે સમયે જે ક્રિયામા વિશેષ લાભ અને ઉત્સાહ પોતાને માલુમ પડે એમાં એનો સદ્વ્યય કરવો એ ઉચિતજ છે સંઘ કાઢવાથી અનેક જૈનો જાત્રામા જોડાય, દરેક ગામોની યાત્રા કરે, તીર્થ ભેટવાની અપૂર્વ ભાવનાથી વિપુલ કર્મ નિર્જરા થાય અનેક ગામડાઓમા ફેલાયલી ધર્મ શિથીલતાને સદ્ગુરૂઓ પોતાની અમુલ્ય વાણી દ્વારા દૂર પણ કરતા જાય અનેક લોકો સંઘની અનુમોદના કરી જૈનધર્મની પ્રાપ્તિ આવતા ભવ માટે સુલભ કરે છે વિગેરે અનેક લાભો સંઘ કાઢનારાને પ્રાપ્ત થાય છે ચરિત્રનાયકનો સચોટ ઉપદેશ સાંભળી પોતે તે તીર્થોનો સંઘ કાઢવા પ્રેરાયા સાવર કુંડલાની જૈન જનતામા ધર્મ કાર્યો પ્રતિ ઉત્સાહ પ્રેમ અને ભક્તિ અજબ જાગૃત થઈ હતી, એટલે ત્યાંની જૈન જનતાએ સંઘની શોભા કેવી રીતે વધે, લક્ષ્મીનો વ્યય કરનાર ભાગ્યવતની ભાવના પણ વૃદ્ધિને પામે અને સૌ કોઇ નિર્વિઘ્ને તીર્થયાત્રા કરે તે માટે સેવા ભાવિ હરીચંદભાઈ, મણીભાઇ તથા અમીચંદભાઇ છોટાલાલ બરૈયા વિગેરે સદ્ગૃહસ્થોને યોજ્યા હતા ભારે ઠાઠથી ચરિત્રવિભુની છાયા નીચે અજારા પાર્શ્વનાથની યાત્રા માટે સંઘ નીકળ્યો જેમા સારો સમુદાય એકઠો થયો હતો વચમા આવતા ગામોમા સ્થિરતા થતી, દરેક ગામનો સંઘ ભાવભીનો સત્કાર કરતો, ઘણે ઠેકાણે ચરિત્રવિભુના પ્રભાવિક પ્રવચનો થતા હતા, દરેક ગામમાથી નવા યાત્રાળુઓ પણ જોડાતા હતા

## ઉનામાં પ્રવેશ

આ પ્રમાણે વિહાર કરતા ઉના ગામમા સંઘ ચરિત્રનેતાનો પ્રવેશ મહોત્સવ થયો, ઉના દેલવાડા અજારા અને દીવની યાત્રાઓ કરી સૌ કોઈના હૃદય આનંદથી નાચ્યા ચરિત્રનેતાની પણ આશા

ઘણે વખતે ફળીભુત થતી હોવાથી તેમનું હૃદય પણ અમાપ આનંદથી ઉભરાયું. અત્રે પાંચ દિવસની સ્થિરતા થઇ અત્રેના તીર્થો આશ્રિત નવીન સ્તવનો પણ બનાવ્યા. સંઘ જમણ પૂજા પ્રભાવના વિગેરે ધર્મકાર્યો સારા પ્રમાણમાં થયાં માવજીભાઇએ પોતાની શકિત પ્રમાણે દહેરાસર ઉપાશ્રય વિગેરેમાં મદદ કરી પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કર્યો.

## કુંડલા પ્રતિ પ્રયાણ

તે પુનીત તીર્થોની યાત્રા કરી ચરિત્રનેતા વિશાલ મુનિમંડળ સહિત સાવરકુંડલા પ્રતિ વિહાર કરી ચુકયા. નીકળેલ સંઘમાં દલીચંદભાઇ મણીભાઈ વિગેરે ભાઇઓએ ઘણીજ ભક્તિ બજાવી સંઘની વ્યવસ્થા સાચવવામાં પણ તેઓની મહેનત અનુકરણીય હતી. ભવ્ય સત્કારથી ચરિત્રનેતા અને શ્રાવકવર્ગ કુંડલા પધાર્યા.

## પાટણ પ્રતિ પ્રયાણ

લક્ષ્મીની ચંચળતા સમજી અઢળક લક્ષ્મીનો વ્યય કરી ભદ્રેશ્વર તીર્થની સેંકડો માનવીઓને યાત્રા કરાવનાર ઉદ્યાપન મહોત્સવ આદિમાં હજારો રૂપીયા ખર્ચી જૈનશાસનને શોભાવનાર સંઘવી શ્રી નગીનદાસ કરમચંદ તેમજ શ્રી સિદ્ધાચળજીનો સંઘ કાઢી લાખોનો ખર્ચ કરનાર સંઘવી જીવાભાઈ પ્રતાપસીની આગ્રહભરી વિનતિને સ્વીકારી ચરિત્ર વિભુએ સપરિવાર પાટણ પ્રતિ પ્રયાણ કર્યું. વચમાં પુનીત તીર્થ શ્રી સિદ્ધાચલજીની યાત્રા પણ કરી. પાટણ જવાની ઉતાવળ હોવાથી ત્યાં વધુ ન રોકાતાં તરતજ વિહાર કરી ભવ્ય સત્કારથી સત્કારાતા અને વીરવાણીનો સંદેશ પાઠવતા ઉગ્ર વિહારથી પાટણ નજીક આવેલ કુણઘેર મુકામે આવી પહોંચ્યા. વચવચમાં પાટણના સદ્ગૃહસ્થો ચરિત્રવિભુના દર્શનાર્થે આવતા અને પાટણમાં જલદી પધારવા વિનતિઓ પણ કરતા. ત્યાંની જનતામાં દીક્ષા વિરૂદ્ધના કાયદાઓએ સ્થાન લીધું

હતુ એકદમ ઝેરીવાતાવરણ ફેલાયુ હતુ દેવગુરૂ અને ધર્મની નિંદામાં સૌ કોઈ પડી ગયા હતા ત્યાગી અને ત્યાગમાર્ગની જબ્બર અવહેલના થઈ રહી હતી

## પાટણની પ્રભુતા—

પાટણ શહેર વર્ષો પહેલા પ્રભુતા અને ઐશ્વર્યની પરાકાષ્ટાએ પહોચી ચૂકયુ હતું પાટણની સમૃદ્ધિ અને ઉપકારજીવી ધર્મનિષ્ટ જનતા પણ અસામાન્ય માનનીય ગણાતી ધર્મોન્નતિ ફેલાવવામા, ધર્મ ઉપર આવતા જુલ્મી આક્રમણો અટકાવવામા અને નિરાશ્રિત દુખી દીનોના અવલ બનમા પાટણની ધર્મપરાયણ જનતા સૈકાઓ પહેલા પહેલે નબરે આવતી, પાટણની નૃપસભાઓમા અનેક શાસ્ત્રાર્થો પણ થતા અને યોગ્ય ન્યાય પણ અપાતો આ શહેરમા અનેક જિનાલયો અદ્યાપિ પણ વિદ્યમાન છે તેમા બીરાજમાન પ્રતિમાઓ ઘણીજ દર્શનીય અને રમણીય છે કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચદ્રાચાર્ય મહારાજશ્રીના અને પરનારી સહોદર કુમારપાળ ભૂપાલના પાદારવિન્દથી પવિત્ર થયેલ પાટણ શહેરની પ્રજા ધર્મપ્રભાવના કરવામા અજબ રીતે દઝેલી હતી

## ઉદય પછી અસ્ત—

ઉદય અને અસ્ત એક પછી એક ક્રમિક સર્જાયેલા છે દુન્યવી કોઈપણ ઈષ્ટ કે અનિષ્ટ પદાર્થોનો સયોગ કે વિયોગ કાયમી રહેતોજ નથી અસ્મિતાની કાલી રેખાઓ લલાટમાં ધારણ કરતો માનવગણ પણ અસ્ત થયો કદીયે ઉચ્ચસ્વરે ન બોલતાં પ્રાર્થનામય જીવન ગુજારનાર સુખસાહીબીને સે દડો કોશ દુર વગાવી નિરાશ થઇ બેઠેલા કંગાલો ઉન્નત અને સમૃદ્ધ પણ બન્યા એ કુદરતના ન્યાયદોરને ઉલ્લધવા કોણ સમર્થ નીવડી શકે? સાંજ પડતા સધ્યાના રગો ગગનપટ ઉપર અજબરીતે ઓપે છે. તેજ વ્યોમમડળ અન્ધકારની શ્યામ

સાહીથી બીયામણું અને કાળુંભમ્મર બને છે. ટુંકમાં ચડતી પડતી સહુની થાયજ છે. એજ ધર્મની પરાકાષ્ટાએ પહોંચેલુ પાટણ આજે ક્લેશિત વાતાવરણથી કેવી દુઃખદ સ્થિતિ અનુભવી રહ્યું છે?

## વિરૂદ્ધઠરાવ—

પાટણની જનતામાં કેટલાક ધર્મદંભીઓ તરફથી જમાનાનો ઝેરીપવન કર્ણકોટરમાં ફુંકીફુંકીને ભરવામાં આવ્યો હતો. કેટલીક જનતા તો ઉંધે રસ્તે દોરવાઇ પણ ગઇ હતી. પૂજ્યતમ સાધુ સંસ્થા અને તારક ત્યાગી વર્ગ તરફ તે ઝેરના કેફથી મુંઝાયેલી જનતાએ ઘણોજ દ્રોહ કેળવ્યો હતો. અને આપખુદીથી કોઇ ગીતાર્થ ગુરૂની સલાહ લીધા સિવાય જિનેશ્વરોની આજ્ઞા લોપક એક ઠરાવ કેટલાકોએ ભેગા થઇ ઠોકી બેસાડ્યો. જે ઠરાવ ત્યાગમાર્ગે વળનારને અત્યંત વિઘ્નરૂપ હતો. તે ઠરાવ એ હતો કે કોઇપણ વ્યક્તિ સંસારનો પરિત્યાગ કરવા ઇચ્છે તો તે પાટણના શ્રાવકસંઘની આજ્ઞા મેળવ્યાપછી એક મહિને ત્યાગ કરી શકે. અને કોઇપણ સાધુ કોઈ વ્યક્તિને શ્રાવક સંઘની આજ્ઞા સિવાય પાટણમાં દિક્ષા આપી શકશે નહિ અને આપશે તો હમારા તરફથી સંઘ બહાર કરવામાં આવશે. અમુક શ્રાવકોનું ટોળું ભેગું થઈ સંઘના નામે ધર્મને વ્યાઘાત પહોંચાડનારો ઠરાવ કરે એ ધર્મીને મન સાલે એ સ્વભાવિક છે. કેટલાક ભોળા શ્રાવકોને ભરમાવી સહીઓ લીધી, પરન્તુ જેના હૃદયમાં પ્રભુના આગમનો અને આજ્ઞાનો સાચોપ્રેમ અને શ્રદ્ધા હતી તેવા ધર્મશ્રદ્ધાલુ શ્રાવકો આ કાયદાથી હચમચી ઉઠ્યા. અને એ કાયદાને જરાપણ મચક ન આપતાં તેમનાથી અલગ રહેવાનું પસંદ કર્યું. તે ઠરાવનો જાહેર વિરોધ પણ કર્યો.

જેઓને આપણે પૂજ્યતમ માનીએ છીએ, પરમોપકારી ગણીએ છીએ, જેઓના ચરણમાં આપણું શીર ઝુકાવીએ છીએ, એવી ઉચ્ચ કક્ષાએ ઉજ્જવલજીવન જીવનાર સાધુસંસ્થા પાસે આ આપણી આજ્ઞા કે ફરમાન મનાવવાના કોડ સેવવા એ બાલચેષ્ટા સિવાય બીજું કાંઇ નથી,

જેઓ નાપાક જીવનવાળા અઢારે પાપસ્થાનકોને સેવનાર તુચ્છ મનુષ્યો પોતાના સ્વાર્થ માટે તરણતારણ જીનેશ્વરની આજ્ઞાને ઠોકરે ચઢાવે એ ખરેખર જીવતા બળીમરવા જેવુ છે જ્યા જિનેશ્વરદેવની આજ્ઞા છે ત્યાજ સઘ છે પ્રભુની આજ્ઞા સિવાયના હજારો શ્રાવકો શ્રાવિકાઓ, સાધુ સાધ્વીઓ એ સાચો સઘ નથી પરન્તુ ભલે જીનેશ્વરદેવની આજ્ઞાને શિરોમાન્ય રાખનાર એક શ્રાવક એક શ્રાવિકા એક સાધુ અને એક સાધ્વી હોય એજ ખરો સઘ છે

## બે વિભાગ—

પાટણના સંઘમાં બે વિભાગ પડયા એક પ્રભુ આજ્ઞાને શિરોમાન્ય રાખનાર અને બીજો પ્રભુ આજ્ઞાની દરકાર કર્યા વિના જમાનાની આજ્ઞાને પાલન કરનાર, પ્રભુ આજ્ઞા પ્રમાણે ચાલનાર વર્ગ સોસાયટી પક્ષમા જોડાયો જ્યારે તેનાથી વિપરીત ચાલનાર યુવકસઘના પક્ષમાં જોડાયો યુવકસઘવાળાઓ ત્યાગી ગુરૂઓની છડેચોક નિંદા કરવા લાગ્યા હાથા સિવાય કુહાડી કાંઇ કામ કરી શકતી નથી પ્રભુના શાસનને કુઠારઘાતની આ પ્રવૃત્તિમા અને ધર્મ વિરૂદ્ધ દીક્ષાના ઠરાવમા સાધુવેષને લજવનાર અમુક સાધુઓ પણ હાથા રૂપે હતા આવી વિચક્ષણ અને ધર્મનિંદક યુવકસઘની પ્રવૃત્તિ જોઇ શ્રદ્ધાળુ વર્ગ મનમા ઘણોજ દુભાયો ધર્મહીનોને ધર્મોન્નતિની કાંઇ પડી નથી ત્યાનો શ્રદ્ધાળુ વર્ગ 'શાસન રક્ષક સઘના નામે ઓળખાતો ' ખુબજ મક્કમ બન્યો વિરોધી તરફથી આવતા આક્રમણો અને અગવડતાનો સામનો કરી પોતે અલ્પ સખ્યામા હોવા છતા ધર્મ ઝનુનના ટેકાથી ધર્મનુ રક્ષણ કરવામા કટીબદ્ધ બન્યો

શાસનરક્ષક સઘના આગેવાનો મત્રી નગીનદાસ કરમચદ લહેરૂભાઇ મશરૂવાલા, જેસંગભાઈ પ્રેમચદ, ભોગીલાલ હાલાભાઈ, ભોગીલાલ મત્રી વિગેરે ઘણા આગેવાનોએ એકત્રિત થઇ વીચાર્યુ કે હવે આપણે પાટણના આગણે શાસનનુ રક્ષણ કરી શકે એવા વિદ્વાન્ અને પ્રભાવંતા આચાર્ય મહારાજને આગ્રહભરી વિનતિ કરી લાવવા જોઇએ આ

વિચારમાં સૌ એક બન્યા પછી આચાર્યશ્રીને કુંડલા મુકામે વિનતિ કરવા ગયા હતા અને ચરિત્ર વિભુએ પણ શાસન રક્ષાનું કામ જાણી વિનતિનો સ્વીકાર કર્યો હતો.

## નિર્વિઘ્નપ્રવેશ—

પહેલા જણાવી ગયા મુજબ ચરિત્ર વિભુ પાટણ નજીક કુણઘેર આવી પહોંચ્યા હતા. આ સમાચાર મળતાં વિશાળ સંખ્યામાં લોકો વન્દનાર્થે આવ્યા હતા. ત્યાં પૂજા તથા સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યાં હતાં, પાટણની સવળી પરિસ્થિતિથી ચરિત્રનેતા વાકેફગાર થયા. જો કે આપણા ચરિત્રનેતાની પ્રકૃતિ વિકટ પ્રસંગોમાં પણ શાન્ત રહે છે. પરન્તુ ધર્મ વિરૂદ્ધ પ્રવૃત્તિઓ જોતાં જરૂર જુસ્સો અને ધગશ ઉત્પન્ન થાય છે. પંજાબની વીર ભૂમિમાં શાસ્ત્રાર્થો અને વિરોધીઓના આક્રમણોના અનેક પ્રસંગો ચરિત્રનેતાએ વટાવેલા હતા એટલે મજબુત અને મક્કમ રહે એ સ્વભાવિક છે. સત્ય ભાષિતા અને નિડરતાથી પ્રભુ આજ્ઞાનો પ્રચાર કરવો આ બે સદ્‌ગુણો પોતાને વર્યા હતા. આવતી કાલે આચાર્યશ્રીનો પ્રવેશ થશે એવા સમાચાર ફેલાતા સહુના હૃદયોમાં ( વિરોધી સિવાય ) આનંદની ઉર્મીઓ ઉછળી રહી હતી. આચાર્ય મહારાજશ્રીનું આગમન સાંભળી વિરોધી વર્ગ ચોંકયો, હૃદયમાં બળવા લાગ્યો. કેટલાક યુવકો તો ઉન્મત્તતા ભરી પ્રચારણા કરવા લાગ્યા. આવતી કાલના પ્રવેશમાં ભંગાણ પાડવા શક્ય પ્રયત્નો કરી ચૂકયા. પરન્તુ સૂર્યની સામે ધૂળ નાંખનાર પોતાનીજ આંખ ધૂળથી ભરે છે એ કોયડો આ સ્થળે સત્ય ઠર્યો, સર્વ ઉપાયોથી નાસીપાસ થયેલા તેઓના હાથ નીચા પડયા. શાસન રસીક સંઘ અલ્પ સંખ્યામાં હોવા છતાં ત્યાગી ગુરૂઓની ભકિત અને શાસન પ્રભાવના ફેલાવવા સ્થિરહૃદયી બન્યા. અખિલ પાટણ શહેરને એકજ રાતમાં ધ્વજા, કમાન, માંડવાથી અને રેશમી ઝરીના કાપડોથી શણગારી દેવનગરી સમાન બનાવી દીધું. અમદાવાદથી આવેલ મુસ્તફા બેંડના મધુર અવાજથી

પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ.



( પાટણના ચાતુર્માસમા લેવાયેલો ફોટો )

આખુંય પાટણ ગાજી ઉઠ્યુ, એવીરીતે ચરિત્રનેતાએ પોતાના બહોળા શિષ્ય પરિવાર સાથે નિર્વિઘ્ને પ્રવેશ કર્યો. અને યભણાજીની ધર્મશાળામાં ઉતર્યા વ્યાખ્યાન પીઠ ઉપર બીરાજી ગભીર ધ્વનિથી સ્વપર કલ્યાણકારી દેશના આપી જે સાંભળી શ્રોતાજનોને અપૂર્વ આનદ થયો.

## કુદરતની બલિહારી—

વર્ષો પહેલા આજ પાટણ શહેરમા ચરિત્ર નાયકના ઉપદેશથી જૈન જ્ઞાતિનો ઝઘડો પત્યો હતો અને સઘ એકમેક થયો હતો એજ પાટણમાં આજે ધાર્મિક વિરોધ ઉભો થતા બન્ને પક્ષને પ્રભુ મહાવીરની વાણીનો અદ્ભુત પ્રભાવ સમજાવવા ચરિત્ર નાયકનુ આવવુ થયુ એ પણ કુદરતની બલિહારીજને ?

આચાર્ય મહારાજની વિદ્વત્તા અને શાન્ત પ્રકૃતિ માટે ઉભય પક્ષને માન હતુ પરન્તુ એક ધર્મ વિરોધી પક્ષ અને બીજો શાસન રમીક પક્ષ આ બન્નેનો મેળ અશકય તો હતોજ છતા ઉપકાર બુદ્ધિથી ઉન્માર્ગે જતા તે વિરોધ પક્ષને માર્ગસ્થ બનાવવાના શુભાશયથી પોતે મધ્યસ્થ સ્થાનમાં ઉતર્યા હતા. બન્ને પક્ષની જનતા અવાર નવાર આવવી શરૂ થઇ દેશનાના પ્રવાહથી ઉભય પક્ષ આકર્ષાયો ઓ કોઇ વ્યાખ્યાનમા ચર્ચાતા વિષયોમા રસ લેતા થયા

વ્યાખ્યાન સાભળવાથી કેટલાકો એટલુ તો સમજ્યા કે ત્યાગ એ સર્વ શ્રેષ્ઠ આત્મ કલ્યાણનો ધોરી પથ છે અને તેનો વિરોધ કરવો એ આત્મ દ્રોહ કરવા બરોબર છે કેટલાક કદાગ્રહીઓએ પોતે માનેલુ સાચુ છે એમ માની પોતાનુ પકડેલુ પુછડું છોડયુ નહિ કેટલાક સરલાશયી સજ્જનો પોતાની ભૂલ કબુલ પણ કરી ગયા હતા

## જુદા જુદા વિષયો ઉપર ચર્ચા—

એક માસની દેશનામાં જુદા જુદા વિષયો ઉપર આચાર્ય મુનિઓ દ્વારા પણ વિવેચન કર્યું. વીતરાગ દેવની આજ્ઞા અને તેની મહત્તા,

સંઘ કોને કહેવાય ! સંઘ અને વીતરાગ દેવની આજ્ઞા એ ઉભયને કેવી સંકલના હોય, ત્યાગનો વિરોધ, ત્યાગીઓની હેલના કેવી ભયંકર દશાનો અનુભવ કરાવે છે, દુઃખ અને સુખના નિદાનો, કર્મના ભયંકર વિપાકો, જૈનાચાર્યની ફરજ ઉત્સૂત્ર પ્રરપકોની ભયંકર દશા, ધર્મધ્વંસ વખતે મૌન પકડી શાન્તિનો ડોળ કરવો એ શાસનનો દ્રોહ છે વિગેરે અનેક વિષયો ઉપર શાસ્ત્રના પાઠો અને સચોટ અસરકારક દષ્ટાંતોથી ચરિત્ર નાયકે પાટણની જનતાને તત્વાવબોધ કર્યો પરન્તુ લસણને કસ્તુરીનો ચાહે તેટલો પાસ દેવામાં આવે તોપણ પોતાની દુર્ગંધ તજતું નથી તેમ આચાર્યશ્રીનો હૃદયંગમ ઉપદેશ અને સુયુક્તિઓ એ ગાઢ પ્રતિપંથી વર્ગના હૃદયમાં સ્થાન ન લીધું.

**મક્કમ બન્યો—**

શાસન રસીક સંઘ તો હમેંશાના જુસ્સાદાર અને શાસ્ત્રોક્ત પ્રમાણોથી ભરપુર ચરિત્ર નેતાના ચાલતા પ્રવચનોથી ઘણોજ મક્કમ બની ગયો. ચાહે તેવી દુન્યવી અગવડોને સહન કરી પ્રતિપક્ષ તરફથી આવતા ગમે તેવા આક્રમણોનો સામનો કરી પોતે વીર આજ્ઞા પાલનમાં દઢ હૃદયી બન્યો. શાસન રસીક સંઘના અત્યંત આગ્રહથી ૧૯૮૬ નું ચાતુર્માસ વખાર ના પાડે કર્યું. ચતુર્માસ પહેલાજ ચરિત્ર નેતાના હસ્તે શાસન ઉદ્યોતનાં ઘણાં કાર્યો થયા.

**કાયદાનો ભંગ—**

પહેલા આપણે જોઈ ગયા કે યુવકસંઘના કેટલાક યુવાનીઓએ પાટણમાં એવા પ્રકારનો ઠરાવ કર્યો હતો કે યુવકસંઘની આજ્ઞા સિવાય કોઈપણ દીક્ષા લઈ શકશે નહિ અને કોઇ આપી શકશે નહિ. જો કોઈ આથી વિરૂદ્ધ વર્તન કરશે તો તેને સંઘ બહાર મૂકવામાં આવશે અને તેમાં ભાગ લેનાર શ્રાવકો સાથે કોઈપણ જાતનો વ્યવહાર રાખીશું નહિ.. . . . . . . . . . .

ઉપરોક્ત બીન જવાબદાર અને શાસ્ત્રથી તદ્દન અનભિજ્ઞ વ્યક્તિઓ તરફથી થયેલો કાયદો કોઈપણ ધર્મી માણુસ માનવા હરગીજ તૈયાર ન થાય કાયદો પાપને રોકનારો હોઈ શકે પરન્તુ ધર્મમાં અંતરાય કરનારો કાયદો સાચો જૈન સંઘ કદાપિ કરી ન શકે શાસન પ્રેમીક સંઘ તો મદ્યપોના મસ્ત ટોળાના આલાપની જેમ તેઓના આ મનફાવતા ઠરાવને હકકારી કાઢતો

આ પ્રસંગે તલાજા નિવાસી શા નંદલાલભાઈ તથા કુકરવાડાના શા મનસુખલાલ સંસાર ત્યાગ કરવાની ઉગ્રભાવનાથી ચરિત્રનેતાની છાયામાં આવી પહોંચ્યા. આ બન્ને ભાગ્યશાલીઓમાં આચાર્યશ્રીના મુંબઈના વ્યાખ્યાનથી દૃઢ વૈરાગ્ય જામ્યોજ હતો અને પૂર્ણ પરિચય વાળા હતા તેઓએ ચરિત્રવિભુ પાસે દીક્ષાની યાચના કરી

દીર્ઘદર્શી આચાર્યદેવે તે ઉભય મુમુક્ષુની પૂર્ણ મક્કમતા તપાસી તેઓને સાથે જણાવ્યું કે અત્રે સંયમ વિઘાતકોનો મોટો રાફડો છે, સંયમ લેવાના અભિલાષુકોને શિથિલ બનાવી પતન કરવાના ઉપાયો તેઓ યોજે છે માટે તમો પુરા મક્કમ હો તોજ સંયમ અર્પી શકાય

તે બન્ને યુવકોએ જણાવ્યું કે ગમે તેવી વિઘ્નમાળાઓ આવે તોયે હમો જરા ડગીશું નહિ હમારી આત્મકલ્યાણની ભાવનાને આપશ્રીની નિશ્રામાં જરૂર ફલીભૂત બનાવીશું

શાસન પ્રેમીક સંઘ તો મકકમજ હતો વિરોધી વર્ગ તરફથી કંઈક સહન પણ કરવું પડશે એવી ખાતરી હોવા છતાયે શાસનપ્રભાવનાની તમન્નામાં તેવી ભિતીથી બેદરકાર હતો શેઠ નગીનદાસ કરમચંદ તરફથી થભણાટની વાડીના ભવ્યમંદિરમાં દીક્ષા નિમિત્તે અષ્ટાન્હિકા મહોત્સવ પ્રારંભાયો આ પ્રસંગે આમંત્રણ પત્રિકાદ્વારા બહારગામના સેંકડો શાસન પ્રેમીઓને નોતર્યા

સેંકડો શાસનપ્રેમીઓ શ્રી ભાગવતી દીક્ષાના મહોત્સવમાં આવી પહોંચ્યા આગન્તુક વર્ગ હર્ષમાં ગરકાવ થયો હતો કારણ કે વિરોધી-

ઓના ધમપછાડા હેઠે આચાર્યશ્રીના હસ્તે દીક્ષાનો કાયદો તોડી દ્વાર ખુલ્લા કરવાના હતા. હાથી વિવિધબેન્ડો રાજરસાલા વિગેરેથી શોભતો દીક્ષા નિમિત્તનો એક ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. દીક્ષાની છાબ નન્દલાલભાઇની છોકરીએ ઉપાડી હતી, તથા તેમના જમાઇ હાથી ઉપર બેઠા હતા. શહેરના ભવ્ય લત્તામાં ફરી વરઘોડો ગામબહાર વડવૃક્ષના નીચે ઉતર્યો હતો. પૂજ્ય ચરિત્રનેતાના વરદહસ્તે હજારો માનવોની મેદિનીમાં બન્ને મુમુક્ષોઓને ચૈત્ર વદ પાંચમના દિને દીક્ષિત કર્યા. નંદલાલભાઈનું નામ મુનિશ્રી નંદનવિજયજી તથા મનસુખલાલનું નામ મુનિશ્રી મહોદયવિજયજી રાખી અનુક્રમે પૂજ્ય આચાર્યશ્રીના તથા મુનિરાજ શ્રીમદ્ ભુવનવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા.

અંતે ચરિગનાયકે દીક્ષાની મહત્તા ઉપર પ્રકાશ નાખતું એક ભવ્ય પ્રવચન કર્યું હતું. તે દિવસે શ્રીફળની પ્રભાવના, શાંતિસ્નાત્ર તથા સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે બહારગામથી લગભગ બારસો માણસોએ આ દીક્ષા મહોત્સવમાં ભાગ લીધો હતો.

## કોઇને આશા ન હતી—

આવો અદ્દ્ભુત દીક્ષા મહોત્સવ પાટણના આંગણે નિર્વિઘ્ને ઉજવાશે એવી આશા કોઇને ન હતી. પરન્તુ ધર્મનાપ્રભાવે એ પ્રસંગ અભૂત પૂર્વ ઉજવાઈ ગયો. શાસન પ્રેમીઓએ આ પ્રસંગે પોતાની ચંચળ લક્ષ્મીનો સદ્દ્વ્યય કરવામાં પાછીપાની ન કરી. જો કે વિઘ્ન વાદળીઓ સામાન્ય રીતે આવી. પણ તે શાસનદેવના પ્રતાપે સઘળી વીખેરાઈ ગઇ. દીક્ષા વિરોધકો ખૂબ ખીજાયા. દીક્ષા અટકાવવાના શકય ઉપાયો કર્યા પણ તે સઘળા નિષ્ફળ ગયા અને તેમના પૈસાનું નાહક પાણી થયું. હાથ નીચા પડયા. મીયાં પડયા પણ ટંગડી ઉંચી એ કહેવત અનુસાર થોડાક યુવાનીઆઓએ મીટીંગ ભરી દીક્ષાનો વિરોધ કર્યો પરન્તુ સત્ય વસ્તુને કોઈપણ જાતનો ભય હોતો નથી. સાચા

ધર્મગુરૂઓ એવી ચેષ્ટાથી જરાપણ ગભરાતા નથી પણ ઉલટા મક્કમ થાય છે પાટણના આગણે કોઈપણ સાધુ સુવકસ ધની આજ્ઞા સિવાય દીક્ષા નહિ આપી શકે એવુ જે ઘમંડ હતુ તે નબળુ પડયુ આ પ્રમાણે ચરિત્રનેતાએ અનેક પ્રકારના પરીષહો સહન કરી શાસનની પ્રભાવના કરવામા જરાપણ પાછીપાની ન કરી પોતાના ઉપર આવતા અનેક પ્રકારના પ્રહારોની દરકાર કર્યા વિના મહાવીરપ્રભુની આજ્ઞાનુ રક્ષણ કરવા તનતોડ પ્રયત્ન કરનાર સાચા ભાવાચાર્યો છે.





## પ્રકરણ ૨૭ મું.

**ઝવેરી મોતીચંદભાઈ—**




ટણમાં ઉપરોકત બે ભાગ્યશાલીઓની દીક્ષા પ્રસંગે બહારગામથી ઘણા માણસો આવ્યા હતા. તેમાં સુરત નિવાસી ઝવેરી શ્રીયુત્ જેચંદભાઈ દયાચંદ પણ સંયમ-ગ્રહણ કરવાને ઉત્કંઠિત થયેલા પોતાના પુત્ર મોતીચંદ સાથે આવ્યા હતા. તેમણે પૂજ્ય આચાર્યશ્રીને નમ્રભાવે વિજ્ઞપ્તિ કરી કે મારા પુત્રને પૂર્વના પુણ્યોદયથી સંયમગ્રહણ કરવાની તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઈ છે. તે અભિલાષાને સફળ કરવા આપ સુરત પધારો તો ઘણુંજ સારૂં કારણકે આ અપૂર્વ મહોત્સવ મારે મારા ઘર આંગણેજ ઉજવવાની ભાવના છે. મહારાજશ્રીએ જણાવ્યું કે તમો કહો છો એ બધી વાત

સાચી છે પરન્તુ હમારૂ ચોમાસુ અત્રે નક્કી જેવુ છે. વળી સુરત અત્રેથી ઘણુ દૂર છે તેમજ હાલ કટોકટીના મામલા વખતે પાટણને હુ જરાપણ છોડી શકુ એમ નથી એટલે તમો સુરતમા બીરાજતા આચાર્ય શ્રીમદ્ સાગરાનદસૂરિજી મહારાજ પાસે હમારા નામથી દીક્ષા અપાવો તો હમોને કોઈપણ જાતનો વાધો નથી અત્રેથી લેવાને માટે મુનિ પ્રવીણવિજયજી વિગેરે સાધુઓને ખુશીથી મોકલીશુ જેચદભાઈ પોતે સમજુ હોવાથી આચાર્યશ્રીની અગવડને ધ્યાનમા લઈ એ વાત પોતે સ્વીકારી

<u>ટુક પરિચય</u>—

ઝવેરી મોતીચદભાઇ લગભગ ઓગણીસ વર્ષના હોઈ ભરયુવાનીના પ્રથમ પગથીએ ચઢી રહ્યા હતા સુખ વૈભવો, એશઆરામ અને સાહીબીઓ પોતાની પાસે અઢળક હોવા છતા તે બધીએ સામગ્રી સયમની ભાવનાથી કારની ભાસતી ધર્મી પિતાના સુયોગથી તેઓના જીવનમા બાલ્યવયથી અજબ ધર્મના સંસ્કારો રેડાયા હતા પ્રભુપૂજા, તપ, અવશ્યકક્રિયા આદિ ધાર્મિક અનુષ્ટાનોમા સહર્ષ પોતાની બાલ્યવય હોવા છતા મગ્ન રહેતા ચન્દ્રિનેતાના સુરતમા થયેલ ચાતુર્માસ દરમ્યાન વૈરાગ્યના અકુરાએ ઉંડુ સ્થાન લીધુ હતુ ત્યાગી મુનિવરો પાસે જઇ ધાર્મિક અભ્યાસ કરવાની તેમને ઘણી ખત હતી

તેમના પિતાશ્રી જ્યચદભાઇ અજોડ ધર્મ શ્રદ્ધાળુ અને સયમ માર્ગના અત્યત રાગી હતા તેઓની ગર્ભ શ્રીમતાઈ ઝળહળતી હતી ઔદાર્યાદિગુણો પણ તેમની જીવનયાત્રામા તરી આવતા હતા. વીશ હજારના ખર્ચે તેમણે સુરતમાં એક જૈનાનદ પુસ્તકાલય બનાવી આપ્યુ છે બીજા પણ ધર્મ પ્રસગોમા યથાશક્તિ તેમણે પોતાનો ઉદાર હાથ લબાવ્યો છે તેઓ કર્મગ્રન્થ આદિ પ્રકરણ શાસ્ત્રના અગ જ્ઞાતા હતા

## ભેટ—

...પાના પુત્રે જ્યારે દીક્ષા ગ્રહણ કરવાની ભાવના પ્રગટ કરી ત્યારે તેમણે ચારિત્ર માર્ગમાં આવતા પરીસહો વિગેરેની સમજુતી આપી ચારિત્ર માર્ગ જેટલો ઉત્તમ છે તેટલોજ તેનો નિર્વાહ કરવો કઠીન છે સંયમ લીધા પછી તેનો ત્યાગ કરવો એ મહાન્ દુઃખનું કારણ છે વિગેરે ખૂબ વાતો કરી તેમની વૈરાગ્યની કસોટી કરી. પરન્તુ તેમણે ઉત્તમ માર્ગમાંથી પતિત કરવાનો એક પણ અક્ષર ઉચ્ચાર્યો નથી. તેમની અતીવ દૃઢ ભાવના જોઇ તેમણે સંયમ સ્વીકારવાની વિના આના કાનીએ હા પાડી અને એ દીક્ષા મહોત્સવને પોતાના ગૃહાંગણમાં ઉજવવા તૈયાર થયા અહો ? દુઃષમ કાલમાં પણ પુણ્ય નિધાન વ્યક્તિઓ ત્યાગ ધર્મને ઉત્તમ માનનાર ભાગ્યશાલીઓ પોતે અઢળક ઐશ્વર્યના ધણી હોવા છતાંય પોતાના પુત્ર રત્નને શાસનના ચરણે સહર્ષ ભેટ કરે એ શું ઓછું આશ્ચર્ય ગણાય ? મોતીચંદ જેવા પુત્ર રત્નની જન્મદાતા માતુશ્રી જસકોર બેનનો દીક્ષા પ્રત્યે સંપૂર્ણ સદ્‌ભાવ હોવા છતાં મોહને વશ થઇ દીક્ષાની વાત સાંભળતા ચોધાર આંસુએ રૂદન કરવા લાગ્યાં પણ એ પવિત્ર કાર્યમાં અંતરાય ન નાંખી એક સાચી માતા અને રત્નકુક્ષી તરીકેની ફરજ અદા કરી છે.

## અભિનંદન પત્રિકા—

દીક્ષાના આગલા દિવસે અજીમગંજનિવાસી શ્રીયુત્ રાજા બહાદુરસિંહજી દુધેડીયાના પ્રમુખપણા હેઠળ સમૃદ્ધ અને સુખ સાહીબીમાં ઉછરતા તેમના મિત્ર મંડળે ભાવ ભીનું અભિનંદન પત્ર રાયચંદ દીપચંદની વિશાળ કન્યા શાળામાં સમર્પ્યું હતું. જે અત્યંત ભાવવાહી હોવાથી અત્રે આલેખાય છે.

## ચારિત્રમાર્ગ અંગીકાર કરનાર ભાઇશ્રી મોતીચંદ જયચંદભાઇને
## અભિનંદન પત્રિકા

અર્પણ કરનાર—શ્રી સુરત જૈન વિસા ઓસવાળ યુવક મંડળ
છપાવી પ્રસિદ્ધ કરનાર—કુસુમચંદ લલ્લુભાઈ ધરમચંદ

ધન્ય છે ! ધન્ય છે ? ઓ બાલ સાધુ તને ધન્ય છે ભર જુવાન વયે વિલાસ અને વૈભવોનો ત્યાગ કરનાર, સંસારના મોહમાં નહિ ફસનાર, જીંદગીના કૃત્રિમ સુખોને ઠોકરે મારનાર ઓ સાધુ પુરૂષ ધન્ય છે

અને આ કોમલ વયમા ચારિત્ર માર્ગ અંગીકાર કરનાર, મુક્તિના પંથે વિહારનાર ઓ બાલ બ્રહ્મચારી તારો જય થાઓ વિજય થાઓ

જીંદગીનુ સાર્થક કરનાર ઓ આદર્શ યુવાન તને કેમ સંબોધીએ ? કયા શબ્દોમા સ્વાગત કરીએ ? જન્મ ભૂમિનુ ગૌરવ વધારનાર ઓ પુણ્યાત્મા ? વીસા ઓસવાલ જ્ઞાતિના ઓ મુક્તાફલ ? આ તારા યુવાન બંધુઓને ત્હે સાંભળેલ ત્રણ જગતના નાથનો સંદેશ સંભળાવજે અને તારા તેજમા સર્વને ઢાંકી દેજે

પુણ્ય પંથે પ્રયાણ કરનાર ઓ મહાત્મા ? ત્હારા કુટુંબ ત્હારી જ્ઞાતિ અને ત્હારા શહેરની કીર્તિ ત્હે વધારી છે ત્હારા પુનીત પગલાથી અમને પાવન કરજે ત્હારા વચનામૃતનુ અમને પાન કરાવજે અને ત્હારા મુખ દર્શનનો લાભ અમને આપતો રહેજે

ત્યાગ માર્ગ અંગીકાર કરનાર ઓ ત્યાગી ? વીતરાગની વાણી સંભળાવનાર ઓ વીરાગી ? તપ માર્ગે દષ્ટિવાળનાર ઓ તપસ્વી ! ત્હારૂ ચારિત્ર, ત્હારૂ ધ્યેય, ત્હારી ભાવના અને ત્હારૂ મનોબલ જોઇ અમારા શીર તારા ચરણે ઝુકી રહ્યાં છે

અને ઓ કર્મવીર ? એ ત્હારા વીર પિતાશ્રી મહાવીરદેવના, ત્હારા અને અમારા તારણહારના પવિત્ર વચનામૃતો સર્વત્ર ફેલાવજે શાસનને શોભાવજે. અને જૈનધર્મનો વિજય વાવટો દશે દિશામાં ફરકાવજે

દેવી રીતે પ્રતિબોધ પામેલા ઓ દીવ્ય પુરુષ? શાસનના ઓ મહાન્ પૂજારી? અમે તને શું કહીયે! તને સલાહ આપવી એ અમારી લાયકાત છે? ના અમારી તો એ યાચના છે કે એવા કૃત્ય કરજે કે જે અમને ગૌરવશાલી બનાવે. ત્હારા કુટુંબી અને આત્મજનની કીર્તિ વધારે. અને પ્રભુનું શાસન દીપાવે.

યુવાનોના ઓ નાવિક? આ ત્હારા યુવાન સહચરો તારાવડે સંસારસાગર પાર ઉતરવાની આશા બાંધી રહ્યા છે. તેમને નિરાશ નહિ કરતો તને ત્યાગ માર્ગે પ્રયાણ કરતો જોઇને ઓ વીર યુવક? અમ યુવકોના અંતરો પ્રફુલ્લીત બને છે, નવપલ્લવીત બને છે, હર્ષથી ઉભરાય છે.

ઓ પરમયોગી! ત્હારા યોગબલથી આંખ છતાં અંધ બનેલાના નેત્રો ખુલ્લાં કર. અમારૂં કર્તવ્ય બતાવ, અમારો ધર્મ સમજાવ.

ક્ષમા કરજે ઓ દયાલુ આત્મા! અમારા કહેવાથી જો ત્હારા પવિત્ર હૃદયમાં કોઇપણ સમયે દુઃખની લાગણી ઉદ્‌ભવી હોય તો હે પરમકૃપાલુ! ક્ષમા આપજે.

પિતાની ઇચ્છાને માન આપનાર ઓ આજ્ઞાપાલક પુત્ર! અમને એવા કૃતઘ્ની ન ગણી લેતો કે જેણે શાસનને ચરણે પોતાના મહાન્ પુત્રરત્નની ભેટ ધરી તેને ભૂલી જઇએ. ધન્ય હો! તે વીર માતપિતાને કે જેણે શાસનની ઉન્નતિ ખાતર પોતાના ચમત્કારીક અને ભાગ્યવાન પુત્રનો મોહ છોડ્યો.

મોહમાયાના બંધનમાં બંધાયેલા, સંસારસાગરમાં સડતા, વિષય વાસનામાં લપટાયેલા અને લક્ષ્મીના મદમાં ભાન ભૂલી કર્તવ્યથી વિમુખ થયેલા એવાં જે અમે, તેમને ઓ વીરપુત્ર! તું તરજે અને તારજે.

અમારૂં અભિનંદન સાર્થક ત્યારેજ થશે કે જ્યારે ઓ ભાગ્યવાન્! તારા જેવા અમને તું બનાવશે એજ અમારી અંતિમ અભિલાષા તું પૂર્ણ કરજે. શાસનદેવ ત્હને સહાય થાઓ અને તારો જય થાઓ.

ગોપીપુરા—સુરત.
તા. ૩–૫–૩૦ } વંદેવીરમ્

આ ઉપરાંત આનંદવર્ધક સભા તરફથી ઝવેરી નેમચંદ અભે-ચંદ જે પી ના પ્રમુખપણા હેઠળ પણ એક માનપત્ર આપવામાં આવ્યુ હતુ

## આદર્શ દીક્ષા—

મોતીચંદભાઈ સયમ માર્ગ વિચરવા સજ્જ થયા તેમના પિતાશ્રીએ ચંદ્રપ્રભુ ભગવાનના ભવ્ય જીનાલયમા પચ કલ્યાણી મહોત્સવ શરૂ કરાવ્યો અને પોતે સારા દ્રવ્યનો વ્યય કરી એક ભવ્ય વરઘોડો ચઢાવ્યો શહેરના ભવ્ય લત્તામા ફરી અદાલત પાસે બાંધેલા ભવ્ય મડપમાં ઉતર્યો હતો, વરઘોડામા મોતીચદભાઈ લક્ષ્મી ચચળ છે એવો જાણે દુનિયાને શુભ સંદેશ ન પાઠવતા હોય તેમ છુટે હાથે દાન આપી રહ્યા હતા સ ૧૯૮૬ ના વૈશાખ સુદ ૬ ના શુભ દિને સુરતમાં બીરાજતા આચાર્ય શ્રીમદ્ સાગરાનદસૂરિજી મહારાજના વરદ હસ્તે લગભગ ત્રણ હજાર માનવ મેદની વચ્ચે દીક્ષાની શુભ ક્રિયા કરાવવામાં આવી હતી, તેમનું નામ મુનિશ્રી મહિમા વિજયજી રાખી ચરિત્રવિભુના શિષ્ય મુનિશ્રી પ્રવિણવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા ઘણા વર્ષો પછી પહેલી આ વૈભવશાલી યુવાનની દીક્ષા થતી હોવાથી સૌ કોઈ આશ્ચર્ય મુગ્ધ બની હર્ષિત બન્યા હતા પ્રવચનના અંતે શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી જેચદભાઈ પોતે સાગરજી મહારાજના રાગી હોવા છતાં પોતાના પુત્રને અમુકજ ઠેકાણે દીક્ષા લેવાનું જરા પણ દબાણુ કર્યું ન હતું પરન્તુ જણાવ્યું હતું કે તારૂં મન જ્યાં માનેતારા સયમનો જ્યાં નિર્વાહ થતો હોય તેવા સુવિહિત સઘાડામાં તું દીક્ષા લે એમા મને જરાપણુ વિરોધ નથી ધન્ય છે જેચદભાઈના આ ધર્મરાગને અને મધ્યસ્થપણાને ? ચરિત્રનેતાની આજ્ઞાથી અંકલેશ્વર મુકામે જેઠ સુદ ૧૦ના દિને મહિમા વિજયજીને વડી દીક્ષા આપવામાં આવી હતી તે વખતે પણ તેમના સસારી પિતા જેચદભાઇ તરફથી સઘ જમણ તથા પ્રભાવના કરી સારા દ્રવ્યનો વ્યય કર્યો હતો તેમની

દીક્ષા પ્રસંગે શેઠ રણછોડ શેપકરણ તથા નવપદ આરાધકના સુજ્ઞ સજ્જો આદિ સો દોઢસો માણુસો આવ્યા હતા.

## ચાણસ્મા પધાર્યા—

ચતુર્માસ નજીક આવવા લાગ્યું. પણ હજુ લગભગ દોઢેક માસ બાકી હતો. ચાણસ્મા સંઘની અતીવ આગ્રહ ભરી વિનતિને સ્વીકારી સસત્કાર ચરિત્ર વિભુ ચાણસ્મા પધાર્યા. ચાણસ્મા જનતાએ પૂજા પ્રભાવના વ્યાખ્યાન શ્રવણ વિગેરે ઘણી પ્રભાવનાઓ કરી વ્યાખ્યાનમાં હમેંશ ચીકાર હાઉસ રહેતો હતો થોડા દિવસમાં ત્યાં અપૂર્વ જાગૃતિ આવી.

## પુત્ર અને પિતા—

હમેંશ ધર્મ ક્રિયામાં જીવન ગાળનાર દેવગુરૂ અને ધર્મના પૂર્ણ રાગી. શ્રદ્ધાનિષ્ઠ અને સરળ પ્રકૃતિ છાણી નિવાસી શા. છોટાલાલ હરગોવિન્દદાસ તથા તેમના પુત્ર રત્ન લગભગ ૧૪ વર્ષની બાલ્યવયમાં બાલુભાઈ સંસાર ત્યાગવાની ભાવનાથી ચરિત્રનેતાની છાયામાં ચાણસ્મા મુકામે આવ્યા. ૬૭ વર્ષની પાકટ વયે પહોંચેલા શા. છોટાભાઇ કુમલી વયના પોતાના પુત્ર રત્ન બાલુભાઇને લઈને સંયમ સ્વીકારવા આવ્યા છે એ સમાચાર ચાણસ્મા સંઘમાં વીસ્તર્યા, અપૂર્વ આનંદ સૌને થયો. કારણકે ત્યાંની જનતા ત્યાગ માર્ગ પ્રતિ ઘણી ઝુકેલી છે. સંયમ લેનાર વ્યકિતને આવતી અગવડો અને વિઘ્ન કંટકોને દૂર કરી સંયમ માર્ગ નિષ્કંટક બનાવી આપવામાં પંકાયેલી છે. એટલે આ દીક્ષા મહોત્સવ ચાણસ્મામાં ઉજવવા સહુ કોઈ સહર્ષ સજ્જ થયા. છોટાભાઇના પુત્ર નગીનભાઇએ ૧૯૮૧ માં સુરત મુકામે દીક્ષા લીધી હતી તેમજ છોટાભાઇના ભાઈ ખીમચંદભાઇના પુત્ર છબીલદાસભાઇએ ૧૯૭૮ ની સાલમાં દીક્ષા લીધી હતી. એટલેજ છોટાભાઈની હિંમત આવી વૃદ્ધાવસ્થામાં દીક્ષા ગ્રહણ કરવાની થઇ. વળી બાલવયમાં રમતગમત અને દુન્યવી સુખોનો મોહ છોડી વૈરાગ્ય વાસિત અંતઃ-

દગખુવાલા બાલુભાઈની સાથે દીક્ષા લેવાની અસત ઉત્કંઠાએ છોટાભાઈની દીક્ષાને ઘણું જોમ આપ્યું હતુ બાલુભાઈએ દીક્ષા ન લેવાય ત્યાંસુધી દૂધ, ઘી વગેરેના ત્યાગની કઠી પ્રતિજ્ઞા લીધી હતી.

અપૂર્વ સંસ્કાર—

બાલુભાઈ પોતાની નાની ઉમ્મરથીજ ભણવા ગણવામાં ચાલાક હતા, નિસાળમા પણ તેઓ બધા વિદ્યાર્થીઓના આગળનો નબર ભોગવતા હતા

જ્ઞાનાવરણીયના ક્ષયોપશમને લીધે બુદ્ધિબળ પણ સતેજ હતું. ધર્મિષ્ઠ માતપિતાના સસર્ગથી અને પૂર્વજન્મમા નાખેલ સંસ્કારોના પરિબળે આવી નાની ઉમ્મરમાં તેઓને આ સસાર છોડવાની તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઈ હતી જે ઉમ્મરમાં માત્ર રમતગમત જ પ્રિય હોય, નાટક, સીનેમાના જોવાનો ખાસ શોખ પુરો પડતો હોય, ખાવુ, પીવુ અને અમનચમન ઉડાવવુ એજ જે ઉમ્મરમાં મુખ્ય ધ્યેય હોય છે એ ઉમ્મરમાં એ વિલાસોને તીલાજલી આપી આવી કુમળીવયમા સસારનો ત્યાગ કરી ચાર દિવાલની અદર ગોધાઈ માત્ર જ્ઞાનધ્યાન-માજ સમય ગુમાવવો આત્મધ્યાનમા મગ્ન રહેવુ આ બધુ પૂર્વના શુભ સસ્કારથી કોઈ મહાન્ ભાગ્યશાલી આત્માનેજ સાંપડે છે એ ભાગ્ય ભાઈશ્રી બાબુભાઈને વરી ચૂક્યું હતુ

પોતાના ૧૪ વર્ષના પુત્ર સાથે છોટાલાલ આવ્યા છે બન્નેને દીક્ષા આપવા માગણી કરે છે છતાંય પૂજ્ય આચાર્ય મહારાજે ફરમાવ્યુ કે છોકરાની માતાની પણ રજા મળી જાય તો હું દીક્ષા આપી શકુ, કારણ સિદ્ધાતમા સોળવર્ષની ઉમ્મર સુધી માતાપિતાની રજા લઈ દીક્ષા આપવાનુ કહ્યુ છે દીક્ષા અટકાઈ, અતમા બાલુ-ભાઈની માતા પરસનબેન આવ્યાં, ગુરૂચરણની રૂપાનાણાથી પૂજા કરી ધાર્મિક માતાએ વૈરાગી પુત્રની દુખાતે હૃદયે પણ ધર્મભાવનાથી ગુરૂ ચરણે ભેટ ધરી

ઉપરોક્ત છોટાભાઈ તથા બાલુભાઈને ભારે મહોત્સવ સાથે ઠાઠ-પૂર્વક વિશાળ માનવમેદની સમક્ષ સં. ૧૯૮૬ ના જેઠ વદી ત્રીજના શુભ દિવસે પૂજ્ય આચાર્યશ્રીના વરદહસ્તે દીક્ષાપ્રદાન કરવામાં આવ્યું હતું. છોટાલાલભાઇનું નામ શ્રી મુક્તિવિજયજી રાખી અને બાલુભાઇનું નામ મુનિશ્રી વિક્રમવિજયજી રાખી તેમને પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા.

આ બન્ને ભાગ્યશાલીઓને દીક્ષા આપી પૂજ્ય આચાર્યશ્રી પાટણ પધાર્યા. બાલવયના બાલુભાઈને જોઇને અજ્ઞાન યુવકોના મુખમાં બહુ બડબડાટ અને હૃદયમાં ઘણો ખળભળાટ જાગ્યો પણ બિચારાઓનું ચાલે શું! આખરે તો સત્યનો જ જય થાય છે.

**પ્રેમચંદભાઇ—**

છાણીગામ નિવાસી પારેખ ખીમચંદભાઈ સંયમ ગ્રહણ કરવાની તીવ્રભાવનાવાલા તો હતાજ પરન્તુ શારિરીક અશક્તિના કારણે પોતે સંયમ કષ્ટ સ્વીકારવા અશક્ત બન્યા. પરન્તુ તેમના પુત્રરત્ન પ્રેમ-ચંદભાઇ સંયમ ગ્રહણ કરવા લગભગ પોણાબે વર્ષથી છ વિગયનો ત્યાગ કરી ધર્મપરાયણ જીવન વીતાવતા હતા. ફક્ત સંયમ લેવામાં અટકાવનાર તેમના ધર્મપત્ની તારાલક્ષ્મી હતા. તેમની સ્ત્રી તથા પુત્ર ચીમનલાલ વિગેરે સ્વજન સંબંધીઓની રજા મેળવવી મુશ્કેલ માલમ પડવાથી તેઓ બાનુ કાઢી એકદમ પાટણ મુકામે પૂ૦ આચાર્યદેવ પાસે આવી પહોચ્યા. આ વાતની તેમના કુટુંબને જાણ થતા તેમની પાછળ તેમના સ્ત્રી તથા ચીમનલાલ આવી પહોંચ્યા. ઘણું સમજાવ્યું. પરન્તુ તેમની ચારિત્ર પ્રત્યેની અડગભાવના જોઇ અનુમતિ આપ્યા વિના ચાલ્યુ નહિ. અદ્યાવધિ અટકાયત કરનાર તેમના ધર્મપત્નીએ હાથે તીલક કરી શ્રીફળ આપી સંયમ ગ્રહણ કરવા અનુમતિ આપી હતી. ખરે લાંબા કાળ પછી પોતાના પતિને સંયમ માર્ગ ગ્રહણ કરવા અનુમતિ આપે એ પણ અમુક અંશ જરૂર સ્તુત્ય ગણાય.





પાટણમાં સાથે રહેલ શીષ્ય મંડળ સહિત પૂ૦ આચાર્ય મહારાજ.

ખી. ગી. પ્રેસ-પાલીતાણા.

ચરિત્રનેતાના હાથે દીક્ષાનાં દ્વાર ખુલ્યા પછી ઉપરાઉપરી દીક્ષા આદિના મહોત્સવો ઉજવવામાં શાસન રસીક સંઘ વિશેષ ઉત્સાહી બનતો ગયો શાસન રસીક સંઘે મહોત્સવોમા અઢળક લક્ષ્મીનો વ્યય કર્યો જેમાં દાનવીર શેઠ નગીનદાસ કરમચંદનો વધારે પડતો ફાળો હતો

પ્રેમચંદભાઈની દીક્ષા નિમિત્તે એક ભવ્ય વરઘોડો નીકળ્યો શહેર બહાર બાંધેલ મંડપમાં ચરિત્રનેતાના હસ્તે જેઠ વદ ૯ ના શુભદિને દીક્ષાપ્રદાન કરવામા આવ્યું હતુ તેમનું નામ મુનિશ્રી પ્રભાવવિજયજી ગણી પૂ આચાર્યશ્રીના શિષ્ય તરીકે જાહેર કર્યા

<u>ધર્મપ્રભાવના—</u>

જ્યારથી પાટણની પુનિત ભૂમિમાં આચાર્યશ્રી પધાર્યા ત્યારથી ત્યાંની જનતામા અપૂર્વ ચૈતન્ય પથરાવા માંડયુ હતુ ચતુર્માસ પહેલા ચરિત્ર વિભુના હસ્તે પાંચ દીક્ષા મહોત્સવો થયા પ્રથમ વ્યાખ્યાનમાં પરમપવિત્ર આચારાંગ સુત્રની વાચના ઘણાજ વિવેચન સાથે વાચવી શરૂ થઇ બીજા વ્યાખ્યાનમા જીવદયાના સુંદરપાઠ ભણાવનાર જૈન-શાસનની અપૂર્વ પ્રભાવના ફેલાવનાર પરમાર્હત ચૌલુક્યનરાવતંસ શ્રી કુમારપાલ ભૂપાલનું રસભર્યું ચરિત્ર વંચાતુ હતુ

પર્યુષણાપર્વ આવતા અનેક પ્રકારની તપશ્ચર્યા દેવદ્રવ્ય વિગેરેની આવક, વરઘોડા વિગેરે ધર્મપ્રભાવના સારા પ્રમાણમા થઇ હતી આચાર્ય દેવેશના શિષ્યરત્ન મુનિશ્રી નવીનવિજયજીએ આ ચાતુર્માસમા એકવીસ ઉપવાસની તપશ્ચર્યા કરી હતી તથા બાળમુનિ વિક્રમ-વિજયજીએ ચાર ઉપવાસ કર્યા હતા, જેમને પોતાની જીંદગીમાં એક ઉપવાસ પણ ભારે હતો તે નિમિત્તે એક ભવ્યમંડપ રચી તેમાં દર્શનીય ચિત્રો ખડા કર્યા હતા પ્રભુના સમવસરણની પણ રચના કરવામા આવી હતી તથા અષ્ટાન્હિકા મહોત્સવ શરૂ કરવામા આવ્યો હતો છેલ્લે દિવસે રથ યાત્રાનો વરઘોડો પણ નીકળ્યો હતો,

ચરિત્રવિભુની શાસનપ્રભાવના ફેલાવવાની ધગશ અને મક્કમતા અનેક આક્રમણો વચ્ચે અપૂર્વ જોઈ, સૌ કોઈ આશ્ચર્ય ચકીત બન્યા. અને ચરિત્રનેતાનો અસાધારણ ઉપકાર સૌ કોઇ માનતા થયા. આ ચાતુર્માસમાં પણ મહારાજશ્રીએ નવીન રાગરાગણીમય સ્તવનો રચ્યાં હતાં.

## સુરત મોકલ્યા—

પાટણ નિવાસી મોહનભાઈ લલ્લુભાઇ જેઓ પોતાની પરિપક્વ ઉમ્મરના હોવા છતાં તીવ્રવૈરાગી બની સંયમગ્રહણ કરવા સમુત્સુક થયા હતા. તેમને પોતાને કેટલાક સંજોગોવશાત્ પાટણમાં દીક્ષા લેવાની ભાવના ઓછી હતી. તેથી પૂ૦ આચાર્યશ્રીએ તેમને મુનિશ્રી પ્રવીણવિજયજી આદિ ઠાણા ત્રણ સુરતમાં ચાતુર્માસ હતાં ત્યાં મોકલી આપ્યા. દેશાઇ પોળથી તેમની દીક્ષા નિમિત્તે વરઘોડો ચઢયો હતો. દેશાઇ પોળવાલા જૈનોના અત્યંત આગ્રહથી તેમને ત્યાં ઉપાધ્યાયજી શ્રીમદ્ માણેકસાગરજીના હસ્તે કારતક વદ બીજના શુભ દિવસે દીક્ષા પ્રદાનની ક્રિયા કરવામાં આવી હતી. તેમનું નામ મુનિશ્રી મહેન્દ્રવિજયજી રાખી મુનિરાજ શ્રીમદ્ ગંભીરવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા. દીક્ષા વખતે તેમના પુત્ર જયન્તિલાલ તથા અન્ય સ્નેહીઓ પણ હાજર હતા.

## વૈરાગ્યભીના બન્યા—

પાટણમાં ચાલતા ચરિત્રવિભુના વૈરાગ્યમય વ્યાખ્યાનોને શ્રવણ કરી પાટણનિવાસી વીશ વર્ષની ઉમ્મરના યુવક કાન્તિભાઇ લહેરચંદ વૈરાગ્યભીના બન્યા. જેમણે પર્યુષણપર્વમાં અઠ્ઠાઇ તથા તે પછી વર્ધમાનતપની ઓળીની તપશ્ચર્યા કરી હતી. દીક્ષા લેવાની ઉત્કટભાવનાથી તેઓએ પ્રથમ ચતુર્થવ્રત અંગીકાર કરી લીધું હતું. અને જ્યાંસુધી સંયમ ન લેવાય ત્યાંસુધી છ વિગયનો ત્યાગ કર્યો હતો. સંયમભાવનાથી રંગાયલા કાન્તિલાલ ધર્માભ્યાસમાં પૂર્ણ સમય વીતાવતા.

કાન્તિલાલના સબંધીઓ યુવક સંઘમાં હતા એટલે તેમને શિથિલ બનાવવા શક્ય પ્રયત્નો કરતા પરન્તુ સર્વ નિરર્થક ગયા ઉલ્ટા કાન્તિલાલ વધુ દઢ બન્યા પોતાના ઘરની તથા બીજી મિલ્કત વિગેરેની વ્યવસ્થા કરી તે દ્રવ્યનો દીક્ષા મહોત્સવમા વ્યય કરવા પ્રેરાયા ચતુર્માસબાદ તેમની દીક્ષા નિમિત્તે અટ્ઠાઈ મહોત્સવ શરૂ થયો દીક્ષાનો ભવ્ય વરઘોડો શહેરના ભવ્યલતામા કરી ગામ બહાર ઉતર્યો હતો કારતક વદ ૬ ના શુભદિને તેમને પૂ૦ આચાર્યશ્રીના વરદહસ્તે સયમ-પ્રદાન કરવામા આવ્યુ તેમનુ નામ મુનિશ્રી કલ્યાણવિજયજી રાખી તેમને મુનિશ્રી ભુવનવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા

## ભિન્ન માન્યતા—

પાટણનો એકપક્ષ દીક્ષા પ્રતિરોધક ઠરાવ કરી સયમ લેનાર અને દેનાર ઉપર ખોટા કલકો આપી પોતાનુ જીવન શ્રેય માની રહ્યો હતો જ્યારે બીજો પક્ષ અનેક દીક્ષા મહોત્સવોને ઉદારતાથી ધનનો વ્યય કરી ઉજવવામા, શાસનની પ્રભાવનાઓ ફેલાવવામા અને સસાર ત્યાગીઓને ભૂરિ ભૂરિ અનુમોદના આપવામા પોતાના જીવનની સાફલ્યતા માનતો હતો ખરેખર પાટણ શહેરમા ભડવીર ચરિત્રવિભુએ જૈનધર્મનો ડકો બજાવ્યો શાસન સરક્ષક પૂજ્ય ગુરુદેવના ચરણમા સહસ્ર નમન હો અને ધન્ય હો ? ધન્ય હો નિડર અને નિસ્પૃહ રહી અનેક આક્રમણોને ઝીલી શાત પ્રકૃતિથી ધર્મ ઉદ્યોત કરવાની શુભ ભાવનાઓને !

આ પ્રમાણે ૧૯૮૬ નુ ચાતુર્માસ પાટણમા ઘણુ જ રમણીય બન્યુ

## શખેશ્વરની યાત્રાએ—

પૂજ્ય આચાર્ય મહારાજશ્રી ચાણસમાથી, ચાતુર્માસ કરી પાછા ફરેલ મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી આદિ વિશાળ મુનિમડળ સાથે પાટણથી વિહાર કરી શ્રી શખેશ્વર તીર્થની યાત્રા માટે પધાર્યા ત્યા પાટણનો શાસન રસીક સઘ આચાર્યશ્રીના દર્શનાર્થે આવ્યો હતો,

અદ્દભુત ચમત્કારી શ્રી શંખેશ્વરપાર્શ્વનાથની ભવ્ય પ્રતિમાના સપ્રેમ-દર્શન કર્યાં. અનેક સ્તવનો રચી સ્થિર ચિત્તે પ્રભુને સ્તવ્યા.

રાધનપુર શહેરના સંઘને ચરિત્રનાયકના આગમનની જાણ થતાં અનેક શ્રાવકો શંખેશ્વર વિનતિ માટે આવ્યા. અત્યાગ્રહ થતાં અને અન્ય મુનિવરોને ભવ્ય જીનાલયોના દર્શનની અભિલાષા હોવાથી ચરિત્ર નાયક ભવ્ય સત્કારથી ત્યાં પધાર્યા.

## સાહિત્ય પ્રદર્શનમાં—

આ અરસામાં અમદાવાદ શહેરમાં ઘણાજ પરિશ્રમે સાહિત્ય પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. સેંકડો વર્ષની પ્રાચીન હસ્તલેખિત પ્રતો જોવાલાયક જુની કારીગરીઓ અનેક ઐતિહાસીક દૃશ્યોનો તે પ્રદર્શનમાં સંગ્રહ કરવામાં આવ્યો હતો. શ્રુતજ્ઞાન તરફ અજબ બહુ-માન પેદા કરાવનાર આ સાહિત્ય પ્રદર્શન નીરખવા અનેક શહેરમાંથી અને ગામોમાંથી લોકો હર્ષભેર આવવા લાગ્યા.

આ સમયે વયોવૃદ્ધ તપોનિધાન, જ્ઞાનધ્યાનગરિષ્ટ આચાર્યમહારાજ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ બીરાજમાન હતા. તે પુણ્ય પુરૂષનો પત્ર લઈ કેટલાક અમદાવાદી આગેવાન સદ્દગૃહસ્થો ચરિત્રનેતાને અમદાવાદ પધારવા વિનતિ કરવા આવ્યા.

રાધનપુરમાં ફક્ત પાંચ સાત દિવસની સ્થિરતા થતાં ત્યાંની જનતામાં અજબ જાગૃતિ આવી. ચાતુર્માસ માટે ઘણીજ વિનતિ થઈ. રાધનપુરની જનતા આચાર્ય મહારાજશ્રીને છોડે તેમ તો ન હતી પણ ધર્મ પ્રભાવનાનું મહાન્ કાર્ય હોઈ અને અમદાવાદીઓની આગ્રહભરી વિનતિ જોઇ આચાર્ય મહારાજે ત્યાં જવાનું સ્વીકાર્યું. ભવ્ય સત્કારથી અમદાવાદમાં પ્રવેશ કર્યો. હમેંશ ચાલતા વ્યાખ્યાનથી ત્યાંની પ્રજા ખૂબ આનંદ ગરકાવ બનતી. હજારોની મેદનીમાં ચરિત્ર-નેતાએ સાહિત્ય પ્રદર્શન મંડપમાં શ્રુતજ્ઞાનની મહત્તા ઉપર બોધપ્રદ

પ્રવચન આપ્યું હતું અત્રે ચાતુર્માસની અત્યંત આગ્રહભરી વિનતિ થઇ હતી પણ મહારાજશ્રીને કપડવંજ જવાનો ભાવ હોવાથી અત્રેથી વિહાર કર્યો

## જેવી ક્ષેત્ર સ્પર્શના—

અત્રે કપડવંજના અગ્રગણ્ય શેઠીઆઓએ ચરિત્રનેતાને ચાતુર્માસ માટે વિનતિ કરી પરન્તુ મહારાજશ્રીએ જણાવ્યું કે હજી સમય ઘણો છે જેવી ક્ષેત્ર સ્પર્શના હશે તેમ થશે હાલતો કપડવંજ તરફ આવીએ છીએ કપડવંજની ધર્મી જનતાએ મહારાજશ્રીનો અપૂર્વ સત્કાર કરી પ્રવેશ મહોત્સવ કરાવ્યો

હમેશ ચરિત્રવિભુની અસરકારક વૈરાગ્યવાદીની દેશના શરૂ થઈ જેમાં પુનાનવર્ગ વિનાબ સમજાવવામાં આવતો હતો તે દેશનાના પ્રભાવે કપડવંજની જનતામાં અપૂર્વ જાગૃતિ આવી, ઘણાઓએ બારવ્રત, જ્ઞાન પાચમ આદિ વ્રતો ઉચ્ચર્યા તેમજ મુનિશ્રી કલ્યાણવિજયજીની વડી દીક્ષા વખતે લગભગ પાંચ, સાત યુગલોએ ભરયુવાનીમાં સજોડે ચતુર્થવ્રત ગ્રહણ કર્યું હતું એ ચતુર્થવ્રતના પ્રભાવે તેમાંથી ઘણા ભાગ્યશાલીઓ આ અસાર સંસારનો ત્યાગ કરવા ભાગ્યશાલી થઈ ચૂક્યા છે

## પ્રતિષ્ઠા મહોત્સવ—

કપડવંજથી વિહાર કરી મહારાજશ્રી ધાણીજ ગામના આગ્રહથી સમતાએ ત્યાં પધાર્યા ત્યાં ચોથ દિવસ સ્થિરતા કરી ઓડરગામમાં પ્રતિષ્ઠા હોવાથી ત્યાંના સંઘની અત્યંત આગ્રહભરી વિનતિથી ભવ્ય સમારોહથી ત્યાં પધાર્યા હમેશ ત્યાં બાંધેલા મંડપમાં વ્યાખ્યાન વિગેરે ઉપર અસરકારક પ્રવચનો થતાં હતા જેથી જૈનજૈનેતરમાં અપૂર્વ જાગૃતિ આવી હતી આઠ દિવસ વિધિ પૂર્વક નવગ્રહાદિ પૂજન આદિ ભણાવવામાં આવી હતી આઠમે દિવસે નવકારશીનો ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો પાટણ નગરથી આ પ્રતિષ્ઠા મહોત્સવ નીરખવા ઘણા

માણસો આવી પહોંચ્યા હતા. પૂજ્ય ચરિત્રનેતાના વરદ હસ્તે જય-જયકારના ગુંજારવ વચ્ચે શ્યામળા પાર્શ્વનાથભગવાનની પ્રતિષ્ટા ખૂબ ધામધૂમપૂર્વક કરવામાં આવી. દેવદ્રવ્યની આવક પણ સારા પ્રમાણમાં થઇ. બહારગામથી આવનાર સ્વામિભાઇઓનું વાત્સલ્ય બોરસદના સંઘે ઘણી ભક્તિપૂર્વક કર્યું હતું. પ્રતિષ્ટાની ક્રિયા કરવા છાણીથી ખાસ જાણકાર શ્રાવકોને બોલાવવામાં આવ્યા હતા. પુણ્યવંતના પુનિત કદમો જ્યાં થાય ત્યાં સર્વત્ર આનંદજ વર્તે છે.

## દીક્ષા મહોત્સવ—

બોરસદથી ચરિત્રવિભુ વિહાર કરી છાણી મુકામે પધાર્યા. ચૈત્ર માસની ઓળી ઉજવવા મુનિ શ્રી ભુવનવિજયજી આદિ ઠાણા કપડવંજ ગુરૂદેવની આજ્ઞાથી રોકાયા હતા. તેમના પ્રતિદિન ચાલતા પ્રવચનોથી જનતામાં અપૂર્વ જાગૃતિ ફેલાઇ, પૂજ્ય ચરિત્રનેતાના સદુપદેશથી વૈરાગ્ય વાસિત બનેલા શા. કાન્તિલાલ સોમચંદ દીક્ષા ગ્રહણ કરવા તૈયાર થયા તેમના પિતાશ્રીએ પોતાના ગૃહાંગણમાં દીક્ષા મહોત્સવ ઉજવ્યો. ઘણાજ હર્ષપૂર્વક કાન્તિલાલની દીક્ષા વૈશાખ માસમાં મુનિ ભુવનવિજયજીના હસ્તે થઇ તેમનું નામ મુનિ શ્રી કંચનવિજયજી રાખી મુનિ શ્રી લક્ષ્મણવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા.

## પિતા માતા અને પુત્ર—

છાયાપુરીમાં ચરિત્રનેતાના દર્શનાર્થે મુંબઇથી શા. ત્રીભોવનદાસ પોતાના પુત્ર રત્ન ધીરજલાલ તથા તેઓનો પરિવાર વિગેરે આવ્યો હતો. મુંબઇના ચાતુર્માસમાં ત્રીભોવનદાસ આચાર્યશ્રીની વૈરાગ્યવાહીની દેશનાથી વૈરાગ્ય વાસિત તો બન્યાજ હતા. સંયમ સ્વીકારવાની ઉગ્ર-ભાવના તે વખતથીજ થએલી હતી. પરન્તુ તેમના પુત્ર ધીરજલાલની નાની ઉમ્મર હોવાથીજ વિલંબ થયો હતો. તેમને પોતાનો પુત્ર સંયમ માર્ગે વળે એવી તીવ્ર અભિલાષા હતી. સાચા માત પિતા પણ તેજ

કહી શકાય કે જેઓ પોતાની સંતતિને મોક્ષ માર્ગે વાળવા પ્રયત્ન કરે છે શ્રીભોવનદાસના ધાર્મિક સંસ્કાર ઘણા ઉત્તમ હોવાથી ગીત ગાન, સ્તવન નૃત્ય કરી પ્રભુની ભકિત બજાવવામાં તેઓ અત્યંત હર્ષ પૂર્વક ભાગ લેતા હતા તપશ્ચર્યા ઉપર પણ તેમનો સારો પ્રેમ હતો ચતુર્થવ્રત ગ્રહણ કરવા તેમણે છઠ અઠમ આદિની તપશ્ચર્યા કરી હતી

શ્રીભોવનદાસના ધર્મપત્ની વીજકોરબેન પણ સ્વભાવે શાન્ત અને સરળ હતા તેમનામાં પણ ધર્મના સંસ્કારો સારા હતા આવા સુસંસ્કારિત માતપિતાના યોગે ધીરૂભાઇને પણ આ માર્ગે આવવાની ભાવના થાય એ સ્વભાવિક છે એમ્તો પૂર્વના સંસ્કાર અને બીજી બાજુ ધર્મી માતપિતાઓના સંસર્ગ આ બે સન્સા જે ભાગ્યશાલીને સાંપડે તેના સંસાર વ્યામોહને ખસતા વાર લાગતી નથી જ્યારે ધીરૂભાઈની પણ દસવર્ષની બાલ્યવયમાં સંસાર છોડવાની ભાવના ચોક્કસ માલૂમ પડી એટલે તેઓ પોતાની પત્નિ તથા પુત્રરત્ન સાથે દીક્ષા ગ્રહણ કરવાની શુભ ભાવનાથી છાયાપુરીમાં આવી પહોંચ્યા

<u>દીક્ષામહોત્સવ</u>—

દીક્ષાની ભાવના આચાર્યશ્રી આગળ પ્રગટ કરી આચાર્યશ્રીએ જણાવ્યુ કે, એક ઘરમાંથી એકી સાથે તમો ત્રણ ભાગ્યશાલી આ ફાની દુનિયાનો ત્યાગ કરવા ઉદ્યમવંત થયા છો એ કાંઈ ઓછા ભાગ્યની વાત નથી માટે આ શુભ કાર્યમાં વિલંબ કરવો એ શ્રેયસ્કર નથી છાયાપુરીના સંઘને આ સુઅવસર પ્રાપ્ત થતા અત્યંત આનંદ થયો અને દીક્ષામહોત્સવને સારી પેઠે ઉજવવા કમર કસી આ અવસરે ચીમનલાલ મુળચંદ ગંભીરદાસના ધર્મપત્ની બેન હીરા બેને સાર દ્રવ્યનો વ્યય કરી ભાગ લીધો હતો દીક્ષા નિમિત્તે એક ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો જેમાં હાથી, ગજરામાલો, બેન્ડ વિગેર સુશોભિત સામગ્રીઓ ટોઇ અને હાથી ઉપર દીક્ષા લેનાર

ત્રણે મુમુક્ષુ બેસી છુટે હાથે દાન આપી રહ્યા હોવાથી આ વરઘોડો જૈન જૈનેતરોને અપૂર્વ અનુમોદનાનું કારણ બન્યો. ગામ બહાર આવેલી વિશાળ ધર્મશાળામાં આચાર્યશ્રીના વરદહસ્તે ૧૯૮૭ના જેઠ વદ ૧૪ ના સુમુહૂર્તે ત્રણે ભાગ્યશાલીઓને સંયમપ્રદાન કરવામાં આવ્યું. ત્રીભોવનદાસનું નામ મુનિશ્રી રત્નાકરવિજયજી રાખી તેમને પૂ૦ આચાર્યશ્રીના શિષ્ય તરીકે અને ધીરૂભાઈનું નામ મુનિશ્રી ભાસ્કર-વિજયજી રાખી તેમને મુનિશ્રી રત્નાકરવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા. અને ત્રીભોવનદાસના સુશીલ ધર્મપત્ની વીજકોરબાઈનું નામ શ્રી વિદ્યુતશ્રીજી રાખી તેમને સાધ્વીશ્રી હીરશ્રીજીની શિષ્યા દાનશ્રીજી તેમની શિષ્યા દયાશ્રીજીના શિષ્યા દર્શનશ્રીજીના શિષ્યા તરીકે જાહેર કર્યા હતા. દીક્ષાના આગલે દિવસે ત્રણે મુમુક્ષુઓને ઝવેરી જયચંદ દયા-ચંદના પ્રમુખપણા હેઠળ માનપત્ર આપવામાં આવ્યું હતું.

**બે વિનતિઓ—**

ચાતુર્માસ નજીક આવતા એક બાજુ છાણીગામના સંઘની વિનતિ જોરશોરથી ચાલી. અને બીજી બાજુ કપડવંજનો સંઘ વિનતિ માટે આવી પહોંચ્યો હતો. વિશેષ લાભનું કારણ જાણી, આખરે કપડવંજની વિનતિ સ્વીકારી, જ્યારે છાણીમાં પોતાના શિષ્ય મુનિશ્રી ભુવનવિજયજી આદિ ઠાણા ૧૦ ને ચાતુર્માસ કરવા આજ્ઞા આપી.

કપડવંજમાં ભવ્ય સત્કારથી આચાર્યશ્રી પધાર્યા. આચારાંગ-સૂત્રની વાંચના શરૂ થઇ. દેશનાના પ્રભાવે કપડવંજની જનતામાં અપૂર્વ ધર્મ જાગૃતિ ફેલાઇ. સાધર્મિકવાત્સલ્યો પૂજા–પ્રભાવનાઓ વિગેરે અનેક શુભ કાર્યો થયા. સૂત્રોના યોગોદ્વહનની ક્રિયાપણ કપડવંજમાં આચાર્યશ્રીના વરદહસ્તે શરૂ થઇ હતી.

**દમણવાસી ડાહ્યાભાઇ—**

કપડવંજનું ચાતુર્માસ નિર્વિઘ્ને પસાર થયા પછી કારતકમાસમાં દ-

મણુનિવાસી ઝવેરી ડાહ્યાભાઈ હેમચંદ પોતાના પુત્ર રમણીકલાલને લઈને આચાર્યશ્રીના દર્શનાર્થે આવ્યા પ્રસંગ મળતા ડાહ્યાભાઈએ પોતાના પુત્ર રમણીકલાલને દીક્ષા અપાવવાની ભાવના પ્રગટ કરી રમણીકલાલની પણ આચાર્યશ્રીએ કેટલાક પ્રશ્નો પુછી અને ચારિત્રમા આવતા કષ્ટોનુ વર્ણન કરી વૈરાગ્ય ભાવનાની પરીક્ષા કરી રમણીકલાલની ભાવના દીક્ષા ગ્રહણ કરવાની ચોક્કસ માલુમ પડવાથી આચાર્યશ્રીએ તેમના પિતાશ્રીને શ્રેય કામમા વિલંબ ન કરવા સૂચવ્યુ ડાહ્યાભાઈએ તેના ઉત્તરમા જણાવ્યુ કે હમો પાલીતાણાની જાત્રા કરી આવીને ચોક્કસ કરીશુ તેઓ સાથી પાલીતાણાની જાત્રા કરવા ગયા યાત્રા કરી થોડાજ દિવસમા પાછા કપડવંજ આવી પહોચ્યા રમણીકલાલનો પરિચય આચાર્યશ્રીને ૧૯૮૪ ની સાલમા મુંબઈ પધારતા રમણુ પધાર્યા હતા ત્યારનો જ હતો એક બે મુકામ ભાઈ રમણીકલાલ પોતાના પિતા સાથે પગે ચાલી મહારાજ શ્રી સાથે ગયા હતા તે વખતે દીક્ષા પ્રત્યેની એમની આછી આછી ભાવના માલુમ પડતી હતી જો કે ઉમ્મર નવ વર્ષની હોવાથી લાયક તો હતા પણ જ્યા સુધી પિતાની રજા અને લેનારની સંપૂર્ણ ઇચ્છા આ બન્ને વસ્તુનો જોગ ન મલે ત્યા સુધી દીક્ષાનો સોદો કદાપિ કાળે થઇ શકેજ નહિ ૧૯૮૮ ની સાલમા ભવિતવ્યતા પાકી, કપડ-વંજના સંઘે આ દીક્ષા નિમિત્તે ભવ્ય વરઘોડો કાઢ્યો એ ઘોડાની બગીમા બેસી ભાઇ રમણીકલાલ છુટે હાથે દાન આપી સંસાર આસક્ત જનોને " મનુષ્ય જન્મની સાચી સાર્થકતા બાલ્યવયમાજ આ સ્વાર્થી સંસારનો ત્યાગ કરવામાજ સમાયેલી છે " એવો સંદેશ પાઠવી રહ્યા હતા તેમને છીનના વિશાળ મેદાનમા બાંધેલ મંડપમા પૂ. આચાર્યશ્રીએ માગસર સુદ બીજના શુભ દિને તેમને સંયમ પ્રદાન કર્યું હતુ તેમનુ નામ મુનિ શ્રી રમીકવિજયજી ગણી તેમને પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા તેમણે આચાર્યશ્રીની આજ્ઞાથી ત્યા બેઠેલ સભાને " ધર્મ સંદેશ " વાચી સંભળાવ્યો હતો નાની ઉમ્મરના બાલકના મુખમાથી નીકળતી કાલી કાલી ભાષા સાભળી શ્રોતાજન આનંદિત થયો હતો.

પોતાના પુત્રને બાલ્યવયમાં સંયમ પંથે વાળનાર ધર્મી પિતાઓને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

## ભોયણી તીર્થમાં

કપડવંજના ચતુર્માસ બાદ વિહાર કરી દેહગામ, પેથાપુર, માણસા વિગેરે ગામોમાં લગભગ દોઢ માસ વીચર્યા. આ ક્ષેત્રમાં આચાર્યશ્રીનું ઘણા વર્ષો પછી આગમન થતું હોઇ જનતાનો ઉત્સાહ સારો હતો. દરેક ઠેકાણે જાહેર પ્રવચનો દ્વારા ધર્મની જાગૃતિ અપૂર્વ આણી.

આ પ્રદેશમાં મહારાજશ્રી વીચરતા હતા ત્યારે સુંબઇ નવપદ આરાધક સમાજના કેટલાક આગેવાન સભ્યો ભોયણી તીર્થમાં ચૈત્ર માસની ઓળીમાં પધારવા વિનતિ કરવા આવ્યા. આ સમાજ દરેક વર્ષે ચૈત્ર માસમાં જુદા જુદા તીર્થો પસંદ કરી સુવિહિત મુનિવરોના આશ્રય હેઠળ આ શાશ્વતી ઓળી બહુજ દબદબા ભર્યા ઠાઠથી ઉજવે છે. ઓળી કરવા આવનાર ભાઇઓની સગવડ પણ બહુ ઉમદા રીતે સાચવે છે. આ સમાજના ઘણા ભાઈઓએ ભાગવતી દીક્ષા અંગીકાર કરી છે. મહારાજ શ્રી નજીકમાં હતા અને લાભનું કારણ જાણી ભોયણી સસત્કાર પધાર્યા. પ્રતિદિન ધર્મશાળાના વિશાળ ચોગાનમાં બાંધેલ મંડપમાં હૃદયંગમ પ્રવચનો ચાલતા. હમેંશ નવેપદોની વિવિધ યુક્તિઓથી વ્યાખ્યા કરવામાં આવતી હતી. આ પ્રસંગે સુરતના શ્રાદ્ધરત્ન મોહનભાઈ આવેલ હોવાથી મલ્લીનાથ ભગવાનના દેરાસરમાં નવે દિવસ રાગરાગણીથી પૂજાઓ ભણાવવામાં આવતી હતી. આ સમાજને આમંત્રણ આપનાર શેઠ ગુલાબચંદ નગીનદાસના સુપુત્રો સોમચંદભાઈ ચીમનભાઇ તથા કેશવલાલભાઇએ નવે દિવસ ઓળી કરવા આવનારની ખડે પગે ભક્તિ બજાવી હતી. તથા એકમના દિવસે તેમના તરફથી નવકારસી જમાડવામાં આવી હતી. ચૈત્ર સુદ ૧૧ ના દિને સોમચંદ મંગળદાસે સજોડે ચતુર્થવ્રત ઉચ્ચર્યું હતું. ચૈત્ર સુદ

૧૩ ના દિને પ્રભુ મહાવીરસ્વામીનુ જન્મ કલ્યાણ ઉજવાયુ હતુ જેમા પૂ આચાર્યદેવેશે પં શ્રી કીર્તિસાગરજી મહારાજે તથા પન્યાસજી શ્રી રામવિજયજી મહારાજે પ્રભુનુ જીવન તથા પ્રભુશાસનના અનુયાયીઓનુ કર્તવ્ય સમજાવ્યુ હતુ આ પ્રસગે રસીકલાલ વિગેરે ત્રણ ભાઇને તથા એક બેનને દીક્ષા આપવામા આવી હતી તદ્‌ઉપરાત ભોયણીજી તીર્થમા કવિકુલ કીરિટ પરમ પૂ૦ આચાર્ય મહારાજ શ્રીમદ્‌ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રમુખપણા હેઠળ ઉપાધ્યાયજી શ્રીમદ્‌ પ્રેમવિજયજી મહારાજ ઠાણા ૨૯ પ ૦ મહારાજ શ્રીમદ્‌ ભક્તિવિજયજી ગણી ( રાધનપુરવાલા ) ઠાણા ૫ દર પ ૦ શ્રી કુમુદવિજયજી મહારાજ ઠાણા ચાર, પ ૦ શ્રી વિજયસાગરજી મહારાજ ઠાણા ૪ પન્યાસજી શ્રી કીર્તિસાગરજી મહારાજ ઠાણા ત્રણ, પ ૦ શ્રી પુષ્પવિજયજી ગણી, ઠાણા ત્રણ મુનિરાજ શ્રી બુદ્ધિવિજયજી ઠાણા ૧૦ આદિ ૧૦૬ મુનિવરોની હાજરીમા વ્યાખ્યાન મ ડપમા સાતથી આઠ હજારની સખ્યામા એકત્રિત થયેલ શ્રી ચતુર્વિધ સ ઘ સમક્ષ જે ઠરાવો જાહેર કરવામા આવ્યા હતા જે શ્રી નવપદ આરાધક સમાજ સ વત ૧૯૮૮–૮૯ નો વાર્ષિક હેવાલ એ નામના પુસ્તકમાથી જીજ્ઞાસુને જોઈ લેવા ભલામણ છે

આ પ્રમાણે ભોયણીજી તીર્થમા ઉજવાયેલ ઓળી તથા સમ્મેલન નિર્વિઘ્ને પસાર થયા પૂ૦ આચાર્યદેવના તથા પન્યાસજી મહારાજ શ્રીમદ્‌ રામવિજયજી મહારાજ આદિ ભિન્નભિન્ન મુનિવરોના રમીક પ્રવચનોથી શ્રોતાજનોની શ્રદ્ધામા અજબ પલટો થવા પામ્યો હતો. આ પ્રસ ગે એવો તો ઠાઠ સા જામ્યો હતો કે, વઢવાણનિવાસી મર્હુમ શીઘ્ર કવિ મનસુખલાલે ત્યાજ બેઠા બેઠા સઘળા ઇતિહાસનુ વર્ણન કરતુ " ઠાઠ જામ્યો છે ભોયણી ગામમા રે એક લબ્ધિને ખીજા રામ " એ શિર્ષક કવિત રાઇ સ ભળાવ્યુ હતુ

## ચાતુર્માસની વિનતિ—

ભોયણી તીર્થમા ખ ભાત નિવાસી ધર્મનિષ્ઠ શ્રાદ્ધરત્ન શ્રીયુત્ શેઠ

કસ્તુરભાઇ અમરચંદ વિગેરેની આગ્રહભરી વિનતિને સ્વીકારી અત્રેથા ખંભાત તરફ વિહાર કર્યો. અને પાટણના શાસન રસીક સંઘની વિનતિથી આચાર્યશ્રીની આજ્ઞા થતાં મુનિરાજશ્રી લક્ષ્મણવિજયજી તથા મુનિશ્રી ભુવનવિજયજી આદિએ પાટણ પ્રતિ વિહાર કર્યો.

પવિત્ર પાદકમલોથી પૃથ્વીને પાવન કરતા ધર્મઅમૃતનું અનેક ભવ્યાત્માઓને પાન કરાવતા ખંભાત શહેર નજીક આવી પહોંચ્યાના સમાચાર જાણી ઘણા સ્ત્રીપુરૂષો દર્શનાર્થે આવજાવ કરતા હતા. આચાર્યશ્રીનો ત્યાંના સંઘે આખા શહેરને શણગારી ભવ્ય સાંબેલાથી શોભતો એક લાંબો વરઘોડો કાઢી અપૂર્વ સત્કાર કર્યો.

ખંભાતમાં ચાલતા વ્યાખ્યાનોમાં હમેંશા માનવ મેદની એકતાન બની કેટલાક દીક્ષા વિરોધીઓએ ત્યાંના રાજ્યમાં દીક્ષા વિરૂદ્ધ કાયદો કરાવ્યો હતો. મહારાજશ્રીએ કસ્તુરભાઇ શેઠને જણાવ્યું કે મારા ખંભાતના પ્રવેશ પહેલાં આ કાયદો રદ થયેલો હું સાંભળું તો ઠીક. શેઠ કસ્તુરભાઇએ સતત્ પ્રયાસથી તે કાયદાને રદ કરાવ્યો એટલે મહારાજશ્રીની જે ધારણા હતી તે સફળ થઇ. કચ્છદેશના બાઇ રલીઆત તથા તેમની પુત્રીને ધામધૂમ પૂર્વક અત્રે આચાર્યશ્રીના વરદ હસ્તે દીક્ષા આપવામાં આવી હતી. તેઓને ગુણશ્રીજીના શિષ્યા કર્યાં હતા.

ચરિત્રનેતાએ ખંભાતની જનતા પર સાચા ત્યાગનું, ત્યાગ માર્ગની આરાધનાનું, સાચા મુનિવરોનું કર્તવ્ય વિગેરે જ્ઞાન કિરણ ફેંક્યું. જડવાદના ઝેરી વાતાવરણથી થતા નુકસાનનું, દીક્ષાની મહત્તાનું, ઉત્સૂત્ર-ભાષિઓથી થતાં નુકસાનનું, પ્રવચનો દ્વારા અપૂર્વ ભાન કરાવ્યું. જેથી ઘણા ભવ્ય આત્માઓ સંસારથી વિરક્ત બન્યા, પાપમય જીવનો ગુજારી જીવનને ન વેડફતાં ત્યાગમાર્ગની આરાધનાથી તેને ઉજાળવા અને પરમ જ્યોતિમય મોક્ષધામ નિહાળવા સજ્જ થયા.

કેટલાક મોહાન્ધોએ ત્યાગમાર્ગને નિરોધવા ઘણા ધમપછાડા કર્યાં. સરકારી કાનુનોની પોથીઓ પણ જોઇ, પરન્તુ ચરિત્રનેતાના

ચાલતા પ્રવચનોથી 'ધર્મપ્રેમી વર્ગ' ખૂબજ મક્કમ બન્યો હતો એટલે તેઓ તરફથી આવતી વિઘ્ન વાદળીઓને વીખેરવા સાવધ રહેતા ધર્મનિષ્ઠ કસ્તુરભાઈ શેઠે અગરાગી માણસોને ત્યાગમાર્ગ પ્રતિ ખોટો ખળભળાટ કરનાર વિરોધીઓનો પરિચય કરાવી દીધો હતો એટલે ત્યાંપણ તેમનું કાંઈ ચાલે તેમ ન હતું ખરેખર ચરિત્રનેતાએ અત્રેની જનતા ઉપર ત્યાગની મહત્તાની એવી ઉંડી અસર નાખી હતી કે જેના પ્રતાપે ખંભાતની જનતા અત્યંત નીડર બની ધર્મ કાર્યોમાં ભાગ લેતી હતી

સ્થંભનપુરના આંગણે ચરિત્રનેતાના વરદ હસ્તે સ્ત્રી પુરુષોની મળી સમભા પચ્ચીસેક દીક્ષાઓ થઈ હતી



## પ્રકરણ ૨૮ સું.

### પાલીતાણાના મુમુક્ષુ—



સંવત ૧૯૮૮ ના ચાતુર્માસ પહેલા મુંબઈના ચાતુર્માસમાં પૂજ્ય આચાર્યશ્રીની દેશનાથી વૈરાગ્યભીના બનેલા પાલીતાણા નિવાસી શા છોટાલાલ રૂગનાથ પોતાના ધર્મપત્નિ સમરથ બાઇ સાથે સંયમ ગ્રહણ કરવા ખંભાત આવ્યા હતા. પાલીતાણાથી જ્યારે ખંભાત આવવા માટે વિદાય થયા ત્યારે તેમને પાલીતાણાના ઘણા જૈનો તથા જૈનેતરો સ્ટેશન ઉપર વળાવવા આવ્યા હતા. દીક્ષાના અનુમોદન રૂપ શ્રીફળ, ફુલનોહાર તથા ચાંલ્લો ઘણા ભાઇઓ તરફથી અર્પણ કરવામાં આવ્યો હતો. તેઓ ધર્મનિષ્ઠ હોઇ પાલીતાણાની પ્રજા તેમના તરફ અત્યંત માનની દૃષ્ટિથી જોતી હતી. લગભગ ચાલીશ

પચાસ માણસોની સાથે મુમુક્ષુ ભાઇ છોટાલાલ તથા તેમના ધર્મપત્નિ ખંભાત દીક્ષાના મુહૂર્ત પહેલાં આવી પહોચ્યા હતા

ખંભાતની જૈનજનતા આ યુવાન જોડલાની દીક્ષા સાભળી અત્યંત હર્ષ સાથે એ પ્રસગને ઉજવવા ઉજમાળ બની

દીક્ષા નિમિત્તે એક ભવ્ય વરઘોડો કાઢવામા આવ્યો હતો જે વરઘોડો ગામમા ફરી જિનશાળામા ઉતર્યો હતો જ્યા ચતુર્વિધ સંઘ સમક્ષ ભાઇ છોટાલાલને તથા તેમના ધર્મપત્ની સમરથબાઇને જેઠ સુદ ૧૪ના શુભદિને આચાર્યશ્રીએ સયમપ્રદાન કર્યુ હતુ અને છોટાલાલનુ નામ મુનિશ્રી કૈલાશવિજયજી રાખી પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા તથા સમરથબાઇનુ નામ સુમંગલાશ્રી રાખી તેમને વિદ્યુતશ્રીજીના શિષ્યા તરીકે જાહેર કર્યા હતા

ઝવેરી લક્ષ્મીચંદભાઈ—

સુરત નિવાસી લક્ષ્મીચદભાઈ શા નગીનચદ રૂપચદ લલ્લુભાઇના પુત્ર છે તેમનાં માતુશ્રી ગુલાબબેનના ધર્મસંસ્કારના પ્રભાવે તેઓમા પણ ધર્મ પ્રત્યેની લાગણી અપૂર્વ હતી પૂજ્ય આચાર્યશ્રીના ચાતુર્માસમા તેઓની સંયમ પ્રત્યે ભાવના જાગૃત થઇ હતી અને તેથી તેમણે બાવીસ વર્ષની ભરયુવાનીમા સઘળા વૈભવ વિલાસોનો પૂર્વના પુણ્યોદયથી સંજોગ હોવા છતા ચતુર્થવ્રત ગ્રહણ કર્યુ હતુ પોતાના માતુશ્રી તથા ભાઇઓ વ્રત ગ્રહણ કરવાની જલદી રજા આપે અને તેમના પોતાના વૈરાગ્યની પાકી કસોટી પણ થાય એ હેતુથી દીક્ષા જ્યા સુધી ન લેવાય ત્યાંસુધી પાંચ વિગયનો ત્યાગ કર્યો હતો તેમજ તેઓશ્રી હમેશા એકાસણા પણ કરતા હતા તેમની દીક્ષા લેવાની ઉમેદવારી હોવાછતા પોતાના સ્વજનો તરફથી અટકાયત કરવામા આવતી હોઇ તેમને ઘોઘેક વખત વિલબ કરવો પડ્યો હતો

ઝવેરી લક્ષ્મીચંદભાઈની આ ઉમ્મરમા છતા વૈભવવિલાસોને

લાત મારી, સંયમ ગ્રહણ કરવાની ભાવના અનુમોદનીય ગણાય. પરન્તુ પુત્રમોહ માતાને મન પિતા કરતાં પણ ઘણોજ હોય છે એટલે ચોકખી રજા મલવી બહુજ મુસ્કેલ હતી. પણ જેમના હૃદયમાં વૈરાગ્યની સાચી તાલાવેલી લાગી હોય છે તે મુમુક્ષુ પોતાના કુટુંબ ઉપર ત્યાગની મહત્તા પાથરે છે. પોતાની મક્કમતાથી અધખોખરી અનુમતિ તો મેળવી ચૂક્યા હતા.

## મુંબઇથી ખંભાત—

લક્ષ્મીચંદભાઇએ વિચાર્યું કે, મારા સ્નેહીઓ મને ચોકખા શબ્દોમાં રજા આપવાના નથી. તો પછી મારે આ કૌટુંબીક સ્નેહ શૃંખલામાં ક્યાંસુધી સપડાઇ રહેવું? અને નકામું આ અમુલ્ય જીવન અવિરતિમાં ક્યાંસુધી વેડફી નાંખવું ?

આ બધો વિચાર કરી માતુશ્રીની સામાન્ય અનુમતિ મેળવી લક્ષ્મીચંદભાઇ અઢળક લક્ષ્મીથી ભરેલું ઘર ત્યાગી પોતાના મામા રૂપચંદ ત્રિલાભાઇ સાથે એકાએક માગસર સુદ ૧૦ ના ખંભાત આચાર્ય મહારાજશ્રીની છાયામાં આવી પહોંચ્યા. દશમના રાત્રે શ્રી યંગમેન્સ જૈન સોસાયટી તરફથી તેમને એક માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. લક્ષ્મીચંદભાઇ ચંચળ લક્ષ્મીનો ત્યાગ કરી આત્માની અખૂટ અને શાશ્વતી લક્ષ્મી મેળવવા ભાગ્યશાલી થયા એ જોઈ કોને આનંદ ન થાય ? નગીનચંદ રૂપચંદ લલ્લુભાઈ ઝવેરી તરફથી યંગમેન્સ જૈન સોસાયટીને જમણ આપવામાં આવ્યું હતું તથા તેમના તરફથી પૂજા તથા શ્રીફળ વિગેરેની પ્રભાવના કરવામાં આવી હતી તથા અનેક ખાતાઓમાં સારી મદદ આપી હતી. આ પ્રસંગે એમના નાનાભાઇ હીરાલાલે હાજરી આપી હતી.

## અમૃતલાલની અમૃતભાવના—

આ ચાતુર્માસમાં પૂજ્ય આચાર્યશ્રીની વૈરાગ્યવાહીની દેશનાના પ્રભાવે વૈરાગ્યવાસિત થયેલા અમૃતલાલની પણ સંયમ ગ્રહણ કરવાની

આ પ્રસંગે અપૂર્વભાવના જાગૃત થઈ ચુકી હતી. તેમણે શ્રાવણમાસમાં, દીક્ષા ન લેવાય ત્યાંસુધી છએ વિગયના ત્યાગની જાવજીવ પ્રતિજ્ઞા ગ્રહણ કરી હતી. તેઓ ખંભાત શહેરના જ વતની વા કસ્તુરચંદ ભીખાભાઇ ચોકસીના પુત્ર થાય છે. તેમના માતુશ્રી સકરીબેન પણ પોતે દીક્ષાના અભિલાષી હોઇ તેમના પુત્રને તેજ સન્માર્ગે વાળવા વારંવાર પ્રેરણા કરતા હતા. તેમના શુભ સંસ્કારના યોગે તેમની ઓગણીસ વર્ષની ભરયુવાન વયમાં આ ફાની દુનિયાને ત્યાગી, દુન્યવી મોજશોખને અવગણી ચારિત્ર ગ્રહણ કરવાની અપૂર્વભાવના પ્રગટી હતી. જે અત્યંત અનુમોદનીય ગણાય. આવી યુવાન ઉમ્મરની દીક્ષા ખંભાતમાં ધર્મને આંગણે ઘણા વર્ષોપછી થતી હોવાથી સૌ કોઇને અપૂર્વ આનંદ થયો હતો. તેમને દીક્ષાના અનુમોદનરૂપે ધી યંગમેન્સ જૈન સોસાયટી, શ્રી ઉમેદખાન્તિ જૈન બાળમંડળ તથા મહાવીર જૈન સભા તરફથી શેઠ કસ્તુરભાઈ અમરચંદના પ્રમુખપણા નીચે માનપત્રો એનાયત કરવામાં આવ્યા હતા. આગલે દિવસે એક ભવ્ય વરઘોડો દીક્ષા નિમિત્તે કાઢવામાં આવ્યો હતો.

## સંયમપ્રદાન—

સુરતનિવાસી ઝવેરી લક્ષ્મીચંદભાઈને તથા ખંભાતનિવાસી ચોકસી અમૃતલાલભાઈને મૌન અગીઆરસના પવિત્ર દિવસે દીક્ષા આપવાનું નીર્ણિત થયું હતું. તે દિવસે પ્રાતઃકાળમાં બન્ને યુવકોની તથા અમૃતલાલના માતુશ્રી સકરીબેનની દીક્ષા નિમિત્તે એક ભવ્ય વરઘોડો નગીનચંદ રૂપચંદ તરફથી ચડ્યો હતો. બન્ને યુવાન મુમુક્ષુઓ [illegible] ગાડીમાં બેઠા હતા. અને છૂટે હાથે લક્ષ્મીની ચંચળતા સૂચવતા વર્ષીદાન આપી રહ્યા હતા. પાછળ પાલખીમાં બેઠેલા સકરીબેન તથા [illegible] પણ છૂટે હાથે દાન વર્ષાવતા હતાં. વરઘોડો આમના [illegible] ઉતર્યો હતો. ત્યાં [illegible]

પૂ૦ આચાર્યશ્રીના વરદહસ્તે સંયમપ્રદાનની ક્રિયા કરાવવામાં આવી હતી. લક્ષ્મીચંદનું નામ મુનિશ્રી લલીતાંગવિજયજી રાખી આચાર્યશ્રીએ પોતાના શિષ્ય તરીકે અને અમૃતલાલનું નામ મુનિશ્રી અજીતવિજયજી રાખી તેમને મુનિરાજ શ્રીમદ્ જયન્તવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા. તથા સકરીબેનનું નામ સાધ્વીશ્રી સરસ્વતીશ્રી રાખી તેમને વલ્લભશ્રીજીના શિષ્યા તરીકે જાહેર કરવામાં આવ્યા હતા. તથા ડાહીબેનને પ્રભાશ્રીના શિષ્યા કરી તેમનું નામ દમયંતીશ્રી રાખ્યું હતું.

સંવત ૧૯૮૮ ના ખંભાતના ચાતુર્માસમાં જનતાના આગ્રહથી ભગવતીસૂત્રની વાંચના શરૂ કરી હતી અનેક પૂછાતા પ્રશ્નોના ખુલાસા આચાર્યશ્રી સારીપેઠે કરતા હોવાથી મોટી મેદનીમાં સહર્ષ લોકો ભાગ લેતા હતા. અત્રે અઠ્ઠાઈ મહોત્સવ, સ્વામીવાત્સલ્યો વિગેરે ધર્મપ્રભાવનાના કાર્યો સારા પ્રમાણમાં થયા. ધુવારણના આરે આચાર્યશ્રીના ઉપદેશથી એક નાનો ઉપાશ્રય બંધાવવામાં આવ્યો હતો. કાવી જતાં આ સ્થળે દરેક સાધુ સાધ્વીને મુકામ કરવો પડે છે.

## મુમુક્ષુ કાન્તિલાલ—

ચરિત્રનેતાના અપૂર્વ ઉપદેશથી શા કાન્તિલાલ મૂળચંદનું લગભગ ઓગણીસ વર્ષની યુવાવસ્થામાં હૃદય વૈરાગ્યથી રંગાયું હતું. અસાર સંસારનો ત્યાગ કરી સંયમ આરાધના કરવા તેઓનું જીગર ઉલ્લસિત બન્યું. માતા પિતાની આજ્ઞા ન મળવાથી કેટલોક વખત સંસારમાં રહ્યા, પરન્તુ સંયમ તરફ હૃદય ખૂબ ઢળેલું હોવાથી અને માત પિતાની આજ્ઞા મળી શકવી અત્યંત મુશ્કેલ માલુમ પડવાથી, તેઓ એકદમ ચાણસ્મા પહોંચી ગયા, ત્યાં ચરિત્ર નેતાના વિદ્વાન્ શિષ્યરત્ન મુનિરાજ શ્રીમદ્ લક્ષણવિજયજી મહારાજ પાસે માગસર વદ બીજના શુભ દિવસે સંયમી બન્યા. તેમનું નામ મુનિશ્રી કીર્તિવિજયજી રાખી મુનિરાજશ્રી લક્ષણવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા. પાછળથી તેમના માત પિતાને ખબર પડતાં એકદમ ચાણસ્મા મુકામે જઈ

પહોંચ્યા હતા પાછો લઈ જવા ઘણો પ્રયત્ન કર્યો પરન્તુ ચાતુરમા બંધનો ત્યાગ પ્રત્યે અપૂર્વ પ્રેમ અને કાન્તિલાલની સંયમ પ્રત્યે અપૂર્વ દઢતા આ બેના શુભયોગે તેઓ ખાલી હાથે પાછા ફર્યા હતા

## ખંભાતથી વિહાર—

ખંભાતથી વિહાર કરી કાવી ગંધારની યાત્રા કરી મહારાજશ્રી આમોદ મુકામે સસત્કાર પધાર્યા ત્યા ભરૂચ વેજલપુરના શા ભુખણદાસ ભગવાનદાસે પોતાને ત્યા પોતાના પુત્રના લગ્ન પ્રસંગે શાંતિ સ્નાત્ર તથા અઠ્ઠાઇ મહોત્સવ તથા પાવાપુરી શત્રુંજય વિગેરે રચનાઓથી અપૂર્વ ઠાઠ કરવાના હતા એ પ્રસંગે આચાર્યશ્રીને પધારવા વિનતિ કરવા આમોદ મુકામે આવ્યા હતા તેમની વિનતિને સ્વીકારી આચાર્યશ્રી સસત્કાર ભરૂચ વેજલપુર પધાર્યા, અત્રે આઠ દિવસ લગભગની સ્થિરતા થઈ હતી, હમેશ સુંદર પ્રવચનો પણ ચાલતા હતા, ઓરબ્વ પહેલા મહારાજ શ્રી આદિ ઝઘડીયા નજીક હોવાથી ત્યાંની જાત્રાનો પણ લાભ ઉઠાવ્યો હતો,

## બે દિશાની વિનતિ—

ભરૂચ મુકામે એક બાજુ સુરતથી મુનિશ્રી લલીતાંગવિજયજીના માતુશ્રી પોતાના ભાગ્યશાળી પુત્રને વડી દીક્ષા સુરતમા પોતાના આંગણે અપાવવાની ભાવનાથી આચાર્યશ્રીને પધારવા જોરશોરથી વિનતિ કરી ગયા હતા, બીજી બાજુ ખંભાતથી શા શુભચંદ મગનચંદ પોતાની પુત્રી કાન્તા બેનને પૂ. આચાર્યશ્રીના હસ્તેજ દીક્ષા અપાવવાની તીવ્ર ભાવનાથી તથા મુનિશ્રી અરુણવિજયજીની પણ એ પ્રસંગે વડી દીક્ષા કરાવવાની ભાવનાથી ભરૂચ મુકામે વિનતિ કરવા આવી પહોંચ્યા હતા બન્ને પ્રસંગો ટુંક દિવસના ગાળામાં હોઈ બન્નેની વિનતિનો પૂ. ચરિત્રવિભુએ સ્વીકાર કર્યો બન્ને પ્રસંગોના મુહૂર્ત નિકટ નિકટ હોઈ આચાર્યશ્રી એકદમ ભરૂચથી વિહાર કરી સુરત મુકામે પધાર્યા અત્રેથી

નગીનચંદ રૂપચંદ લલ્લુભાઈના તરફથી આચાર્યશ્રીનો ભવ્ય વરઘોડાથી પ્રવેશ મહોત્સવ થયો હતો. મુનિશ્રી લલીતાંગવિજયજીની વડી દીક્ષા નિમિત્તે પાંચ દિવસનો ઓચ્છવ શરૂ કરવામાં આવ્યો હતો જ્યાં પાંચે દિવસ પ્રખ્યાત ગવૈયા દિનુંભાઈ વિગેરે હોવાથી પૂજા ભાવનામાં સારો રંગ જામતો હતો. છેલ્લે દિવસે લલીતાંગવિજયજીના સંસારી પિતાશ્રી નગીનભાઇ રૂપચંદ તરફથી સંઘ જમણ કરવામાં આવ્યું હતું, તથા રાત્રી જાગરણ પણ કરવામાં આવ્યું હતું, જેમાં બૈરાઓને વાટકાની પ્રભાવના કરવામાં આવી હતી. મહાસુદ ૧૦ ના દિને એમના ઘર આંગણે બાંધેલા વિશાળ મંડપમાં ચતુર્વિધ સંઘની મોટી મેદની સમક્ષ મુનિશ્રી લલીતાંગવિજયજી ને તથા મુનિશ્રી અજીત-વિજયજીને વડી દીક્ષા અર્પણ કરવામાં આવી હતી. તેજ દિવસે ગોપી પુરાનાં લીલુબેનને દીક્ષા આપી તેમનું નામ લલીતાશ્રી રાખી સુવ્રતા-શ્રીની શિષ્યા કરી.

## ભાગ લીધો—

લલિતાંગવિ૰ના સંસારી ભાઇ રાયચંદભાઇ મોહવશથી અને તેમની રજાથી આ દીક્ષા ન થયેલ હોવાથી તેઓ આમાં સહર્ષ ભાગ લેતા ન હતા, પરન્તુ ભવિતવ્યતા પરિપકવ થતાં તેઓએ પોતાનો રોશ ઉતાર્યો હતો અને પોતાના ભાઇ સંયમ પંથે વળ્યા છે એ માટે પોતાની જાતને ભાગ્યશાલી માનતા થયા છેલ્લે દિવસે એમણે પૂજામાં પણ ભાગ લીધો હતો અને એક દિવસ રોકાઇ જવા વિનતિ કરી હતી, પરન્તુ સમ-યના અભાવથી અને ખંભાત જવાની ઉતાવળ હોવાથી બપોરના સુરતથી ખંભાત તરફ વિહાર કર્યો હતો. જે વખતે સેંકડો માણસો વળાવવા માટે ગયા હતા. ધર્મ ધગશથી એમના માતુશ્રી ગુલાબ બેને દીક્ષા આદિ સઘળા પ્રસંગોમાં ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો;

## ઉગ્રવિહાર—

ખંભાતમાં ગુલાબચંદ મુળચંદની પુત્રી બેન કાન્તાને દીક્ષા

આપવાના માટે જવાની ઉતાવળ હોઈ મહારાજશ્રી ઉગ્રવિહાર કરી મહા વદ ૮ ના દિને સસત્કાર ખંભાત પધાર્યા અત્રે ગુલાબચંદભાઈએ પોતાની પુત્રીને ધામધૂમપૂર્વક ભવ્ય વરઘોડો કાઢી સારા દ્રવ્યનો વ્યય કરી પૂ૦ આચાર્યશ્રીના વરદહસ્તે મહાવદ ૧૦ ના દિવસે દીક્ષા અપાવી હતી તેમનુ નામ શ્રીમતિશ્રી આપી પુષ્પાશ્રીના શિષ્યા તરીકે જાહેર કર્યા હતા તે પ્રસગે અટ્ઠાઇઓચ્છવ માંડ્યો હતો તેમા પાવાપુરી વિગેરેની રચના પણ તેમના તરફથી કરવામાં આવી હતી

## છાણીપુરી પ્રયાણ—

આ સમયમા પાલીતાણાથી પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજ પોતાના વિદ્વાન્ પ્રશિષ્ય પન્યાસજી શ્રીમદ્ રામવિજયજી મહારાજ આદિ ઠાણાસહ ખંભાત મુકામે સત્કાર પધાર્યા હતા. તેઓશ્રી વડોદરાના દીક્ષા પ્રતિબંધક કાયદા નિમિત્તે વડોદરા જવાને માટે આવ્યા હતા પૂજ્ય ચરિત્ર વિભુને પાલીતાણા જવાની ભાવના હતી પણ પૂ૦ વિજયદાનસૂરિજી મહારાજના આગ્રહથી છાણી તરફ પધારવા નિશ્ચય કર્યો હતો તેથી ખંભાતથી વિહાર કરી વટાદરા, બોરસદ વિગેરે ગામોમા થઈ છાણી ભવ્ય સત્કારથી પધાર્યા હતા આ સમયે છાણીમાં લગભગ પોણોસો સાધુઓનો સમુદાય ભેગો થયો હતો

## છાણીથી વડોદરા—

જૈનાઓના બાળદીક્ષાની મહત્તા ઘણીજ વર્ણન કરવામાં આવી છે આપણા પૂર્વાચાર્યો શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજ, શ્રી હીરસૂરિજી મહારાજ, શ્રી દેવસૂરિજી મહારાજ, શ્રી સોમપ્રભસૂરિજી, શ્રી સોમસુંદરસૂરિજી મહારાજ, શ્રી મુનિસુંદરસૂરિજી મહારાજ તથા શ્રીમદ્ રત્નશેખરસૂરિજી મહારાજ, શ્રીમદ્ આનંદવિમલસૂરિજી, આનંદ

સેનસૂરિજી મહારાજ આદિ મહાપુરૂષો પણ બાલ દીક્ષિતોજ હતા. એ બાલ દીક્ષાના પ્રભાવેજ ન્યાય, કાવ્ય, કોષ અલંકાર ષડ્દર્શન આદિ વિશાળ શાસ્ત્રોનું જ્ઞાન મેળવી ઘણા વાદીઓને પરાસ્ત કરી જૈનધર્મનો વિજયવાવટો ફરકાવ્યો હતો.

અરે એ તો શું પણ આધુનીક સમયના પણ જે વિદ્વાન્ આચાર્યો વીચરે છે તેઓએ પણ પોતાની નાની ઉમ્મરમાંજ સંસારનો ત્યાગ કર્યો હતો એવા વિદ્વાન્ મુનિવરોના પ્રતાપેજ આ જૈન-શાસનની મહત્તા સચવાઈ રહી છે. નાની ઉમ્મરવાળાઓ સ્વપર શાસ્ત્રના જ્ઞાતા બની શકે છે. આઈ. સી. એસ. એમ. બી. બી. એસ. એમ. એ. બી. એ. એલ. એલ. બી. આદિ દુનીયાની માગ પેટ પુરવાના હેતુથીજ ગ્રહણ કરવામાં આવતી લૌકિક ડીગ્રીઓઓને ઈચ્છનારા માતપિતાઓ પોતાના પુત્રને છ–સાત વર્ષની નાની ઉમ્મરમાંજ નિશાળે બેસાડે છે. પરન્તુ અઢારવર્ષનો થયા પછી કોઇપણ ભણવા બેસાડતા નથી. લૌકીકજ્ઞાનનો તો અંત આવે છે પરન્તુ લોકોત્તર વિદ્યા તો બેસુમાર છે. આખી જીંદગાની ભણે તો પણ પ્રભુ મહાવીર પરમાત્માની વિદ્યા પુરેપુરી ભણાતી નથી. તો પછી લોકોત્તર નિશાળમાં બેસી લોકોત્તર ડીગ્રીઓ પ્રાપ્ત કરવા માટે વીતરાગ પરમાત્માએ અનાદિ કાળથી જે આઠવર્ષની બાલ ઉમ્મર પસંદ કરી છે તે તદ્દન્ વ્યાજબીજ છે. પરન્તુ કેટલાક અર્ધદગ્ધો, આત્મતત્વને નહિ પીછાણનારાઓએ આ બાબતમાં બાળકો શું સમજે, બાળકોએ શું ખાધું–પીધું વિગેરે ખોટી દલીલો આપી ઘણાઓને ઉશ્કેર્યા. આ વાત “ ઘર ફુટે ઘર જાય ” એ કહેવત અનુસાર પ્રભુ મહાવીર પરમાત્માના વેષના પ્રતાપેજ જીવનાર, એમનીજ આજ્ઞાનુ છડેચોક ખંડન કરનાર કેટલાક નામધારી સાધુઓએ પણ આ વાતને મહત્વ આપ્યું. રાત્રે હંમેશ ઝાપટનારા, કંદમૂળ આદિ અભક્ષ્ય પદાર્થોને પણ નહિ છોડનાર, હોટલ વિગેરેમાં વાઘરી–ઢાકરડા વિગેરેના એંઠા પ્યાલે ચા પીનાર,

સામાયિક, પ્રતિક્રમણ, પૂજા, નવકારની વિગેરે અનુષ્ઠાનોથી સો કોસ દૂર ભાગનાર કેટલાક માત્ર પૂર્વના પુણ્યોદયથી ભૂલેચુકે જૈનકુળમા જન્મી ગયેલા નામ ધારી જૈનોએ પત્રકારની નીતિને નેવલે મૂકનાર કેટલાક પત્રોમા યદ્વા તદ્વા લખી છાપાના કોલમો કાળા કરી ઘણા ભોળા શ્રાવકોની શ્રદ્ધા ઉપર ટાઢો કુચડો ફેરવ્યો એટલુ જ નહિ પણ તેઓએ શાસ્ત્રસિદ્ધ બાળ દીક્ષાને રોકવા માટે ઠેઠ ગાયકવાડ સરકારના કાન પણ ભભેર્યા અને આજકાલ અમલદારનો મોટો વર્ગ માત્ર પાશ્ચિમાત્ય કેળવણીના સસ્કારવાળો આર્યવિદ્યાના અભાવવાળો, ધર્મશાસ્ત્રના પઠનપાઠન વગરનો અને આત્મ તત્વથી તદ્દન અજ્ઞાત હોઈ બાળદીક્ષાનો પ્રતિરોધક કાયદો ઠોકી બેસાડયો

## દીક્ષા એટલે—

કોઈ પ્રાણીને મારવો નહિ, મરાવવો નહિ અને મારતાની અનુમોદના કરવી નહિ, જુઠુ બોલવુ નહિ, બોલાવવુ નહિ અને બોલતાને સારો માનવો નહિ ચોરી કરવી નહિ, કરાવવી નહિ, અને કરતાને ભલો જાણવો નહિ, મૈથુન સેવવુ નહિ, સેવરાવવુ નહિ અને સેવનાને ભલો જાણવો નહિ, એક પાઈ પણ રાખવી નહિ રખાવવી નહિ અને રાખનારને ભલો જાણવો નહિ, રાત્રે ખાવુ નહિ ખવડાવવુ નહિ અને ખાનાને ભલો જાણવો નહિ આ છએ પ્રતિજ્ઞાઓ જેમાં સ્વીકારની હોય તેનુ જ નામ દીક્ષા છે આવી પ્રતિજ્ઞાઓ જે કોઇ નાની ઉમ્મરમાં લેશે અને જે કોઇ આ પ્રતિજ્ઞાઓ આપશે તેઓને એક હજાર રૂપીઆનો દંડ કરવામાં આવશે.

ઉપરની પ્રતિજ્ઞાઓનો જે ભંગ કરે તેને તો દંડ થવાનુ આજ્ઞાપ્યુ છે પણ ઉપરોક્ત ધર્મ પ્રતિજ્ઞાઓ જે કોઈ લે તેને પણ દંડ થાય એ તો આ કાયદો રચનારના કે કલિયુગ નામના અજબ પ્રભાવનીજ બલિહારી છે

## ભવ્ય સ્વાગત—

છાણીથી આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય દાનસૂરિજી આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય મેઘસૂરિજી આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય લબ્ધિસૂરિજી ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ મનોહરવિજયજી તથા પન્યાસજી મહારાજ શ્રીમદ્ રામવિજયજી આદિ લગભગ પોણોસો ઠાણા વડોદરા કોઠીપોળે ભવ્ય સ્વાગતથી પધાર્યા હતા. આ વખતે કેટલાક વિરોધી જૈનોએ સામૈયામાં તોફાન કરવા ધાર્યું પણ જીવાભાઈ પ્રતાપસીની સરકારમાં લાગવગ હોઈ તે વિરોધિયોની મોટરને જ્યાં સુધી સામૈયુ ઉતરે નહિ ત્યાં સુધી એક ઠેકાણે રોકી રાખવાનો ઓરડર ત્યાંના પોલીસ ઈન્સ્પેકટર તરફથી કરવામાં આવ્યો હતો.

ત્યાંની પબ્લીકમાં પૂ. ચરિત્ર વિભુએ તથા પં. શ્રીમદ્ રામવિજયજીએ જાહેર ભાષણો પણ કર્યા હતા. તથા તેમના દિવાન પાસે પણ જઈ સાગરાનંદસૂરિજીએ તથા પં. રામવિજયજી મહારાજે બાળ દીક્ષાથી થતા ફાયદા તથા તેની મહત્તા સમજાવી હતી. પણ તે તરફ તેઓએ બીલકુલ ધ્યાન આપ્યું ન હતું આખરે હજારો જૈનોનો તથા સેંકડો સંસ્થાઓના વિરોધ હોવા છતાં એ કાયદો અમલમાં આવ્યો. અમલમાં આવો કે ન આવો એ સઘળું ભવિતવ્યતા ઉપર આધાર રાખે છે પરન્તુ શાસન ઉપર આવેલી આ જબ્બર આફતને હટાવવા જે જે આચાર્યોએ વડોદરા જઇ તે કાયદાને રદ કરવા પોતાથી બનતું કર્યું છે તે તે આચાર્યોએ શાસન પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહી પોતાની આચાર્ય તરીકેની ફરજ અદા કરી છે. આવા પ્રસંગે પોતાની કીર્તિમાં જરાપણ ઉણપ ન લાગે અગર હમારે નાહક દુશ્મન બનવાની શી જરૂર છે, અથવાતો **यद् माधवेनोक्तं तन्न** એ વાક્યને ચરિતાર્થ કરવાના ઇરાદાથી કેટલાક આચાર્યો તટસ્થ પણ રહ્યા હતા, પરન્તુ એમ કરવામાં તેઓએ શાસનની અપૂર્વ સેવા બજાવવાનો અણમોલ પ્રસંગ ગુમાવ્યો છે, એટલુંજ નહિ પણ **धर्मध्वंसे कृपा**

लोपे स्वसिद्धान्तार्थविप्लवे अपृष्टेनाऽपि शक्तेन वक्तव्यं तन्निषेधकं પૂર્વાચાર્યના આ શ્લોકની અવગણના કરવાનું પાપ વ્હોર્યું છે શાસ્ત્રકાર તો ત્યાં સુધી ફરમાવે છે કે

जैनधर्मद्विषो दुष्टान् संघारिष्टविधायिनः ।
जिनाज्ञाराधकः साधुः स्वशक्त्या वारयेदिह ॥
उपेक्षते स्वसामर्थ्ये, सति यस्तान् पुनर्नरः ।
बम्भ्रमीति भवे घोरे स जिनाज्ञाविराधकः ॥

અર્થ—જૈનધર્મ દ્વેષી દુષ્ટોનું, સંઘનું અરિષ્ટ કરનારાઓનું જિનેશ્વર ભગવાનની આજ્ઞાનો આરાધક સાધુ પોતાની શક્તિથી વારણ કરે

પોતાની છતી શક્તિએ જે ઉપેક્ષા કરે છે, તે જિન આજ્ઞા વિરાધક ઘોર સંસારમાં વારંવાર ભ્રમણ કરે છે

ઉપરના શ્લોકના તાત્પર્યને સમજનાર મુનિવરો અગર શ્રાવકોએ જૈનશાસન ઉપર આવતા આક્રમણોને દૂર કરવા જરૂર પ્રયત્ન કરવો જોઈએ

બાલ દીક્ષાની મહત્તાને બતાવતા શ્રાદ્ધદિનકૃત્યના કર્તા ફરમાવે છે કે—

ता तेसु धन्ना सुकयत्थ जम्मा ।
से पूयणिज्जा ससुरासुराण ॥
मुत्तुण गेहं तु दुहाण वासं ।
बालत्तणे जेउ वयं पवन्ना ॥ १ ॥

પુરુષોમાં તેઓ ધન્ય છે, તેઓ સુકૃતાર્થ જન્મવાળા છે અને સુરાસુરને તેઓ પૂજનીય છે, કે જેઓએ દુઃખના સ્થાનરૂપ એવા ગૃહ-

વાસને છોડી બાલપણામાંજ જેઓ વ્રતને પામ્યા છે. બાલ દીક્ષાની મહત્તાને ફરમાવતા અનેક શ્લોકોની તથા પાઠોની અવગણના કરી કેટલાક નામધારી સાધુઓએ તથા ધર્મસંસ્કારહીન જૈનોએ બાળ દીક્ષા પ્રતિબંધક કાયદો કરાવી જબ્બર પાપ વ્હોર્યું છે. જ્યારે પ્રભુ મહાવીરની આજ્ઞાને શિરસાવંદ્ય રાખનાર અનેક મુનિવરોએ ઉગ્રવિહાર કરી વડોદરા જઈ તેને રોકવાનો પ્રયત્ન કરી મોટામાં મોટું પુણ્ય ઉપાર્જન કર્યું છે. વડોદરામાં ચરિત્ર વિભુના એ સંબંધી અનેક સુંદર પ્રવચનો થયાં હતાં બનતો પ્રયત્ન કરી વડોદરાથી ચરિત્રવિભુ આદિ ઠાણાં પાછાં છાણી પધાર્યા હતાં. ત્યાં થોડાક દિવસ સ્થિરતા કરવામાં આવી હતી.

## વિહાર અને દીક્ષા પ્રસંગ—

પૂજ્યપાદ્ આચાર્યદેવ આદિ ઠાણા છાણીથી ચૈત્ર વદ ૩ ના વિહાર કરી બાજવા, વાસદ થઇ નાપાડ પધાર્યા હતા. ત્યાં મનુષ્ય કર્તવ્ય ઉપર એક જાહેર ભાષણ આપી સૌને કૃતાર્થ કર્યા હતા.

આ પ્રસંગે સુરતના પોરવાડ જ્ઞાતીય ભાઇશ્રી નેમચંદ ઠાકોરદાસ ઓગણીસવર્ષની યુવાનીમાં ચારિત્ર ગ્રહણ કરવાની તીવ્ર ભાવના હોવાથી છાણીથી વિહારમાં સાથેજ હતા. રાત્રે નેમચંદભાઈ ઘરે નહિ આવેલ હોવાથી તેમના માતુશ્રી તથા ભાઈ ચીમનલાલ એકદમ દીક્ષાની શંકાથી પ્રથમ છાણી મુકામે આવી પહોંચ્યા હતા.

## સુરત પાછા ગયા—

ત્યાં નેમચંદભાઈની તપાસ કરતાં માલુમ પડ્યું કે તેઓ મહારાજશ્રી સાથેજ વિહાર કરી નાપાડ ગયા છે. એટલે ત્યાંથી તેઓ સીધા નાપાડ પહોંચ્યા. નેમચંદભાઇને સુરત આવવા ઘણું સમજાવ્યું પણ તેમની દીક્ષા લેવાની મક્કમભાવના હોવાથી તેમણે આવવા ના

પાડી તેમણે ત્રણ મહિનાથી છએ વિગયનો ત્યાગ કર્યો હતો પૂ૦ આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળી તથા તેમની દીક્ષા લેવા પ્રત્યે અપૂર્વ મક્કમતા જોઈ તેમના માતુશ્રીએ તથા ભાઇએ આત્મકલ્યાણના પવિત્ર કાર્યમાં સહકાર આપ્યો અને સાથે સાથે સુરત પધારવા વિનતિ કરી પૂજ્ય આચાર્ય મહારાજશ્રીનો ચાણસ્માપ્રતિ જરૂરી વિહાર હોઈ તેનો અસ્વીકાર થવાથી તેમના ધર્મપ્રિય માતુશ્રી તથા ભાઇએ વૈશાખ સુદ ૬ ના દિને હમો જાતે સાણંદ આવી દીક્ષા ધામધુમથી અપાવીશું એવી શરત કરી નેમચંદભાઇને સાથે સુરત લઈ ગયા હતા

## સાણંદમાં દીક્ષામહોત્સવ—

નાપાડથી પૂ૦ આચાર્યદેવ વડતાલ, માતર, કાસદ્રા, મોરૈયા વિગેરે ગામોમા અનેક જીવોને પ્રતિબોધતા વૈશાખ સુદ ચોથના દિને સાણંદ સમત્કાર પધાર્યા હતા આચાર્યશ્રી જ્યારથી ત્યાં પધાર્યા ત્યારથી જનસમુદમા ઘણોજ આનંદ ફેલાઇ રહ્યો હતો રોજ આચાર્યશ્રીના પ્રવચનોનો લાભ લોકો ઉત્સાહપૂર્વક લેતા હતા તેમા સોનુ અને સુગંધી જેવો પ્રસગ એ બન્યો કે, નેમચંદભાઈ ઘણા સમયથી દીક્ષાના ઉમેદવાર હતા તેઓની ઓગણીસ વર્ષની નાની ઉમ્મરમાં આવી તીવ્ર વૈરાગ્યવાસનાએ કુટુંબીઓના અંતઃકરણમાં ઉંડી છાપ નાખી અને તેના પ્રભાવેજ લગભગ નાના મોટા ૨૫ માણસો સાણંદ મુકામે દીક્ષા અપાવવા વૈશાખ સુદ પાંચમના બપોરે આવી પહોંચ્યા આટલા બધા માણસો દીક્ષા અપાવવા આવેલા જોઇ સાણંદ સંઘને ઘણોજ આનંદ થયો સુરત સંઘના માણસો ભેગા થયા

સુરતશહેર નગરથી બે સાધુઓને મોકલી એઘા તથા ઉપધિ વિગેરેનો પ્રબંધ કર્યો સં. ૧૯૮૯ના વૈશાખ સુદ ૬ના મંગલમય પ્રભાતે અગીઆર પાર્શ્વનાથના દેરાસરમાં લગભગ પેન્ટાલવ વાગે ઇન્દ્રધ્વજ સાથે ગજેની ગાડી, બેન્ડ, નેજાઓ વિગેરે સામગ્રીથી શોભતો એક

વરઘોડો ચઢયો હતો. આચાર્ય મહારાજ સપરિવાર સાજન મહાજન આદિ બહોળા સમુદાય સાથે ચાલતા હતા. પાછળ નેમચંદભાઈ સુંદર પોષાકમાં સજ્જ થઇ મોહ ભટ્ટને મ્હાત કરવા બધી તૈયારીઓ ન કરી રહ્યા હોય તેવી સૂચના આપતા મોટરમાં બેસી દાન આપી રહ્યા હતા. આમ પૂર્ણ ઠાઠમાઠથી તેમના માતુશ્રી, ચીમનભાઇ તથા સુરચંદભાઇ વિગેરેએ વરઘોડો ઉપાશ્રયે ઉતાર્યો હતો. પૂ૦ આચાર્યશ્રીએ નંદિની ક્રિયા બુલંદ અવાજે કરાવ્યાપછી રજોહરણ આપતા મેઘગર્જારવથી મયૂર નૃત્ય કરે તેમ આનંદિત થઇ નેમચંદભાઇએ નૃત્ય કરી ભવનું નૃત્ય ટુંકું કરી નાંખ્યું હતું. તેમનું નામ મુનિશ્રી નેમવિજયજી રાખી આચાર્યશ્રીએ પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા. છેવટે સંયમને માટે શૌર્યરસને પોષનારી દેશના થયાબાદ લોકો પ્રભાવના લઈ ગુરુદેવની સાથે દર્શન કરી વિદાય થયા હતા.

પોરવાળજ્ઞાતીય જૈન મોટીકલબ તરફથી તથા સુરત ધી યંગમેન્સ જૈન સોસાયટી વોલીન્ટીઅર કોર તરફથી નેમચંદભાઈને તથા તેમના કુટુંબીઓને ઝવેરી નાનુભાઇ નગીનચંદના પ્રમુખપણા હેઠળ તેમનાજ મકાનમાં અભિનંદનપત્ર પણ આપવામાં આવ્યું હતું.

## ચાણસ્મા પધાર્યા—

અત્રેથી મહારાજશ્રી ગામોગામ વિચરતા સસત્કાર ચાણસ્મા પધાર્યા. અત્રે મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજના હસ્તે માગશર માસમાં પાટણનિવાસી રમણલાલને દીક્ષાપ્રદાન કરવામાં આવ્યું હતું. દીક્ષાના આગલે દિવસે એક વરઘોડો કાઢવામાં આવ્યો હતો. જેમાં હાથી ઉપર રમણલાલભાઈ બેસી છુટે હાથે દાન આપતા હતા. ચતુર્વિધ સંઘ સમક્ષ દીક્ષા આપી તેમનું નામ મુનિશ્રી રંજનવિજયજી રાખવામાં આવ્યું હતું. દીક્ષાપ્રદાનની ક્રિયાબાદ પ્રવચન તથા પ્રભાવના કરવામાં આવ્યા હતા,

## ડાહ્યાભાઈની દીક્ષા—

દમણુનિવાસી ડાહ્યાભાઇએ પોતાના પુત્ર રમણીકલાલને કપડવંજમાં દીક્ષાપ્રદાન કરાવી સાચા પિતાની ફરજ અદા કરી હતી તેમની પણ દીક્ષા લેવાની તે વખતે ભાવના હતી સંસાર સંબંધીની સઘળી વ્યવસ્થા કર્યા પછી તેઓ દીક્ષા લેવા માટે આચાર્યશ્રીની આજ્ઞાથી ચાણસ્મા આવી પહોચ્યા હતા કેટલોક વખત વિહારમાં સાથે રહી તેમણે પોતાના વૈરાગ્યની કસોટી પણ કરી હતી તેમની દીક્ષા નિમિત્તે શા પુનમચંદ જેચંદભાઈના ઘરેથી વરઘોડો ચઢાવવામા આવ્યો હતો વૈશાખ સુદ ૬ ના શુભદિને તેમને મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજના વરદહસ્તે દીક્ષા આપી તેમનુ નામ મુનિશ્રી હર્ષવિજયજી રાખી તેમને પોતાના શિષ્ય બનાવ્યા હતા તે દિવસે પૂજા તથા પ્રભાવના કરવામા આવ્યા હતા

## વડીદિક્ષા—

આ પ્રસગે પૂ૦ આચાર્ય મહારાજશ્રીના હસ્તે મુનિશ્રી રંજનવિજયજીને તથા મુનિશ્રી હર્ષવિજયજીને તથા મુનિશ્રી નેમવિજયજીને ધામધૂમપૂર્વક વડીદીક્ષા આપી તેમને અનુક્રમે મુનિશ્રી નવીનવિજયજીના, મુનિરાજશ્રી લક્ષ્મણવિજયજી મહારાજના અને પૂ૦ આચાર્યશ્રીના શિષ્ય તરીકે જાહેર કર્યાં હતા

## પાટણની વિનતિ—

પાટણ શહેરના સાસન રસીક સંઘને ચરિત્રનેતા ચાણસ્મા મુકામે પધાર્યા છે એવા સમાચાર મળતા ભક્તિભીના હૃદયોથી મથવી નગીનભાઇ કરમચંદ આદિ પ્રતિષ્ઠિત ગૃહસ્થો અત્રે વિનતિ કરવા આવ્યા, વિશેષ ધર્મપ્રભાવનાનુ કારણ જાણી સંવત ૧૯૮૯નુ ચાતુર્માસ ત્યાનુ સ્વીકાર્યું વિશાળ મુનિમંડળ સાથે ચરિત્રનેતાએ ભવ્ય સત્કાર સાથે પ્રવેશ કર્યો

હમેંશ ચરિત્રવિભુના ચાલતા પ્રવચનમાં સૌ કોઇ હર્ષથી ભાગ લેવા લાગ્યા. બે ચાર જાહેર ભાષણો પણ આપવામાં આવ્યા હતા.

## ધર્મપ્રેમી ભીખાભાઈ—

છાણીના રહીશ ધર્મપ્રેમી શા. ભીખાભાઇ શીવલાલ પોતાની સોળ વર્ષની ઉગતીવયે ચરિત્રનેતાની છાયામાં સંયમગ્રહણ કરવાની કામનાથી આવી પહોંચ્યા હતા પોતાની દશ અગીયાર વર્ષની ઉમ્મરથી તેઓ વૈરાગી બનેલા હતા. કેટલીક વખત દીક્ષા ગ્રહણ કરવા ભાગી પણ ગયા હતા. પરન્તુ તેઓની માતા મણીબેન અને પિતા શિવલાલભાઇને એકનો એક લાડકવાયો પુત્ર હોવાથી સંયમ લેતા સ્નેહથી તેમને અટકાવતા હતા, જોકે શ્રાવિકા મણીબેન ધર્મને ઉચ્ચતમ માની ધર્મપરાયણ જીવન વીતાવતા. શારીરિક નિર્બળતા હોવા છતાં તપશ્ચર્યા કરવામાં તત્પર રહેતા સંયમ સાટે તેમના હૃદયમાં બહુ માન હતું. એમના પિતા શીવલાલભાઇ પણ દીક્ષાભિલાષિ હતા અને તે માટે તેમણે વિગયનો ત્યાગ કર્યો હતો. ટુંકમાં ભીખાભાઈનું સઘળું કુટુંબ ધર્મરાગી હતું. પણ મોહનીય કર્મની વિલક્ષણતા કોઈ અજબજ છે. સંયમને ઉચ્ચતમ માનવા છતાંય પોતાનો બાળવયનો એકનો એક પુત્ર સંયમ લે તે ન સહી શકાય ખરેખર એ મોહનાજ ચાળા છે ને ? સંયમની ભાવનામાં ચાર પાંચ વર્ષ વીતી ગયા એક બાજુ માતપિતાઓ લગ્નની ગ્રન્થિ યોજવા તૈયાર હતા. એટલામાં ભીખાભાઇ એકદમ પોતાના મિત્ર સાથે પાટણ મુકામે આવી પહોંચ્યા. તેમણે આવી પોતાની ભાવના આચાર્યશ્રી પાસે વ્યક્ત કરી. આચાર્યશ્રી સઘળી વાતથી વાકેફદાર બન્યા પછી તરતજ અષાડ સુદ ૧૧ ના દિને તેમને દીક્ષા સમર્પણ કરવામાં આવી હતી. તેમનું નામ મુનિશ્રી ભદ્રંકરવિજયજી રાખી તેમના સંસારી મામા મુનિરાજ શ્રીમદ્ ભુવનવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

આ દીક્ષાની ખબર પડતાં તેમના કાકા છગનલાલ એકદમ પાટણ

મુકામે આવી પહોંચ્યા હતા ભીખાભાઈને રીતસર ઘણું સમજાવ્યું પણ તેમની અત્યંત મક્કમતા જોઈ તેઓ પાછા ગયા હતા તેમના પિતાશ્રી, કાકા અને માતુશ્રી વિગેરે કુટુંબીઓ તેમની વડી દીક્ષા વખતે આવ્યા હતા તે સમયે પૂજા, પ્રભાવના વિગેરે કરી સારા દ્રવ્યનો વ્યય કર્યો હતો.

શાસન પ્રભાવનાઓ—

ચતુર્માસ દરમ્યાન અનેક ધર્મ પ્રભાવનાઓ થઈ પ્રતિદિન વિપાકસૂત્રની વાચના ચાલતી તેમા આવતા દુઃખના અને સુખના વિપાકો સાંભળી જનતા ધર્મમા એકતાન બની ઉપધાન તપની પણ શરૂઆત થઈ જેમા લગભગ સેંકડો સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો ઉપધાન તપ પૂર્ણ થતા માલારોપણનો એક ભવ્ય વરઘોડો નીકળ્યો હતો આઠે દિવસ પૂજા પ્રભાવનાઓ કરવામા આવતી હતી. ચરિત્રનેતાના વરદ હસ્તે માલારોપણ કરવામા આવ્યુ હતુ છેલ્લે દિવસે શાંતિસ્નાત્ર પણ કરવામાં આવ્યુ હતુ સ્વામિવાત્સલ્યો પણ થયા હતા મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મીવિજયજી મહારાજને તથા મુનિરાજ શ્રીમદ્ ભુવનવિજયજી આદિ ઠાણા ૭ ચાણસ્મા ચાતુર્માસ માટે મોકલ્યા હતા અને મુનિશ્રી પ્રવીણવિજયજી તથા મુનિશ્રી પદ્મવિજયજી આદિ ઠાણા ત્રણને સમીવાદ મોકલ્યા હતા માલારોપણ પ્રસંગે ઝાણીના ચુની-લાલ મગનદાસની પુત્રી મંછીબેનને દીક્ષા આપી તેમનુ નામ મંજુલાશ્રી રાખી સુવતાશ્રીની શિષ્યા કરી હતી

ઝવેરી જેચંદભાઈ—

સુરતનિવાસી ઝવેરી ઉત્તમચંદ નવલચંદ ગોલવાળાના પુત્ર જેચંદ-ભાઈ કેટલાક વખતથી સંયમ ગ્રહણ કરવાની અભિલાષા ધરાવતા હતા ને ગ્રહણ કરવા તેમણે યોગ્ય પ્રયત્નો કર્યા હતાં મોહવશ બનેલ કુટુંબના પંજામાંથી તેઓ છૂટી શક્યા ન હતા જો કે એમના પિતાશ્રી એક ધર્મનિષ્ઠ આગમવિશારદ શ્રાવક છે સંયમ પ્રત્યે તેમનો સંપૂર્ણ અનુરાગ હોવા છતા પુત્ર મોહને લઈને તેઓ રજા આપી શક્યા ન હતા

તેમણે સંવત ૧૯૭૬ ની સાલમાં આચાર્ય મહારાજ શ્રીમદ્ સાગરાનંદ સૂરિજીની અધ્યક્ષતામાં શ્રી શત્રુંજયનો સંઘ કાઢી લગભગ પોણાલાખ રૂપીઆનો સદ્વ્યય કર્યો હતો જીવણભાઈનુ જીવન સામાયિક પ્રતિક્રમણ પૌષધ વ્રત પચ્ચખ્ખાણ વિગેરે ધર્મ અનુષ્ઠાનોમાં અત્યંત ઓતપ્રોત હોઈ તેમના ધર્મ સંસ્કારો અમુક અંશે એમના પુત્ર જેચંદભાઈમાં પણ ઉતર્યા હતા. એજ સંસ્કારના પ્રભાવે તેમણે પોતાની સ્ત્રી માત-પિતા ભાઈ આદિ કુટુંબોનો મોહ ઉતારી બંગલો વાડી ગાડી આદિ જડ પદાર્થોથી ન મુંઝાતા તેઓ સંયમ ગ્રહણ કરવા એકદમ તીવ્ર અભિલાષી બન્યા. ઉભય લોકની સાર્થકતા કરનાર સંયમ પિપાસુ આત્મા તુચ્છ પદાર્થોના ભોગો ઉપર અરૂચી રાખે છે. અધ્યાત્માનંદનો અને મનો નિગ્રહતા અને આત્મ રમણતાનો જેઓને થોડો પણ આસ્વાદ અનુભવાયો હોય તેઓ જડ ભાવમાં જીવનને બરબાદ ન કરતા આત્મિક સ્વભાવમાં અણમોલ જીવન સુપ્રત કરે છે. દરેક જાતના વૈભવ વિલાસો ચોમેરથી છલકાતા હોય તોપણ આત્મ બોધને પામેલા સંયમ ગ્રાહકોને મન એ બધું તુચ્છ અને ત્યાજ્ય ભાસે છે.

## પાટણ આવ્યા—

પોતાના સ્નેહીઓ તરફથી ચોકખા શબ્દોમાં રજા નહિ મળી શકશે એવો નિશ્ચય થતાં તેઓ એકદમ સુરતથી નીકળી પાલીતાણા થઈ. પાટણ મુકામે પૂ૦ આચાર્યદેવની છાયામાં આવી ગયા તેમણે પોતાની સંયમ ભાવના પ્રગટ કરી તેમની દીક્ષા લેવાની તીવ્ર અભિલાષા અને મક્કમતા જોઈ હા પાડી. આ પ્રસંગે ખોટા મોતીવાલા જેસંગભાઈ તરફથી જેચંદભાઈની તથા મણીબેનની દીક્ષા નિમિત્તે એક ભવ્ય વરઘોડો કાઢયો હતો. વરઘોડો આખા ગામમાં ફરી ગામબહાર બાંધેલ વિશાળ મંડપમાં તેમને ચતુર્વિધ સંઘ સમક્ષ સંયમ પ્રદાન કરી તેમનું નામ મુનિશ્રી જીતેન્દ્રવિજયજી રાખી મુનિશ્રી મહિમાવિજયજીના શિષ્ય તરીકે જાહેર

કર્યા હતા તેમના સંસારી પિતા જીવણચંદભાઇ એમની વડી દીક્ષા પ્રસંગે પાલીતાણા હાજર થયા હતા અત્યંત હર્ષ પૂર્વક ભાગ લીધો હતો તે પ્રસંગે પૂ આચાર્યશ્રી પાસે તેમનાથી થયેલ દીક્ષિત વિગેરેના અવિનય આદિને જાહેર કરી પ્રાયશ્ચિત ગ્રહણ કર્યું હતુ આથી તેઓનો ધર્મ પ્રત્યેનો અપૂર્વ રાગ, હૃદયની સરળતા, ભવભીરૂતા આદિગુણો સ્વભાવિક તરી આવે છે મુનિશ્રી જીતેન્દ્રવિજયજીની વડી દીક્ષા પ્રસંગે મંજુલાશ્રીને પણ વડી દીક્ષા આપી હતી તેમના પણ સંસારી પિતા એ પ્રસંગે આવ્યા હતા

## ચતુર્માસ બાદ વિહાર—

પૂ આચાર્ય મહારાજશ્રીએ બહોળા શિષ્ય સમુદાય સાથે પાટણ શહેરથી વિહાર કરી શ્રી શંખેશ્વર તીર્થમાં પધાર્યા જ્યા પાટણના તથા રાધનપુરના ઘણા ગૃહસ્થો દર્શનાર્થે આવ્યા હતા તેમના તરફથી સ્વામિવાત્સલ્ય પૂજા પ્રભાવના વિગેરે થયા હતા અત્રેથી શ્રી સિદ્ધાચલજી તીર્થની યાત્રાનો વિચાર થતાં ચરિત્રનેતા સપરિવાર ત્યા પધાર્યા ભવ દરીયામાં જહાજ સમાન, ભવાટવીમાં સાર્થવાહ, ભવકુપમાં રજ્જુ સમાન, તીર્થેશ શ્રી આદિનાથ પ્રભુના દર્શન કરી ચરિત્ર નાયકના રોમાંચ ખડા થયા વિવિધ ભાવવાહી સ્તવનોથી ખૂબ સ્તવના કરી, અપૂર્વ આત્માનંદ લુટયો અત્રે થોડાક દિવસની સ્થિરતા દરમ્યાન એક બે જાહેર ભાષણો આપ્યા હતા

## મુનિ સમ્મેલન માટે વિનતિ—

વચ્ચમાં અમદાવાદથી શેઠ કસ્તુરભાઇ મણીભાઇ, ચીમનલાલ કડીયા વિગેરે અમદાવાદ મુનિ સંમેલનમા પધારવાની વિનતિ કરવા આવ્યા હતા મુનિ સંમેલનનો હેતુ તથા તેના થનાર કાર્યો વિગેરેની સઘળી માહિતિ આચાર્યશ્રીએ પૂછીને પોતે વાકેફગાર બન્યા ચરિત્ર વિભુએ

ફરમાવ્યું કે તમો શાસનની ઉન્નતિ માટે આટલો બધો પ્રયાસ ઉઠાવો છો તો પછી મારે ત્યાં આવવામાં કોઇ જાતનો વાંધો નથી, પણ પાલીતાણાની યાત્રા કરી ત્યાંથી અમદાવાદ લગભગ ટાઇમસર પહોંચવા પ્રયત્ન કરીશ.

**અમદાવાદ પધાર્યા—**

આ પ્રમાણે વઢવાણમાં કબુલ કરેલ હોવાથી પાલીતાણામાં વધુ ન રોકાતા મહારાજશ્રીએ ત્યાંથી એકદમ ઉગ્ર વિહાર કરી, અમદાવાદ પધાર્યા ત્યાંની ધર્મનિષ્ટ પ્રજાએ ભવ્ય સત્કાર કરી પ્રવેશ મહોત્સવ કર્યો. વિદ્યાશાળાના ભવ્ય હોલમાં મહારાજશ્રીએ મંગળાચરણ કરી અપૂર્વ દેશના આપી હતી.

વિદ્યાશાળામાં આગમ રહસ્યવેદી તપોવૃદ્ધ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયદાનસૂરિજી મહારાજ પોતાના બહોળા સમુદાય સાથે બીરાજતા હતા. જ્યારે શાન્ત મૂર્તિ તપો નિધાન વયોવૃદ્ધ આચાર્યદેવ વિજયસિદ્ધિસૂરિશ્વરજી મહારાજ પગથીઆના ઉપાશ્રયે બીરાજતા હતા, આ ત્રણેય આચાર્યોનું તથા તેમના શિષ્યોનું વિચાર દોર એકસરખું હતું. જ્યારે મુનિસંમેલનમાં પધારતા ત્યારે ત્રણે આચાર્ય-દેવો પોતાના ૨૫૦ સાધુઓના વિશાળ પરિવાર સહ એકજ સરકલમાં બીરાજતા હતા.

**સંમેલનની સફળતા—**

મુનિ સંમેલનનું કાર્ય પ્રથમતો બહુજ ધીમે ધીમે ચાલ્યું. લગભગ દશ પંદર દિવસ સુધી તો ક્ષણમાં સફલતા અને ક્ષણમાં નિષ્ફળતાની ડામાડોળ સ્થિતિ ભાસવા માંડી. ક્ષણ ક્ષણમાં અજબ રંગો દેખાવા લાગ્યા. અનેકધા વિચારણાઓ ચાલી. સમાજમાં દીક્ષા દેવદ્રવ્ય સંબંધી ઉત્પન્ન થયેલા ખળભળાટને શાંત કરવા વિચાર વિનિમય થવા લાગ્યો. આપણા ચરિત્ર નાયકે સમુપસ્થિત થયેલ વિશાળ મુનિ મંડળ સમક્ષ પોતાના સ્વલ્પ સમયના સુંદર વક્તવ્યથી અટકેલું કાર્ય પ્રારંભાયું

હતુ સૌ સૌ પોતાના વિચારો દર્શાવવા લાગ્યા અંતે લગભગ એક માસના પરસ્પર સધર્ષોણોથી વિચાર વિનિમયથી સમ્મેલનનું કાર્ય સફળ થયુ અને તેમા નિર્ણીત થએલા ઠરાવો સર્વના સહમતે પટ્ટક રૂપે જાહેર કર્યા આ મુનિસમેલન નિર્વિઘ્ને પસાર થવાથી સૌના હૃદયમા આનદ થયો હતો જુદા જુદા વિષયોનુ ખડન કરી જૈન શાસનની સેવા બજાવવા આચાર્યો તથા મુનિવરોની કમીટી નીમવામા આવી હતી જેમા ચરિત્ર વિભુએ સ્થાનકવાસી તરફથી આવતા આક્રમણોનો જવાબ આપવાનુ સ્વીકાર્યું હતું

## અમદાવાદથી વિહાર—

મુનિ સમેલનનુ કાર્ય સપૂર્ણ થયા બાદ પૂ ચરિત્રવિભુ સાણદ મુકામે પધાર્યા, ત્યા થોડા દિવસની સ્થિરતા દરમ્યાન જાહેર ભાષણો તથા પ્રવચન દ્વારા જનતાને ખૂબ આકર્ષી, ત્યાથી વિહાર કરી સસત્કાર ગોધાવી મુકામે પધાર્યા હમેશ અત્રે ચાલતા પ્રવચનોમા ચર્ચાતા આધુનિક દીક્ષા દેવદ્રવ્ય આદિ વિષયો ઉપર યુક્તિ પૂર્વક સિદ્ધિ કરાતી હોઈ ઘણા યુવાનોના હૃદયની શકા દૂર થવા પામી હતી પાલીતાણાથી ગોધાવી મુકામે મોટી ટોળી તથા નાની ટોળીના એમ બન્ને પક્ષોના આગેવાન સદ્‌ગૃહસ્થો આણદજી કલ્યાણજીની પેઢીના ખર્ચે બધાવેલ ભવ્ય મદિરમા ભવ્ય પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ટા પૂ. આચાર્યમહારાજશ્રીના હાથેજ કરાવવાના ઈરાદાથી વિનતિ કરવા આવી પહોચ્યા હતા

પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ ઘણા વખતથી પરોણા દાખલ રાખવામા આવી હતી જનતાના વિચાર ભેદ આદિ કારણોને લીધે પ્રતિષ્ઠા કરાવવાનો અદ્યાવધિમા કોઇ સમય પ્રાપ્ત થયો ન હતો ભવિતવ્યતાના યોગે સૌ એકમત થઈ ખાસ પ્રતિષ્ઠા કરાવવીજ છે એવા નિશ્ચય ઉપર આવી જવાથી તેઓએ આચાર્યશ્રીને પાલીતાણા પધારવા આગ્રહ ભરી વિનતિ કરી અને જણાવ્યુ કે આ પવિત્ર કાર્ય હમારે આપશ્રીના કર કમલથીજ કરાવવુ છે માટે પધાર્યા વિના છૂટકો નથી,



## પ્રકરણ ૨૯ મું.

દુષ્કરતો હતુંજ—



હમણાંજ શ્રી સિદ્ધાચલજીની યાત્રા કરી ચરિત્ર નાયક આવ્યા હતા, વળી વૈશાખ માસની બેસીતમ ગરમી અને લાંબો વિહાર આ સંયોગોમાં પાલીતાણા જઇ પ્રતિષ્ઠા કરાવવી એ ખરેખર દુષ્કરતો હતુંજ આ બધો વિચાર કરી ચરિત્રનેતાએ આવેલ સદ્‌ગૃહસ્થોને જણાવ્યું કે ત્યાં નજીકમાં કોઇ સુવિહિત આચાર્ય આદિ મુનિવરો હોયતો તેમને વિનતિ કરો એટલે તેઓએ જણાવ્યું કે વર્ષો થયા આ સુકાર્ય એમને એમ રખડે છે. આપશ્રીની કૃપા અને પુણ્ય આશિર્વચનોથીજ સહુ કોઈ એકમત થયા. પ્રતિષ્ઠા કરાવવા જિજ્ઞાસુ બન્યા. અખિલ સંઘ આપશ્રીના સુહસ્તે આ સુકાર્ય કરાવવા સુભાવના સેવે છે.

## પૂજ્ય શ્રીમદ્વિલબ્ધિસૂરીશ્વરજી મહારાજ



( પાલીતાણામાં પ્રવેશાનન્તર સમયે લેવાયેલો ફોટો )

શ્રી પી પ્રેસ—પાલીતાણા



## પ્રકરણ ૨૯ મું.

દુષ્કરતો હતુંજ—



હમણાંજ શ્રી સિદ્ધાચલજીની યાત્રા કરી ચરિત્ર નાયક આવ્યા હતા, વળી વૈશાખ માસની એસીતમ ગરમી અને લાંબો વિહાર આ સંયોગોમાં પાલીતાણા જઇ પ્રતિષ્ઠા કરાવવી એ ખરેખર દુષ્કરતો હતુંજ આ બધો વિચાર કરી ચરિત્રનેતાએ આવેલ સદ્દગૃહસ્થોને જણાવ્યું કે ત્યાં નજીકમાં કોઇ સુવિહિત આચાર્ય આદિ મુનિવરો હોયતો તેમને વિનતિ કરો એટલે તેઓએ જણાવ્યું કે વર્ષો થયા આ સુકાર્ય એમને એમ રખડે છે. આપશ્રીની કૃપા અને પુણ્ય આશિર્વચનોથીજ સહુ કોઈ એકમત થયા. પ્રતિષ્ઠા કરાવવા જિજ્ઞાસુ બન્યા. અખિલ સંઘ આપશ્રીના સુહસ્તે આ સુકાર્ય કરાવવા સુભાવના સેવે છે.

## વિનતિનો સ્વીકાર અને પ્રવેશ મહોત્સવ—

પૂ. આચાર્ય મહારાજ વિમાસણમા પડયા પરન્તુ આ લોકોની આગ્રહ ભરી વિનતિ, સિદ્ધાચલજીની પવિત્ર છાયામા પહેલુ ચાતુર્માસ, પ્રતિષ્ઠા જેવુ મહાન્ કાર્ય વિગેરે સ જોગો જોતા, મહારાજશ્રીએ વિનતિનો સ્વીકાર કરી તરતજ પાલીતાણા તરફ વિહાર કર્યો ઉગ્ર વિહારથી માર્ગમા આવતી અનેક તકલીફોને જરા પણ ગણકાર્યા વિના ધર્મોપકારને વિસ્તારતા વિશાળ મુનિ મ ડળ સહ પાલીતાણા નજીક આવી પહોચ્યા મોખડકા ગામમા પધારતા અનેકો વ દનાર્થે આવ્યા, ત્યા સ્વામિવાત્સલ્ય તથા પૂજા પ્રભાવના વિગેરે કરવામા આવ્યુ હતુ પ્રવેશ મુહૂર્તનો નિર્ણય કરી સ્વાગત તૈયારીઓ કરવા તત્પર બન્યા

આખા ગામના ભવ્ય લત્તાઓને ધ્વજા તોરણ સુ દર બોર્ડો આદિથી શણગારવામા આવ્યા હતા પ્રાત કાલના સુરમ્ય કાલમા પૃથ્વી પટ પર ચરિત્ર નાયકનો સત્કાર કરવાનેજ જાણે સહસ્રાશુએ સ્વર્ણવર્ણો શેત્રુ જ ન પાથર્યો હોય અગર સોનેરી આછા આછા કિરણોદ્વારા ચરિત્ર નાયકના સુગુણોને તિગ્માશુ સુવર્ણનો ઓપ આપી પ્રસારતો ન હોય એવા રમણીય પ્રત્યૂષ કાલમા ચરિત્ર નેતાએ બહોળા પરિવાર સહ બેન્ડ, વિવિધ ગજ રસાલો, સાબેલા વિગેરેથી ગોભના ભવ્ય સામૈયાથી પુર પ્રવેશ કર્યો, સ્થળે સ્થળે બાલિકાઓ અક્ષતાદિથી વધાવી, બાલ મ ડળો શુરૂ કીર્તન મય સુ દર કવિતાઓ ગાઇ, ચરિત્ર નાયકના હાથે થનાર ભાવી સુકાર્યની મ ગળ રેખાઓ દોરી રહ્યા હતા સામૈયુ મોતી કડીયાની ધર્મશાળાએ ઉતર્યુ હતુ માનવ મેદનિથી પ્રતિષ્ઠા નિમિત્તે બાધેલા વિશાળ મ ડપવાળી ધર્મશાળા ચિકાર ભરાઈ ગઇ હતી મહારાજશ્રીએ મધુર ધ્વનિથી મ ગળાચરણ કરી સુન્દર પ્રવચન આપ્યુ હતુ પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવવા સૌ કોઈ તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા અત્રે ગુરૂદેવે ગિરિરાજના પુન શીઘ્ર અણધાર્યા દર્શન કર્યા આ દર્શનમા ગોડીજી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠાને કારણ માની તેજ વખતે

બનાવેલા " સિદ્ધાચલના વાસી જીનને ક્રોડો પ્રણામ " એ સ્તવનમાં આ વાત લાવ્યા છે કે " ગોડીપાર્શ્વ જિનેશ્વર કેરી, કરણ પ્રતિષ્ઠા વિનતિ ઘણેરી દર્શન પામ્યો માની જીનને ક્રોડો પ્રણામ ". આ સ્તવન પાલીતાણામાં તથા બીજા અન્ય સ્થળોએ ઘણું પ્રચાર થવા પામ્યું છે.

## પ્રતિષ્ઠા મહોત્સવ—

પ્રતિષ્ઠા સુમુહૂર્તના દિવસ પહેલાં અત્રેની ભાવુક જનતાએ ભવ્ય અને વિશાળ તૈયાર કરેલા મંડપમાં અઠ્ઠાઇ મહોત્સવ પ્રારંભાયો. બહાર ગામથી આ શુભ અવસરે અનેક માણસો આવ્યા હતા. પ્રતિષ્ઠાના આગળના દિવસે જલ યાત્રાનો એક ભવ્ય વરઘોડો ચઢયો. સંવત ૧૯૮૦ ના જેઠ સુદ ૧૧ ના દિવસે નવીન બાંધેલા ભવ્ય મંદિરમાં ગોડીજી પાર્શ્વનાથની પ્રતિમાની તેમજ બીજા અનેક બિંબોની ધામ ધુમ પૂર્વક પૂજ્ય આચાર્ય દેવના વરદ હસ્તે સુલગ્ન સુમુહૂર્ત અને સુનવમાં વિધિ સહિત જયજયના ગુંજારવ વચ્ચે પ્રતિષ્ઠા કરવામાં આવી. પ્રતિષ્ઠાના દિવસે અમદાવાદના ભોગીલાલ ગુલાબચંદ તથા પાલીતાણાના માસ્તર કુંવરજી દામજી આદિએ અષ્ટોતરી સ્નાત્ર ભણાવ્યું

## શાન્તિ ભુવનમાં—

જામનગરવાસી દાનવીર શાન્તિભાઈ ખેતસીભાઇના અત્યાગ્રહથી ચતુર્માસાર્થે ચરિત્ર નાયક મહાજનના વડામા તેમના તરફથી બંધાવેલ શાન્તિ ભુવનમા સસત્કાર પધાર્યા હતા પૂ આચાર્ય મહારાજ પાત્રીશ ઠાણા સાથે પાલીતાણામા બીરાજમાન છે એ સમાચાર ફેલાતા સુરત પાટણ અમદાવાદ, હળવદ, વઢવાણકેમ્પ, સીહોર, ઉદેપુર, વિગેરે ગામોના ભાવુક યાત્રાળુઓ આ સુંદર યોગનો લાભ ઉઠાવવા આવી પહોચ્યા હતા, શાન્તિ ભુવનમા વ્યાખ્યાનની સગવડ ન હોવાથી વ્યાખ્યાન હમે શા ચોમાસામા મોતીસુખીયાની ધર્મશાળામા રાખવામા આવ્યુ હતુ આચાર્ય મહારાજનો દેશના રૂપી ગંગા પ્રવાહ વહેવા લાગ્યો, ગામના તથા જાત્રાળુઓ અનેક માણસો લાભ લેવા લાગ્યા, એ અનુપમ દેશનાએ શ્રોતૃવૃન્દના હૃદયમા અનુપમ ધર્મ ઓજસ પાથર્યું, જેથી તપ આરાધનમા ચંચળ લક્ષ્મીનો સદ્વ્યય કરવામા સૌ કોઈ વિશેષ ઉજમાળ બન્યા હતા

## સૂત્રોની વાંચના—

ચાતુર્માસ પહેલા શ્રી સિદ્ધાચલજીની યાત્રાનો લાભ અનેક મુનિવરોએ ઉઠાવ્યો સ્થાનીક સંઘ તથા યાત્રાળુઓના અત્યંત આગ્રહથી ભગવતી સૂત્રની અપૂર્વ વાચના શરૂ થઇ હતી પાટણવાલા મોતીલાલ ન્યાલચંદ તથા હળવદવાલા ચુનીલાલ કમળશી તથા પરશોતમદાસ વઢવાણવાલા આદિ તરફથી ભગવતીસૂત્રનો ખર્ચો આપવામા આવ્યો હતો વિમલાચલ જેવુ પવિત્રતીર્થ, ભગવતીસૂત્ર જેવા મહાન્ સૂત્રની વાચના અને પૂ૦ ચરિત્રનેતા જેવા વ્યાખ્યાનકાર આ ત્રીવેણીનો સંગમ મળે એટલે અત્યારની જનતાના હર્ષમા પૂછવુ જ શુ ?

બપોરના સાધુ વર્ગને શ્રી આવશ્યક સૂત્રની તથા અનુયોગદ્વારની ચરિત્રનેતા વાચના આપતા હતા સાધ્વીજી, શ્રાવક-શ્રાવિકા પણ આ વાચનામા ભાગ ભજવતા હતા

પર્વાધિરાજ—

પર્યૂષણપર્વ પણ ગિરિરાજની છાયામાં અભૂતપૂર્વ ઠાઠથી ઉજવાયા. માસક્ષમણ આદિ અનેક જાતની તપશ્ચર્યાઓ પણ મોટા પ્રમાણમાં થઈ, મુનિશ્રી ભુવનવિજયજીના શિષ્ય મુનિશ્રી કલ્યાણ-વિજયજીએ પણ માસક્ષમણની તપશ્ચર્યા કરી હતી. તેમજ મુનિશ્રી મહોદયવિજયજીએ તથા મુનિશ્રી રત્નાકરવિજયજીએ અઠ્ઠાઇની તથા મુનિશ્રી નવિનવિજયજીએ સાત ઉપવાસની મુનિશ્રી મહિમાવિજયજી તથા લલિતાંગવિ. અજિતવિ. એ પાંચ ઉપવાસની તથા વિક્રમવિજયજી તથા નેમવિજયજીએ ચાર ઉપવાસની તથા અન્ય મુનિવરોએ અઠમ છઠ—વર્ધમાન તપની ઓળીઓ વિગેરે વિવિધ તપશ્ચર્યા કરી પાલી-તાણાની પવિત્રભૂમિમાં યથાશક્તિ આત્મ કલ્યાણ સાધવા ભાગ્યશાલી થયા હતા. તેવીજ રીતે સાધ્વીજી તથા શ્રાવક શ્રાવિકા વર્ગમાં પણ અનેક માસક્ષમણ પાખમણ અને અઠ્ઠાઈ આદિ મોટી તપશ્ચર્યાઓ સેકડો પ્રમાણમાં થઈ હતી.

દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય તથા અનેક સંસ્થાઓની ટીપ વિગેરેમાં સારી આવક થવા પામી હતી. તથા મુનિવરોએ કરેલ તપશ્ચર્યા નિમિત્તે મહાજનના વંડામાં વિશાળ મંડપ બાંધી અઠ્ઠાઈ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર વિગેરે કાર્યો થયા હતા.

બહારગામથી આવનાર યાત્રાળુઓની તથા માંદાઓની માવજત કરવી, મોટા મેળાઓમાં સારો બંદોબસ્ત સાચવવો, પ્રભુભક્તિ બજાવવી વિગેરે શાસન સેવાના કાર્યો કરવાના શુભ હેતુથી ત્યાં એક મંડળ સ્થાપવામાં આવ્યું હતું જેનું નામ " વિજયલબ્ધિસૂરિજી જૈન સેવા સમાજ મંડળ " રાખવામાં આવ્યું હતું. ચરિત્રનેતાના શુભ નામથી અલંકૃત એક સંગીત મંડળી ખોલવામાં આવી, જે મંડળીના બાળકો પૂજામાં, અને ભાવનામાં અપૂર્વ ભકિત બજાવી અનેકોને ભકિતરસમાં તરબોળ બનાવે છે.

પાલીતાણાના ચાતુર્માસમાં સાથે રહેલ ૩૫ શિષ્યો સહિત



પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી લબ્ધિસૂરીશ્વરજી મહારાજ

## ઉપધાન તપ—

અત્રે દેલદર ( મારવાડ ) વાલા શા હુકમાજી વાલાજીની વિધવા શ્રાવિકા ચંપાબાઈને ઉપધાન તપ કરાવવાની સુભાવના પેદા થઈ તેથી ફલોધી નિવાસી ધર્મનિષ્ઠ ચતુર્થ વ્રતધારી શ્રાવક લક્ષ્મીચંદજી આશકરણજી મારફત મહારાજશ્રીને રોકાઈ જવા વિનતિ કરવી ઉપધાન તપ જેવી પવિત્ર ક્રિયાના લાભને વિચારી મહારાજશ્રીએ તે તપ કરાવવા સ્વીકાર્યું તે નિમિત્તે આમંત્રણ પત્રિકાઓ બહાર પડી મારવાડ, કચ્છ, ગુજરાત, અમદાવાદ, પાટણ, ગોધરા, છાણી, ડભોઈ વિગેરે અનેક ગામોના તથા સ્થાનીક સંઘના ભાઈ બેનો મળી લગભગ ચારસો પંચોતેર (૪૭૫) ઉપર સંખ્યા થઈ હતી. આ તપમા લક્ષ્મીચંદજીએ તથા પાલીતાણાની મોટીટોળીવાળાઓએ સારી સેવા બજાવી હતી હમેશ ચરિત્રનેતાના ચાલતા વ્યાખ્યાનથી લોકોમા ધર્મ જાગૃતિ સારી જામી હતી નાની ઉમ્મરના શ્રીમંત બાળકો તથા બાળિકાઓએ પણ આ તપમા ભાગ લીધો હતો

## માળારોપણ મહોત્સવ—

ઉપધાનતપની તપશ્ચર્યા નિર્વિઘ્ને સંપૂર્ણ થતા માળારોપણનો મહોત્સવ નજીક આવ્યો મહોત્સવને દીપાવવા ખંતથી તૈયારીઓ ચાલી, ભવ્ય મંડપની યોજના થઈ શ્રી પાવાપુરી, સમવસરણ, ગીરનારજી વિગેરેની અપૂર્વ રચના તેજ મંડપમા કરવામાં આવી અઠ્ઠાઈ-મહોત્સવનો પ્રારંભ થયો અનેક ગવૈયાઓ તેમજ સ્થાનીક મંડલી અનેરી રંગત જમાવતી હમેશા પ્રાચીન તેમજ ચરિત્રનેતાએ અત્રે રચેલી વિંશતિસ્થાનક સત્તર ભેદી આદિ પૂજાઓમાથી પાર્શ્વનાથ પંચકલ્યાણકનીપૂજા તથા ગિરિરાજની ભાવવાહી નવ્વાણું પ્રકારની પૂજા આદિ પૂજાઓ ભણાવાતી જનતા પ્રભુ ભક્તિમા એકતાન બનતી.

જમણવારનો તથા સાજનો એક ભવ્ય વરઘોડો ચઢયો બીજે દિવસે વિશાલ મંડપમા માનવમેદની ગંજાવર સભામા ચરિત્ર નેતાના

વરદ હસ્તે રંગબેરંગી વિવિધ વર્ણી માલાઓ તપસ્વીઓના કંઠે શિવરમણી વરવાની નિશાની રૂપ આરોપણ કરવામાં આવી હતી. લગભગ દશ હજાર રૂપીઆની આવક થવા પામી હતી. તેજ દિવસે શાંતિ સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. તથા સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યું હતું.

ગિરિરાજની પુનિત છાયામાં ચરિત્ર નેતાના નેતૃત્વ નીચે પ્રતિષ્ઠા મહોત્સવ, ઉપધાન તપ, ભગવતી સૂત્રની વાંચના, મુનિવરોને યોગોદ્વહનની ક્રિયા આદિ ઘણા શુભ કાર્યો થયા હતા.

અત્રેથી ઉપધાન તપની પૂર્ણાહુતિ બાદ દેલંદરવાલા હુકમાજી વાલાજીની વિધવા બાઈ ચંપાબેન તરફથી બાર ગાઉનો સંઘ કાઢવામાં આવ્યો હતો, જેમાં સેંકડો યાત્રાળુઓ જોડાયા હતા. દરેક ઠેકાણે લક્ષ્મીચંદજી તથા જાવાલના સાંકેરચંદ ચીમનાજી તરફથી તનતોડ મહેનત કરી ઘણી વ્યવસ્થા જાળવવામાં આવી હતી. પ્રાચીન તીર્થ શ્રી હસ્તગિરિ શ્રી કદમ્બગિરિની યાત્રા કરી પુનઃ પાલીતાણામાં પધાર્યા

## પાલીતાણાથી વિહાર—

સીહોર નિવાસી શા. ગુલાબચંદ હરિચંદના ધર્મપત્નિ શ્રાવિકા નેમકોર બેન પોતાના પુત્રી હંસાકુમારી સાથે પાલીતાણામાં ચાતુર્માસ રહ્યા હતા. આખું ચોમાસુ પૂ. આચાર્યદેવેશની વૈરાગ્ય વાહિની વાણી સાંભળવા ભાગ્યશાલી બન્યા હતા. તે વાણીના પ્રતાપે બન્ને જણની સંસાર છોડવાની ભાવનાએ તીવ્ર વેગ લીધો હતો. મહારાજશ્રીના ઉપદેશથી તેમની ગિરનારજીનો છરીપાળતો સંઘ કાઢવાની ભાવના જાગૃત થઈ હતી. તે ભાવના જલ્દી અમલમાં મૂકાય એ હેતુથી પૂ. આચાર્યશ્રી આદિ ઠાણાને સીહોર પધારવા વિનતિ કરીઃ

તેથી પાલીતાણાથી વિહાર કરી પૂ. ચરિત્રનેતા પોતાના વિદ્વાન્ શિષ્ય મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી આદિ બહોળા શિષ્ય પરિવાર સહ સસત્કાર સીહોર પધાર્યા, અત્રે મુનિરાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહા-

રાજને ગણીપદ અર્પણ કર્યું હતુ, તે નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ પ્રભાવનાદિ કરવામાં આવ્યા હતા

અત્રેના સઘમા અતર કલેશની વેલ ઘણીજ વ્યાપક બની હતી અને એ કલેશના પ્રભાવે ઘણા ધર્મકાર્યો સીદાતા હતા, ચરિત્રનેતા હમેશ વ્યાખ્યાનમા એ વિષયનો સુંદર બોધ આપતા હતા કલેશથી થતા આ ભવમા અને પરભવમા ભોગવવા પડતા કડવા વિપાકોનુ સચોટ ભાન કરાવતા હોઈ તે કલેશના મૂળ નાબૂદ થવા પામ્યા હતા

## છરીપાલતો સંઘ—

શાતિનુ વાતાવરણ ફેલાતા નેમકોરબેન ગિરનારજીનો સઘ કાઢી પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરવા પ્રેરાયા સંઘ કાઢવા અંગેની સઘળી સામગ્રીઓ તૈયાર કરવા લાગ્યા, સંઘ નિમિત્તે આમંત્રણ પત્રિકાઓ પણ નીકળી હતી, જેથી બહારગામના પણ કેટલાક માણસો તેમા જોડાયા હતા સં ૧૯૯૧ ના પોષ સુદ ૧૩ શુભદિવસે પ્રાતઃકાલમા ભવ્ય વરઘોડા સાથે સંઘે પ્રયાણ કર્યું હતુ

વચમા આવતા દરેક ગામોમા સઘનુ સુંદર સ્વાગત કરવામા આવતુ હતુ, પૂ ચરિત્રનેતાના દરેક સ્થળે સુંદર પ્રવચનો થતા હતા જેથી અનેક જૈન જૈનેતરોમા ધર્મ જાગૃતિ અપૂર્વ થવા પામી હતી

મંદિર, ઉપાશ્રય, પાઠશાળા, વર્ધમાન ખાતુ તથા પાંજરાપોળ આદિ દરેક ગામોથી આવતી ટીપમા સઘવેણ નેમિબેન તરફથી સારી રકમો આપવામા આવતી હતી

પોષ વદ ૧૩ ના શુભદિવસે જુનાગઢ સંઘ પહોચ્યો હતો. ત્યાંના સઘ તરફથી તથા પેઢી તરફથી પૂ૦ આચાર્યશ્રી આદિ સંઘનુ ઇન્દ્રધ્વજ, બેન્ડ, વોલીન્ટીઅર્સ આદિ સુંદર સામગ્રીથી શોભતો એક ભવ્ય વરઘોડો કાઢી સુંદર સ્વાગત કરવામા આવ્યુ હતું આખા ગામને ધ્વજા, તોરણ આદિથી શણગારવામા આવ્યુ હતુ, સઘનો

મુકામ ગીરનારજીની તળેટી આગળ રાખવામાં આવ્યો હતો. બીજે દિવસે સકળસંઘ સાથે પૂ૦ આચાર્ય મહારાજ આદિ ગીરનારજી ઉપર ચઢયા હતા. ત્યાં બાળબ્રહ્મચારી નેમનાથ ભગવાનના દર્શન કરી અપૂર્વ આનંદ મેળવ્યો હતો. "રૈવતગિરિનાવાસી જીનને ક્રોડો પ્રણામ" વિગેરે સ્તવનોથી ખૂબ ભક્તિ કરી, તેજ દિવસે પર્વત ઉપર સંઘવેણ નેમિબેનને ચતુર્વિધસંઘ સમક્ષ નાણ મંડાવી માળારોપણ ક્રિયા કરવામાં આવી હતી. ત્યારબાદ પૂ૦ આચાર્યદેવે સંઘ કાઢવાથી થતા ફાયદાઓ, તેનાથી ઉપાર્જન થતું અપૂર્વ પુણ્ય વિગેરે વિષયો ઉપર સચોટ વ્યાખ્યાન આપ્યું હતું. પેઢીમાં પણ સંઘવેણ તરફથી સારી રકમ અર્પણ કરવામાં આવી હતી. સંઘમાં લગભગ બસો અઢીસો માણસોએ લાભ લીધો હતો. સંઘમાં આવનાર ભાઇઓની ભક્તિ સારીપેઠે બજાવવામાં આવી હતી. કોઇને પણ કોઇ જાતની તકલીફ ન હતી. આ સંઘમાં નેમિબેનના ભાઇ તથા તેમના ભત્રીજા કાલીદાસભાઇએ પોતાનો આત્મભોગ આપી સંઘની સુંદર સેવા બજાવી હતી. સંઘ અત્રે ત્રણ ચાર દિવસ રોકાઇ વીખેરાયો હતો.

### પાટણ પ્રતિ વિહાર—

પૂજ્યપાદ્ આચાર્યદેવ શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવાની હોઈ અત્રેથી વિહાર કરી જેતપુર, રાજકોટ, વાંકાનેર, ધ્રાંગધ્રા વિગેરે શહેરોમાં પ્રવચનદ્વારા અનેક જીવોને પ્રતિબોધતા પાટણ નજીક કુણઘેર મુકામે આવી પહોંચ્યા. પાટણના આંગણે શાસનપ્રભાવક ચરિત્રનાયક પધારતા હોઇ શાસનરસીક સંઘ અત્યંત હર્ષ ગરકાવ બન્યો. અને સન્મુખ દર્શનાર્થે આવી પહોંચ્યો. પ્રવેશ મહોત્સવની અપૂર્વ તૈયારીઓ ચાલી.

આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય દાનસૂરીશ્વરજી મહારાજ પણ પોતાના બહોળા શિષ્ય પરિવાર સાથે અમદાવાદથી વિહાર કરી આવી પહોંચ્યા હતા. ઉભય આચાર્યદેવોનો અપૂર્વ



સ્વ. આચાર્યશ્રી વિજયકમલ સૂરીશ્વરજી મહારાજ

શ્રી મહોદય પ્રી. પ્રેસ-ભાવનગર.



શ્રી કમલસૂરીશ્વરજી ગુરૂમંદિર
અને કેસરબાઇ જ્ઞાન ભંડાર—પાટણ
સંસ્થાપક: નગીનદાસ કરમચંદ સંઘવી
પાટણ—૧૯૯૧

સત્કાર કરી ભવ્ય પ્રવેશ મહોત્સવ કરવામા આવ્યો હતો સામૈયુ સઘવી નગીનદાસ કરમચદના વ્યાખ્યાન હોલમા ઉતર્યું હતુ

## નિર્ણય થયો—

પાટણ એ સ્વ૦ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજની આચાર્ય પદાર્પણની ભૂમિ છે પાટણ એ અનેક પ્રાચીન જૈન મદિરોથી પરિમડિત છે અહીંની જનતા સાધુ પુરુષોના રાગથી અનન્ય રગાયેલી છે આવા સ્થાનમાં એ મહાત્મા પુરુષના ચિરસ્મરણાર્થે કોઈ ભવ્ય પ્રતિબિંબની પધરામણી થવી જોઈએ આવી ભાવના સ્વ આચાર્યદેવના અનન્યરાગી સઘવી નગીનદાસ કરમચદના હૃદય મદિરમા પુન પુન સ્ફુરતી હતી. તે ભાવનાને પ્રબળ બનાવનાર સાધનો સલબ્ધ થતા ગયા આ વાત અમદાવાદ મુકામે આચાર્યવર્યના પટ્ટપ્રભાવકોને કરી સમતિ મેળવી લીધી હતી થોડાજ સમયમાં તેમના તરફથી એક જ્ઞાનમદિર તૈયાર કરાવવામા આવ્યુ જેનુ નામ "કેશરબાઈ જૈન જ્ઞાનમદિર" રાખવામા આવ્યુ છે તે જ્ઞાનમદિરના આગલા ભાગમા ગુરૂમદિર બનાવી જયપુરના કારીગરદ્વારા તૈયાર થએલી ભવ્ય મૂર્તિ પધારાવવાનો નિર્ણય થયો

## પ્રતિષ્ઠા મહોત્સવ—

આ નિમિત્તે અષ્ટાહ્નમહોત્સવ શરૂ કરવામા આવ્યો સઘ આમત્રણપત્રિકા પણ કાઢવામાં આવી હતી તથા શેઠ મણીલાલ કરમચદ તરફથી તેજ મડપમા મુલ્યવાન અગ્ર જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉપકરણો પધરાવી ઉજમણુ માંડવામાં આવ્યુ હતુ એજ મડપમાં હમેશા વિવિધ રાગ રાગણીમય પૂજાઓ પ્રસિદ્ધ ગવૈયા શ્રાદ્ધરત્ન મોહનભાઇ ભણાવતા હોવાથી શ્રોતાજનોને અપૂર્વ આનદ આવતો હતો. આ શુભ અવસરે મુબઇ, સુરત, મહેસાણા, રાધનપુર, ચાણસ્મા, ખભાત, છાણી, પાલીતાણા આદિ અનેક સ્થળોથી મોટો માનવ સમુદ

આવી પહોંચ્યો હતો. આખા મંડપની શોભા એવી તો આકર્ષક બનાવી હતી કે અખિલ શહેરના જૈન જૈનેતરો તે જોવાને માટે ઉભરાતા. સંવત ૧૯૯૧ ના ફાગણ સુદ બીજના શુભ દિવસે તેઓશ્રીના પટ્ટપ્રભાવકોના વરદ હસ્તે અનેક માનવોની મેદની સમક્ષ જયઘોષણાના અદ્ભૂત નાદ સહ તે ભવ્ય મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવામાં આવી. આ પ્રસંગે બહાર ગામથી આવેલ સર્વેનું સાધર્મિક વાત્સલ્ય શેઠ નગીનદાસ તરફથી ભક્તિપૂર્વક બજાવવામાં આવ્યું હતું. છેલ્લે દિવસે વિધિ સહિત શાંતિસ્નાત્ર પણ ભણાવવામાં આવ્યું હતું.

## મરૂધર પ્રતિ પ્રયાણ—

પાટણ શહેરથી પ્રતિષ્ઠાનું કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ થયા બાદ વિશાળ મુનિમંડળ સહ ચાણસ્મા, ઉંઝા, ધીણોજ, કંથરાવી, સિદ્ધપુર, પાલણપુર આદિ અનેક ગામોમાં ભવ્ય સત્કારથી સત્કારાતા અને અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધતા યાત્રાની કામનાથી આબુ ઉપર પધાર્યા.

## આદર્શ મંદિરો—

ગુર્જર અને મરૂધર દેશના પહાડોની ઉંચાઇમાં અર્બુદગિરિનો પહેલો નંબર આવે છે.

જટાઝુંડ, વૃક્ષોની ઘટા, નિર્મળ જળના ઝરતા ઝરણાઓ, નાની મોટી ડુંગરીઓ, શાંત વાતાવરણ ભરી ગુફાઓ, કેટલાક પ્રાચીન અવશેષો, તથા નખી તળાવ વિગેરે દશ્યો પ્રેક્ષકના ચિત્તને ક્ષણભર ડોલાવે તેવા છે. તેમજ અત્રેની આબોહવા ગરમીની સીઝનમાં ઘણી અનુકુલ રહે છે. અનેક રાજાઓ તથા શેઠીઆઓ તથા અન્ય આમવર્ગ અત્રે સ્થાયી રહે છે.

આ બધાયે કરતાં દર્શનીય અને આદર્શ તો અદ્ભુત જૈન મંદિરો છે. જે મંદિરોમાં ક્રોડો રૂપીઆનો ખર્ચ કરી તૈયાર કરવામાં આવ્યા છે. ધર્મનિષ્ઠ બુદ્ધિનિધાન વસ્તુપાલ અને તેજપાલનું બનાવેલ

તેમની જીવતી જાગતી કીર્તિના ધામરૂપ એક ભવ્ય મંદિર છે બીજું જિનમંદિર અર્બુદગિરિની ઉપત્યકામાં વસતી ચન્દ્રાવતી નગરીનો રાજા કહો કે રખેવાળ કહો એવા શ્રી વિમલશાહનું બનાવેલુ છે બન્ને દહેરાસરોમાં અપૂર્વ કોતરણી તથા કારીગરી એવીતો કરવામા આવી છે કે જેને જોવા માટે અનેક યુરોપીઅનો, તથા વિદ્વાનો આવે છે પ્રેક્ષક બારીકાઇથી જુએ તો તેમાથી નવનવા ભાવો અને હાર્દો તરી આવે છે કલાની દષ્ટીએ અત્રેની કારીગરીઓ પ્રાચીન નિખિલ અવશેષો કરતા ઉચ્ચતમ કહી શકાય તે વખતના જૈનો કેટલા સમૃદ્ધ, દાનવીર, અને ધર્મધગશવાલા હશે તેના પુરાવારૂપે આ દહેરાસરોજ બસ છે

વિજ્ઞાન માર્ગમાં નિપુણ, હિંદના અને હિંદ બહારના અનેક પ્રેક્ષકો ફક્ત કારીગરીજ જોવા માટે દૂર દૂર પ્રદેશથી આવે છે ઘણા લોકો તો કેમેરાથી ફોટો પણ લઇ જાય છે

ગગનચુંબી ભવ્ય જીનાલયોમા જિનપ્રતિમાઓ પણ શાન્ત અને દર્શનીય છે તે પ્રતિમાઓના દર્શન કરી ભાવુક આત્માઓ નિબિડ કર્મનો નાશ કરે છે.

આપણા ચરિત્રનાયક પણ વિશાળ મુનિમંડળ સહ ભવ્ય પ્રતિમાઓના દર્શન કરી, તથા અજાયબ ભરેલી કારીગરી નિહાળી હર્ષિત થયા હતા ત્યાથી થોડેક દૂર આવેલ અચળગઢની પણ યાત્રા કરી, અત્રે પ્રવચનો પણ થયા હતા અત્રે ઉપાધ્યાયજી શ્રીમદ્ રામવિજયજી મહારાજ આદિ ઠાણા પણ તે અવસરે યાત્રા કરવા આવ્યા હતા

<u>આબુથી વિહાર—</u>

અત્રેથી વિહાર કરી ચરિત્રનેતા આબુરોડ પધાર્યા આ ગામના નામની સામાન્યરીતે વ્યુત્પત્તિ કરીએ તો એમજ થાય કે જેમાં આદર ન હોય તે અનાદર ગામ કહેવાય તેજ ગામે પૂ૦ ચરિત્રનેતા પધાર્યા ત્યારે સુંદર સ્વાગત અને ભક્તિ બજાવી હતી પવિત્ર પુરુષોના પગલાથી મનુષ્યોની ભાવના ફરી જાય એ સ્વાભાવિક છે

મરૂધરમાં ચરિત્રનેતા વિશાળ પરિવાર સહ પધારે છેએ સમાચાર વાયુ વેગે પ્રસરી ગયા હતા. મરૂધર દેશની જનતા મોટે ભાગે આચાર્ય-શ્રીથી અપરિચિત હતી. પરન્તુ બહાર દેશાવર રહેનાર વર્ગ તો તેમની વ્યાખ્યાન કળા, વિદ્વતા અને પવિત્ર ચારિત્રથી પરિચિતજ હતો.

## મારવાડનું પેરીસ—

મહારાજ શ્રી અનાદરા ગામને સાદર વાલું બનાવી ત્યાંથી વિહાર કરી ગામાનુગામ વિચરતા મારવાડ દેશના પેરીસ તરીકે પ્રખ્યાત થએલા સીરોહી શહેરમાં સસત્કાર પધાર્યા.

સીરોહી શહેર ઘણુંજ પ્રાચીન છે. ત્યાંના એકી સાથે ચૌદપંદર દહેરાસરોની હાર માલ જોતાં અજબજ આનંદ ઉત્પન્ન થાય છે. જેને કેટલાક લોકો અર્ધો શેત્રુંજો એ ઉપનામથી પણ ઓળખે છે. અકબર નૃપ પ્રતિબોધક સૂરિ સમ્રાટ જગદ્‌ગુરૂ શ્રીમદ્ વિજય હીરસૂરિજી મહા-રાજની આચાર્યપદ પ્રદાનની આ ઇતિહાસ પ્રસિદ્ધ ભૂમિકા છે. પ્રથમ આ શહેરમાં ૨૭૦૦ જૈનોના ઘર હતા, પરન્તુ કાળ પડતો હોવાથી ઘરની પણ પડતી થતી ગઇ એટલે હાલ માત્ર ચારસો ઘરની વસ્તી ગણાય છે અત્રે આચાર્યશ્રીના વ્યાખ્યાનો શરૂ થયા અત્રે ઘણો ભાગ કેળવાયલો પણ છે, રાજદરબારમાં નોકરી કરનારો પણ છે, તે સૌ વ્યાખ્યાનોમાં આવતા થયા જમાનાના ઝેરી પવનથી દશાયેલા ઘણા યુવકોના ઝેર ઉતર્યા. ધીમે ધીમે ધર્માનુષ્ઠાનોમાં જોડાતા ગયા:

થોડા દિવસના પ્રવચનોથી અપૂર્વ જાગૃતિ આવી, અત્રેજ ચાતુર્માસ કરાવવા સહુ કોઇ પ્રેરાયા, અનાયાસે આવેલ નિધાનને કોણ છોડે? સૌ એકમત થઈ ચાતુર્માસ રાખવા વિનતિ કરી. મરૂધર દેશના પ્રથમ સોપાનરૂપ આ શહેર કહેવાય. ચરિત્રનેતાને હજુ આગળ વિહાર કરવા ઇચ્છા હતી પરન્તુ આ ક્ષેત્રમાં ઘણા વર્ષો થયા સુવિહિત વિદ્વાન્ આચાર્યનું ચોમાસુ થયું ન હતું. તેથી આ ક્ષેત્રમાં ઘણો લાભ થશે

એમ જાણીને અને અત્યંત આગ્રહ થવાથી ચાતુર્માસ ત્યાંજ કરવા સ્વીકાર્યું.

અત્રેની જૈન કોમમા મોટો વર્ગ રાજ દરબારમા લાગવગવાલો તથા ઓફીસર તરીકે કામ કરનારો છે સુધરેલ જમાનાના ઝેરી વાતથી સપડાયેલો પણ ખરો પરન્તુ ચરિત્રનાયકના સચોટ અને ધર્મ રહસ્ય જણાવનાર પ્રવચનોથી તે અખિલ વર્ગ ગુણાનુરાગી બનતો ગયો.

કેટલાકો તો આજકાલના વાતાવરણથી ઘેરાયલા વિચાર વમલમાં મુઝાતા હતા કે આવા આચાર્ય મહારાજશ્રીને ચોમાસુ કેમ કરાવી શકીશુ ? આચાર્યને ચોમાસુ રાખવા એ તો ઘેર હાથી બાંધવા જેવુ છે પરન્તુ તે સઘળી ભ્રમજાલ પૂ૦ આચાર્યશ્રીના એક માસના પરિચયથી ભાગી ગઈ ચરિત્રનેતાની પ્રશાંતપ્રકૃતિ, નિરાડંબરી જીવન, નિસ્પૃહવૃત્તિ અને ઉપકાર કરવાની ઉત્કટ ભાવના ખોટા ખર્ચાનો તિરસ્કાર આ બધા ગુણોને જોઇ સૌ કોઈ આશ્ચર્ય ચકીત બન્યા મહારાજશ્રીએ સાવરકુંડલામાં ઉપકાર કરવાની ધગશથી જગ્યા વિગેરેની સંકોચતાની અગવડ વેઠી જે ચોમાસુ કર્યું હતુ તેના કરતા આ ચોમાસુ ઉતરે એવુ ન હતુ.

કેટલીક વખત કેટલાક નિરંકુશ પ્રવૃત્તિવાળાઓ, ખોટા ડ ફાણમાંજ સ્વપર કલ્યાણ માનનારાઓ, ત્યાગધર્મની મહત્તાને નહિ સમજનાર, પૈસો કેટલી મહેનતથી પેદા થાય છે એની સમજ વગરના સાધુઓ શ્રાવકોને ખોટા ખર્ચો બતાવી જબરદસ્તીથી અગર ધમકી બતાવી ને ખર્ચો કરાવી નાહક દુ:ખી કરે છે આથી પરિણામ એ આવે છે કે છદ્માનીમાં તે લોકો સાધુઓના ચોમાસા કરાવવાનુ પસંદ કરતા નથી જોકે બધા એવા નથી હોતા છતા પણ દુધનો દાઝેલો છાશને પણ ફુંકીને પીએ છે એ કહેવત અનુસાર તેઓ સાન સાધુઓના

પરિચયથી દૂર રહી પોતાના આત્માનું અહિત કરે છે. આવી પ્રવૃત્તિઓ દૂર થાય એમાંજ ઉભયનું કલ્યાણ સમાયેલું છે.

અત્રેથી શીવગંજ સંઘના આગ્રહથી પોતાના વિદ્વાન્ શિષ્ય મુનિરાજ શ્રી લક્ષ્મણવિજયજી ગણિવર આદિને ત્યાં ચોમાસુ કરવા આજ્ઞા આપી હતી; તથા મુનિરાજ શ્રીમદ્ ભુવનવિજયજી આદિ ઠાણાને ચાતુર્માસાર્થે બરલુટ મોકલ્યા હતા. અત્રે ભગવતીસૂત્ર ચોમાસામાં વ્યાખ્યાનમાં વાંચવું શરૂં થયું હતું. પર્યૂષણપર્વ પણ બહુજ ઉત્તમ રીતે ઉજવાયા હતા. દેવદ્રવ્ય વિગેરેની આવક પણ સમયાનુસાર ઠીક થઈ હતી. મુનિશ્રી જયંતવિજયજી તથા મુનિશ્રી પદ્મવિજયજીને ગોઈલી તથા મુનિશ્રી મહિમાવિજયજી તથા મુનિશ્રી વિક્રમવિજયજીને ગામના બીજે ઉપાશ્રયે પર્યુષણપર્વમાં વ્યાખ્યાન વાંચવા મોકલ્યા હતા. સંવત ૧૯૯૧ નું ચાતુર્માસ અનેક શાસનપ્રભાવના સાથે સંપૂર્ણ થયા બાદ મારવાડમાં રહેલા અનેક તીર્થોની યાત્રા કરવા સજ્જ થયા.



## પ્રકરણ ૩૦ મું.

### પંચતીર્થીની યાત્રા—



પૂ૦ આચાર્ય મહારાજશ્રીએ જ્યારે મીરોદીથી વિહાર કર્યો ત્યારે લગભગ આખું ગામ વળાવવાને માટે આવ્યું હતું. પંચતીર્થીની યાત્રામાં સો દોઢસો માણસો સાથે ચાલ્યા હતા, જ્યારે બાકીના દુભાતા હૃદયે ચરિત્રનેતાના ગુણગાન કરતા વીલા મોઢે પાછા ફર્યા.

પ્રથમ મીરોદીથી વિહાર કરી અનેક યાત્રાળુઓ સાથે બામણવાડજી તીર્થમાં પધાર્યા. અત્રે બીરાજતા ચરમ તીર્થંકર પ્રભુ મહાવીર સ્વામીના દર્શન કર્યા. અત્રે સીરોહી સંઘ તરફથી સ્વામિવાત્સલ્ય તથા પૂજા, પ્રભાવના કરવામાં આવ્યા હતા.

અત્રેથી નાદીયા ગામમાં સપરિવાર સંઘ સહ પધાર્યા. જે ગામ

નંદીવર્ધનના નામથી પ્રાચીન કાલમાં ઓળખાતું. જેના પ્રાચીન અવશેષો અત્રે વિશેષ વસ્તી હોવાનું પુરવાર કરે છે. સંજોગવશાત્ હાલતો પચાશ સાઈઠજ ઘર રહ્યા છે. એ તીર્થમાં ત્રણ જીનમંદિરો છે. ગામબહાર આવેલ મંદિરમાં ભગવાન્ મહાવીરસ્વામિની જીવત અવસ્થામાં શ્રી નંદીવર્ધને ભરાવેલી પ્રમાણોપેત અદ્ભુત મૂર્તિ બીરાજમાન છે. અત્રે ચરિત્રનેતાએ નવીન સ્તવનો રચી ભાવભીની ભક્તિથી પ્રભુને સ્તવ્યા.

એક વિકટ પહાડ ઓલંઘી ત્યાંથી લોટાણાજી થઇ દીઆણે આવ્યા દીઆણાજી અને લોટાણાજીનો ભયંકર માર્ગ ઓલંઘતા મેણાઓના પથરા પડવા શરૂ થયા. પરન્તુ પોલીશનો પુરતો બંદોબસ્ત હોવાથી અને દેવગુરૂ ધર્મની કૃપાથી કોઈને પણ વિઘ્ન નડયું ન હતું ત્યાંથી અજારી તીર્થની યાત્રા કરી પીંડવાડા થઇ મહારાજશ્રી આદિ નાણા સસ્વાગત પધાર્યા અજારીથી સીરોહીનો સંઘ મહારાજશ્રીને પુનઃ સીરોહી પધારવાની વિનતિ કરી વિદાય થયો હતો, નાણાથી શીવગંજ સસત્કાર પધાર્યા. ત્યાં મૌન એકાદશી કરી હતી. દરેક ઠેકાણે મહારાજશ્રીની અપૂર્વ દેશનાથી લોકોમાં ધર્મજાગૃતિ સારી થવા પામી હતી.

## બરલુટમાં ઉપધાન તપ—

પ્રાતઃસ્મરણીય આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી મુનિરાજશ્રી ભુવનવિજયજી આદિ ઠાણા ૬ બર્લુટ નગરમાં ચોમાસુ રહ્યા હતા. તેઓના ઉપદેશથી અત્રેની પ્રજામાં ધર્મવૃદ્ધિ તથા તત્ત્વાભિરૂચી અતીવ વૃદ્ધિગત થઇ હતી. એ ઉપદેશના પરિણામે શેઠ કપુરચંદ કેશરીમલજી તથા કપુરચંદ હેમાજી તથા જામોત્રાવાલા એક શેઠને બર્લુટના આંગણે ઉપધાન તપ કરાવવાની અપૂર્વ સદ્ભાવના જાગૃત થઇ. ઘણા વર્ષો પછી આ અપૂર્વ તપ થતો હોવાથી સ્થાનિક તથા આજુબાજુના સત્તાવીશ ગામોના સ્ત્રી પુરૂષો મળી લગભગ ૩૫૦ ની સંખ્યાએ પ્રવેશ

કર્યો હતો. આ પ્રવેશ મહોત્સવ પૂ૦ ચરિત્રનેતાના વરદહસ્તે થાય એ હેતુથી આગ્રહભરી વિનંતિ કરી મહારાજશ્રીને બ્યાવરનગરમા સસત્કાર લાવવામા આવ્યા હતા સુમૂહૂર્તમા સૌને મહારાજશ્રીએ ક્રિયા કરાવી પ્રવેશ કરાવ્યો

આ પ્રસંગે મહારાજશ્રીના વિદ્વાન્ શિષ્ય શ્રીમદ્ ગંભીરવિજયજી મહારાજ ને ગણીપદથી અલંકૃત કરવામા આવ્યા હતા પૂ૦ આચાર્ય મહારાજશ્રીએ ત્યા થોડાક દિવસ સ્થિરતા કરી સુંદર પ્રવચનદ્વારા ઉપધાનતપની મહત્તા તથા તેમા પ્રવેશ કરનારાઓની ફરજ સમજાવી હતી. અત્રેથી મહારાજશ્રી આજુબાજુના ગામોમા વીચર્યા ત્યાથી જાવાલ પધાર્યા ત્યા પંદરદિવસ સ્થિરતા કરી

જાવાલથી પાછા માળારોપણ મહોત્સવ નિમિત્તે ત્યાના સંઘની આગ્રહભરી વિનંતિથી સસત્કાર બ્યાવર પધાર્યા માળારોપણ નિમિત્તે કંકુમપત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી.

તેથી આ પ્રસંગે પાડીવ, તખતગઢ, જાવાલ, કાલીન્દ્રી, દેલંદર, ભૂતગામ, મનોરા, વાસના, મંડાલીયા, સીરોહી, ગોધલી આદિ અનેક ગામોમાંથી લગભગ પાચહજારનો માનવસમુહ આવી પહોચ્યો હતો આગન્તુક જનતાએ મહારાજશ્રીના હિંદિ ભાષામા છટાદાર પ્રવચનો સાંભળી ખુમાર ખુશ થઈ ઘણી પ્રતિજ્ઞાઓ સ્વીકારી હતી

માળારોપણ નિમિત્તે એક ભવ્ય મંડપ તૈયાર કરી તેમા શત્રુંજય, પાવાપુરીની રચના કરવામા આવી હતી તેજ મંડપમા અઠ્ઠાઈમહોત્સવ સરૂ કરવામાં આવ્યો હતો મોટા ગામથી બોલાવેલી મંડળી તથા પૂજા ભણાવનાર ગવૈયાઓ શ્રોતાજનને ભક્તિરસમા તરબોળ કરતા હતા

બે બે હાથીઓ, રાજસ્સાવો, બેન્ડો અને રંગબેરંગી ઋતુઓથા ખીલેલી પુષ્પવાડીની ભ્રાન્તિ કરાવતી ઝાકઝમાલ લગભગ બસો તપસ્વીઓને પહેરાવવાની સુંદર કીમતી માલાઓ અને લગભગ પાચ

હજાર માનવોનું સાજન મહાજન પૂજ્ય આચાર્યાદિ, મુનિવરો, સુશીલ સાધ્વીઓ, ભવ્ય વિમાન સમાં ચાંદીના રથમાં બીરાજમાન જિનપડિમાથી શોભતો માલારોપણના આગલે દિવસે ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. બીજે દિવસે વિશાલમંડપમાં માનવોની ગંજાવર મેદનીમાં જયનાદના ગુંજારવ વચ્ચે શાસન પ્રભાવક આચાર્યદેવના વરદહસ્તે ભવ્ય આત્માઓના કંઠમાં શિવરમણીને વરવાની વિવિધવર્ણી માલાઓ પરિધાપન કરવામાં આવી. આ પ્રસંગે આચાર્ય મહારાજશ્રીના વિદ્વાન્ શિષ્યો મુનિરાજ શ્રી ગંભીરવિજયજી ગણિવર તથા મુનિરાજશ્રી લક્ષ્મણવિજયજી ગણિવરને પન્યાસપદથી અલંકૃત કરવામાં આવ્યા હતા. છેલ્લે દિવસે શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. લગભગ સત્તર હજારની દેવદ્રવ્યમાં આવક થઇ હતી. પહેલીમાળ ત્રણ હજાર રૂપીઆમાં ગઈ હતી. બહાર ગામથી આવનાર સર્વેનું ઉપધાન કરાવનારાઓ તરફથી સાધર્મિકવાત્સલ્ય કરવામાં આવ્યું હતું. હજારો માણસોનો માનવસાગર ઉભરાયો હતો છતાં માલારોપણ મહોત્સવ નિર્વિઘ્ને પસાર થયો હતો. નાની-મોટી મળી લગભગ ૧૨૫ લ્હાણીઓ થઈ હતી. પૂ૦ ચરિત્રનેતાની અજબ લબ્ધિથી મારવાડમાં ઘણી શાસનપ્રભાવના થવા પામી હતી.

## પ્રતિષ્ઠા તથા પદાર્પણ—

બરલુટ નગરથી વિહાર કરી ચરિત્રનેતા જાવાલના સંઘની આગ્રહભરી વિનતિથી પ્રતિષ્ઠાનિમિત્તે સસત્કાર ત્યાં પધાર્યા.

અત્રે કેટલાક વખતથી કલેશના બીજો પરસ્પર રોપાયા હતા. તે પૂ૦ આચાર્યશ્રીના ઉપદેશથી નષ્ટ થવા પામ્યા હતા. સૌ એકમતે થયાપછી ત્યાંના દહેરાસરમાં ખસી ગયેલી કેટલીક પ્રતિમાઓ શુભ દિવસે સવિધિ પ્રતિષ્ટા પૂ૦ આચાર્યદેવના વરદહસ્તે કરવામાં આવી હતી. તથા તેજ દિવસે પન્યાસજી શ્રીમદ્ ગંભીરવિજયજી મહારાજને તથા પન્યાસજી શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજને ઉપાધ્યાયપદથી

તથા મુનિરાજશ્રી ભુવનવિજયજીને પ્રવર્તકપદથી વિભૂષિત કરવામા આવ્યા હતા એ પ્રસંગે શાન્તિસ્નાત્ર પૂજા, પ્રભાવના અને સ્વામિ-વાત્સલ્ય આદિ કૃત્યો જાવાલના સંઘ તરફથી કરવામા આવ્યા હતા

ઝાલોર પધાર્યા—

અત્રેથી ચરિત્રનેતા આદિ મુનિમંડળ વિહાર કરી મરૂધરની પૃથ્વીને પાવન કરતા અને ધર્મામૃતને વરસાવતા દેલદર, મંડવાડીયા, પાડીવ, કાલીન્દ્રી, વાસના, મોટાગામ, મીયાણા, વાયરા, આહોર આદિ ક્ષેત્રોમા વિચરી અજોડ ધર્મપ્રભાવના ફેલાવતા ઝાલોરગઢસમક્ષ પધાર્યા

ઐતિહાસીક દૃષ્ટીએ ઝાલોરગઢ ઘણો પ્રાચીન અને દર્શનીય છે અત્રેની કિલ્લાબંધી વીરમદેવની ચોકી, સેંકડો વર્ષોની જુની નોબત, તેમજ પહાડના અંતર્ભાગમા આવેલ ગુપ્તભૂમિ, ગૂફો વિગેરે પ્રાચીન અવશેષો અજાયબીને પેદા કરે એવા છે

જૈનકોમની સમૃદ્ધિ અને ધર્મશ્રદ્ધાને સાબીત કરનાર ગઢ ઉપરના ભવ્ય જિનાલયો ગઢની જાહોજલાલીને વધારી રહ્યા છે એ ભવ્ય પ્રતિમાના દર્શન કરી ચરિત્રનેતા આદિ મુનિવર્ગને અપૂર્વ આનંદ થયો

અત્રેના સંઘના આગ્રહથી અનેક દિવસની સ્થિરતા દરમ્યાન ચરિત્રનેતાનુ એક જાહેર લેકચર થયુ હતુ જૈનજૈનેતરોની મોટી સંખ્યા ધર્મના તત્વોને સમજતી થઇ અને જૈનધર્મની મહત્તાને સમજી

ગણેશપુરની રમણીયતા—

જાલોરગઢથી વિહાર કરી તખતગઢ થઇ વાલી પધાર્યા, અત્રે મહારાજશ્રીના પ્રવચનો પણ થયા ચાતુર્માસ માટે અસંત આગ્રહ થયો, પરન્તુ મોટી પંચતીર્થીની યાત્રા કરવાની તીવ્રભાવના હોવાથી અત્રેથી વિહાર કર્યો પૂ૦ આચાર્યશ્રી આદિના આગમનના સમાચાર મળતા દર્શનાર્થે ગણા-

રામજી હંસરાજજી આવ્યા અને સાદડી પધારવા વિનતિ કરી. ચરિત્રનેતાએ પ્રથમ રાણકપુર તીર્થની યાત્રા કરી સાદડી આવવા વિચાર દર્શાવ્યો. ડુંગરાઓના મધ્યમાં, નદીનાળાઓના કિનારાપર જટાઝુંટ વનરાજીઓના વચમાં શ્રી રાણકપુર તીર્થનું નલીનીગુલ્મ વિમાન સદૃશ અદ્ભુત અને ભવ્ય જિનાલય આવેલું છે. કહેવાય છે કે, પ્રાચીનકાલમાં અત્રે મોટું નગર હતું. ધનાશાહ પોરવાડે લાખ્ખો નહિ બલ્કે ક્રોડો રૂપીયાના વ્યય કરી દૈવીક મદદથી આ મંદિર બનાવેલ છે. મંદિરની ઉંચાઇ, વિશાલતા, મજબુત બાંધણી, બારીક કારીગરી, પહોળા અને ઉંચા સ્થંભોની હારમાળા પ્રેક્ષકોને જોતાવેંતજ દૈવીવિમાન ન હોય એવો ભાસ કરાવે છે. અત્રે ચરિત્રનેતા આદિ મુનિવરો પધાર્યા અને પ્રભુની અખંડ ઉત્સાહથી સ્તવના કરી. આ પ્રસંગે વાર્ષિક મેળો હોઇ સેંકડો માનવો ભેગા થયા હતા. ચરિત્રનેતાના દર્શન થતા સહુ કોઈ હર્ષિત થયા હતા.

## બાકીના તીર્થોમાં—

સાદડી શહેરમાં પ્રત્યુપપ્રાર્થ્ય ચરિત્રનેતા બહોળા સમુદાય સહ-અદ્ભુત સત્કારથી પધાર્યા. વિવિધ વિષયો પર બોધપ્રદ પ્રવચનો ચાલતા જૈનજનતા મુગ્ધ બની. બે ત્રણ જાહેરભાષણો પણ થયા. જેથી જૈનેતરોને પણ અપૂર્વ લાભ થયો. અત્રે વસતીનું પ્રમાણ સારી સંખ્યામાં છે. નવ્વાણુંતો અત્રે લક્ષાધિપતિ છે એમ કહેવાય છે. અત્રેના જૈન સંઘે ચાતુર્માસ માટે વિનતિ કરી પરન્તુ ચાર બાકીના તીર્થોની જાત્રા બાકી હોવાથી ક્ષેત્રસ્પર્શના બળવાન છે એમ કહી વિહાર કરી ભવ્ય સ્વાગતથી ઘાણેરાવ પધાર્યા. અત્રેથી મુછાળા મહાવીરનું તીર્થ માત્ર બે કોશ દૂર છે ત્યાં જૈનોની વસ્તી બીલકુલ નથી. પરન્તુ ત્યાંનીજાત્રા અનુપમ અને ચિરસ્મરણીય છે. ઘાણેરાવના સંઘ સાથે ચરિત્રનેતા તે તીર્થમાં પધાર્યા. મૂળનાયક શ્રી મહાવીરપ્રભુની પ્રતિમા જુહારી અત્રેથી નાંડલાઇ, નાંડોલ અને વરકાણાજી પધારી ત્યાંની ભવ્ય યાત્રાઓ કરી આત્માને નિર્મળ બનાવ્યો.

સાદડીનુ ડેપ્યુટેશન—

જ્યારે ચરિત્રનેતા બીજોવા મુકામે પધાર્યા કે તુરતજ સાદડીના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનુ એક ડેપ્યુટેશન ચાતુર્માસની વિનતિ માટે આવી પહોચ્યુ અત્યત આગ્રહ થતા તેમની વિનતિને સ્વીકારી સસ્વાગત સાદડી પધાર્યા સવત ૧૯૯૨ નું ચાતુર્માસ નક્કી થયુ

ચોમાસાની આજ્ઞા—

આ પ્રસગે જોધપુરથી, સોજતથી અને મહેસાણાથી જૈનસઘ આચાર્ય મહારાજશ્રી પાસે બહોળો શિષ્ય સમુદાય છે એમ જાણ થતા ચાતુર્માસ માટે વિનતિ કરવા આવી પહોચ્યો હતો ધર્મવૃદ્ધિનો હેતુ જાણી ઉપાધ્યાયજી શ્રીમદ્ ર ગવિમલવિજયજી મહારાજને જોધપુર ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજને મહેસાણા અને પ્રવર્તકજી શ્રીમદ્ ભુવનવિજયજી મહારાજને સોજત સીટી મોકલવામા આવ્યા હતા અને મુનિશ્રી પ્રવીણવિજયજીને સાણદ ચોમાસુ રહેવાની આજ્ઞા આપી હતી

વિપાકસૂત્રની વાંચના—

સાદડીની સુરક્ષજનતા આગળ વિપાકસૂત્રનો પ્રથમ વ્યાખ્યાનમાં પ્રારભ થયો હમેશ સિદ્ધાન્ત સારમય પ્રવચનો સાભળવા એકતાન બની અત્રે બહાર દેશાવરમા વસનારાઓમા જમાનાનો ઝેરીચેપ લાગ્યો હતો તેવાઓને ત્યાગની દેશના ખૂ ચતી હતી તેવાઓની હરકાર કર્યા વિના અપૂર્વ દલીલોથી ત્યાગમાર્ગવર્ધક પ્રવચનો થતા હતા જેથી ઘણાઓએ પોતાની ભૂલનો સુધારો કર્યો હતો અને ત્યાગ માર્ગના અનુમોદક બન્યા હતા

સવત્સરીમાં બે પક્ષો—

પ્રભુ આજ્ઞા મુજબ પરપરાથી જોધપુરી પચાગ મુજબ થતી સુવિહિત આચાર્યોએ આચરેલી અને ઉલ્લેખેલી સવત ૧૯૯૨ ની

સાલમાં શ્રી સંવચ્છરીપર્વની આરાધના ભાદરવા સુદી ૪ ના બુધવારે ચરિત્રનેતાએ તથા અત્રેની બહોળી જનતાએ કરી. જો કે આ વર્ષે કેટલાંક કદાગ્રહો આદિ કારણોને લીધે સંવચ્છરીની આરાધનામાં બે તડ પડ્યા હતા. સમજવા છતાંય, શાસ્ત્રોના અનેક પાઠો વિવિધ મુનિવરો તરફથી પુરા પાડવા છતાં કદાગ્રહમાં સપડાઈ ઉદયવિહીન પ્રથમ પાંચમની સંવચ્છરી કરી હતી, સંવચ્છરીના ઓઠા નીચે કેટલાક તોફાનીઓએ મુબઇ આદિ સ્થળોમાં તોફાન કરી આગળ પાછળનું વેરવાળવાનો પ્રસંગ સાધ્યો હતો. શાસનદેવ સૌને સદ્‌બુદ્ધિ આપો.

પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજે પોતાના સમુદાયને તથા પૂ૦ ચરિત્રવિભુએ આચાર્ય શ્રીમદ્ વિજય-પ્રેમસૂરિજી મહારાજ આદિ સમુદાયને બુધવારની સંવચ્છરી આરાધના કરવા આજ્ઞા આપી હતી. પર્યુષણપર્વની આરાધના રૂડીરીતે થવા પામી. તપશ્ચર્યા પણ મુનિવર્ગ તથા શ્રાદ્ધવર્ગમાં સારી થઇ હતી. પૂ૦ ચરિત્રનેતાના પ્રશિષ્ય મુનિશ્રી કલ્યાણવિજયજીએ બત્રીશ ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા કરી હતી, તે નિમિત્તે જ્ઞાતિના નોરામાં અઠ્ઠાઇ મહોત્સવ મંડાયો હતો તથા પાલીતાણાથી વિજયલબ્ધિસૂરિજી સંગીત-મંડળી તથા મહેસાણાથી ગવૈયાઓ બોલાવેલા હતા જેથી પ્રભુભક્તિમાં અપૂર્વરસ જામ્યો હતો.

### અપૂર્વ સહનશક્તિ—

પ્રાયે કરીને ચરિત્રનેતાનું સ્વાસ્થ્ય પૂર્વકૃત શુભ કર્મોદયથી સારૂં રહેતું. પરન્તુ અશુભ કર્મોનો ઉદય આવે ત્યારે ગમે તેવાને પણ એના ભોગ થયાવિના ચાલતું નથી. પજુસણ પહેલાં સાથળમાં જબ્બર ગુમડું નીકળ્યું. સામાન્ય દર્દ જ્યાંસુધી હતું ત્યાંસુધી હમેંશ વ્યાખ્યાન મહારાજશ્રી પોતે વાંચતા. દર્દ ખૂબ વધ્યું એટલે પથારીવશ થવું પડયું. આવા અસહ્ય દર્દમાં પણ મહારાજશ્રીની સહનશક્તિ અજબ જણાતી. ઘણા ઉપચારો કર્યા પણ દર્દ રૂંધાયું. ભક્તગણ ડોકટરને

ખોલાવી ઓપરેશન કરવા પ્રસંગે મહારાજશ્રીએ જણાવ્યુ કે અશુભ કર્મોનો ઉદય નષ્ટ થતા સઘળુ સારૂ થશે કેમ જલદી સારૂ થતુ નથી એ વિગેર આર્તધ્યાન છે એટલે ઉપરોક્ત દર્દ ઉપર જરાપણુ ધ્યાન ન આપતા ધર્મધ્યાનમા સ્થિર રહી પોતાના કર્મોનોજ દોષ માનતા. ભવિતવ્યતા પરિપક્વ થયે શુભફલ ફુટયુ અને મહારાજશ્રીએ પુન સ્વાસ્થ્ય મેળવ્યુ ધન્ય હો ચરિત્રનેતાની અપુર્વ સહનશક્તિને?

## મારવાડથી મેવાડ—

સાદડીનુ ચાતુર્માસ અનેક પ્રકારના ધર્મકાર્યોથી પસાર કરી મહારાજશ્રી મોટી માનવ મેદિની સાથે ગણેરાવ વિહાર કરીને પધાર્યા અત્ર એક દિવસ સ્થિરતા કરી આદ્દીના સંઘે સ્વામિવાત્સલ્ય, પૂજા, પ્રભાવના વિગેરે ધર્મકૃત્યો કર્યા મારવાડમા માત્ર બે વર્ષના વિહાર દરમ્યાન અપૂર્વ ધર્મ જાગ્રતિ આણી

ગણેરાવથી કેટલાક શ્રાવકો સાથે મહારાજશ્રીએ શ્રી કેશરીયાજી તીર્થની યાત્રા કરવાની ભાવનાથી વિકટ ભાણુવડનો ડુગર વટાવ્યો જે ડુગર ઉપરથી નીચે કોઇ પડે તો એક હાડકુ પણ હાથમા નહિ આવે તદુપરાન્ત અનેક જગલ ઓળગી મહારાજશ્રી મેવાડના પ્રદેશમા આવી પહોંચ્યા અહીંની પ્રજા ધર્મગુરૂઓના અભાવે બીલકુલ અજ્ઞાત છે પરન્તુ આવા બહોળા પરિવાર સાથે એક જૈનાચાર્ય પધારે છે એવા સમાચાર મળતા તે ગ્રામીણ અને અજ્ઞાની પ્રજા પણ ચરિત્ર-નેતાના દર્શનાર્થે અને વ્યાખ્યાન સાંભળવા ઇતેજાર રહેતી આ પ્રદેશમા પણ દયા અને જ્ઞાનના દુશ્મન તેરાપથીઓએ ઘણા ભોળાજીવોને ફસાવ્યા છે. કેટલાકને તો ચરિત્રનેતાએ ઉપદેશ આપી પ્રબુધ્ધ કરતા કર્યા હતા, આવા પ્રસંગમા કેટલીક તકલીફ લઈને વીચરવામા આવેતો ઘણા જીવો માર્ગાનુસારી બની શકે એવા છે

## ઉદેપુરમા ભવ્ય પ્રવેશ—

આ પ્રમાણે ગામોગામ વીચરતા મહારાજશ્રી ઉદેપુર નજીક આવી

પહોંચ્યા. તેમને આ આગમનના સમાચાર મળતા ઘણા ગૃહસ્થો આગલે મુકામે દર્શનાર્થે આવી પહોંચ્યા હતા. નક્કી કરેલ સમયે હાથી, ઘોડા, રસાલો, બેન્ડ વિગેરેથી શોભતો એક ભવ્ય વરઘોડો કાઢી અપૂર્વ પ્રવેશ મહોત્સવ કરવામાં આવ્યો.

અત્રે મહારાજશ્રીની થોડા દિવસની સ્થિરતા દરમ્યાન અનેક પ્રવચનો થયા હતા જે સાંભળવા પ્રથમથીજ જૈનેતર કોમ હાજર થતી હતી અને તે પછી જૈનો આવતા હતા, ભાષણોએ ઉદેપુરમાં અજબ જાગૃતિ આણી. ત્રણે દિવસની ભરચક સભા જાણે પજુસણના દિવસોનું ભાન કરાવતી હતી. ભાષણના અંતે જૈનેતરોએ મહારાજશ્રીની વક્તૃત્વ શક્તિની તથા ઉપકારી જીવનની પદ્યમાં અને ગદ્યમાં સ્તુતિ કરી હતી. અત્રે મહારાજશ્રીને વધુ રોકાઈ જવા જાહેર પ્રવચનો આપવા જૈનેતરોએ પણ વિનતિ કરી હતી, પરન્તુ મહેસાણામાં માલારોપણ મહોત્સવ પ્રસંગે જવાનું હોવાથી ત્યાં વધુ ન રોકાયા.

## કેશરીયાજી તીર્થમાં—

મહેસાણા જવાની ઉતાવળ હોઇ મહારાજશ્રી અત્રેથી ઉદેપુરના સંઘ સાથે કેશરીયાજી તીર્થમાં પધાર્યા. આ તીર્થમાં આદીશ્વરભગવાનની અલૌકીક પ્રતિમા છે. દરેક કોમના માણસો આ તીર્થમાં દર્શનાર્થે આવે છે. પંડીઆનું અત્રે ઘણું જોર છે. આપણા પ્રમાદને લીધે શ્વેતાંબરોનું ગણાતું તીર્થ આજે અનેકોની સત્તા નીચે દબાઇ ગયું છે. અત્રે પ્રથમ તીર્થપતિના દર્શન કરી ડુંગર ઉતરવાનો પરિશ્રમ સફળ માન્યો. ત્યાં થતી કેટલીક આશાતના પ્રત્યે ઉદેપુરના ગૃહસ્થોનું લક્ષ્ય ખેંચ્યું હતું. અત્રેથી વિહાર કરી મહારાજશ્રી પોશીના તીર્થમાં પધાર્યા. અત્રેની મહાપ્રભાવિક મૂર્તિના દર્શન કરી અપૂર્વ આનંદ મેળવ્યો અત્રે ઇડરનો સંઘ દર્શનાર્થે આવી પહોચ્યો હતો. ઇડરમાં ચરિત્ર નાયકે સસત્કાર પ્રવેશ કર્યો. અત્રે થોડાક દિવસ સ્થિરતા કરી તે દરમ્યાન જાહેર ભાષણો આપ્યા આત્માનંદ જૈન પાઠશાળાને પુનઃ ઉત્તેજિત

કરી અત્રેથી વિહાર કરી તારંગાજી પધાર્યા ઈડર નિવાસી શા મંગુભાઇ નેમચંદે ગુરૂભક્તિનો સારો લાભ ઉઠાવ્યો હતો જ્યાં કુમારપાલ ભૂપાલે બંધાવેલ ભવ્ય જિનમંદિરમાં બીરાજમાન અજિતનાથ ભગવાનના દર્શન કર્યા. ત્યાંથી વિહાર કરી મહેસાણા નજીક આવી પહોંચ્યા ચરિત્ર નાયકના નિપુણ શિષ્ય ઉપાધ્યાયજી શ્રીમદ્ લક્ષણવિજયજી મહારાજના સદુપદેશથી અનેક ભાગ્યવંતોએ ઉપધાન તપની આરાધના કરી રહ્યા હતા, તપની પૂર્ણાહુતિમા ચરિત્ર નાયકના વરદ હસ્તે માળ પહેરવાને ઝંખતા મહેસાણાનો સંઘ ચરિત્રનેતાના દર્શનાર્થે ઉમટયો

## મહેસાણામાં મહોત્સવ—

નિર્ણીત દિવસે પૂ. આચાર્યશ્રીનો પ્રવેશ મહોત્સવ ભવ્ય થયો. માલારોપણ નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવનો પ્રારંભ થયો સુપ્રસંગે ગવૈયા ચીમનલાલ આવેલ હોઇ પૂજામાં અપૂર્વ ઠાઠ જામતો હતો જળયાત્રાનો ભવ્ય વરઘોડો ચઢ્યો બહાર ગામથી આ મહોત્સવમા ઘણા માણસોએ ભાગ લીધો સુમુહૂર્તે ચરિત્ર નેતાના વરદ હસ્તે ઉપધાનતપ આરાધકોના કંઠમાં વિવિધ વર્ણની માલાઓ પહેરાવવામા આવી તે દિવસે શાન્તિસ્નાત્ર ભણાવવામાં આવ્યું મહોત્સવ નિમિત્તે સ્વામિવાત્સલ્ય પ્રભાવના આદિ સારા પ્રમાણમા કરવામાં આવ્યા ચરિત્રનેતાની વૈરાગ્યવાહીની દેશનાનો અત્રેની જનતાએ અપૂર્વ લાભ લીધો મોટા દહેરાસરમા કેટલીક મૂર્તિઓની પ્રતિષ્ઠા પણ ચરિત્રનાયકના શુભહસ્તે કરાવવામા આવી હતી

## દીક્ષાપ્રદાન—

અત્રે ચાલતી શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાના વિદ્યાર્થી નાપાડના રહીશ શા કરમચંદભાઇએ વીશ વર્ષની ઉમ્મરમાં સંસાર ત્યાગવાની દઢ ભાવનાવાળા બન્યા હતા જેમને ચરિત્રનેતાએ દીક્ષા આપી તેમનું નામ મુનિશ્રી કંચનવિજયજી રાખી તેમને ઉપાધ્યાયજી શ્રીમદ્ લક્ષ્મણવિજયજી મહારાજના શિષ્ય કરવામાં આવ્યા હતા આગળે

દિવસે તેમની દીક્ષા નિમિત્તે વરઘોડો પણ ચઢાવવામાં આવ્યો હતો. એ ત્રણ મહીનાના ટૂંકા પર્યાયમાં તેઓ અપૂર્વ સાધના કરી ભોયણી મુકામે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા હતા.

## પાલીતાણા પ્રતિપ્રયાણ—

અત્રેથી વિહાર કરી ભોયણીજી તીર્થની યાત્રા કરી વીરમગામના સંઘના આગ્રહથી ત્યાં સસત્કાર પધાર્યા. ત્યાંની જનતાના આગ્રહથી બે ત્રણ જાહેર ભાષણો થયા જેથી જૈન જૈનેતર પ્રજા ખૂબ આકર્ષાઇ હતી. અત્રેથી વઢવાણ, ચુડા, રાણપુર, બોટાદ, વિગેરે ક્ષેત્રોમાં ધર્મોપદેશથી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધતા દરેક સ્થળે સત્કારાતાં શ્રી સિદ્ધાચલજી તીર્થયાત્રા માટે પાલીતાણા નજીક આવી પહોંચ્યા. પાલીતાણાની ભક્તિભીની જૈનજનતાએ ચરિત્રનેતાનું શાસન શોભાને વધારતું અજબ અને ભવ્ય સ્વાગત કર્યું. તીર્થરાજની અનેક યાત્રાઓ કરી. ત્યાંથી વિહાર કર્યો.

## સીહોર પધાર્યા—

સીહોર નિવાસી શા. ગુલાબચંદ હરિચંદના ધર્મપત્ની વિધવા સુશ્રાવિકા નેમકોરબેન તથા તેઓની પુત્રી બાલકુમારી શ્રી હંસાબેન સંસાર છોડવાની દૃઢ ભાવનાવાળા બન્યા હતા. તેઓ પોતે સુખી કુટુંબના હોઇ ગીરનારજીનો સંઘ કાઢી લગભગ સાત આઠ હજાર રૂપીયાનો સદ્વ્યય કર્યો હતો. પૂર્વના મહાન્ પુણ્યોદયથી છતાં વૈભવોને ઠોકરે મારી સંસાર ત્યાગવાની અપૂર્વ ભાવના કોઇક નીકટ ભવીનેજ થાય છે. તે બન્ને જણને પોતાને આંગણેજ ધામધૂમથી દીક્ષા લેવાની ભાવનાથી પૂ૦ આચાર્યદેવ આદિ ઠાણા મારવાડથી ઉગ્રવિહાર કરી પાલીતાણા થઇ તેમની આગ્રહ ભરી વિનતિથી સીહોર પધાર્યા હતા. સીહોરના સંઘે પૂ૦ આચાર્યશ્રીનો ભવ્ય સત્કાર કર્યો હતો. તથા નેમકોર બેન તથા હંસાબેન તરફથી ત્રણસો રૂપીઆની લાગતે બનેલો

ગંભીરવિજયજીને તથા ઉપાધ્યાયજી શ્રીમદ્ લક્ષ્મણવિજયજીને ચૈત્ર વદ પાંચમના આચાર્ય પદાર્પણ કરી અનુક્રમે તેમનાં નામ આચાર્યશ્રી વિજયગંભીરસૂરિજી તથા આચાર્યશ્રી વિજયલક્ષ્મણસૂરિજી તરીકે જાહેર કર્યાં હતા, તથા તેજ દિવસે બેન હંસાકુમારીને તથા ચૈત્ર વદ આઠમના દિને નેમકોરબેનને પ્રવ્રજ્યાપ્રદાન કરવામાં આવ્યું હતું. તેમનું નામ હંસાશ્રી તથા નંદનશ્રી રાખી લલીતાશ્રીના શિષ્યા તરીકે જાહેર કર્યાં. તે પછી બન્ને આચાર્યવર્યોએ પોતાની લઘુતાને જાહેર કરી સુંદર પ્રવચન આપ્યું હતું. અંતે શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. આ પ્રસંગે મુંબઇ, સુરત, અમદાવાદ, મહેસાણા, ભાવનગર, પાલીતાણા, મારવાડ, પંજાબ આદિ અનેક સ્થળેથી પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોએ આવી ભાગ લીધો હતો. છેલ્લે દિવસે શાન્તિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું.

## ખંભાતમાં ભવ્ય પ્રવેશ—

સીહોર ગામમાં દરેક ધર્મ પ્રસંગો બહુજ ધામધૂમ પૂર્વક નિર્વિઘ્ને પસાર થયા પછી ખંભાત તથા વીરમગામના સદ્‌ગૃહસ્થો ચાતુર્માસ માટે વિનતિ કરવા આવ્યા હતા. તેમાં ખંભાતથી ખાસ અનેક પ્રસંગોમાં જેઓની અડગ શ્રદ્ધા ઝળકી ઉઠી છે ભલે મહાન આડંબરી ધર્મ ધુરંધર કહેવાતા હોય છતાંય પ્રભુ આજ્ઞા વિરૂદ્ધ વર્તન કરતા તેઓના સંબંધને પણ તિલાંજલી આપનાર વયોવૃદ્ધ શેઠ કસ્તુરભાઈ અમરચંદની આગ્રહ ભરી વિનતિ જોઇ અને ત્યાં જવાની આવશ્યક્તા જણાવાથી મહારાજશ્રીએ ખંભાતની વિનતિ સ્વીકારી. વળા થઇ ભાલ પ્રદેશનો ઉગ્ર વિહાર કરી ખંભાત નજીક આવી પહોંચ્યા, આગળ એક બે મુકામ શેઠ રમણલાલ આદિ ઘણા સદ્‌ગૃહસ્થો દર્શનાર્થે આવી પહોંચ્યા હતા, નિર્ણીત કરેલા દિવસે ગવારાના દરવાજાથી એક લાંબુ અને ભવ્ય સામૈયુ કાઢી પૂ. આચાર્યશ્રીનો ભવ્ય પ્રવેશ મહોત્સવ કરવામાં આવ્યો, આવું ભવ્ય સામૈયુ ઘણા વર્ષો પછી નીકળ્યું હતું એમ ત્યાંના

ગીરોજમા ઉજવાયેલ આચાર્યપદ તથા દીક્ષાપ્રદાન મહોત્સવ સમયે રચાયેલ





મંડપનું ભવ્ય દૃશ્ય.

બી પી પ્રેસ—પાલીતાણા

ઘણા લોકોનું કહેવુ હતું આ સામૈયાને અટકાવવા તથા અંદર ભ ગાણુ પાડવા અનેક ધર્મ દૂષીઓએ તનતોડ પ્રયત્ન કર્યો હતો પણ વાઝણીના પુત્ર જન્મ થવાના ફોલાની માફક તે સર્વ પ્રયત્નો ધર્મપ્રભાવે નિષ્ફળ ગયા હતા આ સમયે ગોઠ કસ્તુરભાઇને ત્યા ચ પકલાલ તથા મૂળચ દના લગ્ન પ્રસંગે અઠ્ઠાઈ મહોત્સવ શરૂ થયો હતો તથા જૈનશાળામા શત્રુજય, પાવાપુરી, ઇડરગઢ વિગેરેની સુદર રચના કરી હતી ધર્મી કુટુબો લગ્ન આદિ દુન્યવી પ્રસંગોમા પણ ધર્મને ભૂલતા નથી કારણકે તેઓ સમજે છે કે ધર્મના કાર્યોમા જેટલી લક્ષ્મી ખરચાય તેટલીજ લક્ષ્મીની સફળતા ગણાય છે બાકી નોકના માટે વ્યવહારમા હજારો રૂપીઆ ખર્ચનારની ફુટી કોડીની કીંમત નથી

જૈનશાળાના સ ઘમાં ગયા વર્ષથીજ સ વચ્છરીના બે તડ઼ા પડી ચુક્યા હતા સામા પક્ષવાલા પણ પોતે પોતાની સ વચ્છરી ઉજવવા મહારાજને લાવ્યા હતા જૈનશાળામા આવનાર પક્ષ સૌથી મ્હોટો હતો પર્યુષણપર્વ નિર્વિઘ્ને પસાર થયા હતા આ ચાતુર્માસમાં ભગવતીસૂત્ર વ્યાખ્યાનમા પ્રથમ ચોમાસાથી બાકી રહ્યુ હતુ ત્યાંથી વાંચવાનુ શરૂ કરવામાં આવ્યુ, જેનો શ્રોતાજનો ઠીક લાભ ઉઠાવતા હતા

સ વચ્છરી પ્રકરણ ઉપર પણ પ્રસંગોપાત આચાર્યશ્રી શાસ્ત્રના પાઠો આપી સુ દર પ્રકાશ પાડતા હતા, જેથી લોકોની શ્રદ્ધા મજબુત થઇ હતી વિવિધ તપશ્ચર્યાઓ સ્વામિવાત્સલ્ય રથયાત્રાના વરઘોડા આદિ અનેક ધર્મકાર્યો થયા ચતુર્માસબાદ અત્રેથી સઘ શત્રુંજય તીર્થની યાત્રાએ ચરિત્ર નાયક પધાર્યા હતા જ્યા ખ ભાતના સ ઘ તરફથી પૂજા નવકારશી વિગેરે સત્કૃત્ય કાર્યો થયા અત્રે પણ કેટલાક વિઘ્ન સંતોષી તરફથી વિઘ્નવાદળીઓ છવાઇ હતી પરન્તુ ચરિત્રનેતાના પ્રભાવરૂપ પવનથી તથા શાસનપ્રેમીઓના પ્રયત્નથી તે વાદળીઓ વીખેરાઈ ગઈ હતી

અત્રેથી પૂજ્ય આચાર્ય મહારાજશ્રીએ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયગંભીરસૂરિજી તથા અમરેન્દ્રવિજયજી આદિ ઠાણા ચારને ખેડા, આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરિજી તથા મુનિશ્રી હેમેન્દ્રવિજયજી આદિ ઠાણા ચાર ને વીરમગામમાં, મુનિશ્રી નવીનવિજયજી, સુરેન્દ્રવિજયજી તથા સત્યવિજયજી ઠાણા ત્રણને ઉમેટામાં, મુનિશ્રી પ્રવીણવિજયજી, પદ્મવિજયજી તથા મહિમાવિજયજી ઠાણા ત્રણને છાણીમાં તથા મુનિશ્રી યોગીન્દ્રવિજયજી તથા મુનિશ્રી કૈલાસવિજયજીને સીનોરમાં તે તે ગામોના સંઘના અત્યંત આગ્રહથી ચાતુર્માસ કરવા આજ્ઞા આપી હતી. વીરમગામ મુકામે આચાર્ય શ્રીમદ્ લક્ષ્મણસૂરિજીના હસ્તે ગગલભાઈને દીક્ષા આપી તેમનું નામ મુનિ સુમિત્રવિજયજી રાખી પૂ૦ ચરિત્રવિભુના શિષ્ય કર્યા હતા.

## જંબુસર પધાર્યા—

જંબુસરથી શા. વાડીલાલ તથા નગીનદાસ વિગેરે ગૃહસ્થો ભરૂચનિવાસી શા. શાંતિલાલ મગનલાલને જંબુસરમાં દીક્ષા અપાવવાની ભાવનાથી ત્યાં પધારવા માટે પૂ૦ આચાર્યશ્રીને ખંભાત મુકામે વિનતિ કરવા આવ્યા હતા. મહારાજશ્રીએ લાભાલાભ જાણી તેમની વિનતિ સ્વીકારી સત્વર ત્યાં પધાર્યા. કાવી મુકામે પધારતા જંબુસરથી કેટલાક ગૃહસ્થો સામે આવ્યા હતા.

જંબુસર જતાં પહેલાં ખંભાતની જનતાએ પ્રવર્તક શ્રી ભુવનવિજયજીને અત્રે ગણીપદ અર્પણ કરવા માટે પાછા પધારવાનો નિર્ણય કરી લીધો હતો.

શાંતિલાલ મગનલાલને બે ત્રણ વર્ષો થયા દીક્ષા લેવાની ભાવના હતી. પણ તબીયતના કારણે તે લઈ શકયા ન હતા. તેમણે ઉપધાન તપની આરાધના વર્ધમાન તપની ઓળી, જ્ઞાનપંચમની આરાધના, પૌષધ, પ્રતિક્રમણ વિગેરે ધર્મ અનુષ્ઠાનોથી પોતાના આત્માને સારી પેઠે કેળવ્યો હતો. તદુપરાંત આખું ચોમાસુ છાણી મુકામે મુનિશ્રી

પ્રવીણવિજયજી પાસે રહી અભ્યાસ કરી પોતાના આત્માને વિશેષ વૈરાગ્યવંત બનાવ્યો હતો તેઓ પણ પોતાની દીક્ષા માટે મહારાજશ્રીને વિનતિ કરવા ખભાત ગયા હતા

**દીક્ષાપ્રદાન—**

તેમની દીક્ષા નિમિત્તે સાંના દહેનસરમાં અઠ્ઠાઇ મહોત્સવ તેમના તરફથી માડવામાં આવ્યો હતો તથા કંકોતરી પણ કાઢવામાં આવી હતી દીક્ષાના આગલે દિવસે એક ભવ્ય વરઘોડો ચઢાવવામા આવ્યો હતો. દીક્ષાભિલાષિ ભાઈ શાંતિલાલ ઘોડાગાડીમા બેસી છૂટે હાથે દાન આપી લક્ષ્મીની ચચળતા સુચવી રહ્યા હતા પ્રભુની પાલખી વરઘોડામાં હોવાથી પૂ૦ આચાર્ય મહારાજશ્રી આદિ મુનિવરો પણ વરઘોડામાં પધાર્યા હતા બહારગામથી તેમના શેઠ ચુનીલાલ તલકચદ વિગેરેએ આવી આ પ્રસંગે ભાગ લીધો હતો દીક્ષાના આગલે દિવસે તેમને જબુસરના સંઘ તરફથી માનપત્ર આપવામાં આવ્યુ હતું આ વરઘોડાથી જૈનેતરોને ઘણીજ અનુમોદના થઈ હતી પારખીના જીનમાં બાધેલા વિશાળ મંડપમાં સવત ૧૯૯૪ ના માગશર સુદ ૧૦ ના શુભદિવસે પૂ૦ આચાર્ય મહારાજશ્રીના વરદહસ્તે દીક્ષાપ્રદાન કરી તેમનું નામ મુનિશ્રી સુશીલવિજયજી રાખી મુનિશ્રી પ્રવીણવિજયજીના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા હતા દીક્ષાનો ખર્ચ તથા સંઘજમણ વિગેરે શાંતિલાલ મગનલાલ તરફથીજ કરવામા આવ્યો હતો. એક દિવસ જબુસરના સઘ તરફથી પણ સઘજમણ કરવામા આવ્યુ હતું જબુસરના સંઘે આવેલ મુનિવરોની તથા સાધર્મિક ભાઇઓની ઉલ્લાસપૂર્વક ભક્તિ બજાવી હતી આવી દીક્ષા જબુસરના ભાગ્યે લગભગ સો વર્ષો પછી થઈ હશે એમ કેટલાક વૃદ્ધોનુ કહેવુ હતું, દીક્ષાદિને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી અત્રે મહારાજશ્રીની સ્થિરતા દરમ્યાન હમેશ પ્રવચનો ચાલતા હતા તથા બે જાહેર ભાષણો પણ થયા હતા તે દિવસે મુનિશ્રી સુમિત્રાવિજયજીને વડીદીક્ષા આપી પૂ૦ આચાર્યશ્રીના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા.

## વિનતિ સ્વીકારી—

આ પ્રસંગે છાણી સંઘના સુપ્રતિષ્ઠિત ગૃહસ્થો શા. નગીનદાસ ગરબડદાસ, સાકરચંદ દલપતભાઈ, શીવલાલ હીરાચંદ તથા ભીખાભાઈ જેચંદભાઈ વિગેરેએ આવી પ્રવર્તકજી શ્રીમદ્ ભુવનવિજયજીને પન્યાસપદ પ્રદાન છાણીમાં કરવા પૂ૦ આચાર્ય મહારાજશ્રીને વિનતિ કરી. તેઓનો હાર્દિક ઉત્સાહ અને આગ્રહ જોઇ ખંભાતમાં ગણિપદ પ્રદાન કર્યા બાદ છાણી પધારવાની વિનતિ સ્વીકારી.

## ગણીપદ પ્રધાન—

જંબુસરથી વિહાર કરી ચરિત્રનેતા સસ્વાગત ખંભાત પધાર્યા. ગણિપદ પ્રદાન નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ શરૂ થયો. જિનશાળાને પતાકા તોરણથી શણગારવામાં આવી હતી. સારા ગાયકો બોલાવેલા હોઇ પૂજામાં અપૂર્વ ઠાઠ જામતો હતો. સુમુહૂર્તે જિન શાળાના વિશાળ હોલમાં સ્થાનીક તથા બહાર ગામથી આવેલ માનવ સમુહની મોટી મેદની વચ્ચે પ્રવર્તકજી શ્રીમદ્ ભુવનવિજયજીને ગણિપદથી વિભૂષિત કર્યા હતા. આ નિમિત્તે પ્રભાવના તથા સ્વામીવાત્સલ્ય થયા હતા.






ખંભાતથી છાણી—



ખંભાતથી પૂજ્ય ચરિત્રનેતાએ છાણી તરફ વિહાર લંબાવ્યો વચમાં આવતા અનેક ગામોમાં જાહેર ભાષણ થતા હતા તેમાં ખાસ કરી પેટલાદનો પ્રસંગ ચીરસ્મરણીય રહે એવો છે. અત્રે ચરિત્રનેતાને બે દિવસ સ્થિરતા કરવી હતી ના જાહેર ભાષણો થતાં જૈનજૈનેતર પ્રજા એકદમ આકર્ષાઈ જૈન ધર્મની મહત્તા સમજવામાં આવી. આવા અપૂર્વ વિદ્વાન મહાત્માઓનો સત્સંગ દુર્લભ હોય છે. એમ જાણી તેઓના આગ્રહથી સાત-આઠ દિવસ રોકાવું પડ્યું હતું અને ત્યાં જાહેર વ્યાખ્યાનો જારી રાખ્યા હતાં, ત્યાંથી વિહાર કરતા કરતા ભાગનઉંક ઉમેટા ગામમાં આવી પહોંચ્યા

## ભવ્ય પ્રવેશ—

ઉમેટામાં ચરિત્રનેતા બહોળા શિષ્ય પરિવારસહ પધાર્યાના સમાચાર મળતાં છાણીનો સંઘ સહર્ષ મોટી સંખ્યામાં વન્દનાર્થે આવ્યો હતો. ત્યાંજ પ્રવેશ મુહૂર્ત નક્કી થયું. છાણીની જૈનજનતા પ્રવેશ મહોત્સવ ઉજવવાની તૈયારીમાં રોકાઈ. ગામના દરવાજાથી લઈને ઠેઠ ઉપાશ્રયસુધી અનેક ધ્વજાઓ–તોરણોથી શોભતા વાસણોના, સોનારૂપાના આભૂષણોના રેશમીસુત્રાઉ કાપડના લગભગ પંચાવન મંડપો રચવામાં આવ્યા હતા. ગુરૂનામાલંકૃત તથા હિત શિક્ષાના બોર્ડો સ્થળે સ્થળે ટાંગવામાં આવ્યા હતા. ગામની અખિલ જનતા ચરિત્રનાયકના સન્મુખ ઘણે દૂરસૂધી ગઈ. સુંદર બેન્ડથી શોભતું સામૈયુ ગામના દરવાજાથી શરૂ થયું. સ્થળે સ્થળે બાલિકા અનેક ગુંહલીદ્વારા સુવર્ણ રૌપ્યપુષ્પોથી અને અક્ષતોથી વધાવી સુમંગલોને વિસ્તારી રહી હતી. ગામનો રસ્તો એટલો બધો લાંબો નહોવા છતાં સામૈયાને ફરતા લગભગ ત્રણ કલાક થયા હતા. આ અવસરે મહત્તા એ હતી કે, લગભગ ૮૮ સ્થળોએ ગુંહલીઓ કાઢવામાં આવી હતી. જેમાં કેટલાક જૈનેતરોએ પણ ભાગ લીધો હતો.

ચરિત્રનાયકનું આગમન તેમજ સંસારીપણામાં અત્રેના રહેવાસી તેઓશ્રીના ગણિવર શ્રી ભુવનવિજયજી આદિ પાંચ શિષ્યોનું આગમન ઘણે વખતે થવાથી સૌ કોઈના મનમાં આનંદની ઉર્મીઓ ઉછળી રહી હતી. સામૈયુ ઉપાશ્રયે આવ્યાબાદ પૂ૦ આચાર્યશ્રીએ સુંદર ઉપદેશ આપ્યો હતો.

## પદાર્પણ તથા તૈયારીઓ—

પ્રૌઢપ્રભાવક ચરિત્રનેતાના વિવિધ તત્ત્વમય પ્રવચનો ચાલતા અખિલ જનતાને અસાધારણ આનંદ થયો. તેમજ પન્યાસપદ પ્રદાન નિમિત્તે ભવ્ય મહોત્સવની તૈયારીઓ ચાલી. ગામના અખિલ યુવકોએ અને વૃદ્ધોએ

આગામી મહોત્સવને દીપાવવા તનતોડ મહેનત ઉઠાવી જ્ઞાનમંદિર અને ઉપાશ્રયના મધ્ય ભાગના વિશાલ મેદાનમા ભવ્ય મંડપ તૈયાર કરવામા આવ્યો જેમા અનેક જાતનુ ફરનીચર ગોઠવવામા આવ્યુ તેમજ શા મુલચંદ ગરબડદાસ તરફથી પરમ પવિત્રશ્રી શત્રુંજય ગઢની મનોહર રચના કરવામા આવી હતી તેમજ ખંભાત નિવાસી શેઠ કસ્તુરભાઈએ શાસન શોભા માટે ગઢ ઉપર ગોઠવવા સુંદર દહેરીઓ તેમજ અન્ય સામગ્રીઓ મોકલાવી હતી ઇલેકટ્રીક લાઇટનો ભભકો આખા મંડપમા અનેરો પ્રકાશ પાડી રહ્યો હતો જેથી મંડપની શોભામા વિશેષ વૃદ્ધિ થવા પામી હતી આ મહોત્સવનો મોટો ખર્ચ શા શીવલાલ હીરાચંદ તથા છગનલાલ હીરાચંદ તરફથી હોઈ આમ ત્રણ પત્રિકાઓ તેમના નામથી કાઢવામા આવી હતી અનેક ગામના અને બહારગામના સેંકડો માણસો આ મહોત્સવમાં આવી પહોચ્યા. વિશાલ મંડપમા અઠ્ઠાઈ મહોત્સવનો પ્રારંભ થયો પૂજા તથા ભાવનામા અપૂર્વ રસ જામતો હતો પન્યાસપદ પ્રદાનના આગલા દિવસે એક ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો જેમા વિમાન સમી ભવ્ય અંબાડીથી શોભતો હાથી, સુમધુર સ્વરમા જનતાને એકતાન કરતા અનેક બેન્ડો, રાજ રસાલો, મોટરોમા અને ગાડી ઘોડામા બેઠેલા લક્ષ્મીનંદનો તેમજ ભવ્ય રથમા બીરાજમાન જિનપડિમા વિગેરે સામગ્રીઓ પ્રેક્ષકોના દીલને આકર્ષતી હતી બીજે દિવસે હજારો માનવોની વિશાળ મેદની વચ્ચે ભવ્ય મંડપમા પૂ. ચરિત્રનેતાના વરદ હસ્તે પ્ર શ્રીમદ્ ભુવનવિજયજી ગણિવરને પન્યાસપદ અર્પણ કરવામા આવ્યુ હતુ આ સમયે દશ શ્રાવકોએ સજોડે ચતુર્થ વ્રત, તથા કેટલાક બાર વ્રત આદિ વ્રતો ઉચ્ચર્યા હતા મહારાજશ્રીએ નૂતન પન્યાસજીને પદની જોખમદારી તથા હિત શિક્ષાઓ સમજાવી હતી તે પછી પન્યાસજીએ પોતાની લઘુતા જણાવતા યોગ્ય શબ્દોમા ઉત્તર વાળ્યો હતો શા દીપચંદ દલસુખભાઈ તરફથી શ્રીફળની પ્રભાવના થઈ હતી શીવલાલ હીરાચંદ, ધુળાભાઈ મોતીચંદ, જીવણલાલ ભગવાન, તથા ચીમનલાલ પ્રેમચંદ તરફથી

નવકારશીઓ કરવામાં આવી હતી. છેલ્લે દિવસે શાન્તિ સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. આ મહોત્સવમાં છાયાપુરીની જૈન જનતાએ સાધર્મી ભાઈઓની અજોડ સેવા બજાવી છે જે ચીર સ્મરણીય રહેશે. આઠે દિવસે બૈરાઓને ગરબા ગવડાવી વાસણ વિગેરેની લ્હાણીઓ શીવલાલ હીરાચંદ તરફથી થઈ હતી.

## ભાદરવાનો સંઘ—

શા. ચુનીલાલ માણેકચંદને ભાદરવાનો સંઘ કાઢી પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરવા ભાવના થવાથી પૂ. અચાર્ય મહારાજશ્રી આદિ ઠાણાને પધારવા વિનતિ કરી હતી શાસનની ઉન્નતિ ધારી મહારાજશ્રીએ તેમની વિનતિ સ્વીકારી સારા મુહૂર્તે ચુનીલાલ તરફથી સંઘ પ્રયાણ થયું જેમાં લગભગ ત્રણસો શ્રાવક શ્રાવિકાઓએ ભાગ લીધો હતો. સાંકળતા પદમલા ડોડકા વિગેરે ગામોમાં સ્થિરતા કરતા યોગ્ય સત્કારથી સત્કારાતા, ત્યાંની અજ્ઞાન જનતાને ધર્મોપદેશ આપતા સસત્કાર સસંઘ પૂ. ચરિત્રનેતા ભાદરવા પધાર્યા. સાકળતામાં શકરાભાઇ ચીમનલાલ, તરફથી પદમલામાં, જમનાદાસ હીરાચંદના સુપુત્રો તરફથી અને ડોડકામાં નગીનદાસ છોટાલાલ તથા મોતીલાલ તરફથી સંઘ જમણ તથા પૂજા પ્રભાવના આદિ થયા હતા, ભાદરવામાં કાછીયા ત્રીભોવનદાસ ખુશાલદાસ જેઓ ઘણો વખત થયા જૈનધર્મના ચુસ્તરાગી છે તેઓના તરફથી સંઘજમણ તથા પૂજા, પ્રભાવના થઇ હતી. છેલ્લે દિવસે ચુનીલાલ માણેકલાલ સંઘવી તરફથી સંઘજમણ થયું હતું. અત્રે સારા પ્રમાણમાં ઉદાર ગૃહસ્થો તરફથી ટીપ કરવામાં આવી હતી.

## આગળ વિહાર—

અત્રેથી મહારાજશ્રી વિહાર કરી એડવા થઇ મોગર સસત્કાર પધાર્યા. અત્રેના ઠાકોર પૂ૦ મહારાજશ્રીના પહેલાથીજ પરિચિત હતા. તેમના ઉપદેશથી માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા પણ લીધી હતી. પરંતુ

એ વાતને ઘણો સમય થવાથી કાંઈક શિથિલતા આવી છે એમ ત્યાંના જૈનવર્ગ પાસે સાંભળ્યું મહારાજશ્રી પધાર્યાના સમાચાર ઠાકોરસાહેબને મળતા દર્શન માટે આવ્યા હતા ચરિત્રવિભુએ એમને મનુષ્યજન્મની દુર્લભતા તથા સાત વ્યસનો, સાચા સુખની પ્રાપ્તિના ઉપાયો નરક આદિની મહાન્ વ્યથાઓ આદિ અનેક વિષયો ઉપર ટુંકમાં સચોટ ઉપદેશ આપ્યો હતો જેની અસર ઠાકોરશ્રી ઉપર સારી થવા પામી હતી.

અત્રેથી વિહાર આણુંદ, વડતાલ, કરોલી, રાસ્મોલ, માતર, ખેડા, ખારેજા આદિ સ્થળે પધારતા ચરિત્રવિભુનો અપૂર્વ સત્કાર કરવામાં આવતો હતો ઘણે ઠેકાણે નવકારશી તથા પૂજા, પ્રભાવનાઓ પણ થઈ હતી તથા દરેક ઠેકાણે જાહેર પ્રવચનો પણ થતા હતા જેથી ગામડાની અજ્ઞાનીપ્રજા મોટા પાપોમાંથી બચી જવા ભાગ્યશાલી થતી હતી

ખારેજાથી અમદાવાદના સદ્‌ગૃહસ્થોની વિનતિથી તથા વયોવૃદ્ધ આચાર્ય શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પુન દર્શનની ઉ-ત્કંઠાથી સસત્કાર ત્યાં પધાર્યા જ્યાં બે ત્રણ દિવસ જનતાએ દેશનાનો લાભ લીધો હતો

શંખેશ્વરજી—

રાધનપુરના હરગોવનદાસ મણીઆર ખંભાત મુકામે મહારાજશ્રી પાસે તેમના તરફથી થતા ઉદ્યાપન તથા નવપદજીની ઓળી નિમિત્તે ત્યાં પધારવાની વિનતિ કરવા આવ્યા હતા મહારાજશ્રીએ નવ્વાણું કરવા આવવા સ્વીકાર્યું હતું. પાછા તેઓ અમદાવાદ મુકામે વિનતિ કરવા આવ્યા હતા કારણ કે, મહારાજશ્રી પધારી શકે એમ નથી એવા સમાચાર તેમને પહોંચી ગયા હતા મહારાજશ્રીને ખેડામાં તાવની બીમારીને લીધે લગભગ આઠેક દિવસ રોકાઈ જવું પડયું હતું. જેથી શંખેશ્વર જવાની ભાવના મંદ થઈ હતી. પરન્તુ અમદાવાદ

મુકામે તેઓના અત્યંત આગ્રહથી શંખેશ્વર જવાનું માનવું પડ્યું હતું. અત્રેથી તરતજ વિહાર કરી ભોયણીજી તીર્થમાં પધાર્યા. અત્રે અમદાવાદથી શેઠ મયાભાઇ બકુભાઇશેઠ,મગનલાલ કટીયા,બાપાલાલ ઝવેરી વિગેરે અગ્ર સદ્દગૃહસ્થો આવ્યા હતા. ત્યાંથી ઉગ્રવિહાર કરી શંખેશ્વર ચૈત્ર શુદ ૧૩ના ભવ્ય સામૈયાથી પ્રવેશ કર્યો હતો. આચાર્યશ્રી વિજયભક્તિસૂરિજી આદિ અનેક મુનિવરો, સાધ્વીઓ તથા શ્રાવક-શ્રાવિકાઓ સાથે આવ્યાં હતાં. મહારાજશ્રીએ નવપદનું મહાત્મ્ય-તપથી થતી કર્મનિર્જરા વિગેરે વિષયો ઉપર સુંદર શૈલીથી પ્રવચન આપ્યું હતું. સઘળો ખર્ચ મણીઆર હરગોવિન્દદાસ જીવરાજ તરફથી કરવામાં આવ્યો હતો આ પ્રસંગે દહેરાસરના આગલા ભાગમાં સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રના સાધન ભૂત ઘણા સુંદર અને કીમતી ઉપકરણો ગોઠવી તેમના તરફથી અદ્ભુત ઉપધાન મહોત્સવ કરવામાં આવ્યો હતો. શ્રાદ્ધરત્ન મોહનભાઇ તથા જૈન ધર્માનુરાગી વડનગરના ભોજક મફતલાલ વિગેરે આવેલ હોવાથી પૂજામાં અપૂર્વ ઠાઠ જામતો હતો. છેલ્લે દિવસે અષ્ટોતરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. આ પ્રસંગે અનેક ગામોના જીર્ણોદ્ધાર ઉપાશ્રય પાંજરાપોળ વિગેરે ખાતા માટે સારી ટીપ થઈ હતી. અખિલ પ્રસંગમાં હજારો રૂપીઆનો દ્રવ્ય વ્યય કરી ઉદારતા વાપરનાર, આચાર્યવર્યો અને મુનિ મંડળોની અખંડ ઉત્સાહથી સેવા બજાવનાર, તેમજ હજારો ભાઇઓની ઉલ્લાસપૂર્વક ભક્તિ બજાવનાર રાધનપુર નિવાસી શા. હરગોવિન્દદાસ જીવરાજનો આ મહોત્સવ દરેકના હૃદયમાં ચિરઃસ્થાયી રહેશે.

## પાટડીમાં પ્રતિષ્ઠા—

ત્રિલોક ચૂડામણિ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનની અપૂર્વ યાત્રાઓ કરી પોતાના બહોળા શિષ્ય પરિવાર સાથે સસ્વાગત પાટડી મુકામે પધાર્યા. પાટડી ગામમાં પ્રાતઃસ્મરણીય સકલાગમરહસ્યવેદી પૂજ્ય આચાર્યદેવ વિજયદાનસૂરીશ્વરજી મહારાજનો સમાધિપૂર્વક સંવત

૧૯૯૧ ના મહા સુદ બીજના દિને સ્વર્ગવાસ થયો હતો શાસનના પ્રાણ કહો કે શાસનના તાજ કહો એવા અનુપમ જ્યોતિર્ધર મહાપુરૂષની પ્રાણ હરણી આ પાટડી બની જો કે અત્રેની જૈનોની વસ્તી અલ્પ પ્રમાણમા છે. તેમ ગર્ભ શ્રીમંત પણ નથી છતા પણ આ મહાપુરૂષની પુણ્ય પ્રભા પડતા અત્રેની જનતામા તેમની યાદગિરિ રહે તે માટે યોગ્ય કરવા ઉત્સાહી થયા હતા જે ભૂમિમા શાસન મણિ આગમ રહસ્યવેદી આચાર્ય દેવનો સ્વર્ગવાસ થયો તે ભૂમિ પુનિત ધામ તરીકે માનીએ તો કશીએ અતિશયોક્તિ નથી તીર્થ ભૂમિ કહો કે પૂજ્ય ભૂમિ કહો એ તારક આચાર્ય દેવના દેહ પીંજરે બનાવી છે

## નિર્ણય કર્યો—

સ્વર્ગસ્થના બહોળા ભક્તગણે તેઓના સુગુણોથી આકૃષ્ટ થઈ તેઓના અગ્નિ સંસ્કારના સ્થાનમા દર્શન-વંદન અને પૂજનથી પાપ પુંજો હરનાર ભવ્ય દહેરીમા પાદુકા પધરાવવાનો તેમજ મંદિરના ચોગાનમાં અદ્દભુત આરસની દહેરી બનાવી પ્રેક્ષકને ક્ષણભર સાક્ષાત્કારનો અનુભવ કરાવતી સ્વર્ગસ્થની અદ્દભુત પ્રતિમૂર્તિ પધારાવવાનો નિર્ણય કર્યો ઉભય દહેરીઓ તૈયાર થઇ ચુકી હતી શંખેશ્વરજીમા ચરિત્રનેતાની રૂબરૂમા પ્રતિષ્ઠાનુ મુહૂર્ત નિર્ણીત થયુ આ પ્રસંગે અમદાવાદના શેઠ બકુભાઇ ચીમનભાઇ કડીયા, બાપાલાલ વિગેરે સદ્દગૃહસ્થોએ પાટડી પધારવા વિનતિ કરી હતી આ વિનતિને સ્વીકારવામાં આનાકાની નજ હોય કારણકે સ્વર્ગસ્થ પુણ્યાત્મા પ્રતિ ચરિત્રવિભુનો અજોડ સદ્દભાવ અને અખૂટ પ્રીતિ હતી સ્વ૦ ના ઉગ્રતપ, ત્યાગ અને જ્ઞાન પ્રત્યે બહોળુ બહુમાન હતુ

## પ્રતિષ્ઠા પ્રારંભ—

ચરિત્રનેતાની પ્રભાવક છાયામાં પાટડી ગામમાં પ્રતિષ્ઠા નિમિત્તે

મહોત્સવ પ્રારંભાયો, આખા બન્દરને શણગારવામાં આવ્યું હતું. આમંત્રણ પત્રિકાઓ કાઢવામાં આવી હતી. જેથી બહારગામથી ઘણા લોકોએ ભાગ લીધો હતો.

આ પ્રસંગે અમદાવાદથી શાન્તમૂર્તિ ઉપાધ્યાયાજી મહારાજ શ્રીમદ્ મનોહરવિજયજી મહારાજ આદિ ઠાણા તથા આચાર્ય મહારાજ શ્રીમદ્ રામચંદ્રસૂરિજી મહારાજના શિષ્યરત્ન મુનિશ્રી મનકવિજયજી તથા મુનિશ્રી કાન્તિવિજયજી આદિ ઠાણા પધાર્યા હતા. સુરતથી પ્રખ્યાત ગવૈયા માસ્ટર દીનાનાથ આવેલ હોઈ પૂજા-ભાવનામાં શ્રોતાની ઠઠ જામતી હતી. આગલે દિવસે જળજાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. જેમાં મુસ્તફા બેન્ડ, નિશાન ડંકો, ચાંદીનો રથ હાથી વિગેરે અપૂર્વ શોભા આપી રહ્યા હતા. આ પ્રસંગે પાટડી દરબારના કુંવરે તથા અન્ય અમલદાર વર્ગે હાજરી આપી હતી.

સંવત ૧૯૯૩ ના વૈશાખ સુદ ત્રીજના શુભ દિવસે પૂ૦ આચાર્ય દેવના વરદ હસ્તે સેંકડો માનવોના જય જયારવ વચ્ચે સ્વર્ગસ્થની પાદુકાની તથા મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. છેલ્લે દિવસે અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. પ્રતિષ્ઠાની ખુશાલીમાં અમદાવાદના મગોડીવાળા શેઠ માણેકલાલ ચુનીલાલ તરફથી જૈન જૈનેતર તમામને ઘરદીઠ શેર શેર સાકરના પડીકા વહેંચવામાં આવ્યા હતા. આઠે દિવસ સાંજ સવાર જુદા જુદા ગૃહસ્થો તરફથી નવકારશી જમણ કરવામાં આવ્યા હતા.

**બીલકુલ ઠીક છે—**

પાટડીમાં થયેલ અખિલ ધર્મોત્સવના મુખ્ય પ્રેરક ઉદ્ભાવક નિર્ણયકાર સ્વ૦ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજના વિબુધ શિષ્ય રત્ન મુનિ શ્રી મંગળવિજયજી મહારાજ હતા. ખરેખર તેઓએ સ્વતારક ગુરૂદેવની સૌન્દર્ય ભરી મૂર્તિદ્વારા સ્મૃતિ

ઉભી કરી જનતાને ઋણી બનાવી છે એટલુ જ નહિ પણ પોતે તારક ગુરૂદેવના પ્રતિ તેઓશ્રીના ઉપકારનો બદલો આપી કાઇક અંશે ઋણ મુક્ત પણ થયા છે એમ માનવુ બીલકુલ ઠીક છે

ચિર સ્મરણીય બન્યા—

ઘટ વાગ્યા પછી તેના સુમધુર અને બુલદ નાદનો ટણકાર અને રણકાર અવશેષ રહે છે તેમ આ મહાપુરૂષનો જીવત અવસ્થામા પુણ્ય ડકો ચોમેર દિગિવિદિશિમા નિતાન્ત વાગ્યો પરન્તુ દેહાન્ત બાદ પણ તે પ્રખર પુણ્ય પ્રભાવનો રણકાર કહો કે ટણકાર કહો એ આ પ્રતિષ્ઠા પ્રસગે ગાજી રહ્યો હતો સાચેજ પાટડી ગામમા સ્વર્ગગામી પ્રાત સ્મરણીય તે મહાત્માના અવશેષો ચીર સ્મરણીય બન્યા

એમ માનવુ શુ ખોટુ છે—

પુણ્ય પ્રકૃતિક મહાત્માઓના દેહાન્ત થયા બાદ તેઓની નિર્મલ કીર્તિ, અનેક ગ્રથોમા પ્રતિબિબિત કરેલો જ્ઞાનનો વારસો જનતાને તેમની ચીર અમરતાનો અવભાસ કરાવે છે ભલે બોલતુ ગમનાગમન કરતુ એ પુણ્ય પ્રતીકનુ દેહ અટક્યુ પરન્તુ તેઓનુ યશોવપુ અને જ્ઞાન વપુ ચેષ્ટાહીન છતા પણ જનોપકાર વિસ્તારી રહ્યુ છે એમ માનવુ શુ ખોટુ છે ?

તારગાજી પધાર્યા—

પાટડીની પ્રતિષ્ઠા નિર્વિઘ્ને સપૂર્ણ થયાબાદ વિહાર કરી ભોયણીજી પધાર્યા ત્યાની યાત્રા કરી બાલવાસન સુરજ વિગેરે ગામોમા વિચરી અજબ ધર્મ પ્રભાવના ફેલાવી લીંચ, વીસનગર, વડનગર, ખેરાલુ આદિ ક્ષેત્રોમા અદ્ભુત સ્વાગતથી સત્કારીત થતાં, ભવ્ય જીવોને પ્રતિબોધતા ચરિત્રનાયક તારગા તીર્થ પર સહર્ષ યાત્રાર્થે પધાર્યા

નિર્ણીત થઈ ચુક્યુ હતુ—

સવત ૧૯૯૪ ની સાલનુ ચાતુર્માસ ઇડર શહેરની જનતાના

અત્યંત આગ્રહથી નિર્ણીત થઇ ચુકયું હતું. આ શહેરની જનતા ઉપર ચરિત્રનાયકના તારક ગુરૂદેવનો અસાધારણ ઉપકાર થયેલો હતો. માનો કે ધર્મનું બીજાધાન આ ક્ષેત્રની જનતાની હૃદયસ્થલીમાં તેઓએ કર્યું હતું. સ્વગુરૂદેવનું ફાલ્યું ફુલ્યું ક્ષેત્ર નિરીક્ષણ કરવા અથવા જળસિંચન કરવા જવાની જરૂર તો હતીજ. ત્યાંની જનતા પણ વર્ષોથી ચરિત્રનાયકના ચતુર્માસની ચાહ રાખી રહી હતી. ઇડર શહેરની જનતાને ચરિત્રનાયક તારંગાજી તીર્થમાં પધાર્યા છે એ સમાચાર મલતાં ભક્તગણ સન્મુખ આવી પહોંચ્યો હતો. શંખેશ્વર જતા પહેલા ભોયણી તીર્થમાં મંગુભાઇ નેમચંદ તથા અમૃતલાલ વિગેરે ઇડરના આગેવાનો વિનતિ કરવા આવ્યા હતા. તે વખતે ચોમાસાની જે બોલાઇ હતી.

## ઇતિહાસ કથે છે કે—

પૂર્વ કાલીન ઇતિહાસ કથે છે કે ઇડરગઢની સ્થલી દર્શનીય અને અદ્‌ભુત છે. જ્યાંની ફાલી ફુલીવનરાજી અને પહાડોની કિલ્લાબંધી આદિ દશ્યો અપૂર્વ શાંતિ અને આરામ અર્પે છે.

અત્રે અનેક મહાન્ પ્રભાવક અને અદ્‌ભુત ચમત્કારી આચાર્ય મહારાજોના અનેકશઃ ચાતુર્માસો થયા છે. અનેક મહાત્માઓને સમહોત્સવ આચાર્યપદ, પંડિતપદ પ્રદાનો અહીંજ થએલા છે.

જૈનધર્મના પરમ શ્રદ્ધાળુ શ્રી સંપ્રતિ મહારાજાના હસ્તે પ્રથમ ઉદ્ધરેલ ઇડરગઢ ઉપર શ્રી શાંતિનાથ ભગવાનનું બાવનજિનાલય મંદિર શોભે છે.

જૈનાચાર્યોના ઉપદેશથી કુમારપાલ મહારાજા આદિ અનેક રાજાઓએ તથા શેઠ શાહુકારે એ દહેરાસરના જીર્ણોદ્ધારમાં અને અભ્યુદયમાં ઘણો સારો ફાળો અર્પ્યો છે.

સંયોગ અને સમય પલટાતા પરિવર્તન થઇ ગયુ તે અપૂર્વ શોભા અખંડ સમૃદ્ધિઓ, વિપુલ વૈભવો કાલની ગોદમાં લપાયા

## ચાતુર્માસ થયુ—

મંદિરો જિર્ણ બનતા ગયા પ્રજામા દીનતા વ્યાપતી ગઇ. જૈનોની વસ્તી અલ્પ સખ્યામા આવતી ગઇ પ્રભાવક જૈનાચાર્યોના આગમન અલ્પ થતા ગયા જેથી પ્રજામા ધર્મ વાત્સલ્ય ઘટતુ ગયુ અસ્ત પછી ઉદય સર્જાયેલો હોય છે એ વાક્યને જાણે ચરિતાર્થ કરવાનેજ ન હોય તેમ આજથી લગભગ ચોત્રીસ વર્ષ પહેલા ઇડર શહેરમા નિસ્પૃહ શિરોમણી શાસન સંરક્ષક કૃપાનિધાન સૂરિ શેખર આચાર્યદેવ શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજનું ચાતુર્માસ થયુ

જેઓશ્રીના પ્રતાપે જનતામાં અભૂત પૂર્વ જાગૃતિ આવી ધર્મ શ્રદ્ધાના પુર ઉભરાયા, વળી ૨૦ વર્ષ પહેલાના બીજા ચતુર્માસમાં આચાર્યશ્રીના હૃદય ગમ ઉપદેશથી ઇડરગઢપરના મંદિરના જીર્ણોદ્ધારનું કાર્ય પ્રારભાયુ જેમા લગભગ દોઢ લાખ જેટલો ખર્ચ થવા પામ્યો હતો આ જીર્ણોદ્ધારના કામકાજમા મહોટો ફાળો માસ્તર હેમચંદભાઈ છગનલાલનો છે તદુપરાત અત્રે પૂ૦ આચાર્યશ્રીના ઉપદેશથી અપંગ ઢોરોના રક્ષણ માટે એક વિશાળ પાંજરાપોળ ખોલવામા આવી હતી અન્ય પણ ઘણી ધર્મ પ્રવૃતિઓ થઈ હતી વીસ વીસ વર્ષોના વહાણા વીતી ગયા બાદ અદ્ભૂત પ્રભાવી શાસન સંરક્ષક આચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ પોતાના બહોળા શિષ્ય પરિવાર સહ સવત ૧૯૯૪ મા ચાતુર્માસ માટે તારંગાથી વિહાર કર્યો





## પ્રકરણ ૩૨ મું.

### ઇડરમાં પ્રવેશોત્સવ—



તારંગાથી પૂ. આચાર્ય દેવેશે ગામો ગામની જૈન જૈનેતરની જનતાને ધર્મના રહસ્યને સમજાવતા સપરિવાર ઇડર શહેર પ્રતિ પ્રયાણ કર્યું. ઇડરના કેટલાક ભાવુક સદ્‌ગૃહસ્થો આચાર્યશ્રીના દર્શનાર્થે કાવા મુકામે આવી લાગ્યા. પુર પ્રવેશનો દિવસ નિર્ણય કરી પાછા ફર્યા ઇડરની જનતામાં આ સમાચારથી હર્ષની ઉર્મીઓ ઉભરાવા લાગી. સૌ કોઈ સત્કારની તૈયારીમાં સભાવ ગુંથાયા. તેમાં ખાસ યુવકવર્ગ અમાપ ઉત્સાહથી ઘણે દૂર સુધી આચાર્ય દેવેશ સન્મુખ જઈ પહોંચ્યો હતો.

પ્રભાતના મંગલ સમયે મૃદુમૃદુ વાયુની લ્હેરીઓથી ભક્તજનોના ભેજાઓને પ્રક્ષાલી નિર્મળ બનાવી રહ્યો હતો. સૂર્યનારાયણ પોતાની

સોનેરી કિરણોથી પૃથ્વીતલને ઓપતો, સમગ્ર ચીજોને સ્પષ્ટ બનાવતો, અને બતાવતો, ઉન્નતદશાને પ્રાપ્ત કરતો અને કરાવતો વિશાળ વ્યોમપથની મુસાફરીમા નીકળી પડયો હતો રાત્રિના પ્રશાંત વાતાવરણથી સૌ ભક્તોના હૃદયમા ગુરુસત્કારની ધુન એકમેક થઈ રહી હતી.

ધડરના ગીમાડામા આચાર્ય દેવેશ સપરિવાર પધાર્યા, અખિલ જૈન જનતા અદમ્ય ઉત્સાહથી હર્ષઘેલી બની આવી પહોચી અને ચરિત્રનાયકનુ દબદબા ભર્યું ભવ્ય સ્વાગત કરવામા આવ્યુ. જય-જયનાદની ગર્જના સાથે પૂ૦ આચાર્યદેવેશ વ્યાખ્યાનપીઠ ઉપર બીરાજ્યા વિશાળ માનવમેદની સમક્ષ બુલંદ અને મધુર ધ્વનિએ મંગલાચરણ કર્યા બાદ માનવ જન્મની સાચી સાર્થકતા ઉપર હૃદય સ્પર્શી પ્રવચન આપ્યુ હતુ

પ્રતિદિન જુદા જુદા વિષયો ઉપર ચરિત્રનાયકના વ્યાખ્યાનો ચાલતા માનવમેદની પણ મહાસાગરની જેમ ઉભરાતી, નવા નવા વિષયો, નવા નવા દૃષ્ટાંતો અને કદીપણ ન સાંભળેલી એવી આકર્ષક દલીલો સાંભળતા ખરેખર શ્રોતૃવૃન્દ ચિત્રાલેખિત બનવા સાથે ધર્મ પ્રવૃત્તિઓમાં ખૂબ યોજાયો

## વડાલીની વિનતિ—

ઈડરથી પાંચ કોશ દૂર વડાલી ગામના અગ્રગણ્ય શ્રેષ્ઠીવર્ગ આચાર્યદેવેશને ત્યાં ધર્મ મહોત્સવ પ્રસંગે પધારવાની વિજ્ઞપ્તિ કરવા આવ્યો દીર્ઘદૃષ્ટી આચાર્ય દેવેશ ધર્મ અને શાસન પ્રભાવનાની વૃદ્ધિ વિચારી તેમની વિનતિ સ્વીકારી સસ્વાગત વડાલી પધાર્યા ચરિત્રનાયકનો અત્રેની જનતાને ખાસ પરિચય ન હતો પરન્તુ પ્રભાવસંપન્ન પુરુષના અતિશયો એવા હોય છે, કે અપરિચિતો પણ દર્શન અને વાણી શ્રવણ માત્રથી ખૂબ ઉત્સાહી અને અસાધારણ ભક્તિવાળા બને છે વડાલીની જૈનજનતા ચરિત્રનાયકનો ધર્મઉપદેશ સાંભળવા સદૈવ

યોજાઇ. અત્રે જેઠ વદ ૮ ના દિને પૂ૦ ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની સ્વર્ગારોહણ તિથિ ઘણાજ ઠાઠમાઠથી આચાર્યદેવેશના અધ્યક્ષપણા નીચે ઉજવાઇ હતી. પૂ૦ આત્મારામજી મહારાજનું સુંદર શૈલીથી જીવનવૃતાન્ત સાંભળતા અત્રેની જનતા તેમના સદ્ગુણો તરફ ખૂબ આકર્ષાઇ. આચાર્યદેવેશની શીતલછાયામાં અઠ્ઠાઇ મહોત્સવ શાંતિસ્નાત્ર વિગેરે ધર્મ મહોત્સવો નિર્વિઘ્ને પસાર થયા.

## ત્યાંથી પાછા ઇડર—

વડાલીથી જેઠ વદ ૧૪ ના શુભદિને વિહાર કરી તેજ દિવસે સસત્કાર ઇડરમાં પ્રવેશ કર્યો. આ ચતુર્માસ આચાર્યદેવેશનું ઇડરમાં થવાનું છે. એ સમાચાર વાયુવેગે વિસ્તર્યા, એટલે આજુબાજુના અનેક ગામોમાંથી પોતાના શિષ્યોને ચાતુર્માસ માટે આચાર્ય મહારાજશ્રી પાસે વિનતિ કરવા આવ્યા. કૃપાલુ ગુરૂદેવે તેઓ સઘળાની વિનતિ સ્વીકારી. પન્યાસજી શ્રીમદ્ ભુવનવિજયજી આદિ ઠાણાને સીપોર, મુનિરાજશ્રી નવીનવિજયજી આદિને ઉંઝા, મુનિશ્રી યોગીન્દ્રવિ. આદિને સીનોર, મુનિશ્રી પદ્મવિજયજી આદિને ધીણોજ ચાતુર્માસ માટે આજ્ઞા ફરમાવી. તદુપરાંત સંઘના કાગળો આવતા આચાર્ય શ્રીમદ્ વિજયગંભીરસૂરિજી મહારાજને વેરાવળ, આચાર્ય શ્રીમદ્ લક્ષ્મણસૂરિજી માહારાજને દ્દેદાર, તથા મુનિશ્રી સુરેન્દ્રવિજયજી તથા નંદનવિજયજીને તળાજા ચોમાસુ કરવાની આજ્ઞા આપી.

## ભગવતીસૂત્રની વાંચના—

ઈડરની જનતાને વર્ષોના આંતરા બાદ આવા મહાન્ પુરૂષનો ચાતુર્માસમાં યોગ મલતો હોઈ ધર્મારાધના કરવામાં ખૂબજ તત્પર બની. રસપ્રદ પ્રવચનો પ્રતિદિન ચાલતા જનતાના હૃદયોમાં ધર્મની વાસનાઓ ઓતપ્રોત થતી. ધર્મોત્સાહી શ્રાવક વૃન્દ અનેકધા ધર્મ તત્ત્વોની ચર્ચાઓ કરી યથાતથ્ય યથાર્થ વાદીના ( વીતરાગના ) સિદ્ધાંત સમજતા થયા. જેમ જેમ ચતુર્માસ નજીક આવતું ગયું તેમ તેમ

જનતાનો ઉત્સાહ પણ વધતો ગયો અને કદીપણ નહિ સાંભળેલું પરમપુનિત ચારે અનુયોગથી ભરપુર શ્રી ભગવતીજી સૂત્ર વાચવાનો નિર્ણય થયો પુનીત ભગવતીજી સૂત્ર સંબંધી સઘળો ખર્ચ શા કુબેરભાઈ નથ્થુભાઇએ ઉદારતા વાપરી સ્વીકાર્યો સૂત્ર પ્રારંભ દિવસ નિર્ણય થતા અખિલ જૈન કોમ હર્ષ ગરકાવ બની સૂત્રના બહુ માનાર્થે અને ભક્તિ નિમિત્તે એક ભવ્ય વરઘોડો ચઢાવવામા આવ્યો હતો, જે વરઘોડો ઈડર શહેરના મુખ્ય લત્તાઓમા ફરી ઉપાશ્રયે આવ્યો અને આચાર્ય દેવેશને કુબેરભાઇએ ભગવતી સૂત્ર વહોરાવ્યુ હતુ મહાન્ સૂત્રને સંભળાવનાર મહાન્ પુરૂષનો મેળ અને તેમા પણ વર્ષોના આંતરે આ મહામુલો-સુપ્રસંગ અત્રેની જનતાને સાંપડતા બાલ કે યુવાન્ આધેડ કે વૃદ્ધ સૌ કોઈ હર્ષદોરમા ગુંથાઇ જયનાદના ગુંજારવોથી ઉપાશ્રયને ગુંજાવતા ચરિત્રનેતા સન્મુખ સૂત્ર શ્રવણ કરવા દત્તચિત્ત થયા કુબેરભાઇના તરફથી સાચા મોતીનો ખાસ તૈયાર કરાવેલો સુંદર સાથીઓ કરાવી સૂત્રના બહુ માનાર્થે ચઢાવ્યો ચાર મહીના સુધી રોજની પ્રભાવનાઓ નોંધાઈ

પૂ આચાર્ય દેવેશે મધુર મંગળાચરણ પૂર્વક સૂત્રનો પ્રારંભ કર્યો મંગળાચરણના શ્લોકોમા કેટલાક દિવસો સુધી ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ દલીલો, દૃષ્ટાંતો, ઘટનાઓ અને વિચારણાઓ ચાલી કેટલોક વર્ગ એમ માનતો કે આવા મહાન્ સૂત્રને સમજવાની હમારામા સમર્થતા નથી, પણ કર્ણ અને ચિત્તને પાવન કરીશું પરન્તુ એ ભ્રમણાને આચાર્ય દેવેશની સૌ કોઇ સમજી શકે એવી સુંદર શૈલીથી થતી સૂત્રની વ્યાખ્યાએ નિર્મૂળ કરી અને ખરેજ કર્ણ-ચિત્ત અને આત્માની પવિત્રતા વધવા લાગી વિશેષ તાજુબીની વાત તો એ છે કે કદી પણ વ્યાખ્યાનમા નહિ આવતો એવો કેટલોક વર્ગ પ્રતિદિન હૃદયની પ્રેરણાથી સમયસર હાજર થતો એટલુંજ નહિ પણ કેટલાકના હૃદયમા જડ ઘાલી બેઠેલી મિથ્યાપ્રવૃત્તિઓ, કુસંસ્કારો અને શ્રદ્ધાની શિથિલતા દૂર કરી સુપ્રવૃત્તિમા, સુસંસ્કારોમા અને સુશ્રદ્ધામાં તેઓને મજબુત બનાવ્યા

## જાહેર પ્રવચનો—

જો કે જૈન પ્રજા તો ચરિત્ર નાયકના રસમય ચાલતા વ્યાખ્યાનોથી સંતુષ્ટ બનવા સાથે ધર્મ આરાધનમાં તરબોળ બનીજ રહી હતી, પણ આવા અમુલ્ય ધર્મ પ્રબોધક પ્રવચનોનો લાભ જૈનેતર વર્ગને પણ મળે તો તેઓના જીવનમાં પણ અનેરો ધર્મ પ્રકાશ પથરાય કારણ કે તે જનતાને સાચા સુખના સાધનો દર્શાવનારા ધર્મગુરૂઓ ભાગ્યેજ મળે છે. આ કામમાં ખાસ અત્રેના રહીશ નાગર ચીમનલાલની અત્યંત પ્રેરણા અને વિનતિ વિશેષ કારણ ભૂત બની. આચાર્ય દેવેશે અખિલ વર્ગને ધર્મનું રહસ્ય સમજાય અને પબ્લીક સારો લાભ ઉઠાવે એ હેતુથી જાહેર ભાષણ આપવાનું સ્વીકાર્યું. જુમ્માશાહની ધર્મશાળામાં ગંજાવર માનવ મેદની સમક્ષ પ્રથમ પ્રવચન, "સુખની ચાવી" એ વિષય ઉપર આપવામાં આવ્યું હતું. ચરિત્ર નાયકના સુમધુર સરોદથી તેમજ વિવિધ તત્વ જ્ઞાનને પીરસતું પ્રથમજ ભાષણ જૈનજૈનેતર વર્ગને ખૂબજ રૂચ્યું. સાચા પંથને દર્શાવનારૂં નીવડયું. શ્રોતૃવૃન્દનો અત્યંત આગ્રહ થતાં બીજું ભાષણ "ધર્મ રહસ્ય" વિષયક તથા ત્રીજું ભાષણ "મનુષ્ય જન્મની સાર્થકતા" વિષયક એમ અનેક વિષયો ઉપર જાહેર ભાષણો રાખવામાં આવ્યા હતા. ઉક્ત ભાષણોમાં ઈડર શહેરના માન્યવર એક્સર સાઇઝ સુપરિન્ટેન્ડન્ટ તેમજ રાજ કર્મચારી, તથા અત્રેની હાઈસ્કુલના સંસ્કૃત ટીચર ડોક્ટર વિગેરેએ સહર્ષ હાજરી આપી હતી અને આચાર્ય દેવેશના આકર્ષક પ્રવચનો પ્રતિ અંતઃકરણનો સંતોષ દર્શાવવા સાથે જૈનધર્મના અપૂર્વ ત્યાગની અને એ ત્યાગને પ્રચારનાર ધર્મ ગુરૂઓની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી હતી. ઘણા ભાઇઓએ પ્રવચનની ઉંડી અસર થતાં ભિન્ન ભિન્ન પ્રતિજ્ઞાઓ સ્વીકારી. એ ત્રણ જાહેર ભાષણોમાં ધર્મ સ્વાદ ચાખ્યા બાદ જૈનતર વર્ગ પણ ઉપાશ્રયમાં ચરિત્ર નાયકના વ્યાખ્યાન સાંભળવા ઉત્સાહ પૂર્વક આવતો હતો.

<u>વ્રતોચ્ચારણ—</u>

જૈનવર્ગ પ્રતિદિનના વ્યાખ્યાન શ્રવણથી ધર્મ શ્રદ્ધામા અડોલ બનતો ગયો અને સંસારની વિષમતા, ત્યાગની ઉચ્ચતા અને આદરણીયતા સમજી અનેક પ્રકારના વ્રતો ઉચ્ચરવા પ્રેરાયો સંસારી જીવનમા વ્યવસાયનો પાર ન હોવાથી, ઇચ્છાના અભાવે પાપારંભો પગલે અને ડગલે થયાજ કરે છે. સંપૂર્ણ પાપારંભોનો ત્યાગ તો સંયમ સિવાય બનવો અશક્ય છે દુન્યવી ક્ષણ જીવી પદાર્થોની લોલુપતા અને પ્રીતિ પ્રાણીઓનુ અધઃપતન કરાવે છે, ભવાંતરોમા દુઃખોની ઉંડી ગર્તામા પટકે છે, માટે દુર્લભ માનવ ભવને મેળવી જો સમર્થતા હોય તો પહેલી તકે ભયંકર સંસારનો ત્યાગ કરી સંયમ સ્વીકારવુ ઉચિત છે. તેમ નહિ બની શકે તો સંયમ પ્રાપ્તિની કામના રાખી દેશવિરતી (બારવ્રત) સ્વીકારી મનુષ્ય જન્મની અમુક અંશે પણ સાર્થકતા સાધવી જોઇએ, જેથી અનુક્રમે સંયમની પ્રાપ્તિ દ્વારા શિવસહેલ સાંપડે છે પૂ. આચાર્ય દેવેશનો આવીરીતે યુક્તિયુક્ત હૃદય દ્રાવક ઉપદેશ સાંભળી હળુકર્મ આત્માઓને ઉંડી અસર થતા લગભગ ૬૦ સ્ત્રી પુરૂષોએ ચરિત્ર નાયકના વરદ હસ્તે બારવ્રત, ચતુર્થવ્રત, જ્ઞાનપંચમી, વીશસ્થાનક વિગેરે વ્રતો ઉચ્ચરી જીવનમા નવીન પ્રકાશ પાડયો

<u>ધાર્મિક પરીક્ષાનો મેળાવડો—</u>

પૂ૦ વિજયકમળસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી સ્થપાયેલ શ્રી આત્મારામજી જૈન પાઠશાળાની છત્રીશમી વાર્ષિક પરીક્ષાનો ઇનામ મેળાવડો ચરિત્રનાયકના અધ્યક્ષપણા હેઠળ થયો જેમાં આચાર્યદેવેશ સચોટ ઉપદેશદ્વારા જ્ઞાન પઠન પાઠનની આવશ્યકતા, ધાર્મિક જ્ઞાનથી મળતા અલભ્ય લાભો શિક્ષક અને વિદ્યાર્થીઓની અન્યોઅન્ય ફરજો તથા મિથ્યા કેળવણીથી થતું આત્માનુ અધઃપતન વિગેરે વિગેરે વિષયો ઉપર સુંદર સ્પષ્ટીકરણ કર્યું હતુ તેમજ ક્રમશઃ ચરિત્રનાયકના વરદ હસ્તે પુસ્તકો એનાયત કરવામાં આવ્યા હતા પાઠશાળા

પુર બહાર ચાલી રહી છે, અને ચીરંજીવી રહેશે એવી હાલની પરિસ્થિતિ નિશ્ચય કરે છે:

જીર્ણોદ્ધારો—

ઇડર શહેરની આજુબાજુ પહાડોમાં અને ઝટાઝુડ ઝાડીઓમાં પ્રાચીન અને પુનીત કેટલાક તીર્થ સ્થળો વિદ્યમાન છે. કેટલાક જાણમાં અને કેટલાક અજ્ઞાતપણ છે. કેટલાક તીર્થોમાં કેવળ મંદિરોના માત્ર ખંડેરો નજરે પડે છે. જ્યારે કેટલાક તીર્થોમાં ભવ્ય મંદિરો અને પ્રાચીન દર્શનીય ભવ્ય મૂર્તિઓ યાત્રાળુવર્ગના દિલને ખેંચે છે. ઇડરથી ફકત સાત આઠ માઇલ દૂર પોસીનાજી તીર્થ ઘણું પ્રાચીન અને દર્શનીય છે. તે તીર્થનું મંદિર ઘણુંજ જીર્ણ અવસ્થામાં હોવા છતાં અજબ આકર્ષક છે. કેટલાક વર્ષ પહેલા દિગંબર અને શ્વેતાંબર વર્ગ સ્વ સ્વ દેવ માની પૂજા ભક્તિ કરતા. પરન્તુ દિગંબર લોકોની તીર્થો માટે કુટ નીતિઓ અને કદાગ્રહવશતા જોઈ ભાવિમાં તીર્થ વૈમનસ્ય ન ફેલાય એ શુભ હેતુથી શ્વેતાંબરોનો કબજો કાયમ થયો છે. સઘળી વ્યવસ્થા ઇડર જૈન શ્વેતાંબર સંઘ કરે છે. પૂ૦ ચરિત્ર-નાયક એક વર્ષ પહેલા આ પુનિત તીર્થની યાત્રા માટે પધારેલા ત્યારે તેઓશ્રીના હૃદયમાં તીર્થોદ્ધારની આવશ્યકતા પુરેપુરી જણાયલી, અને તેની વિચારણા પણ ચલાવેલી તે સફળ થવાનો સમય નજીક આવી લાગ્યો. એક દિવસના વ્યાખ્યાનમાં ભાવુક ઇડર જનતા સમક્ષ જીર્ણોદ્ધારની આવશ્યકતા તથા તેનાથી થતા આત્માને મહાન્ લાભોનું દિગ્દર્શન કરાવ્યું. જનતાના હૃદયમાં આ વાત ઉતરતા તુરતજ એક ટીપ શરૂ કરવામાં આવી જેમાં લગભગ ઇડર જૈન સંઘ તરફથી પાંચ હજાર અને અન્ય સ્થળોથી દસેક હજાર જેટલી રકમ એકત્રીત થઇ છે. હાલ જીર્ણોદ્ધારનું કામ સ્થપાયેલ કમીટીદ્વારા રીતસર ચાલે છે. આશા છે કે એ આરંભેલુ કાર્ય ટુંક સમયમાં નિર્વિઘ્ને સંપૂર્ણ થશે:

ઇડર તીર્થ ઘણુંજ પ્રાચીન છે. અવરનવર સેંકડો યાત્રાળુઓ

જેનો જિર્ણોદ્ધાર પૂ. આચાર્યદેવના ઉપદેશથી શરૂ થયો છે તે પડગથી આઠ માઈલ દૂર



સામળીયાજીના પાર્શ્વનાથજીનું ભવ્ય જિનાલય.

યાત્રાર્થે આવે છે તેમજ જૈનેતર વિદ્વાનો પણ આ તીર્થની વિઝીટ લઈ ઘણા પ્રસન્ન થાય છે આ તીર્થનો છેલ્લો ઉદ્ધાર પૂ૦ વિજય-કમળસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી લગભગ બે લાખ જેટલા દ્રવ્યનો વ્યય કરી થોડાજ વર્ષ પહેલા પુર્ણ થયો છે

ઈડર પ્રજાના એકના એક વિશ્વાસુ ધર્મ શ્રદ્ધાળુ સેવાપરાયણ હેમચંદભાઈથી કોણ અજ્ઞાત છે! જેઓની ઉદારવૃત્તિ મહાન્ કાર્યો કરવાની હિંમત અને ધીરજતા તેમજ કુનેહથી ગુંચવાયલા કોકડાને ઉકેલવાની દક્ષતા ચોમેર પ્રસિદ્ધ છે સ્વ૦ વિજયકમળસૂરીશ્વરજી મહારાજનો જેમના ઉપર અતુલ પ્રભાવ પડયો હતો અને તે પ્રભાવ તેઓના હાથે થઈ રહેલ જીર્ણોદ્ધાર વિગેરે ધર્મ કાર્યથી પુરવાર થાય છે ખરેજ ઈડર તીર્થના જીર્ણોદ્ધારનુ કાર્ય શ્રીયુત હેમચંદભાઈએ કટીબદ્ધ થઈ પૂર્ણ કર્યું છે અખિલ ઈડરની જનતા એકેઅવાજે તેઓના ગુણગાન કરી રહી છે વળી જેમની વય પુગતી થવા આવી છે છતા પણ ચરિત્રનાયકના ઉપદેશથી એમણે શ્રાવકની બે પડિમાઓ અમાપ ઉત્સાહથી અને અજોડ સહિષ્ણુતાથી વહન કરી છે તેમજ ચરિત્ર-નાયકના વરદ હસ્તે બારવ્રત ઉચ્ચરી તથા ઉપધાન તપની આરાધના કરી આત્મ ઉન્નતિ સાધવા ભાગ્યશાલી થયા છે

ચરિત્રનાયક વિશાળ પરિવારસહ ગઢ ઉપર પધાર્યા અને ભવ્ય જિનાલયમા પ્રભુના દર્શન સ્તવના કરી, નિરીક્ષણ કરતા આખુ એ મંદિર દેવવિમાન સદૃશ ભાસ્યુ ત્યાંની નિ:સીમ શાન્તિ અને વિશુદ્ધ વાતાવરણ શુભાભર ચરિત્રનાયકના ચિત્તને હરવા લાગ્યુ, પરન્તુ શીખર પર દૃષ્ટિ કરતા એક બાજુનો ભાગ કાંઈક ઢળતો દેખાયો આ વાતની જાણ હેમચંદભાઈને કરી, તપાસ કરતા જણાયુ કે શીખરનુ કામ મજબુત જાણી ઉકેલ્યુ ન હતુ શીલ્પ શાસ્ત્રીઓએ પ્રથમ તકે શીખરના જીર્ણોદ્ધારની અનિવાર્ય આવશ્યકતા જણાવી પૂ૦ આચાર્ય દેવેશના ઉપદેશથી દશેક હજારની રકમ ટીપ કરવામા આવી એનુ કામ પણ હેમચંદભાઈની દેખરેખ નીચે ધમધોકાર ચાલી રહ્યુ છે.

તેમજ ગામના શીતળનાથના મંદિરના સમાર કામ માટે ચરિત્ર નાયકના ઉપદેશથી ઠીક ઠીક રકમ ભેગી કરવામાં આવી હતી. તેનું પણ કાર્ય હાલ ચાલી રહ્યું છે. શ્રીયુત્ હેમચંદભાઈ ખડેપગે જીર્ણોદ્ધારના સુકાર્યમાં સમય વીતાવી રહ્યા છે ! ખરેજ સમાજ જરૂર તેઓની રૂણી છેઃ

## મંડળની સ્થાપના—

અનેકાનેક ધર્મના મહાન્ કાર્યો અત્રે થયા છે, તેમજ બહાર ગામોના યાત્રાળુઓ પણ મોટી સંખ્યામાં આવી ધર્મ પ્રસંગો ઉજવે છે, આવા સંયોગોમાં સેવા ઉત્સુક મંડળ અત્રે હોય તો ઘણી મદદ મળવા સાથ ધર્મ કાર્યોમાં સુગમતા રહે, એ હતુથી પન્યાસજી મહારાજ શ્રીમદ્ જયંતવિજયજી મહારાજની પ્રેરણાથી અત્રે એક ઉત્સાહી યુવકોનું મંડળ સ્થાપવામાં આવ્યું; જેનું નામ " વિજયલબ્ધિસૂરિજી જૈન સેવા સમાજ મંડળ " રાખવામાં આવ્યું. આ મંડળે ચતુર્માસમાં થએલા ધાર્મિક પ્રસંગોમાં બનતી કોશિશ કરી ખડેપગે સેવા બજાવી પોતાનું કર્તવ્ય અદા કર્યું છે.

## તપ આરાધન—

પૂ૦ આચાર્યદેવેશના હૃદયદ્રાવી ઉપદેશથી લગભગ સોની સંખ્યામાં સ્ત્રી પુરૂષોએ ઉલ્લાસપૂર્વક અક્ષયનિધિતપ તથા ચૌદપૂર્વના તપની સવિધિ આરાધના કરી તપની સઘળી ક્રિયા મુનિશ્રી મહિમાવિજયજી કરાવતા હતા. તથા ઘણાઓને પ્રેરણા કરી આ તપમાં જોડ્યા હતા.

તેઓશ્રીના દિવ્ય ઉપદેશથી અન્ય જનતાએ પણ વ્રત–પચ્ચ-ખ્ખાણ આદિ અધિકાધિક કરી જીવનકૃતાર્થ બનાવ્યું. તપની પૂર્ણાહુતિમાં ભવ્ય અને આકર્ષક વરઘોડો ચઢયો હતો. જે વરઘોડાએ જૈનેતરવર્ગને ખૂબ આકર્ષ્યો. જિનાલયમાં પૂજાઓ, વિવિધ અંગ-રચનાઓ તેમજ પ્રભાવના આદિ દ્વારા શાસન પ્રભાવના સારી ફેલાવવામાં આવી.

## પર્વ આરાધન—

પર્યુષણપર્વ નજીક આવતા ગયા, જનતામા અમાપહર્ષ ઉભરાયો વિવિધ પ્રકારની ધર્મભાવનાઓથી જનતા રગાવવા લાગી અને અતિ નિર્વિઘ્નતાથી પુનીતપર્વની આરાધના થઈ. જેમા ચરિત્રનાયકની વાણીના પ્રતાપે વિવિધ તપશ્ચર્યાઓ દેવદ્રવ્યાદિની આવક વિગેરે ધર્મ ઉન્નતિ ઠીક પ્રમાણમા થવા પામી, જનતા મગળમય ધર્મવાસરોને હમેશ ઝ ખતી

## ઉપાશ્રયની આવશ્યકતા—

જો કે ઇડરમાં ઉપાશ્રયતો હતો પરન્તુ ઘણો જુનો અને સકીર્ણ હોવાથી ધર્મક્રિયાઓ આરાધવામા સામાન્ય મુશ્કેલીઓ પડતી. ભીતો પડુપડુ થઈ રહી હતી ચતુર્માસમા વાદળોના ગર્જારવ અને પુરજોરથી ફુકાતો પવન ઉપાશ્રયને જમીનદોસ્ત કરી મુકશે એવી સૌ કોઇને ભીતિ રહેતી હતી આવા પ્રકારના સજોગો જોતા નવા ઉપાશ્રયની આવશ્યકતા સૌ કોઇને જણાઇ

પર્યુષણપર્વમા પ્રસગે પ્રસગે ચરિત્રનાયકના સચોટ ઉપદેશથી નવીન ઉપાશ્રય કરાવવા માટે લગભગ બાર હજાર જેટલી મોટી રકમ ટીપમાં ભરાઈ ઈડરની જનતા માટે આવી એકદમ મોટી ટીપ ભરાયાનો ઘો વર્ષમા આ પહેલો પ્રસગ હતો આ બધો પ્રભાવ અને અતિશય ચરિત્રનાયકની પુણ્ય પ્રકૃતિનોજ મનાય

## ઉપધાન તપ—

જુદાજુદા વિષયો ઉપર ચરિત્રનાયકનો ઉપદેશ પ્રતિદિન ચાલતો અને એક પ્રસગે ઉપધાનતપની મહત્તા સમજાવવામાં આવી જનતાના હૃદયના તે તપ આરાધવાની ઉત્સુકતા પણ જાગ્રત થઈ ઉપધાનતપ અત્રે આરાધાવુ જોઈએ, એમ સૌ કોઇ ભાવના રાખતા અકસ્માત્ બનો કે કોઈ દૈવી પ્રેરણાથી હિમતનગરનિવાસી વખતચદ રેવાકના વિધવા બાઇ રેવા આવી પહોચ્યા. અને ચરિત્રનાયકની પાસે વદન

કરી સવિનય ઉપધાનતપ કરાવવાની પોતાની ભાવના પ્રગટ કરી. આ સમયે ઇડરની જનતા તાજુબ બની. શા. ચુનીલાલ રાજકરણભાઇ આદિ ધર્મી જનોએ તે બાઇને જાતમહેનત આપી તે તપ કરાવવામાં મદદ કરવાનું સ્વીકાર્યું. અસાધારણ ઉત્સાહથી પૂ૦ આચાર્ય દેવના વરદહસ્તે અનેક સ્ત્રી-પુરૂષોએ તે અનુપમ તપની આરાધના નિર્વિઘ્ને સંપૂર્ણ કરી, તપસ્વીઓની ભક્તિમાં ઇડરની જનતા ખંતથી ઉભી રહેતી:

## ચાતુર્માસ પરિવર્તન—

આચાર્ય દેવેશના ચતુર્માસ પરિવર્તન માટે જોકે અનેક ગૃહસ્થ તરફથી વિનતિઓ આવી હતી. પોતાના ગૃહાંગણમાં મહાપુરૂષના પુનિત પગલા કરાવવાની હોંશ કોને ન હોય ? છેવટે શા. મંગુભાઇ નેમચંદ ગાંધીને ત્યાં વિશેષ લાભ જણાતા ગુરૂદેવે ચતુર્માસ પરિવર્તન સ્વીકાર્યું, અતિ આડંબરથી તેઓના ગૃહાંગણમાં આચાર્ય દેવેશ આદિ ચતુર્વિધ સંઘ પધારતા શા. મંગુભાઈએ સ્મરણીય સત્કાર કર્યો. વિવિધ શોભાથી અલંકૃત ભવ્ય મંડપમાં સુમધુર તત્ત્વબોધ મંગલાચરણ કર્યું. ત્યાંથી દશ વાગે સકળ સંઘ વાજતે ગાજતે આચાર્યશ્રીની પ્રધાનતા નીચે ઇડર ગઢ ઉપર શત્રુંજય પટને જુહારવા માટે પધાર્યા. જ્યાં ભવ્ય જિનાલયમાં નવ્વાણું પ્રકારી પૂજા ભણાવવામાં આવી તથા સુંદર અંગરચના વિગેરે શાસન પ્રભાવના સારી થઇ. તેજ દિવસે સકળ સંઘનું તથા ઉપધાન વાહક ભાઇબેનોનું સ્વામી વાત્સલ્ય ઉદાર ચિત્તથી શા. મંગુભાઇ નેમચંદ તરફથી કરવામાં આવ્યું. બહાર ગામથી આવેલ જાત્રાળુઓની પણ મોટી સંખ્યાએ લાભ લીધો હતો. બીજના અને ત્રીજના અનુક્રમે શા. ડાહ્યાલાલ કુબેરદાસ પરીખ તથા શેઠ ડાહ્યાલાલ મોહનલાલને ત્યાં તેમની આગ્રહ ભરી વિનતિ થવાથી તેમને ત્યાં ચાતુર્માસ બદલ્યું હતું. દરેક સ્થળે બોધક પ્રવચન થતા પ્રભાવનાઓ પૂજાઓ આદિ ધર્મકૃત્યો સારા થયા. અત્રેના ન્યાયા-

ધીશ વિગેરે રાજ અમલદારોએ પણ ડાહ્યા શેઠને ત્યાં ચરિત્ર નાયકની વાણી શ્રવણનો સહર્ષ લાભ લીધો હતો

## ધર્મકૃત્યો—

ચરિત્ર નાયકની પુણ્ય પ્રકૃતિ એવી અજબ ભરેલી છે કે જેઓની છાયામાં અવનવા ધર્મકાર્યો થયા કરે છે જેઓશ્રીની વાણીમાં એવો ઉચ્ચ પ્રભાવ છે કે સાભળનાર કાંઇને કાંઈ જરૂર પામી જાય છે વજ્ર જેવા કઠોર હૃદયો પણ પીગળતા અસાધારણ ધર્મકૃત્યોમાં યોજાય છે જેઓની ઉચ્ચ ત્યાગવૃત્તિ, સરળ અને પ્રશાન્ત પ્રકૃતિ, અજોડ નિ-સ્પૃહતા અને અસાધારણ વ્યાખ્યાન પ્રભાવ આદિ ગુણો ભલભલાને મુગ્ધ બનાવે છે પ્રૌઢ પ્રતાપી ચરિત્ર નાયકના પુનિત દર્શનાર્થે શેઠ નગીનભાઈ કરમચદ સંઘવી ચાલીશ પચાશ આદમીના કાફલા સાથે આવ્યા તેઓના તરફથી ઉપધાન વાહકોનુ સાધર્મિક વાત્સલ્ય, દેવદ્રવ્યની વૃદ્ધિ આદિ સુકાર્યો થયા ઉદાર વ્યક્તિઓ જ્યા જાય ત્યા પોતાની ઉદાર વૃત્તિ દાખવે છે તેમજ અમદાવાદથી ધી યગમેન્સ જૈન સોસાયટીના કાર્યવાહકો શેઠ બકુભાઈ મણીભાઇ, ચીમનલાલ કેશવલાલ કડીયા આદિ ચાલીશ પચાસ જણે આવી અને સ્નાત્ર મહોત્સવ કરી ધર્મશોભા ઠીક વધારી સુરતથી મુનિશ્રી લલીતાગવિજયજીના સંસારી માતુશ્રી સુરજ બેન તથા તેમના ભાઇ રામચંદ નગીનચદ વિગેરે વંદનાર્થે આવ્યા હતા તેમના તરફથી ડુગર ઉપર પૂજા પ્રભાવના ગખી સૌનુ સાધર્મિક વાત્સલ્ય હાથી કરવામાં આવ્યુ આવી રીતે બહાર ગામથી આવેલ ગૃહસ્થોએ ધર્મપ્રભાવના ફેલાવી

## માલારોપણ મહોત્સવ—

ઉપધાનતપની પૂર્ણાહુતી થતાં માલારોપણ મહોત્સવ આઠ બરથી પ્રારંભાયો તે નિમિત્તે શ્રી ગોડીજીપાર્શ્વનાથ ભગવાનના મદિરમા હાથી પૂજાઓ ભણાવાતી મા ગેપણ નિમિત્તે એક ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો બહાર મેદાનમાં ખાસ ભવ્ય મડપનાં માગશર વદ પાંચમના

દિને પૂ૦ આચાર્ય દેવેશના વરદહસ્તે ઉપધાન તપોવાહોકોના કંઠોમાં શિવરમણીની માળ સમી વિવિધવર્ણી માળાઓ પહેરાવવામાં આવી. આ સમયે આચાર્ય દેવેશના શિષ્યરત્ન મુનિરાજ શ્રીમદ્દ જયન્તવિજયજી મહારાજને ચરિત્રનાયકના વરદહસ્તે ગણીપદ પ્રદાન કરવામાં આવ્યું, તે દિવસે નોકારશી જમણ કરવામાં આવ્યું. બહાર ગામથી પણ આ પ્રસંગે ઘણા માણસોએ આવી લાભ લીધો હતો. દેવ દ્રવ્યની અને જ્ઞાન દ્રવ્યની વૃદ્ધિ પણ સમયાનુસાર સારી થવા પામી. આ સમયે પણ અત્રેની સેવાસમાજે સારી પેઠે સેવા બજાવી અપૂર્વ લાભ ઉઠાવ્યો હતો:

**ઐક્યભાવ—**

એક દિવસના જાહેર ભાષણમાં ચરિત્રનાયકે ઐક્યભાવ ઉપર ઘણુંજ આકર્ષક વિવેચન કર્યું. જેની ઉંડી અસર વજ્રભેદી હૃદયપર થતાં સૌ કોઈ ઐક્યભાવ રાખવા પ્રતિ પ્રેરાયા. કેટલાકોના હૃદયોમાં ચીરકાલીન ઈર્ષા અને કુસંપની ચીણગારીઓ નાની પણ જ્વલન્ત હતી તે બુઝાઇ. વિશેષ મહત્વની વાત તો એ બની કે વર્ષોથી કેટલાક હુમ્મડ બંધુઓ શ્વેતાંબર મૂર્તિપૂજક માન્યતા ધરાવતા હતા છતાંય પોતાના જાતીય બંધુ દિગંબરોની સાથે લેવડ-દેવડ અન્યોઅન્ય વ્યવસ્થિત રીતે ચાલતી. અમુક વર્ષોથી એ કોમમાં વિષમ વૈમનસ્યનો કટુક પ્રચાર દેખાતો. ખરે ! ચરિત્રનાયકના આજના વજ્રભેદી ઉપદેશે તેઓને કોઈ અનેરી અસર કરી. જેના પ્રતાપે તે બન્ને પક્ષોએ ભેગા થઈ બીજેજ દિવસે સંપ કરી ઐક્ય ભાવ પરસ્પર વધાર્યો. અખિલ ઇડરની જનતામાં ચરિત્રનાયકના સચોટ ઉપદેશની ઉંડી અસર અને ભૂરિ ભૂરિ પ્રશંસા થઇ. અલ્પ સંખ્યાવાળા શ્વેતાંબરોની મુંઝવણ મટી ગઈ:

**અદ્‌ભુત પ્રતિષ્ઠા મહોત્સવ—**

પુણ્ય પુરૂષની પ્રકૃતિ અને છાયા ઉભયનો મેળ જનતાના હૃદય પટ ઉપર પારમાર્થીક પ્રભા પાથરે છે. પ્રભાવક પુણ્ય પુરૂષના સુકૃત

ઇડરમાં ગઢ ઉપર ઉજવાયેલ પ્રતીષ્ઠા તથા પદાર્પણનું દ્રશ્ય



જેમાં પૂ૦ મહારાજ શ્રી પદાર્પણની ક્રીયા કરાવે છે.

પુષ્પની સૌરભ સજ્જનોના હૃદયોને મુગ્ધ બનાવવા સાથે ઉદાર વૃત્તિ અને પરોપકાર પરાયણતા શીખવે છે. આપણા ચરિત્ર નાયકની પ્રકૃષ્ટ પુણ્યાર્થે બલવંત અતિશયો અને આકર્ષક ભવ્ય આકૃતિ માટે જણાવવા જેવુ રહેતુ નથી

આ ઈડર શહેરના ચતુર્માસમા અનેકાનેક સ્તુત્ય અને અનુમોદનીય કાર્યો થતાંજ ગયા આશ્ચર્યરૂપે ચરિત્રનાયકના લગભગ સઘળાયે સાધુઓએ યોગમાં પ્રવેશ કીધો, આ સમયનો લાભ લેવા સાધ્વીશ્રી મંગળશ્રીજીએ પોતાની શિષ્યા કંચનશ્રીજીની શિષ્યા જયાશ્રી તથા વિજયાશ્રીને યોગ કરાવવા સૂરિશેખરને વિનવ્યા તેઓએ સ્વીકાર કરી યોગ કરાવ્યો. સંઘના હર્ષાતિરેકથી ઉપસ્થિત થએલ સઘળાય મહાન્ કાર્યો નિર્વિઘ્ને શાન્તિપૂર્વક પસાર થવા પામ્યા ચતુર્માસ બાદ ગઢ ઉપર અનેક પ્રાચીન અને ભવ્ય મૂર્તિઓની પ્રતિષ્ઠા તેમજ સ્વર્ગસ્થ પૂ વિજયાનંદસૂરિજી મહારાજ સ્વ પૂ વિજય કમળસૂરિશ્વરજી મહારાજની પુણ્યાકૃતિમય પ્રતિકૃતિઓની પ્રતિષ્ઠા મહોત્સવનો અવસર નજીક આવવા લાગ્યો અપ્રતિમ પ્રભાવ સંપન્ન સ્વર્ગસ્થોના પ્રતિ અત્રેની જનતા અંતઃકરણથી ભક્તિ વાત્સલ્યવાળી હતી એટલુ જ નહિ પણ અનેકધા ઉપકાર ઋણથી દબાયેલી હતી એટલે પુણ્યપ્રતીકોના સ્મારકો તાજા થતા હોઇ ઇડરી જનતા આનંદ બની ગરકાવમા હર્ષાવેગમાં આવતી ગઈ મહેભ્યો ચંચળ લક્ષ્મીને ઉદારતાથી વ્યય કરી આગામી ધર્મ મહોત્સવ અપૂર્વ ઉજવવાના યોગતા સેવવા લાગ્યા મંડળીના સભ્યો જાતમહેનતથી મહોત્સવને દીપાવવા ઉજમાલ થતા ગયા.

આખાએ ચતુર્માસના સુકાર્યોના શિખરપર ધ્વજા રોહણ સદૃશ આ ભાવી પ્રસંગ ઉજવવો જોઇએ એમ સૌ કોઈ ઇચ્છતા,

<u>પ્રતિષ્ઠા તથા પદ પ્રદાન—</u>

જેઓના જીવનમાં ધર્મ પ્રભાવના ફેલાવવાની જબ્બર ધગશ ઝગઝગી રહે છે, જેઓ પ્રતાપ સંપન્ન હોઈ અનેક જીવોને શિવ

માર્ગની સીધી સડક ઉપર સંયોજી રહ્યા છે, ટુંકામાં જેઓના જીવનની પ્રત્યેક પ્રવૃત્તિઓ નિર્વદ્ય અને હિતકારક અનુભવાય છે. તેવા ગુણગરિષ્ઠ ચરિત્રાગ્રણી આચાર્ય મહારાજશ્રીના પુનિત પ્રતાપે ઈડર શહેરમાં અનેરી ધર્મ પ્રભાવનાઓ ફેલાઇ તેમજ ગઢ ઉપર ગગનાવગાહી વિશાળ અને ભવ્ય પ્રાચીન અને આદર્શ શ્રી શાંતિનાથ ભગવાનના મંદિરમાં આજુ બાજુની દહેરીઓના તખ્ત ઉપર નવ જીનેશ્વર દેવોની મૂર્તિઓ તેમજ જગત્ ઉપકારી પુણ્ય પ્રતિમૂર્તિ ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજ્યાનંદસૂરિશ્વરજી મહારાજની અને નૈષ્ટિક આ બાલબ્રહ્મચારી સદ્ધર્મ રક્ષક ચરિત્ર નાયકના પરમ ગુરૂદેવ શ્રીમદ્ વિજય કમળસૂરીશ્વરજી મહારાજની ભવ્ય મૂર્તિઓની, તૈયાર કરેલા ભવ્ય ગોખલાઓમાં પ્રતિષ્ઠા કરવાની હોઇ, તે નિમિત્તે અસાધારણ મહોત્સવ ઇડરની જનતાએ ઉત્સુક્તાથી પ્રારંભ્યો.

એક સમય જેઓનો ઈડરી જનતાપર અનહદ ઉપકાર થએલો અનેકધા ધર્મરત્નની પ્રાપ્તિ જેઓશ્રી દ્વારા મેળવેલી એવા અજોડ ગુણગરિષ્ઠ વિજય કમળસૂરિશ્વરજી મહારાજની ચિરંસ્મૃતિ બનતી હોઈ કેમ જનતાને પ્રબલ ઉત્સાહ ન હોય ?

પૂ. ચરિત્ર નાયકના આ ચતુર્માસનો પ્રસંગ ઇડરમાં બન્યો હોય તો તે પારેખ અમૃતલાલ છગનલાલની આ મૂર્તિ બનાવવા અને પ્રતિષ્ઠા કરાવવાની અમાપ ઉદારતાજ મુખ્ય નિમિત્ત છે. જેઓએ સ્વ. વિજય કમળસૂરીશ્વરજી મહારાજની ચમત્કારિણી અને દિવ્ય પ્રતિમા કુશળ કારીગરો દ્વારા ભરાવી આચાર્ય દેવને પ્રતિષ્ઠા કરાવવા આગ્રહ ભરી વિનતિ કરી, અને ઇડર જૈન સંઘ પણ ઘણા વર્ષોથી, ચતુર્માસની આશા સેવી રહ્યો હતો. તે આશા પૂર્ણ થઇ.

સંવત ૧૯૯૫ ના મહાશુદ ૭ નો દિવસ પ્રતિષ્ઠા માટે મુક્કરર થયો. પ્રતિષ્ઠા પહેલા આઠ દિવસ ગઢ પરના મંદિરમાં અષ્ટાન્હિકા

ઇડરગઢના ભવ્ય મન્દિરમા પધરાવેલી



પૂ. કમલસૂરીશ્વરજી મહારાજની
શરીર પ્રમાણ ભવ્ય મૂર્તિ

શ્રી બહાદુરસિંહજી પ્રી. પ્રેસ–પાલીતાણા

મહોત્સવનો આરંભ ઘણા ઠાઠથી કરવામાં આવ્યો મંદિર બહાર વિશાળ મેદાનમાં વિવિધ ધ્વજા તોરણો બોર્ડો પંચરંગી પડદાઓથી શોભતો એક ભવ્ય મંડપ રચવામાં આવ્યો પારેખ અમૃતલાલ છગનલાલ તથા વડાવલીવાળા સ્વ૦ શા મણીલાલ દલછારામના ધર્મપત્ની બાઈ તારા બેનના નામેથી કંકોતરીઓ મોકલવામાં આવી જેથી શહેરો તથા ગામોની જનતા આ સુપ્રસંગે ઉભરાવવા લાગી જે જે સ્થળોમાં સ્વ વિજય કમળસૂરીશ્વરજી મહારાજના ચતુર્માસ થએલા અને તેઓશ્રીના ધર્મોપકારથી ઋણી બનેલી જનતા ઘણા ઉત્સાહથી આવી પહોંચી ખંભાત, પુના, છાણી, અમદાવાદ, પાટણ, ડભોઇ, ખેડબ્રહ્મા, વડાવલી, સાણંદ, ગોધરા, ભાંપોર, આદિ અનેક સ્થળોથી આવેલો માનવ સમુહ એક મહાન્ મેળાનું દ્રશ્ય ઉભુ કરતો હતો

મહાસુદ છઠના દિવસે એક ભવ્ય જળયાત્રાનો વરઘોડો ચઢયો હતો. જેમાં દેવદ્રવ્યની આવક ઠીક થવા પામી મહાસુદ સાતમના દિને મંગલમય પ્રભાતે સુમધુર બેન્ડના સરોદો વચ્ચે ચરિત્ર નાયકના વરદ હસ્તે જિનમૂર્તિઓની, ગુરૂમૂર્તિઓની તથા યક્ષ યક્ષિણીની પ્રતિષ્ઠાઓ થઇ જેમાં ભાંપોર નીવાસી શા સુરજમલજી મંગળચંદજી ભીખાભાઇ તારાચંદ વાડીલાલ મંછારામ બાઇ માંકુ બાઈ જમનાબાઈ તથા બાઈ બેની ડોસી તથા પુના નિવાસી ગંગારામજી તરફથી રાણુસા તથા અદીસોનો નકરો આપી ઉપરોક્ત ગૃહસ્થોએ મૂર્તિઓ પધરાવી હતી તથા યક્ષ યક્ષીણી માસ્તર હેમચંદભાઇ છગનલાલ ધંધુકાવાળા તથા તેમના નાનાભાઈ સાકરચંદ છગનલાલે પધરાવી હતી પૂ. વિજય કમળ સૂરીશ્વરજી મહારાજનો ગોખલો અમદાવાદના શાસનપ્રેમી શેઠ બકુભાઇ મણીલાલ તરફથી રૂ૫૧ ના ખર્ચે કરાવવામાં આવ્યો હતો તે ગોખલામાં મૂર્તિ પારેખ અમૃતલાલ છગનલાલે પધરાવી હતી તથા પૂ. વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની મૂર્તિ ઇડરનિવાસી શ્રાવિકા નાથીબેને પધરાવી.

## પદપ્રદાન—

પ્રતિષ્ઠાનું કાર્ય નિર્વિઘ્ને પસાર થતાં લગભગ દશવાગ્યાના સુમારે બહાર તૈયાર કરેલા ભવ્યમંડપમાં માનવ મેદનીનો ઠઠ જામ્યો. આ પ્રસંગે ચરિત્ર નાયકના વિશદ અને વરદહસ્તે પોતાના શિષ્ય પન્યાસજી શ્રી ભુવનવિજયજીને ઉપાધ્યાયપદ, ગણીપ્રવર શ્રી જયન્તવિજયજીને પન્યાસપદ અને મુનિશ્રી પ્રવીણવિજયજીને ગણીપદ વિધિ પુરસ્સર પ્રદાન કરવામાં આવ્યું. આ સમયે જનતાના જયજયારવોથી આકાશ ગુંજી ઉઠ્યું. પદપ્રદાનબાદ ચરિત્રનાયકે પદગ્રાહકોને તે પદની મહત્તા ઘણી સુંદર શૈલીએ સમજાવી હતી. વિનીત શિષ્યોએ પણ શિષ્ટભાષામાં શિક્ષા અનુકુળ વર્તવા અભિલાષા જણાવી તથા ગુરૂકૃપા દિન દિન વધતી રહે એવી અભ્યર્થના કરી.

આ પ્રસંગે મંદિરોના કાર્યકરોને ઉચિત ઇનામો શ્રીસંઘ તરફથી આપવામાં આવ્યા. અંતે છાણીવાલા શા. ચીમનલાલ પ્રેમચંદ, શીવલાલ હીરાચંદ, શા. ચુનીલાલ ગરબડદાસ તથા ડભોઈવાળા તરફથી શ્રીફળની પ્રભાવના લઈ સૌ કોઈ વીખરાયા હતા.

તેમજ આ પ્રસંગે સાધ્વી શ્રી મંજુલાશ્રીની શિષ્યા સાધ્વીશ્રી મહેન્દ્રશ્રીને વડીદીક્ષા અર્પણ કરવામાં આવી હતી, તેમના સંસારી પિતા સીપોરનિવાસી પટવા દલીચંદ લવજીભાઈ તરફથી જૈનોના ઘર દીઠ શેર શેર સાકરના પડા વહેંચવામાં આવ્યા હતા.

આજ દિવસે બપોરના ગંજાવર મેદની વચ્ચે છાણીથી આવેલ વિધિવાલાઓ દ્વારા ઘણીજ સ્પષ્ટતાથી શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું. આ પ્રસંગે અઠ્ઠાઈ મહોત્સવ, શાંતિસ્નાત્ર તેમજ સાતમ અને આઠમના સાધર્મિક વાત્સલ્યો વડાલીવાલા સ્વ૦ શા. મણીભાઈ દલછારામના ધર્મપત્નિ શ્રીમતિ તારા બ્હેનના તરફથી કરવામાં આવ્યા. પાંચમ તથા છઠના દિને શા. અમૃતલાલ પારેખના તરફથી સાધર્મિક-

વાત્સલ્યો થયા હતા તેમજ ચોથના દિને સીપોરનિવાસી શા મણીભાઈ મગનલાલ તરફથી સાધર્મિક વાત્સલ્ય થયુ હતુ

આ અખિલ મહોત્સવમા બહાર ગામથી આવેલ સાધર્મી ભાઈઓની સેવામા અત્રેના "વિજય લબ્ધિસૂરીશ્વરજી સેવામંડળ"ના સભ્યોએ તનતોડ મહેનત કરી હતી તેમજ ગઢ ઉપર થએલ મહોત્સવની સઘળી વ્યવસ્થા દેખરેખ રાખવામા પારેખ મણીલાલ ચુનીલાલે તથા ટીંટોઇવાલા ખીમચદ દલાઇએ તથા મંગુભાઇ નેમચદ ગાધી વિગેરે ગૃહસ્થોએ સારો ફાળો આપ્યો હતો

ટુંક સમયમા દહેરીઓ ગોખલા વિગેરે તૈયાર કરાવી આપવામાં શા હેમચદભાઈ છગનલાલની મહેનત અપૂર્વ હતી

બસ ચરિત્રનાયકના યથાર્થ અને સ્વાનુભૂત તેમજ અન્યશ્રુત સદ્‌ગુણોનુ યતકિંચિત્ વર્ણન અત્રે પૂર્ણ થાય છે વાચક મહાશય અદ્યાવધિ ગુણ બગીચાના સુવાસિત વિકસ્વર પુષ્પોની સૌરભ તૃપ્તિ પર્યંત લઈ ચૂકયો હશે પરન્તુ એ સૌરભ ને કેવલ નિર્મળ ન બનાવતા ચિરસ્થાયી બનાવજો, પ્રસગે પ્રસગે તેની શસ્ત સ્મૃતિઓ હૃદયપટ ઉપર આલેખી જીવન માર્ગમા જાગૃતિ પ્રાપ્ત કરજો, સન્માર્ગની કુચ કરવામાં તેને મદદગાર બનાવજો જેથી જીવન પથ નિષ્કટક બનરો

જોકે હુ મારા પરિશ્રમને સફળજ માનુ છું, કારણ કે મારા કલ્યાણ કામનાથી અને સદ્‌ગુણાનુરાગથી સંસ્તવના કરાય કે આલેખાય તે શુભફળપ્રદ નીવડે છે હાં, જરૂર હર્ષાતિરેકતાની સાથે વિશેષ સફળતા માનવા સારેજ કારણ બને છે કે જ્યારે પ્રિય પાઠકગણ પુસ્તકાવલોકનથી પોતામાં તે ઉત્તમ ગુણોનો વસવાટ કરાવે સજ્જનોનુ કર્તવ્ય પણ આજ હોઈ શકે બાકી જેઓનુ કાકવૃત્તિથી દુર્ગુણો પ્રતિ લક્ષ્ય દોરાયુ હોય, જેમના જીવનનુ દુર્ગુણો ગ્રહણ કરવાનુ જ ધ્યેય સર્જાયુ હોય તેવા દુર્જનોને સદ્‌ગુણો પણ દોષરૂપ બને એ અસ્વભાવિક નજ ગનાય

તેવા દુર્ગુણગ્રાહી દુર્જનો પણ પોતાની ઉલ્ટીમતિને સુલ્ટાવી આ ગ્રન્થમાંથી સારને સ્વીકારે એમ ઇચ્છીએ છીએ. બાકી દષ્ટિદોષથી સદ્ગુણોને પણ દુર્ગુણોની ભ્રાન્તિથી દેખતા હોય તેવા મનુષ્યો કેવળ દયા પાત્ર મનાય.

વળી ગમે તેમ હોય પણ સજ્જનોને અને દુર્જનોને ઉભયને હમારી ભલામણ છે કે આ ગ્રન્થાવલોકનથી સદ્ગુણ સંચય કરી આત્માને નિર્મળ બનાવશો મતિ મંદતાથી, સ્મૃતિ વૈપરીત્યતાથી કે ગ્રન્થને જલદી પુર્ણ કરવાની આવેગી કામનાથી અગર અન્ય કોઇ કારણથી કોઈપણ સ્થળે સ્ખલના નજરે ચઢે તો તે વાંચકવૃન્દ ક્ષંતવ્ય રાખશે એવી આશાથી વીરમું છું.

આ ગ્રન્થનો બીજો ભાગ પણ વાંચકવર્ગના કર કમલમાં મૂકવા લેખકની કામના છે.



# સિંહાવલોકન યાને ઉડતી નજર

પ્રિય વાંચક વર્ગ ! ચરિત્રનાયકની જીવન વાટિકાનાં સુગુણ કુસુમોની સૌરભથી મસ્ત બની અદ્યાવધિ વાસ્તવિક આનંદ લૂટયો, જરૂર કેટલાક સજ્જનોના હૃદય કરણ્ડકમા સુગુણ કુસુમોનો સંચય પણ થયો હશે ? દેવદ્રુમ સમા નિરવદ્ય જીવન વૃક્ષના સુગુણ કુસુમો અમ્લાન રહેવાના ! માનવ પ્રકૃતિમાં જ્યારે જ્યારે વિકૃતિ અકસ્માત્ થવા પામે ત્યારે આ અણમોલ કુસુમોની આમોદ તે તે વ્યક્તિઓ માટે આનંદમય થશેજ !

ઉપકારી અને સુગુણી મહાત્માઓના ગુણોને ઉપકૃત ભક્તગણ સુભાવનાની સુમધુર બંસીથી વિવિધિ તાલે અને લયથી શામાટે

ગાય છે? અન્યોને તે ગુણો પ્રતિ શામાટે પ્રેરે છે? વાસ્તવિક સુગુણોજ સુરૂચિર અને આકર્ષક હશે તો જનતા આપોઆપ દોરાશેજ. કસ્તૂરિકાની આમોદ શું શપથથી કબુલાવવી પડે છે? હરગીઝ નહિ! જનતા આપોઆપ કસ્તૂરિકાની આમોદને પ્રશંસે છે. અને ગ્રહે છે ઠીક છે છતાંય વાયુનો સંપર્ક નહોય તો કુસુમ અને કસ્તૂરિકા સ્વયમેવ સ્વ-આમોદને દૂર સ્થાયી જનવર્ગ સુધી પહોંચાડી શકતી નથી; તેમ મહાત્મા પુરૂષોના સુગુણો સુરૂચિર અને આકર્ષકતો છેજ પરંતુ તે સુગુણોને વિસ્તારવાનું કામ તેઓના ભકતગણનું છે જ.

નિરવદ્ય–જીવી અસાધારણ ઉપકારી ચરિત્રનાયકનું જીવનવૃત્ત અખિલ આલેખાઇ ગયું. છતાંય સિંહાવલોકનમાં વિશિષ્ટ શું આ-લેખવાનું હશે? વાંચકવર્ગ ધીરજ રાખ! સિંહાવલોકન એ અખિલ જીવન ચરિત્ર અવલોકયા બાદ, આકંઠ જમ્યા પછી તે ભુક્ત ભોજનને હજમ કરનાર, સપ્તધાતુમય સત્ત્વ વધારી નસોનસમાં પ્રસારનાર ચૂર્ણનું મહત્કાર્ય કરે છે.

જીવન વૃત્તાંતનો સારાંશ કહો કે સિંહાવલોકન કહો! તેની પુનઃ સ્મૃતિ કહો કે તારવણી કહો! એ અખિલ તત્ત્વ સિંહાવલોકનમાં સમાવેશ થાય છે. મૌક્તિકનો સુંદર હાર તૈયાર કર્યા પછી મધ્યમાં તરલ ( નાયક ) ગોઠવવામાં આવે છે, મણિમૌક્તિકમય સુશોભિત મુકુટના મધ્ય ભાગમાં અનર્ધ્ય રત્ન જડવામાં આવે છે, તેમ સંપૂર્ણ જીવન વૃત્તાંત આલેખ્યા બાદ સિંહાવલોકનની સુંદર પદ્ધતિ પ્રસિદ્ધ છે. અસ્મિતાના પ્રવાહમાં અવનિતલ પર અસંખ્ય માનવ પ્રકૃતિઓ હતી નહોતી થઇ ગઈ! કાલચક્કીમાં પીસાઈ ગઇ! પરવશ બની દુઃખમય જીવન વીતાવી જમીનદોસ્ત થઇ ગઇ. વાસ્તવિક તેજ માનવ પ્રકૃતિઓ હજારોને આશીર્વાદ સમાન થઈ રહી છે અને થઇ રહેશે કે જે માનવ પ્રકૃતિઓ ઉચ્ચ:અને આદર્શ જીવને જીવી, ઉન્માર્ગગામીઓને સન્માર્ગની સુરાહ બતલાવે છે. કફરા અને ગોઝારા સંયોગોથી વિખૂટા પાડી

સહજાનંદ અને શાશ્વત સુખના સુચિર સંયોગો પ્રતિ યોજે છે માનવ માત્ર ઉપકારીજ હોય એમ બનતું જ નથી માનવ માત્ર પુરુષાર્થી અને સત્ય પથમાજ વિચરે એમ પણ નથીજ, હા જરૂર હજારો માનવોમા અંગુલિ ગણ્ય માનવોજ આદર્શ જીવને જીવી, અનેકોને તે જીવને જીવતા શીખવે છે ડગલે ને પગલે કંકરો નિહાળાય છે, પણ નિધાનતો ક્વચિત્‌જ અને તેય પણ ભાગ્યવંતને નજરે ચઢે છે

જીવનદોર ગુંચવાડા ભર્યો છે એને અટપટી ભૂલ ભૂલામણી કહીએ તોપણ ચાલી શકે ! ખરેખર આ જીવનદોરથી મુક્ત બની નિવૃત્ત જીવને જીવવુ, સ્નેહીઓની, મોહજન્ય પદાર્થોની પ્રીતિ તોડવી, આનંદ ધામ ત્યાગ જીવન સ્વીકારવુ, એ શુ થોડી જહેમત છે ? અને આત્મિક પરિબલ સિવાય સામાજિક વિષય વાસના ત્યાગવી એ અશક્ય છે પૂર્વ જન્મના સંસ્કાર, પરંપરાગત સુકુલનો ધર્મ પડઘો, સુસાથીદારોની પ્રેરણા તેમાય સદ્‌ગુરૂની સંગતની રંગત અજબ મક્કમ બનાવે છે ચાહે બાલ હોય, ચાહે યુવક હોય કે ચાહે વૃદ્ધ હોય, દરેકને વૈરાગ્યના ઝરણાંથી દિલ ભીંજાતા સંસાર ભયંકર અને કારાગાર ભાસે છે તેને ત્યાગવા મુમુક્ષુ એક દિલો બને છે, વૈરાગ્યની વાસના પહેલાં જે સંયોગો, સ્નેહીઓના સંલાપે, વિલાસમય વાતાવરણો, દિલને ખેંચે છે, તે બધાય સાધનો સંલુબ્ધતા પેદા કરે છે, અને વૈરાગી પુરૂષ તત્ક્ષણ તે બધાયનો પરિત્યાગ કરે છે

## લઘુવયમાંય અજબ હીમત—

આપણે જે પુણ્ય પ્રતીક જૈનાચાર્ય વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજનું જીવન વૃત્તાંત આલેખી ગયા તે મહાત્માનાં બાલવયથીજ જ્ઞાન અને વૈરાગ્ય નેત્ર ખૂલી ગયાં હતાં. સુભાવનાઓની ખુશબો તેઓના હૃદયપટમાં વ્યાપી રહી હતી, ખરેખર ચરિત્રનાયકની બાલવય હોવા છતાંય સદ્‌ગુણોના સંચયથી, ઉદાર તીવ્ર મતિથી અને આદર્શ મનોરમ્ય આચરણોથી વૃદ્ધ વયને બાધતી હતી

" व्रतश्रुतिधृतिध्यानविवेकयमसंयमैः
ये वृद्धा स्तेऽत्र शस्यन्ते न पुनः पलिताङ्कुरः ॥ १ ॥

મસ્તક પર શ્વેત વાળનું માત્ર છત્ર ધરાય તેથી વૃદ્ધો નથી ગણાતા, પરંતુ જેઓ વ્રત, શાસ્ત્રજ્ઞાન, ધીરજતા, ધ્યાન, વિવેક, અને યમ, તેમજ સંયમ આદિ સુગુણોને ધારણ કરતા હોય, તેવા ઉત્તમ ગુણો જેઓમાં ઝુલતા અને ખીલતા હોય પછી ભલે તેઓ બાલ હોય છતાંય ગુણ વૃદ્ધ મનાય છે. આપણા ચરિત્રનાયકે બાલવયમાંજ સ્નેહીઓના સંસર્ગને ત્યાગી, સ્નેહીઓની સંસારમાં ફસાવવાની અનેકધા પ્રેરવી હોવા છતાંય આત્માને પાવરધા બનાવી અસાધારણ સત્ત્વ કૌશલ્ય અને હિંમત કેળવી સદ્ધર્મરક્ષક જૈનાચાર્ય શ્રીમદ્ વિજયકમલ-સૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે નાની વયમાં સંયમ સ્વીકાર્યું. એ શું વાંચકના હૃદયને દિઙ્મૂઢ નથી બનાવતું ? તાજુબની વાત તો એ છે કે ચરિત્રનાયકના ગૃહકૌટુંબિકો ત્રણ ત્રણ વાર પાછા લઈ ગયા. છતાંય ચરિત્રનેતાનું હૃદય તેઓના સ્નેહકીચ્ચડમાં ન લેપાયું, પરંતુ વિશેષ મક્કમ ઉત્સાહીને નિર્લેપ બનતું ગયું ! જેઓના હૃદયમાં સાચી ત્યાગની પ્રીતિ જાગી છે, તેઓને સંસાર ત્યાગવો સ્હેલ છે. એ ધડો આ દૃષ્ટાન્તથી પૂરવાર થાય છે. વાંચક સાચા ત્યાગનો અને ત્યાગના ઉપદેશકનો વિરોધી કદીય ન બનતો ! ત્યાગનો વિરોધી એ આત્મ-દ્રોહી છે, અધઃપતનનો માર્ગ સ્વહાથે સ્વીકારે છે, વિકાશ માર્ગ અસાધ્ય બનાવે છે. ખ્યાલ રાખજે ? ભૂરિ ભૂરિ અભિનંદનો અને અભિવન્દનો તે ત્યાગ મૂર્તિઓના ચરણોમાંજ ઘટે !

સુસંસ્કારો—

સુસંયોગ એ મહાન્ જીવન ઔષધ છે, કુસંયોગ એ અસાધ્ય ભયંકર ચેપી રોગ છે, જે પુણ્યવંત વ્યક્તિઓને નિઃસ્વાર્થી અને પરોપકારી મહાપુરૂષોની સોબત સાંપડે છે, તેઓની ધર્મનોબત ચોમેર ખૂબજ ગાજે છે. ચરિત્રનાયકે સુગુરૂના નિર્દોષ સહયોગમાં જીવન

ઉચ્ચતા હિસ્સાર મેળવી, સયમની નિરતિચાર પાલનતા, તારક ગુરૂદેવની સેવા અને આજ્ઞાની આરાધકતા, વિવિધજ્ઞાન મેળવવામાં હૃદયની ખત ચરિત્રનાયકમા અજબ તેજવતી બનતી ગઇ જેમ જેમ સહસ્રાશુ વ્યોમપથમા આગળ ધપે છે તેમ તેમ વિશેષ તેજસ્વી બનતો જાય છે, મણિ પાષાણ પર ઘસાય તેમ વિશેષ પ્રકાશના કિરણો ફેલાવે છે, સ્વર્ણ જેમ જેમ અગ્નિમા તપે તેમ તેમ વિશુદ્ધ બનતુ જાય છે, તેવીરીતે ચરિત્રનાયકનો જેમ જેમ સયમ પર્યાય વધતો ગયો તેમ તેમ મનોનિગ્રહતા, સહિષ્ણુતા, ગભીરતા, ઉદારતા અને સદ્બોધકતા તેમજ શાસન પ્રભાવના ફેલાવવાની સુભાવના, આદિ સદ્ગુણો જેઓના જીવનમા ઝળકવા લાગ્યા દિન પ્રતિદિન સર્વતો મુખી શક્તિઓની ખીલવટ થઇ

## મતિનૈર્મલ્ય—

નાનકડુ નાવ આબાદ હોય, સુકાની કુશલ હોય તો મહાન્ સાગર પણ તરી જવાય છે કિનારની બહાર અને મોજ મનગમતી લુટાય છે, તેમ અજબ અને અકુ ઠિત બુદ્ધિ નાવથી પ્રતિભાશાલી પુરૂષો શાસ્ત્ર સિન્ધુ અનાયાસે તરે છે, સાચેજ મતિનુ માર્જન શાસ્ત્રાવગાહનથી થાય છે સ્વગુરૂદેવની નિશ્રામા ચરિત્રનાયકે આ સંયમ પર્યાયથી લેઇને કુશાગ્રમતિ અને શસ્ત્રસ્મરણ શક્તિદ્વારા અનેક પ્રકરણગ્રથો, વ્યાકરણગ્રન્થો, તેમજ આગમગ્રન્થો ટુક સમયમા પણ ચોક્કસ રૂપે અભ્યાસ કરી સ્વાયત્ત કર્યા એટલુજ નહિં પરતુ જેમ ઉદાર વ્યક્તિ લક્ષ્મી મેલવતાં સાથે સાથે દાનશાલા ખોલવા પ્રેરાય છે, તેની રીતે ચરિત્રનેતા પણ વિશદ મતિથી વિવિધ તત્ત્વજ્ઞાન મેલવતા ગયા, તેમ તેમ અનેક સાધુઓને અને સદ્ગૃહસ્થોને પાઠન પ્રસગમા ઉદારતાથી તત્ત્વજ્ઞાનનું દાન આપતા ગયા, જેથી સદ્ભાગ્યુ કરેલુ તત્ત્વજ્ઞાન સ્વધ્રુવપ્રમાન થતુ ગયુ નવુ જ્ઞાન મેળવવા, નવીન શાસ્ત્રો અવલોકવા, અનેક ગહન વિષયોને સુગમ બનાવી અન્યોને સમજાવવા, ચરિ-

નાયકની પ્રતિભાપ્રભા અનેરી ઝળકી ઉઠતી. સંલબ્ધ તત્ત્વજ્ઞાન ચિરસ્થાયી બનતું ગયું; નવું સંચય થતું ગયું. સ્હેજે આપણે અનુભવીએ છીએ કે વિશદ મતિના અભાવે કેટલાકો તત્ત્વ પદાર્થોને સમજવા દોરાતાજ નથી; કેટલાકો દોરાય છે છતાં સમજી શકતા નથી, કેટલાકો સમજે છતાંય સમયોચિત સ્મરી શકતા નથી, કેટલાકો સ્મરી શકે છે છતાંય અન્યોને ઠસાવી શકતા નથી; પરંતુ આપણા ચરિત્રનેતામાં બાલવયથીજ સ્હેજે એ સમજવાના, સમયે સ્મરવાની અનેકશઃ અકાટ્ય યુક્તિઓથી અન્યોને સમજાવવાની શક્તિ ઘણી ઉચ્ચ અને આદર્શ અનુભવતી હતી. જગમાં એ શક્તિ પણ દિવ્ય મનાવા સાથે અસાધારણ ઉપકારક નીવડે છે.

ચરિત્રનેતાનો સંયમ પર્યાય ફક્ત ત્રણજ વર્ષનો થયો હતો ત્યારથી પોતે પોતાનાથી લઘુ અને વડિલ સાધુઓને આદરપૂર્વક અને વિનય પૂર્વક પ્રકરણ, વ્યાકરણ અને કાવ્યગ્રન્થોનો આદર્શ રીતે અભ્યાસ કરાવતા. ચરિત્રનાયકના તારક ગુરૂદેવ તો ચરિત્રનાયકની પઠન પાઠનની પ્રગતિ નીહાળી તાજુબ બનતા. એક પ્રસંગે ચરિત્રનેતાને બુદ્ધિની પરીક્ષા માટે ચરિત્રનાયકના તારક ગુરૂદેવે, ચરિત્રનાયકને આજ્ઞા કરી કે, લબ્ધિવિજય ? તારી મતિ અજેય અને સર્વતો ગ્રાહી હું અનુભવું છું. આજે ત્રણ કલાકમાં હું તને જે નવા શ્લોકો આપું તે તું કંઠસ્થ કર! ચરિત્રનાયક તો ઉત્સુકજ હતા. બુદ્ધિનો ડોળ બતાવવા નહિ પરંતુ ગુરૂ આજ્ઞા પાલન કરવા ખાતર ટુંક સમયમાં પણ કદીય નહિ જોયેલા હસ્તાક્ષરની પ્રત પરથી ચરિત્રનાયકે (૫૦) પચાસ શ્લોક કંઠસ્થ કરી સ્વગુરૂદેવને સંભળાવ્યા. તારક ગુરૂદેવ ખૂબજ પ્રસન્ન થયા. પોતાની નિશ્રામાં એક બુદ્ધિનો અખૂટ ભંડાર છે. તેમ તેઓ માનતા!

ઘમંડથી કે જીજ્ઞાસુ ભાવથી જૈન અગર જૈનેતર કોઈપણ વ્યકિત ધર્મ ચર્ચા કરવા આવતી અગર શાસ્ત્રાર્થ માટે ડોળ દેખાડતી તો તેને સ્વતારક ગુરૂદેવ ચરિત્રનેતાની પાસેજ મોકલતા. સ્વગુરૂદેવનો

પોતાની શાસ્ત્રાનુસારિણી મતિ પર ચરિત્રનાયકે કેટલો અકલ્પ્ય વિશ્વાસ જમાવ્યો હશે ?

થોડાજ દીક્ષા પર્યાયમા પણ મુનિવર્ગમા અને ગૃહસ્થ મંડળમાં ચરિત્રનાયકનુ અગાધજ્ઞાન અને મતિ ઉભયનુ ઉજ્જવલ ગૌરવ ખૂબજ પ્રસર્યું અને ચોમેર ચરિત્રનાયકની પ્રસિદ્ધિ અનલ્પ વ્યાપી.

## નિશ્રામાં ધર્મ પ્રાપ્તિ—

પંથશ્રમી પથિકને એક સુંદર સરોવર અને તેના નિર્મલજલના શીતલ શીકરો શ્રમ નાશક બને છે, તેમજ સરોવરની પાળે વિશાલ અને જટાજુટ વૃક્ષની સાથે સાથે છાયા મલીજાય તો પછી પથિકના આનંદમા કમીના શી રહે ? શ્રમનો હ્રાસ આપોઆપ થઇ જાય, સુફલોનો આસ્વાદ અને જલપાન થતા અમાપ નિવૃત્તિ તે પથિક અનુભવે।

ચરિત્રનાયકની સૌમ્ય પ્રકૃતિ, સદાનંદી ચમકદાર ચહેરો અને સત્તત્ત્વ જ્ઞાનના ઊછળતા તરલતરંગો તેઓશ્રીની નિશ્રામા રહેનાર મુનિગણને અપૂર્વ ધર્મ ફળની પ્રાપ્તિનો હેતુ બને છે શ્રોતૃવૃન્દને અચિર સમયનો પરિચય પણ અનનુભૂત રહેજે ધર્મ ફલની સુપ્રાપ્તિ કરાવે છે ? સંસારની વિટંબનાઓથી કંટાળેલા આશાના મહાસાગરમા ઝુલતા, આ મેળવુ, આ મળ્યુ ની ઝંખનામા જીવનને વેડફી રહેલા અનેક સંસારીજીવોને ચરિત્રનાયકની સંગત આશીર્વાદ સમાન નીવડે છે

જ્ઞાન નિર્ઝરણાનો નિર્દોષ આનંદ ચરિત્રનેતાની નિશ્રામાં અનાયાસે મેલવાય છે અરે ચાલુ વિહારમાય પણ કોઈ પણ મુસાફિર અગર વનેચર જ્નેતાંવેંતજ ચરિત્રનાયકની પુનિત પ્રકૃતિને ઝુકી પડે છે ઉદાત્ત ભાવનાથી ચરિત્રનાયક થોડો સમય પણ દયા પાલનનો, સત્ય બોલવાનો, વિગેરે ઉપદેશ અન્તઃકરણની લાગણીથી આપે તો બસ એટલા માત્રથી પણ અનેકો પાપ પ્રવૃત્તિનો પરિહાર અને સદ્દવૃત્તિનો સ્વીકાર કરી માનવ જીવનને સફલ બનાવે છે

## કુદરતની મહેર—

હજારો માનવો અનેકાનેક ઉપાયોથી શરીર સ્વાસ્થ્ય રાખવા મથે છે. સુમધુર સ્વર બનાવવા અનેક ઉપાયો શોચે છે. છાતીબળ અને નીડરતા પ્રાપ્ત કરવા મહાન્ યોદ્ધાઓના જીવનવૃત્તાન્તો અવલોકે છે. આ બધુંય કરવાની જરૂર શા માટે ? તે તે સમૃદ્ધિઓ સહજ રીતે નથી સાંપડી માટેજને ? જે વૃક્ષ, વિના જલસિંચને ફલદ્રૂપ બનતું હોય, શીતલ છાયા વિસ્તારતું હોય, તેને જલસિંચન નથીજ કરવું પડતું.

ચરિત્રનેતા આચાર્ય મહારાજને શારીરિક અનુકૂલતા બાલવયથીજ સંલબ્ધ થયેલ છે. જેઓની ભરાવદાર મુખાકૃતિ ધર્મબુદ્ધિ અને વૈરાગ્ય વેલને દર્શન માત્રથી વિસ્તારે છે.

ચરિત્રનેતાનો સ્વર કુદરતીજ સુમધુર, ગંભીર અને બુલંદ છે, છાતીબલ અને નીડરતા પૂર્વસંસ્કારથી આપોઆપજ સર્જાયેલી અનુભવાય છે.

## એક પ્રસંગ—

યાદ આવે છે કે જ્યારે ચરિત્રનાયકે મુલ્તાન શહેરમાં ચતુર્માસ કર્યું, તે દરમ્યાન ધર્મ વિષયક જાહેર ભાષણો થતાં મુસ્લીમો તેમજ અન્ય જાટકોમ. તે ભાષણોનો લાભ લેતી. અરે કેટલાક જૈનધર્મના કટ્ટર શત્રુઓ પણ ચરિત્રનાયકનો મધુર સ્વર સાંભળતાંજ આકર્ષાતા ! અને બોલતા કે, આપણે જૈનધર્મનું કાંઈપણ સ્વીકારવું નહિ, પણ એ વ્યાખ્યાનકાર મહાત્માના સુમધુર સ્વરથી ઉચ્ચારણ થતા શ્લોક સાંભળી લેવા; માત્ર સુસ્વરથી આકર્ષાઇ સેંકડો અનાર્યજનો ભાષણ શ્રવણ કરવા આવતાં અહિંસા ધર્મને સમજ્યા અને તેના પાલક બન્યા. ધર્મોપદેશક પુરૂષને સ્વરની મધુરતા, છાતીનું બલ, તત્ત્વાવગાહિની બુદ્ધિ, એ કુદરતેજ બક્ષીસ હોય તો મહાન્ ઉપકાર વિસ્તારે છે, ચરિત્રનાયકમાં

આ ત્રણેય શક્તિઓ કુદરતેજ બક્ષીસ હતી જેથી મહાન ઉપકારને વિસ્તારી ગયા છે પૂર્વકૃત પુણ્ય પુષ્પ જેઓનુ ખીલેલુ હોય તેવા પુરૂષાર્થી મહાત્માઓને અનુકુલ અખિલ સહયોગ સાપડે છે, તે ચરિત્ર-નાયકના જીવનવૃત્તાતથી અનુભવાય છે

## શાસન ધગશ—

જીવન યાત્રામા માનવોને પ્રયોજન એ ઘણો સ કલિત ધર્મ છે પ્રયોજન વિના મ દમતિ પણ પ્રયાસ–મુક્ત દેખાય છે કોઈ પણ કાર્યનો પ્રાર ભ પ્રયોજનને ઉદ્દેશી કરાય છે એક કાર્યની સ સિદ્ધિ પ્રાપ્ત કરતા વ્યક્ત કે અવ્યક્ત જેમ ઉછળે છે

જૈન સાધુપણુ અને શાસનસેવાની ધગશ એ ઉભયને અભેદ સ બધ છે જેમ અ ગીઅને અ ગ એકબીજાને સ ધાયેલા રહે છે, તેવી રીતે જૈન સાધુત્વ અને શાસન ધગશ બન્ને એકમેક સ ધાયેલાજ રહે છે જ્યારે અધર્મનો પ્રચાર થતો હોય, અનેક કૂટ જાલોથી ધર્મી વર્ગને ધર્મદ્રોહી બનાવવાના ઉપાયો યોજાતા હોય, ત્યારે પ્રભુ આગમ અને પ્રભુ માર્ગના રાગી તેવા પ્રભાવક મહાન પુરૂષો શાસનની ધગશ બતાવી ધર્મનો અભ્યુદય કરે છે હજારોને ઉન્માર્ગથી બચાવી સન્માર્ગમાં સુસ્થિર બનાવે છે સાચા માર્ગનુ ભાન કરાવી તેની સચોટ શ્રદ્ધા જમાવે છે

ચરિત્રનાયકના જીવનમા જ્યારે જ્યારે શાસનસેવાના પ્રસગો બન્યા ત્યારે ત્યારે અપૂર્વ શાસન ધગશ બતાવી શાસનસેવાનો સારો ફાળો આપ્યો છે અને આપે છે ચરિત્રનેતાની પ્રત્યેક પ્રવૃત્તિઓ, વાણીવ્યવસાયો હજારો સહધર્મીઓના હૃદયમાં શાસનસેવાના સાચા સૂર પૂરે છે નિરૂત્સાહી જનવર્ગને પણ નવ ચૈતન્યનો નવો પ્રકાશ અર્પે છે.

## ગરિષ્ઠ જ્ઞાન—

ત્યાગીપણુ અને જ્ઞાનીપણુ આ બન્નેયનો મેળ એકજ વ્યક્તિમાં હોય તો તે વ્યક્તિ જનતા માટે અતુલ ઉપકારી નીવડે છે ચરિત્ર

બની શાસ્ત્રાર્થ આરંભવા તૈયાર થાય છે. પ્રાચીન કાળમાં અનેક સ્થલોએ અનેક નિર્ણીત વિષયોના નૃપ સભાઓમાં અનેકશઃ શાસ્ત્રાર્થો થતા મહાન્ જૈનાચાર્યો શાસ્ત્રાર્થોદ્વારા વિજયપતાકા ફરકાવી જૈનધર્મનું ગૌરવ વિસ્તારતા. હાલમાં આપણા ચરિત્રનાયક અસાધારણ વાદદક્ષતા ધરાવે છે. પંઝાબની વીરભૂમિમાં અનેક સ્થલોએ આર્યસમાજીષ્ટો, દિગમ્બરો, સ્થાનકવાસીઓ અને અદ્વૈતવાદી વૈદાન્તિકો સહ અનેકશઃ જાહેર શાસ્ત્રાર્થો કર્યા છે. પોતાની બુદ્ધિ નૈયાથી શાસ્ત્રાર્થ સાગરને તરી ગયા છે, અને જૈનધર્મનો વિજયડંકો અજબ બજાવ્યો છે. વન્દનાર્થે આવનાર પંઝાબી ભક્તવર્ગ તે દર્શનીય વાદ પ્રસંગને અદ્યાવધિ સ્મરે છે, અને પ્રશંસે છે. પંઝાબથી આવ્યા બાદ ગૂર્જર ભૂમિમાં પણ પંડિતવર્ગ સહ ચરિત્રનેતાને બે ત્રણ જાહેર શાસ્ત્રાર્થોના પ્રસંગો સાંપડયા. જેમાં ગુર્જરવાસીઓએ પણ ચરિત્રનેતાની તીવ્રતાર્કિક મતિનો, અને અસાધારણ વાદ કૌશલ્યનો જરૂર અનુભવ કર્યો છે. ચરિત્રનેતાના એ પુનિત વાદ કૌશલ્યની તે સમયની અનુભવી જનતા ભૂરિ ભૂરિ પ્રશંસા કરી રહી છે.

**પુણ્ય પ્રકૃતિ—**

વિશાલ વિશ્વના અખિલ ક્ષેત્રમાં દશમું નિધાન કહો અગર પંદરમું રત્ન કહો, નવમી સિદ્ધિ કહો કે મહાન્ દિવ્ય મદદ કહો તો તે માનવોની પુણ્ય પ્રકૃતિ જ છે. જેઓની પુણ્ય પ્રકૃતિ પ્રબલ અને પ્રતાપી હોય તેઓની મનોરથમાલા સ્હેજે ફલવતી બને છે. ઝંખનાની સાથેજ ઇષ્ટ પદાર્થની સંલબ્ધિ થવી તે પણ પુણ્ય પ્રકૃતિ જન્ય પ્રસાદીજ છે. જ્યાં પુણ્યશાલીઓના પુનિત પગલાં ત્યાં ઉપદ્રવોની શાંતિ અને આનંદની ઉર્મિઓ ઉભરાયજ, આપના ચરિત્રનેતાની પુણ્ય છાયા હરેક સ્થલો પર અસાધારણ છાપ પાડે છે. જે ક્ષેત્રોમાં ચરિત્રનાયકની પધરામણી થઇ છે અને થાય છે તે નિખિલ સ્થલોમાં ચરિગ્રનાયકના ધર્મોપદેશથી માનવગણ વૈર વિરોધોને શમાવી અન્યોન્ય

ઐક્યભાવને ભજે છે કૃપણોને ઉદાર બનવાના ઓરતા થાય છે, ઉદાર વર્ગ તો કેઇ ગુણ અધિક ધર્મ મહોત્સવો ઉજવવા, શાસનપ્રભાવના ફેલાવવા કટિબદ્ધ થઇ તૈયાર રહે છે

જ્યારે જ્યારે શાસ્ત્રાર્થો માટે, ધર્મપ્રભાવના ફેલાવવા માટે વિરોધ વાદળીઓ પ્રભેદવા માટે પ્રધાન પુરૂષે પ્રયત્ન આદર્યો ત્યારે ત્યારે દરેક પ્રસંગોમા પોતેજ જય કમલા વર્યા એ પણ પુણ્ય પ્રકૃતિની પ્રેરણા અને મદદ ખરીજ ને?

જૈનધર્મના જન્મ સંસ્કારથી કટ્ટર શત્રુઓ જૈનેતરો પણ ચરિત્ર નાયકને જોતા વેંતજ ઝુકતા, વાણીશ્રવણ કરતા હૃદયથી ખેંચાતા સ્વધર્મની ઉણપ સમજતા, જૈનધર્મના મહત્ત્વને વખાણતા પુન પુન ચરિત્રનેતાના દર્શનવંદન ઝંખતા, અને ભૂરિ ભૂરિ જૈનધર્મની પ્રશંસાઓ કરતા પ્રત્યેક પ્રવૃત્તિઓમાં અદ્યાવધિ ચરિત્રનાયક જે વિજય મેળવી રહ્યા છે, તે પુણ્ય પ્રભાનો પ્રકૃષ્ટ પડઘોજ છે!

## વૈરાગ્ય ભાવ—

વિશાલ અને નિર્મલ આદર્શમા જેવા પદાર્થ હોય તેવુજ પ્રતિબિંબ આપોઆપ દેખાઇ આવે છે ચહેરાપરની તેજસ્વીતા અને વિકાશ એ સતગુણ સન્મુખ રહેલા સ્વચ્છ આદર્શમા પ્રતિબિંબિત થાય છે મનોગત દરેક વિચારણાઓને જણાવનાર મુખ એ આદર્શ મનાય છે, મુખદર્પણ પર મનોવૃત્તિના વિવિધ તરંગો ક્ષણે ક્ષણે નવી નવી છાયા વિસ્તારે છે

ચરિત્રનાયકની મનોવૃત્તિ અને આત્મિક વિચારણા વિશુદ્ધ અને ઉન્નત દરેક પ્રસંગોમા મુખપર તરી આવે છે, ચરિત્રનાયકનુ હૃદય અતીવ કોમળ અને દયાળુ તેઓશ્રીના સહવાસીઓને અનેકશ અનુભવાય છે 'પૂજ્ય ચરિત્રપ્રધાન ચરિત્રનેતાની પ્રત્યેક પ્રવૃત્તિઓ નિરવદ્ય અને ઉપકારક હોઈ જનતાને આશીર્વાદ રૂપ નીવડે છે ઉપદેશાવસરે

નાયકમાં જેવો ત્યાગ પ્રત્યેક પ્રવૃત્તિમાં તરી આવે છે તેવુંજ જૈન-જૈનેતર દર્શનોનું અપૂર્વ જ્ઞાન અને તેની સ્મૃતિઓ વચન સરણિઓમાં અને ગ્રન્થોલ્લેખનમાં ઝળકી ઉઠે છે. જૈન સિદ્ધાન્તોના સોપાન સમા પ્રકરણ ગ્રન્થોમાં બાલવયમાંજ જેઓએ નિપુણતા મેળવી છે.

જૈન સિદ્ધાન્ત સાગરમાં નૈયાસમાન સંસ્કૃત અભ્યાસમાં પણ જેઓએ અપૂર્વ નિષ્ણાતતા મેલવી છે. દાર્શનિકમતોના તત્ત્વજ્ઞાનમાં જાણ થવા નવ્ય તથા પ્રાચીન અનેકશઃ ન્યાયગ્રન્થોમાં જેઓએ સુબોધતા સંલબ્ધ કરી છે. જૈન આગમોને પોતે ઉંડા અભ્યાસરૂપે અવલોકી ગયા છે. એટલુંજ નહીં પણ નાનાવિધ સૈદ્ધાન્તિક ગ્રન્થો વ્યાખ્યાનાવસરે સવિવેચન પોતે વાંચ્યા છે અને વાંચે છે. તેમજ સાધુમંડળને સૂત્ર સિદ્ધાન્તોનો અભ્યાસ નિષ્પ્રમાદી બની ખંતથી પોતે કરાવી રહ્યા છે. જૈન ન્યાયના ન્યાયદીપિકાથી લઇને સંમતિતર્ક પર્યન્તના ગ્રન્થો પોતે અભ્યાસરૂપ અવલોકયા છે.

તર્ક સંગ્રહથી લઇને જૈનેતર ન્યાયના ગ્રન્થો પોતે સૂક્ષ્મ મતિથી અવગાહ્યા છે. પોતે અભ્યાસજ કર્યો એટલુંજ નહિ પરંતુ સ્વશિષ્ય મંડળને સુંદર રીતિએ પોતે અદ્યાવધિ તે ન્યાયના ગ્રન્થોનો અભ્યાસ કરાવી રહ્યા છે.

જ્યારે જૈનોની ગંજાવર મેદનીમાં ચરિત્રનેતાનું પ્રવચન થાય છે ત્યારે જૈન સિદ્ધાન્તનું અગાધજ્ઞાન ઝળકી ઉઠે છે, જૈનેતર વર્ગમાં પ્રવચનનો પ્રસંગ ઉદ્ભવતાં વેદ, પુરાણ, ઉપનિષદો તેમજ અન્ય ગ્રન્થોની સાબીતીઓ તે તે સિદ્ધાન્તોના જ્ઞાનની સાક્ષી પૂરે છે. જૈનેતરોના શાસ્ત્રોદ્વારા જૈનમાન્ય સિદ્ધાંતોની જૈનેતરોને પણ માન્યતા કરાવવા ચરિત્રનેતામાં અજબ ખૂબી અનેકશઃ અનુભવાય છે.

<u>ત્યાગ પ્રચાર—</u>

ત્યાગી મહાત્માઓ ત્યાગ ધર્મની વૃદ્ધિ અને પ્રચારને ખૂબજ ઝંખે છે, મૌક્તિકનો વ્યાપારી મૌક્તિકના ગ્રાહકોને શોધે, મૌક્તિક

ખરીદ થતા અતુલ આનંદ પામે તેમ ત્યાગી પુરુષો જ્યાને ત્યા ત્યાગામૃતની છોળો ઉછાળવામા આનંદ અનુભવે છે ત્યાગીની વાણી સાભળી અનેક આત્માઓ ત્યાગ માર્ગ પ્રતિ ટળે છે અને અનુમોદક બને છે જૈનધર્મની હરેક ક્રિયાઓમા ત્યાગ ગર્ભિત રહેલો છે ત્યાગની કામના શિવાય આચરાયેલી ધર્મક્રિયાઓ યથાર્થ ફલને આપી શકતી નથી

ચરિત્રનેતાનો અનેક સ્થળોએ થતો ઉપદેશ પ્રાય ત્યાગપ્રધાનજ રહે છે, ઉપદેશને શ્રવણ કરનાર શ્રોતૃવૃન્દ અકારણ ત્યાગ ન સ્વીકારી શકે છતાય ગ્રાહક તો બનેજ છે કેટલાક ભવભીરૂ બનતા ચરિત્રનેતાના વરદહસ્તે સસાર ત્યાગી અનગાર બન્યા છે અને બને છે ચરિત્રનેતાના ત્યાગ પ્રધાન ઉપદેશથી તેઓશ્રીની નિશ્રામા અનેક આત્માઓ સયમી બની આત્મ કલ્યાણ સાધી રહ્યા છે જેમ સમ્યગ્જ્ઞાનનુ પરિણામ ત્યાગાભિરૂચિ છે તેમ પ્રાય કરી ચરિત્રનેતાના ધર્મોપદેશનુ પરિણામ વિરતિભાવ સમુદ્ભવતો અનુભવાય છે, અઢળક લક્ષ્મીના માલિકોએ, મનમાન્યા મોઝીલા જીવને જીવવા વાલાઓએ પણ ચરિત્રનાયકના વૈરાગ્યમય ઉપદેશથી વિવિધ સાહિબીઓ અને મોઝીલા જીવનને તિલાંજલિ આપી છે અને સંયમ માર્ગમા યોજાઈ આત્મકલ્યાણ સાધવામા તત્પર બન્યા છે અનેકશ સયમાભિરૂચિવાલા પુણ્યાત્માઓએ સયમ સ્વીકારવા કરડા અભિગ્રહો લીધા છે અને લે છે પાટણ, ખભાત, મુબઈ, સુરત, આદિ શહેરોના ચતુર્માસમા ત્યાગ પ્રત્યર્થીઓને પણ ત્યાગ ધર્મની મહત્તા અને ગૌરવ ચરિત્રનેતાએ ખૂબજ સમજાવ્યુ છે અદ્યાવધિ ચરિત્રનાયકના વરદહસ્તે સ્ત્રી પુરુષો સારી સખ્યામા સયમી બન્યા છે એ ચરિત્રનેતાના ત્યાગોપદેશનો પ્રતાપ કાં ન મનાય ?

વાદ કૌશલ્ય—

વાદક્ષેત્ર બહુજ ગહન છે, શાસ્ત્રાર્થો માટે હામ ભીડવી એ કઠ્ઠરૂ કાર્ય છે શાસ્ત્રાર્થ કરનાર વ્યક્તિને પોતાના વિવિધ જ્ઞાનનો, તાર્કિક-મતિ અને સ્મૃતિ શક્તિનો સચોટ વિશ્વાસ હોય ત્યારેજ નિર્ભીક

વિશુદ્ધ હૃદયને સ્પર્શેલી નીકળતી વચન શ્રેણીના ઉદ્દગારો અનેરી શ્રોતૃવર્ગમાં વિશુદ્ધતા પેદા કરે છે. શમભાવ પણ અનેરો તરી આવે છે. કટોકટીના પ્રસંગોમાં, આક્રમણોનાભેદી ધાવની હાડમારીમાં, ચરિત્ર નેતા સમતોલવૃત્તિ અસાધારણ રાખી શકે છે, અને જૈનધર્મની વિજય વૈજયન્તી ફરકાવે છે. પ્રિય વાંચક વર્ગ ! જો સમભાવ કેળવાયેલો નહોય, સમતોલ વૃત્તિ પોતાને વશ ન બનાવી હોય તો અનેક ઉદ્દામ વાદી વિબુધો સાથે જાહેર ચોગાનોમાં, સભાઓમાં, શાસ્ત્રાર્થો કરી ચરિત્રનેતા જૈનધર્મનો વિજય કેવી રીતે ફરકાવી શકતે ?

ધર્મ ચર્ચાઓના પ્રસંગોમાં, પ્રચંડ ઉદ્દામવાદી સાથે શાસ્ત્રાર્થોના અવસરોમાં, શાંતમુદ્રાથી સ્વપર હિતોત્પાદક ઉત્તરો અપાતા, પ્રવચનોમાં, તેમજ હજારો વ્યકિતઓને ધર્મના ઊંડા રહસ્ય સમજાવવામાં, આપણા ચરિત્રનાયકને હૃદય વૈશદ્યતા અને સમતોલવૃત્તિ, એ ઉભય ગુણોએ અનુચરોની જેમ મદદ આપી છે, અને આપે છે, તેથીજ પ્રાયઃ ચરિત્રનાયકના સઘળા પ્રયત્નો ફલગ્રેહી બને છે.

નરેશોને ઉપદેશ—

પ્રાચીન કાલનો ઇતિહાસ જોરોશોરોથી કથે છે કે, જૈનધર્મની પ્રભાવના જૈનધર્મનો અતુલ અભ્યુદય, અને જૈનધર્મની ઉન્નતતા અને વિશ્વ વ્યાપકતા; જૈનધર્મના મહાન્ આચાર્યો ભગીરથ યત્નોથી ફેલાવી ગયા છે, મૌલિકનિદાન જો કોઈ હોય તો તે યુગ પ્રભાવક આચાર્યદેવેશના ઉપદેશોથી પ્રતિબોધ પામેલ દયાલુ અને ધર્મપ્રેમી નરેશો કાં ન મનાય ?

આજના વિષમ વાવાઝોડાઓ અને ભયાવહ ખડકોની હારમાલાઓ શાસન નૈયાને ડામાડોળ કરી રહી છે, વિલક્ષણ વાવાઝોડાઓ અને ખડકોની હારમાલોથી શાસન નૈયાને અલગી અને સુસ્થિર બનાવી, રાહપર હંકારનાર શાસન પ્રભાવક સુવિહિત ગીતાર્થ આચાર્ય મહા-રાજો જ કરામતવાલા સુકાનીઓ જ છે. આપણા ચરિત્રનાયકે અદ્યાવધિ

શાસન નૈયાને સુસ્થિર બનાવવામાં સક્રિયતાથી શક્ય ઉપાયો આદર્યા છે, અને આદરે છે ચરિત્રનેતાના જીવનકવનમાં એવા અનેક પ્રસંગો બન્યા છે કે, કેટલાક ગામડાઓના ઠાકોરો, અને કેટલાક તાલુકાના હિસ્સેદાર નરેશો ચરિત્રનેતાની સંગતમા આવતા દયાધર્મના પાલક બન્યા છે, જેના પ્રતાપે હજારો મુંગા પ્રાણીઓને અભયદાન મલી રહ્યુ છે, એટલુજ નહી પણ તે પ્રતિબોધિત નરેશો સદાચારી અને ધર્મવૃત્તિમય જીવને જીવી માનવજીવને યત્કિંચીત્ સાર્થક બનાવી રહ્યા છે

કટોસણ નરેશ તખ્તસિંહજી, મોગર નરેશ, ઉમેટા નરેશ, દાહોદ, હિંમતપુર વિગેરે ગામના ઠાકોરો ચરિત્રનેતાના હૃદયંગમ દયાવર્ષી ઉપદેશથી દયાના સુમંત્રો જપતા બન્યા છે તેમજ પોતાની હદના સીમાડામા, તલાવોમા ધર્મપર્વના દિવસોમા થતી હિંસાને સખ્તાઇ ભર્યા ગજફરમાનોથી નાબુદ કરી છે, અને તે તે નરેશો માંસાહારના તેમજ મદ્યપાનના પરિત્યાગી પણ થયા છે ચરિત્રનાયકની વિશુદ્ધ પ્રવૃત્તિઓ પ્રતિ અને નિર્દોષ ચારિત્ર પ્રતિ તે ભક્ત નરેશોને કેટલો અમાપ વાત્સલ્ય ભાવ છે, તેને જણાવનાર એકજ પ્રસંગ ઘણોજ પ્રબલ થઇ રહેશે, જ્યારે ચરિત્રનેતાને સ્વગુરૂદેવના વરદહસ્તે આચાર્યપદપ્રદાન કરવામા આવ્યુ, તદવસરે કટોસણ નરેશ તખ્તસિંહજી મહારાજાએ મોટા પ્રમાણમાં દ્રવ્ય—રકમ મોકલી ખુશાલી દર્શાવી, જોકે જૈન ત્યાગી મહાત્માઓ અકિંચનભાવને ભજતા હોઇ દ્રવ્ય કેમ ગ્રહી શકે એટલે તે ધર્મપ્રેમી નરેશને તેઓનો સિરપાવ માનો કે હૃદયગત સદ્ભાવ માનો છાણીના શ્રાવક સંઘે તેઓશ્રીએ મોકલેલ રકમને પાછી મોકલી આપી. દયાળુ અને ગુરૂપ્રેમી ઠાકોર તખ્તસિંહજીએ પાછી આવેલ રકમને ધર્મકાર્યમા વાપરી, રકમ પાછી મોકલવાનો હેતુ એટલોજકે તેઓ ત્યાગી ગુરુઓ પ્રતિ ખોટી ભ્રમણામા ન પડે વાચક આવા તો અનેક પ્રસંગોથી સમજી શકશે કે જરૂર ચરિત્રનેતાના પ્રતિ અનેક નરેશોને કેવો સદ્ભાવ છે.

## મહાન્ લઘુતા—

જેમ જેમ વૃક્ષ વિશાલ અને ફલદ્રુપ થતું જાય તેમ તેમ નીચું નમતું જાય અને છાયાને વિસ્તારતું જાય છે. તેમ સુજ્ઞ પુરૂષો વયમાં અને જ્ઞાનમાં જેમ જેમ બુદ્ધિમાં અને અનુભવમાં, સન્માનમાં ને સદાચારણમાં વધતા જાય છે, તેમ તેમ નમ્ર અને સરલ બનતા જાય છે. જેથી સુજ્ઞ જનોના જીવન વૃક્ષથી ઉતરતો જ્ઞાન ફલોનો ફલ કેઇક ભવ્ય પથિકોને અનુગ્રહીત બનાવે છે.

શાસન પ્રભાવક ચરિત્રનાયક બાલવયથીજ નમ્ર અને સરલાશયી તો હતાજ. જેમ જેમ જ્ઞાનમાં ને વયમાં વૃદ્ધિ પામતા ગયા તેમ તેમ વિશેષ લઘુતાવાળા બનતા ગયા, જેથી સ્વસમુદાયના અને અન્ય સમુદાયના અનેકાનેક સાધુ મહારાજો તેઓશ્રીની નિર્દોષનિશ્રાને ઝંખે છે. ચરિત્રનેતા વેગવતી અને ખંતવાળી વૃત્તિથી સોલ્લાસ બહોળા મુનિ-વૃન્દને આગમાભ્યાસ કરાવે છે. તેમજ પૃચ્છકના જટિલ પ્રશ્નોનો ઉકેલ પણ અતીવ પ્રેમાળ અને સૌમ્ય શૈલીથી સમજાવી તેઓના ચિત્તને પ્રસન્ન કરે છે. ખરેજ સદ્‌જ્ઞાનનું સુફળ પણ સૌમ્યવૃત્તિને સરલતાજ છે.

## અનેક સ્થલોએ ઉપકાર—

વ્યોમ મંડળમાં ભમીભમી મેઘરાજા અનેકોના દિલને રંજન કરે છે. ગર્જન માત્રથીજ નહી મુસલધારવૃષ્ટિધારા વર્ષાવી અનેક કૃષીવલોની મહેનત ધાન્યચારો પકાવી સફલ બનાવે છે. વૃષ્ટિથી ભૂતલ ભીંજાય પરંતુ બીજાધાન કરનાર ખેડુત વર્ગ ઉદ્યમશીલ હોય, ક્ષેત્રની ભૂમી પણ ઉપર ન હોય તોજ સુફલો પ્રાપ્ત થાય. ઉવીપટ પર અનુપમ ઉપકારી ધર્મગુરૂઓ અનેક સ્થલોમાં પાદશ્રમથી વિહરે છે, ભવ્યાત્માઓના હૃદય પ્રદેશમાં ગર્જી ગર્જીને ધર્મધારાની વૃષ્ટિ અવિરત વર્ષાવે છે. તે વર્ષતી તત્ત્વ પીયૂષની ધારાઓ ભવ્યાત્માઓના હૃદવ પ્રદેશને ભીંજાવી બોધિબીજના અંકુરા પ્રાદુર્ભૂત કરે છે.

આપણા ચરિત્રનાયકે પોતાની બાલવયથીજ પરોપકારની દિશામાં જીવનને પરોવ્યુ છે પંજાબ, સિંધ, મારવાડ, મેવાડ, કાઠીયાવાડ, ગુર્જર, આદિ અનેક દેશોમા વિકટ વિહારો કરી શાસન રક્ષક ચરિત્રનાયક વિચર્યા છે અને વિચરે છે ઉપર્યુક્ત દેશોના અનેક શહેરોમા અને ગામોમા જાહેર ભાષણો દ્વારા જૈન જૈનેતર વર્ગપર વચનાતીત ઉપકાર કોટી વિસ્તારી છે, અને વિસ્તારે છે જૈન નિર્ગ્રન્થોનુ જીવન પરોપકારમયજ હોય એ બિલકુલ નિઃશંક છે, રહે છે વાચક ઉલ્લેખાયેલા જીવનવૃત્તથી સ્પષ્ટ રીતે તુ કલી શકયો હશે કે અદ્યાવધિ ચરિત્રનેતાના જીવનમા નિઃસીમ ઉપકારો અનેક સ્થલે અનેકધા થયા છે ધર્મ પ્રવચનોથી મુલતાન શહેરમા મચેલી ધૂમ, હજારો અનાર્યોને પણ માસાહાર અને મદિરા પાનનો કરાયેલ પરિત્યાગ, પંજાબમા વિચરતાં માસાહારના ગાઢપ્રેમી પંજાબીઓને તેના ત્યાગની કરાવેલ પ્રતિજ્ઞાઓ, સ્થાનકવાસી અને આર્યસમાજીષ્ટોની વાગ્જાલમા ફસતા અનેક શ્રાવક-વર્ગને કરાવેલ દૃઢશ્રદ્ધા આદિ અનેક પ્રસંગો, ચરિત્રનેતાના જીવન-વૃત્તમા અનેક સ્થલોએ થયેલ અસાધારણ ઉપકારોને શુ નથી ઝલકી ઉઠતા ?

જે જે સ્થલોમા ચરિત્રનાયકની પુનિત પધરામણી થતી તે તે પ્રત્યેક સ્થળોમા જાહેર ભાષણોદ્વારા પોતે પરિશ્રમિત હોવા છતાય તે પ્રતિ મન્દાદર રહી ધર્મોપકારની ઉમદા સૌરભ પ્રસારે છે ખરેખર સાચા પરોપકારી મહાત્માઓ સ્વાર્થના ભોગે પણ પરાર્થ પ્રવાહને વહાવવામાં જીવન શ્રેય સમાયેલુ સમજે છે

### ધર્મ મહોત્સવો—

ધર્મ મહોત્સવો એ ભવ્યાંગીઓને બોધિબીજનુ પરમનિદાન મનાય છે ધર્મના અપૂર્વ મહોત્સવ કરનાર પુણ્યવંત આત્મા પોતાનુ

અને પરનું કલ્યાણુ સદ્‌ભાવનાઓથી સાધી શકે છે. ધર્મ મહોત્સવો કરવાની સુભાવના ત્યારેજ જાગૃત થાય છે કે જ્યારે સુવિહિત સદ્‌ગુરૂનો સદુપદેશ સાંભળવાની સુપક્ષ સાંપડે સદ્‌ગુરૂનો ઉપદેશ લક્ષ્મીની ચંચલતા સમજાવે છે, એટલેજ લક્ષ્મીને ધર્મમાં વ્યય કરવાની ભાવના થાય છે. લક્ષ્મીવંતો મનસ્વી માયાના મહેલો ઉભા કરી વિવિધ સ્વપ્નાઓની જાળમાં ઝંપલાય છે. સાચા ગુરૂના સંગ શિવાય સાચા ધર્મ મહેલો કે સાચાં સ્વપ્નાં અનુભવી શકતા નથી. એટલે વિવિધ ધર્મ મહોત્સવો ઉદ્‌ભવવામાં ગુરૂઉપદેશની જરૂરજ અપેક્ષા રહે છે. આપણા ચરિત્રનાયક જૈનાચાર્ય શ્રીમદ્‌ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના હૃદયવેધક ધર્મોપદેશથી સેંકડો ધર્મ મહોત્સવો પ્રસાર થઇ ચુક્યા છે અને થાય છે. અનેક દીક્ષા મહોત્સવો, ઉદ્યાપન મહોત્સવો, ઉપધાન મહોત્સવો, પ્રતિષ્ઠા મહોત્સવો, તેમજ અઠ્ઠાઇ મહોત્સવો ચરિત્રનેતાની શીતળ છાયામાં, તેઓશ્રીના ધર્મોપદેશથી અનેકશઃ થયાં છે અને થાય છે. જેથી અનેક આત્માઓ ધર્મને પામી રહ્યા છે. જમાનાની વેણમાં તણાતો, ધર્મશ્રદ્ધાથી મુંજી બનેલો, કેવળ સમાજ સમાજની એકારીની પોકારોમાં ગેબી થયેલો, યુગવાદી યુવકવર્ગ શાસનોદયકારક થતા ધર્મમહોત્સવોને નિંદી, તેના સામે મીટ માંડી વિરોધો ઉભાં કરે છે, કારણકે તે બીચારાઓ તેના રહસ્યને સમજતા નથી, અને તેથીજ પોતાના આત્માને નીચગતિની ઉંડી અને ભયંકર ગર્તામાં ગબડાવી રહ્યા છે. જ્યારે લક્ષ્મીનો વ્યય કરી ધર્મમહોત્સવો કરનારાઓ, ધર્મમહોત્સવનો ઉપદેશ આપનાર પૂજ્ય ગુરૂ મહારાજો, અને તેના હૃદયના ભાવથી અનુમોદકો પોતાના આત્માનો વિકાશ યથાતથ્યરીતે સાધી સદ્‌ગતિના ભાજન થઈ રહ્યા છે.

**દિવ્ય મદદ—**

પૂજ્ય ચરિત્ર નાયકે આચાર્ય પદ સ્વીકાર્યા બાદ સવિધિ દત્તચિત્તે સૂરિ મંત્રની પીઠિકાઓ આરાધી છે. જેના પ્રતાપે તેઓશ્રીના

વરદ હાથમાં કોઈ અનેરી ચમત્કારિતા અનેક સ્થલે અનુભવાય છે. જ્યા જ્યા ચરિત્ર નેતાના વરદ હસ્તે પ્રતિષ્ઠાદિ મહોત્સવો થયા છે અને થાય છે તે હરેક સ્થલોમાં અનુપમ આનંદની લહેરો ઊડે છે જનતાનો ધર્મ પ્રેમ વધતો જાય છે કેટલાક ભક્તજનો ચરિત્ર નાયકને લબ્ધિના ભંડારરૂપ ઓળખે છે સુકાર્યોના પ્રસંગોમા ચરિત્ર–નેતાની નિશ્રામા હજારો માનવોનો સાગર ઊભરાતો હોવા છતાય કોઈને કાંઇ પણ ઇજા ન થાય, મહાન્ મહોત્સવો નિર્વિઘ્ને પસાર થાય, એ ચરિત્ર નાયકની પુણ્યપ્રભાવને આભારી છે સુરત નિવાસી ઝવેરી શા મોતીચંદભાઈ અઢળક લક્ષ્મીનો ત્યાગ કરી ભર યુવાનીમા સંયમ સ્વીકાર્યું અને ચરિત્ર નેતાના શિષ્ય મુનિરાજ શ્રી પ્રવીણ વિજયજી મહારાજના શિષ્ય મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજ તરીકે પ્રસિદ્ધ થયા છે જેઓના મસ્તક પર અનેકવાર દિવ્ય વાસક્ષેપ તથા અક્ષતો અનાયાસે પડે છે જે હજારો માનવોએ, સેંકડો મુનિવરોએ નરી આંખે નીહાળ્યા છે પણ વિશિષ્ટતા એ જણાવવાની છે કે તેઓની દીક્ષા બાદ કેટલાક વર્ષોથી આપણા ચરિત્ર નાયકના મસ્તક પર પણ સુપ્રસંગોમા વાસક્ષેપ તથા અક્ષત અનાયાસે પડે છે મતલબ કે ચરિત્રનેતા પણ એવા પુણ્ય પ્રભાવક છે કે હરેક સુકાર્યોમા જરૂર અદૃશ્ય દિવ્ય મદદથી નિર્વિઘ્ન વિજય મેળવે છે.

<u>ગ્રંથ ગુંફનો અને ભાષાઓનો કાબુ—</u>

સુંદર અને વિશાલ સમૃદ્ધ અને વિપુલ સાહિત્ય ક્ષેત્રોમા વિદ્વાન વર્ગ જુદી જુદી ભાષાના નવા આલેખનોથી રહસ્યમય જ્ઞાનોના પ્રતિબિંબો પ્રચારે છે અને તે સુસાહિત્યના અવલોકનથી જનતા ચિરસ્થાયી લાભ ઉઠાવી શકે છે કૃપણનુ ધન તીજોરીમાંજ રહે છે, અન્તે આ ગાગ થઇ નાશ થાય છે પણ ઉદારવૃત્તિ મહાશયોનું ધન અનેક સુક્ષેત્રોમા વ્યય થાય છે. તેવી રીતે વિશાલ–મતિ વિબુધ વર્ગ ઉપકારને ઉદાર ભાવનાથી અગણ્ય પરિશ્રમ વેઠી નાના ગ્રન્થોનુ વિવિધ તત્ત્વમય

ગ્રંથોનું ગુંફન કરે છે તત્ત્વ રસિકોને સુજ્ઞાનનો આહાર ઘેર બેઠાં પહોંચાડે છે અને તે ગ્રંથ ગુંફનોનો વારસો ચિરોપકારી બને છે. જ્ઞાની હોવા છતાંય સ્વોપકાર માટે કે પરોપકાર માટે ઉદ્યમશીલ ન રહે તો કૃપણના ધનની જેમ તેનું જ્ઞાન નિરર્થક નીવડે છે.

પ્રાચીન ગ્રન્થોમાં તત્વજ્ઞાનની ઉણપતો નથીજ હોતી. યુક્તિ કે દલીલોની તેમાં ખામી પણ નથીજ નીહાળાતી છતાંય નવીન ગ્રન્થો રચવાની શું જરૂર ? એના જવાબમાં એટલુંજ હોઈ શકે કે, યુગ પરિવર્તનની સાથે નવાં ભેજાં નવી કલ્પનાઓ, નવાં મતો, અને નવા-નવા વિચારો ઊભા થતા જાય છે, એટલે ઉદ્ભવેલ યુગવાદીઓના વિરૂદ્ધ અને વેવલા વિચાર વાદળોને વિખેરવા વર્તમાનિક દલીલો અને ભાષા વિશેષ ઉપયોગી બને એ સ્વાભાવિક છે.

ચરિત્ર નાયક સૂરિશિખરે કેટલાક વર્ષો ગુરૂ નિશ્રામાં અનેક ગ્રન્થાવલોકનથી વિવિધ જ્ઞાન જહોર કુશાગ્ર બુદ્ધિથી હૃદય કરંડકમાં સંચિત કર્યું. અનેક શાસ્ત્રાર્થોના પ્રસંગોમાં, દાર્શનિક ધર્મચર્ચાઓના અવસરમાં ગુંચ અને સમસ્યા ભર્યા પૃચ્છક વર્ગના વિવિધ પ્રશ્નોના ઊકેલમાં તે જ્ઞાન જહોર ઝલકાવ્યું પણ અમુક સ્થળેજ અને અમુક વર્ગનેજ તેનો લાભ મલતો, હરેક સ્થલે હરેક જનો વિવિધ જ્ઞાન જહોરનો લાભ લઇ શકે તે મહત્વ પૂર્ણ કામનાથી પંઝાબ પર્યટન સમયે ગ્રન્થોલ્લેખન પદ્ધતિ સ્વીકારી સ્યાદ્વાદ શૈલી ઉપર પ્રકાશ પાડતો "હીઔરભી" નામક ગ્રંથ ચરિત્ર નેતાના વરદ હસ્તે આલેખાયો જે જનતામાં ખૂબ સહકાર પામ્યો. આર્યસમાજીષ્ટોને સનાતન આર્ય સિદ્ધાન્તોનું પરિજ્ઞાન કરાવતો. "દયાનંદ કુતર્ક તિમિર તરણિ" સ્થાનકવાસીઓના કાલ્પનિક તૂત-તર્કટોને તોડ ફોડ કરતો 'મૂર્તિમંડન' ચાર્વાકાદિ મતને વિવિધ અકાટ્ય યુક્તિઓથી દૂર કરતો "અવિદ્યાન્ધકાર માર્તંડ" અને જૈન સિદ્ધાન્તોના વિવિધ આગમ પાઠોથી દીપતો "દેવદ્રવ્ય સિદ્ધિ" આદિ અનેક ગ્રન્થો જનતામાં પ્રસિદ્ધિ પામ્યા આ અખિલ ગ્રંથો જૂરસાદાર

અને શૃંખલાબદ્ધ ભાષામાં ચરિત્ર નેતાના વરદ હસ્તે ઉદાત્ત બુદ્ધિએ આલેખાયા છે, જે અતીવ ઉપકારી થઈ પડ્યા છે

જેવો હિન્દી ભાષાનો અને ઉર્દૂ ભાષાનો તેમજ ગુજરાતી ભાષાનો ચરિત્ર નેતાએ કાબુ મેળવ્યો છે તેવોજ કાબુ સંસ્કૃત ભાષાનો પણ લખવામાં અને બોલવામાંય મેળવ્યો હતો પદ્ય અને ગદ્યબદ્ધ સંસ્કૃત ભાષામાંય, પણ ચરિત્ર નેતાએ અનેક ધર્મ ગ્રન્થો ગુંથ્યા છે વૈરાગ્ય રસ મંજરી' "મેરૂ ત્રયોદશી કથા" "તત્ત્વન્યાય" વિભાકર તથા તેની સ્વોપજ્ઞવાટીકા ચૈત્યવન્દન ચતુર્વિંશતિ આદિ ગ્રંથો અવલોકતા વાચકને સ્હેજે ચરિત્ર નેતાની સંસ્કૃત ભાષાના તથા ન્યાયના પરિજ્ઞાનનો અવબોધ થાય છે, પઠન પાઠનની પ્રવૃત્તિઓમાં, જુદી જુદી ભાષાઓમાં થતા વ્યાખ્યાનોના પ્રસંગોમાં ચરિત્રનેતાનો અનેક ભાષાનો કાબુ ઝળકી ઊઠે છે

## નિસ્પૃહતા—

જગભરના જંતુઓને આકર્ષણ કરવામાં નિસ્પૃહી વ્યક્તિ પ્રથમ નંબરે ગણાય ચરિત્ર નેતામાં નિસ્પૃહતાનો ગુણ તો અજબ જાદુઈ ગયેલો છે ભલે શ્રીમંતો નમી નમીને ચતુરાઈ ભરી ચાપલુસીઓ કરતા હોય છતાંય ચરિત્ર નાયક જે તે શાસ્ત્રવિહિત ન હોય તો તેઓની પરવા રાખ્યા સિવાય સ્પષ્ટરીત્યા વિરોધ જાહેર કરે છે, અને સત્ય પંથથી તેઓને પણ વાકેફ બનાવે છે કંગાલવ્યક્તિ પણ ચરિત્રનેતાની નિશ્રામાં આવતા સંતોષથી પ્રસન્ન થઈ ધર્મતત્ત્વને મેળવી જાય છે શ્રીમંતોની સ્હેમાં કે ગરીબોની એ પરવાહમાં ન તણાતા આત્મ ધર્મ કાળજીપૂર્વક સાચવવા ચરિત્રનેતા અજબ રીતીથી વર્તી રહ્યા છે

ત્યાગી પુરૂષનું એજ ભૂષણ છે કે સમતોલ વૃત્તિએ અને નિસ્પૃહતાથી સમ્યક્ પંથને પ્રરૂપવો અનેકધા ચરિત્ર નેતાના સહવાસીઓને એ અનુભવાય છે સ્પષ્ટ ભાષિતા, નીડરતા, અને નિસ્પૃહતા આ ત્રિવિધ ગુણો સદાદર સના ચરિત્ર નેતાના જીવનમાં ઝળકી ઉઠે છે

## મનોરથોની સફલતા—

મહાપુરૂષોને મહાન્ કાર્યો કરવાના મનોરથો સ્હેજે ઉપજે છે જે વ્યક્તિને જે મનોરથોની હારમાળા સત્વર અને ધારાબદ્ધ વહે છે તે વ્યક્તિઓ તે તે મનોરથો સફળ બનાવવા ભગીરથ પ્રયત્નો આદરે છે. એ સ્વાભાવિકજ છે કે જેવા મહાન્ મનોરથો હોય તેની સફલતામાં તેવું પ્રૌઢ પુરૂષાર્થ પણ ખીલવવું જોઇએ તોજ ધ્યેય સિદ્ધિ થાય છે. જેમ બલવત્તર વિઘ્નૌઘને ધ્વંસ કરવા પ્રચુર મંગલની અનિવાર્ય આવશ્યકતા રહે છે તેવીજ રીતે મહાન્ મનોરથો સફલીભૂત બનાવવા પ્રબલયત્નો પણ યોજાવા જોઇએ તોજ પરિણામ ફૂલક કાર્યારંભ સત્વર બને છે. મહાન્ પુરૂષોના મનોરથો જેમ મહાન્ હોય છે તેમ તેઓનું પુરૂષાર્થ પણ અકલ્પ્ય હોય છે. એટલે કાર્યસિદ્ધિ સત્વર બને છે.

ચરિત્ર નાયકના અદ્યાવધિના જીવનમાં જે જે સ્થલે જયારે જયારે શાસન પ્રભાવના, ધર્મોદ્યોતના, અને સંયમ ધર્મ પ્રચારણાના સુમનોરથો ઉપન્યા છે તે તે બધાય પૂજ્ય ચરણના નિઃસ્વાર્થ ભર્યા અલ્પયત્નોથી પણ સફલ થયેલા અનુભવાય છે. નિઃસ્વાર્થ બુદ્ધિથી કરાયેલ સુકાર્યનો પ્રારંભ અને તેની પૂર્ણાહૂતિ વિજયવંતજ રહે છે. સ્વાર્થ ભરી હલકટ મતિથી ધર્મના બ્હાને પણ પ્રયત્ન આદરનાર પ્રાયઃ નિષ્ફલજ નીવડે છે.

## કવિત્વ કલાનાં પ્રતિબિંબો—

કલા કલાપ અગણિત છે. પણ તે કલાઓનું કેન્દ્ર તો માનવ મસ્તિષ્કજ મનાય છે ને માનવોનું મન અને જ્ઞાનતન્તુઓના તારો એકમેક થતા તત્ત્વપીયૂષ વર્ષે છે અને તે તત્ત્વો વિવિધ કલાઓને વિકસ્વર કરે છે જેથી કલાવંતની કલાકોવિદતા વધતી જાય છે. કલા ઉદ્ભુત થતાં હજારોમાં ઉપકારક બનવા સાથે તે આદરણીય પણ થાય છે.

દુન્યવી કળાઓ અને તેની કુશલતા સહવાસીઓના સંગથી સ્હેજે જન્મે છે. પરંતુ દૈવિક કલાઓ તો જન્માન્તરીય ઉચ્ચ સંસ્કારોના પ્રતાપે સ્વાયત્ત થાય છે દિવ્ય કવિતા કલા એ કોઈ વિરલ પુણ્યશાલી જનોમાજ નીહાળાય છે જો કે આ જમાનામા દેખાદેખીથી ઘણાઓએ કવિતા તથા સ્તવનો રચવાનો પ્રયાસ કર્યો છે એમ કહીએ તો ચાલી શકે સાચેજ તેમા સ્વતંત્ર ઉપકારક કવિઓ તો અલ્પજ નજરે ચડે છે માત્ર સ્વબુદ્ધિબલથી હૃદયગત સુવિચારોની ઉર્મિથી દેવાધિદેવની ભક્તિ, વૈરાગ્ય, અને તત્ત્વપીયૂષ વાહિની કવિતાઓ રચે છે, તેઓ કવિકુલોમા ઉચ્ચ પદે ઓળખાય છે

પૂજ્યપાદ ચરિત્ર નાયક બાલવયથીજ કવિત્વ કલાની દિશામાં વિજય મેલવતા આવ્યા છે તેમા આજના વિલાસી, મોજીલા, શોખીલા જમાનામા ઉછળતા યુવકોને સુબોધક પ્રભુ ભક્તિના સ્તવનો રચી જો કોઈએ ધર્મ પ્રવાહમા યોજ્યા હોય તો તે આપણા ચરિત્ર નાયકની ખ્યાતિ છે અને આપના ચરિત્ર નાયકની ભાવ ભરી કવિતાઓ એટલી બધી તો સત્કાર પામી છે કે જ્યા જૈનનુ મંદિર હોય ત્યા કોઇને કોઇ એ કૃતિઓદ્વારા પ્રભુ ભક્તિ કરતો દેખાય છે ચરિત્રનેતાની કૃતિઓમાં સ્હેજે સારલ્ય, શબ્દ લાલિત્ય, પ્રાસ સ્ફુરણ, વિવિધવર્ણ્ય લગનો અને સુમધુરતા ઝળકી ઉઠે છે શૃંગારિક કૃતિઓ જે રાગોમાં હતી, તેને પ્રભુભક્તિ અને વૈરાગ્ય રસમયમાં ફેરવી રોચક કૃતિઓ રચી ખરેખર ચરિત્રનેતાએ સન્માર્ગમા સમાજને દોર્યો છે. ચરિત્રનેતાની સુમનોહર કૃતિઓથી ભરપૂર ચાલુ જમાનાને અનુકૂલ સ્તવનો, પદો આદિથી સુશોભિત અનેકશ નૂતન સ્તવનાવલિના નામથી બહાર ચોપડીઓ પડી છે અને છેલ્લા પાચ સાત વર્ષોમાં તો લગભગ ૧૯–૨૦ આવૃત્તિ પ્રગટ થવા પામી છતાય તેની માગણી તો એટલી ને એટલી ચાલુ છે. એ શુ ચરિત્રનેતામા રહેલ અદ્વિતીય કવિત્વ કૌશલ્યનો પરિચય નથી? પ્રાચીન કે નવીન ગ્રંથોમા બહાર નહીં પડેલ એવા સંગીન શાસ્ત્રીય પદ્ધતિના રાગો આ રાગણીઓમાય સતારો (૧૯૯૩) ની સાલમા ચરિત્રનાયકે

લગભગ એંશી સ્તવનો રચ્યા છે જેનો સંગીતરસિક જનતા ખૂબજ સહકાર કરી ચૂકી છે. ચરિત્રનાયકે કવિત્વકળાના પ્રતિબિંબો તરીકે આજ સુધીમાં લગભગ ત્રણસો સ્તવનો ઘણી સજ્ઝાયો, પદો, બોધક છંદો રચી ખરેખર જનતા પર અસાધારણ ઉપકાર કર્યો છે અને કરી રહ્યા છે.

અતીવ ઉપકારક વિવિધ સ્તવનો વિગેરે દ્વારા ચરિત્રનાયકે જનતામાં જેમ પોતાની શીઘ્રરોચક, કવિત્ત્વકળાની ખ્યાતિ મેળવી છે તેવીજ વિવિધ રાગોમય તત્ત્વજ્ઞાન અને તીર્થંકરદેવોના બોધક જીવનચરિત્રોથી શોભતી લગભગ સોળ સત્તર પૂજાઓ રચી કવિત્વકળાની અજોડ ખ્યાતી મેળવી છે.

ચરિત્રનેતાની કૃતિઓમાં કવિત્વકળાની વિશિષ્ટતા એ સમાયેલી છે કે કદીય પણ ન સાંભળેલી તર્જ ફક્ત એકવારજ સાંભળતાંજ પોતે તે તર્જમાં હૃદયગત ભાવ દાખલ કરી શકે છે અને હજારો ગાયકોને તે કૃતિઓ પ્રિયતમ થઇ જાય છે. ચરિત્રનેતાની અજોડ કવિત્વ શક્તિથી આકર્ષાઈ ભાવુક જનતા જેઓને કવિકુલકિરીટ નામના સુંદર બિરૂદથી નવાજે છે ઓળખે છે. તે યુક્તજ છે.

"વકતૃત્વ કળા અને પ્રાસ રમુજ"—

'**वक्ता दश सहस्रेषु**' એ નીતિ વાક્ય બહુજ વિચારપૂર્વક ઘડાયેલું હોવું જોઈએ દશહજાર માનવોના કાફલામાં તત્ત્વજ્ઞાની અને વિચારક, આકર્ષક અને સભાજીત, સુવકતા એકજ મળે છે, તેય પણ કથંચિત્ અરે હિત, મિત, યથાતથ્ય કથનારો, સભોચિત બોલનારો દશહજારમાં તો શું પણ લાખ્ખો માનવગણમાં વિરલ મળી આવે છે.

મધુર, વિદ્વત્તા ભરેલું, થોડું પણ સારવાળું વૈતથ્યહીન ઉપકારક અને યથોપસ્થિત શાસ્ત્રાનુકુલ પ્રવચન આપનાર સુવકતા ઘણોજ દુર્લભ મનાય છે.

આપણા ચરિત્રનાયકની જેવી લેખનકળા, કવિત્વકળા, અજોડ રૂપે ખીલેલી છે તેવીજ વક્તૃત્વકળા પણ બાળવયથીજ વિકસ્વર થયેલ છે એટલુજ નહિ પણ ચોમેર સહકાર અને ખ્યાતિ પણ મેળવી ચૂકી છે જેમ જેમ તત્ત્વજ્ઞાનની સુબોધકતા ચરિત્રનાયકમા વધતી ગઈ તેમ તેમ પ્રવચનની પ્રૌઢતા પણ જામતી ગઈ એટલે સુવર્ણ અને સુગ ધ જેવો શોભનિક સહયોગ બની રહ્યો છે ચરિત્રનાયકની પ્રૌઢ વ્યાખ્યાનશક્તિ અને હજારોને આશ્ચર્યની સાથે આકર્ષણ કરવાની કળા જોતા જનતાએ પૂરે પૂરી કદરદાની કરી અને કેટલાક ભક્ત મહાશયોએ સાડ બર "જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ"નુ બિરૂદ વર્ષોથી સમર્પ્યુ છે વ્યાખ્યાનાવસરે ચરિત્રનાયકની વક્તૃત્વકળા એવી તો ઝળકી ઉઠે છે કે જૈન તો શુ પણ હજારો જૈનેતરોય જાદુય શક્તિની જેમ વશ બની ધર્મ સન્મુખ થયા છે અને થાય છે જો કોઈપણ વક્તાના પ્રવચનોમા વિવિધ અનુભવમય દિલરોચક દૃષ્ટાન્તો અને દલીલોનો ધોધ વર્ષતો હોય તો તે ત્યા વા ચરિત્રનાયકના પ્રવચનમા અનુભવાય છે

ચરિત્રનાયકના વ્યાખ્યાન વહેણમા વિવિધતાત્ત્વિક વિષયોની સુદર છણુવટ, ક્રમબદ્ધ પ્રસગોનુ અનુસધાન અને સચોટ અસરકારક દૃષ્ટાન્ત દલીલનો ભડાર સહજ ઝળકી ઉઠે છે પરતુ આખાય પ્રવચનોમા આબાલગોપાલ સહુ કોઇને વિશેષે આકર્ષણતાતો વચમા-વચમા રમુજી ભર્યા આવતા પ્રાસોમાજ બની રહે છે

શાસનપ્રભાવક ચરિત્રનાયકના વ્યાખ્યાનોમા આવતા કેટલાક સુદર પ્રાસોની રમુજતામય વાક્યોની સ્મૃતિ મુજબ અત્રે નોધ કરાય છે

શ્રી જીનધર્મનો મર્મ સમજતા કર્મ હલકા થાય છે, દુન્યવીભર્મ ટળી જાય છે એટલે શિવશર્મ રહેજે અને સત્વર સાપડે એ સ્વાભાવિક છે ?

જ્યાં વસે છે ત્યાગ, ત્યાં સધાય છે શિવ સુંદરીનો લાગ, જ્યાં છે કર્મની અને મોહની આગ ત્યાંજ છે ભાગાભાગ. હે માનવ કુંભકર્ણની નિદ્રામાંથી જાગ, તો પછી નહિ રહે કર્મ કલંકનો ડાઘ. ૨

જ્યારે બનીયે અનગાર, ત્યાં ન શોભે વિકાર, અને હટે વિકાર તો ન રહે સંસાર, શ્રી જીનદેવનો ધર્મ સ્વીકાર અને તે આચરતાં કદીય ન થાય દુઃખ પ્રચાર. ૩

પ્રભુના ધર્મને હૃદયમાં થાપો, જીનદેવના હંમેશાં જપી લો જાપો, અને કર્મજાલ કાપો, સહુને અભય આપો તો દૂર થાય સઘળાય પાપો. ૪.

હે મહાનુભાવો ! જીન ધ્યાનમાં બનો લીન, સાંસારિક આફતોથી ન થાવો ખીન, જેથી બનશો આત્મબલમાં પીન. ૫.

વીતરાગવાણીની થાય હૃદયમાં અસર, તો નીકળે દુર્વાસનાની કસર પણ દુર્લભ છે એ અવસર. ૬.

જો સુધરે વાસનાની ચાલ, તો ટળે કાલ, ન રહે કર્મની જાળ, જ્યાં છે તત્ત્વજ્ઞાનની સંભાળ ત્યાંજ છે સુખ વિશાળ થશે જીવન ઝાકઝમાળ. ૭.

સંસારભોગોથી રહેસો ઉદાસી તો સદૈવ બનશોઉલ્લાસી. જો તેમાં બન્યા વિલાસી તો પણ ચિરકાલે નહિ થશો અવિનાશી અને રહેશો નિરાશી. જો હો સાચા સુખના પ્યાસી તો સંસારભોગોથી જાવો નાશી અને ઝટ બનો આત્મગુણના વિકાસી. ૮.

અનંતકાલથી ભટકતાં વારંવાર નીકળ્યો દમ તોયપણ ન આવી ગમ જ્યાંસુધી ન આવે ગમ ત્યાંસુધી ન આવે શમ અને જ્યાં નથી શમ ત્યાં સુખ હોવે કમ અને ચાલે ધમાધમ. ૯.

હે ચેતન ! જીનધર્મનો વાસ, પૂર્ણ કરે છે આશ, હરે છે જગત્રાસ અને મોહજાલના પાશ, સજ્જનો એ સમજો ખાસ તો પછી અખિલ જગ બનશે તમારૂ દાસ ૧૦

હૃદયમા રાખે પ્રેમ, હટશે ખોટો વ્હેમ, એ છે ધર્મની નેમ જો એ રાખે તો બનશો કુશલક્ષેમ ૧૧

તેઓજ શિરતાજ બને છે કે જેઓ જીનરાજ ભજે છે તેઓજ તાગજ અને નાગજ બન્યા છે કે જેઓને નથી મલ્યા જીનદેવસમા મહારાજ ૧૨

વિકરાલકાલની તરવાલ હરવી હોય તો ન બનો કગાળ ઉઠો અને હરો જ જાલ ૧૩

જેને જીનધર્મ રૂચે તે ન સસારમા ખુચે ૧૪

વૈરાગ્યભાવ હૃદયમા વસાવો સુક્ષ્મમતિથી જીન તત્વોને ઠસાવો તો સસારમા ન ફસાવો ૧૫

જો થયા ઉદ્દામવાદી તો ગણાશો ઉન્માદી અને જો બન્યા સિદ્ધાન્તવાદી તો મેલવશો આઝાદી અને આબાદી ખરેજ એ પ્રથા છે સિધી સાદી ૧૬

તમો આકૃતિના છો તો માનવ પણ આસુરી પ્રવૃત્તિઓથી ન બનશો દાનવ ૧૭

જ્યારે વૈરાગ્ય ફાટક મળે ત્યારે વિષય ત્રાટક ટળે જ્યારે જીનદેવ સન્મુખ ધર્મનાટક ભળે તો તે વ્યક્તિઓ મુક્તિ હાટકને કળે ૧૮

જીનધર્મનુ મૂલ, હરે છે કર્મ શૂલ, ઊજવાલે કુલ, અને બનાવે છે અતુલ, ધર્મરસિક વ્યક્તિના દુ ખ થાય ડુલ, ઉડી જાય મોહ ધૂલ, અને ખીલે આત્મગુણના ફુલ ૧૯

ધર્મનુ પોષણ, કરે કર્મનુ શોષણ ૨૦

જો ત્યાગથી ભાગ્યા તો સમજો તમો નથીજ જાગ્યા, જો ત્યાગ-ધર્મમાં લાગ્યા તો સમજો કે ચોમેર યશ ડંકા વાગ્યા. ૨૧.

આવે જ્ઞાન તતિ, તો સુધરે મતિ, અને મલે શુભ ગતિ, તેમજ કદીય ન થાય અરતિ સાચેજ એ છે જીન માર્ગની ગીતિની ભવ ભીતિને હરનારી નીતિ ભરી અનેરી રીતિ. ૨૨.

હંમેશ ધર્મ કરવા આવો, પણ સુભાવની ઝલક ન લાવો તો સમજો કે ગર્દભ સ્નાન જેવો, નિરર્થક છે લ્હાવો. જો જીન ગુણ ગાવો, તો જલ્દી શિવસુખ પાવો. ૨૩.

જીન ધ્યાનની શુભ લય, હરશે ભવ ભય, અને મેળવી આપશે સુખ અક્ષય, ને થશે જય જય. ૨૪.

પલભરનો સદ્‌ગુરૂનો સંગ, હરે છે ભવજંગ, જગાવે છે ધર્મ રંગ, અને અપાવે છે પદ અભંગ. ૨૫.

સુગુરૂની સોબત, બજાવે છે ધર્મ નોબત, દૂર કરે છે કર્મ તોહમત. ૨૬.

ધર્મની સુપલ ધોવે છે કર્મમલ, પ્રગટાવે છે આત્મબલ એજ છે અજબ કલ. ૨૭.

સંયમ ધર્મથી ન ડરો, તેનું બહુમાન અને અનુમોદન કરો, હૃદયમાં વૈરાગ્ય સૌરભ ભરો, જીન કથિત વાણી ઉચ્ચરો, તો ઝટ શિવ કમલા વરો. ૨૮.

તીર્થંકર દેવની વાણી, કરાવે છે સુકમાણી, આપે છે સુજ્ઞાન લ્હાણી, જીન ધર્મની મહેરબાની, મેલવે જો પ્રાણી, તો જીવન ન થાય ધૂલ ધાણી, તેઓ મેલવે શિવ પટરાણી ૨૯.

પ્રભુ આગમમાં ન હોય અડસટો, જે શાસ્ત્રમાં છે અડસટો, તેમાં રહે છે ધર્મનો બટો, અને તે ધર્મનો રસ પણ ખટો. ૩૦.

જો ત્યાગ ગમે, તો સંસારમા ન ગમે, જો સંસારમા ગમે તો ભવાટવીમાં ભમે ૩૧

જૈન ધર્મની દીક્ષા એ સાચી જ છે શિક્ષા અને આત્માની પરીક્ષા ૩૨

જો હૃદયમા ધર્મ ભાવ વહે, તો કર્મ દહે, અને જો પરીષહ સહે, તો નિત સુખ લહે ૩૩

નિર્મલ જીન વચનનો અમલ બની અમલ કરનાર મહાનુભાવો આત્મકમલને વિકસાવે છે ને સંસાર વમલને ફગાવે છે ૩૪

હરામી કામી માનવ આત્મતત્ત્વ શ્રદ્ધાનો વામી બની ચિર કાલ પર્યંત જગની ગુલામી સ્વીકારે છે ૩૫

જીનતત્ત્વ જો આત્મામા સ્પર્શે, તો અમદ આનંદામૃતના મેહલા વર્ષે અને સદૈવ અન્તરઆત્મા હર્ષે ૩૬

કર્મ તન્તુનો નાતો ભૂરી ખવડાવે છે લાતો અને જેથી ભવો ભવ થાય છે અધ પાતો ૩૭

મનોવૃત્તિઓ કર સમતોલ, તત્ત્વનયન ખોલ, જીનનામ મુખથી બોલ, તો ટળશે જગ હિંડોળો ઝાકમ ઝોલ, અમે આતમ બગીચો દેખાશે તર ઓલ ૩૮

ધર્મનુ શૂર અનોખુ નૂર પેદા કરી ભાવ પૂરને વધારે છે ૩૯

પુણ્ય પાજાની જહાં જાહેર સા સદૈવ લીલા લ્હેર ૪૦

મહાનુ ભાવ વાંચક વૃંદ સિદ્ધાવલોકનના છેક છેલ્લે પ્રાસ ગમુજ આલેખી છું અને વિરમુ સાર પહેલા જણાવવુ તક પર માનું છુ કે આપણે ચરિત્ર નેતાના જીવન વૃત્તને પૂર્ણ રીતા આલેખ્યું અને તેમાં ગરેલ ગુરુમુ કુસુમોની સ્મૃતિઓ, તેની સૌરભ વાસનાઓ, ચિરકાલપર્યંત હૃત્પટ પર સ્થપાઈ રહેશે.

## પ્રાંતાંજલિ—

પ્રાન્તે લેખક તરફથી નમ્ર એટલુંજ સૂચન છે કે આ ચરિત્ર આલેખતાં યથાતથ્ય સાચવવા પૂરેપૂરી કાળજી રાખીજ છે એટલુંજ નહિ પણ ખાસ અગત્ય ભર્યાં મહત્ત્વના આદર્શ અને ઉપકારક વિષયોનેજ ટાંકયા છે એમ કહીએ તો પણ બિલકુલ સાચુંજ છે. અતિશયોક્તિથી પર રહેવું એતો મ્હારો પોતાનો સિદ્ધાન્તજ છે જેથી તે દોષ પણ અલભ્ય આ અખિલ આલેખનમાં રહે છેજ. બાકી નાના નાના અખિલ પ્રસંગો જીવનવૃત્તમાં આલેખાયા હોત તો ડબ્બલ ગ્રંથ થવા સંભવ રહેતે.

પ્રસંગે પ્રસંગે વૈરાગ્યનો વિષય ટૂંકમાં પણ ઉપયોગી કેટલોક ઐતિહાસિક વિષય તેમજ ધર્મદ્રોહક જાણવા જેવી કેટલીક જમાનાની કેફીયત હૃદય પ્રેરણાના વેગથી પ્રસંગાનુંસંગત અવાર નવાર આ-લેખાયેલ છે. જે ચરિત્ર નાયકના જીવનવૃત્તને સ્પર્શીનેજ એક જાતની સમીક્ષા થઇ છે એથી સુજ્ઞજનો ઘટિત અને સમુચિતજ ગણશે.

આ જીવનવૃત્ત લખતાં જે મહાત્માઓએ અને મહાશયોએ મ્હારા મન્દ પડતા ઉત્સાહને સતેજ અને સવેગ બનાવ્યો છે, અનેક સ્વાનુભૂત વિવિધ રોચક વિષયોથી મને માહિતગાર કર્યો છે, મારી મન્દ પડતી આલેખન વિષયક પ્રવૃત્તિઓને કેટલાક સાધનો દ્વારા ઉપકૃત કરી છે. તેમજ પ્રેસ કોપી વિગેરેમાં હૃદયપ્રેમથી ગુરૂભક્તોએ જે મદદ આપી છે અને પરિશ્રમ ઉઠાવ્યો છે તે હરેક ઉદારવૃત્તિ સજ્જનોની હું સુભાવિત અન્તઃકરણથી આ સ્થળે તે પ્રશસ્ત પ્રવૃત્તિઓને પ્રશંસુ છું.

વ્યવસાયની બાહુલ્યતાથી સ્મૃતિ, દૃષ્ટિ અગર પ્રેસદોષથી તેમજ અન્ય કોઇપણ સાધનોની પ્રતિકુલતાથી આ બહાર પડતા જીવનવૃત્તને કોઈપણ સ્ખલના નજરે ચડે તો સુજ્ઞોને સૂચન છે કે ક્ષન્તવ્ય રાખી સુધારી અવલોકશે,

પ્રાન્તે વાચક વર્ગથી પ્રશસ્ત પ્રાર્થના એટલીજ કે આ અખિલ જીવનવૃત્ત વાચી ચરિત્રનેતાના ઉચ્ચ અને આદર્શ સુગુણ કુસુમોની મનોહરમાળા ગુંથી સ્વહૃદય પ્રદેશમા સદૈવ સ્થાપજો

દ્રવ્ય સહાયકો દ્રવ્યવ્યયને, પ્રેરકો પ્રેરણાને, મદદગારો મદદને અને લેખક લેખન પરિશ્રમને જેથી સફલ થયો માનશે એજ અભ્યર્થના



# પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્વિજય લબ્ધિસૂરીશ્વરજી

## મહારાજ વિરચિત ગ્રન્થસૂચિ.



| ગ્રન્થ નામ | ભાષા | રચના સ્થલ. | રચના સમય. |
|---|---|---|---|
| ૧ દયાનંદકુતર્ક તિમીરતરણિ | હિંદી | જીરા | ૧૯૬૫. |
| ૨ મૂર્તિમંડન | ,, | કસૂર | ૧૯૬૬. |
| ૩ વ્યાખ્યાન લુધીયાન | ,, | લુધીયાના | ૧૯૬૭. |
| ૪ અવિદ્યાંધકાર માર્તંડ | ,, | હુશીયારપુર | ૧૯૬૭. |
| ૫ હી ઔરભી | ,, | મૂલતાન | ૧૯૬૮. |
| ૬ વ્યાખ્યાન દેહલી. | ,, | દીલ્હી | ૧૯૭૦. |
| ૭ મેરૂ ત્રયોદશી કથા | સંસ્કૃત | ઇડર | ૧૯૭૧. |
| ૮ વૈરાગ્યરસ મંજરી | ,, | બુહારી | ૧૯૮૨. |
| ૯ તત્ત્વન્યાયવિભાકર | ,, | ખંભાત | ૧૯૯૪. |
| ૧૦ ચૈત્યવંદન ચતુર્વિંશતિ | ,, | પાલી | ૧૯૯૫. |
| ૧૧ પૂજા તથા સ્તવનો | ગુજરાતી | વિવિધ. | વિવિધ. |